अंक
१०९ थी १११

# विविध ग्रंथमाला

वर्ष १५ मुं.
संवत १९७६

# स्वामी विवेकानंद

## भाग ६-७ मो.

—लेखक—

नाजुकलाल नंदलाल चोकसी.

प्रकाशकः—सस्तुं साहित्य वर्धक कार्यालय.

स्थळ—
मुंबाઇ, २

અને
અમદાવાદ.

# નિવેદન.



આ ગ્રંથની સાથે વિવિધ ગ્રંથમાળાનું દસમું વર્ષ શરૂ થાય છે. સ્વામી વિવેકાનંદના સદુપદેશોના છઠ્ઠા અને સાતમા ભાગનો આ ગ્રંથમાં સમાવેશ છે. છઠ્ઠા ભાગમાં આવેલા વિષયો પૈકી પૃષ્ટ ૨૭૪ થી ૨૮૪ સુધીનો ભાગ મરાઠી ઉપરથી અને બાકીનો તમામ ભાગ અંગ્રેજીમાં નીકળેલી "હિમાલયન-સીરીઝ"માંથી અનુવાદિત થયેલો છે.

સાતમા ભાગમાં સ્વામીજીએ જુદી જુદી વ્યક્તિઓપર લખેલાં પત્રોનો સમાવેશ છે. અગાઉ વિવિધ ગ્રંથમાળાના અંક ૧૭-૧૮ માં પ્રસિદ્ધ થયેલાં પત્રો સિવાયનાંજ આ પત્રો છે અને તે અંગ્રેજી "એપા-સલ્સ ઑફ સ્વામી વિવેકાનંદ"ના ત્રીજા અને ચોથા ભાગ ઉપરથી તથા બંગાલી "પત્રાવલિ" ઉપરથી અનુવાદિત થયેલાં છે.

ઉપર જણાવેલાં સર્વ મૂળ પુસ્તકોના યોજક તેમજ પ્રકાશક સજ્જનોનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

આ પુસ્તકના અનુવાદક ભાઇ નાજુકલાલ નંદલાલ ચોકસી, આ કાર્ય કાળજીથી અને સમયસર તૈયાર કરી આપવા માટે ધન્ય-વાદને પાત્ર છે.

સંવત ૧૯૭૬<br>વૈશાખી પૂર્ણિમા.



ભિક્ષુ-અખંડાનંદ.<br>મંત્રીઃ-સ. સા. વ. કાર્યાલય.

# આર્થિક સહાય.



ગ્રંથમાળાના "રામકૃષ્ણ કથામૃત-ગ્રંથ બીજો" માં જણાવ્યા પછીથી સંવત ૧૯૭૬ વૈશાખ સુદી ૧૫ સુધીમાં નીચે મુજબની સહાય ગ્રંથમાળાના ખોટ ફંડ ખાતે મળી છે તે આભાર સહિત સ્વીકારવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| ૨૫) | શ્રીયુત | મંગુભાઇ મોહનભાઇ ઇનામદાર-ડાકોર. | ૯-૧૨-૧૯ |
| ૧૦) | ,, | કાશીભાઇ બાપુભાઇ પટેલ-નડિયાદ. | ૧૫-૧૨-૧૯ |
| ૧૦) | ,, | એક સજ્જન-પુત્રજન્મ નિમિત્ત-રાજમહેંદ્રી. | ૧૨-૩-૨૦ |
| ૧૦) | ,, | ન્હાનાલાલ વિશ્વનાથ પાઠક-મુંબાઇ. | ૨૫-૪-૨૦ |
| ૭॥ | ,, | મોહનલાલ મોતીરામ દેશાઇ-મુંબાઇ. | ૮-૪-૨૦ |
| ૫) | ,, | વિઠ્ઠલદાસ કાનજી ઠક્કર-મુંબાઇ. | ૧-૨-૨૦ |
| ૫) | ,, | કેશવલાલ ઇશ્વરલાલ-રતાલા સ્ટેશન. | ૮-૪-૨૦ |
| ૨॥ | ,, | લાલજી દેવજી-ભાવનગર. | ૪-૩-૨૦ |
| ૧।≈ | ,, | સોમાભાઇ ગોકળભાઇ-ડભોઇ. | ૩-૪-૨૦ |
| ૧) | ,, | ઇશ્વરભાઇ જેઠાભાઇ શાહ-નડીઆદ. | ૧૭-૧-૨૦ |
| ૧) | ,, | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ-ઉમરાળા. | ૧૪-૨-૩૦ |

રૂ. ૭૮।≈ કુલ.

વેણીશંકર વહાલજી
'વ્યવસ્થાપક.'

# અનુક્રમણિકા.

---

## સંભાષણો અને સંવાદો—પૃષ્ઠ ૧ થી ૭૨.


પ્રસંગ ૧ લો. ( પૃષ્ઠ ૧ થી ૫ ) મરણનો નિત્ય વિચાર કરો, એટલે અંતરમાં નવું ચેતન પ્રગટશે—બીજાઓ માટે કામ કરો—છેલ્લો આશરો પ્રભુ છે.

પ્રસંગ ૨ જો. ( પૃષ્ઠ ૬ થી ૯ ) શ્રદ્ધાનો લોપ અને તેને ફરી પ્રગટાવવાની જરૂર—ખરા મનુષ્યોની આપણને જરૂર છે-ખરો સામાજિક સુધારો.

પ્રસંગ ૩ જો. ( પૃષ્ઠ ૧૦ થી ૧૬ ) જ્ઞાનયોગ અને ભક્તિયોગનો વિનિયોગ-ઇશ્વર સારામાં પણ છે અને નઠારામાં પણ છે-વસ્તુનો ઉપયોગ તેને સારી અથવા નઠારી બનાવેછે—કર્મ—સૃષ્ટિ—ઇશ્વર—માયા.

પ્રસંગ ૪ થો. ( પૃષ્ઠ ૧૭ થી ૨૨ ) એકજ વર્ણની પેટા જ્ઞાતિઓમાં પરસ્પર શરીર સંબંધ-ખાનપાન નિષેધ—હિંદને કેવા શિક્ષણની જરૂર છે ?—બ્રહ્મચર્ય.

પ્રસંગ ૫ મો. ( પૃષ્ટ ૨૩ થી ૩૦ ) મધુર ભાવ—પ્રેમ—નામકીર્તન—તેમાં રહેલો ભય—જ્ઞાનયુક્ત ભક્તિ—એક વિચિત્ર સ્વપ્નું.

પ્રસંગ ૬ ઠો. ( પૃષ્ટ ૩૦ થી ૪૪ ) સંસ્મરણો—હિંદુસ્તાનમાં દુષ્કાળોનો ગહન સવાલ અને સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ—પૂર્વ અને પશ્ચિમ—એ તે સત્વ છે કે તમસ ?—ભીખારીઓની પ્રજા—"આપ અને લે "ની નીતિ—કોઇના પણ દોષો તેના મોઢામોઢ કહો

અને બીજાઓ આગળ તો તેના ગુણોજ ગાઓ—દરેક જણ વિવેકાનંદ થઇ શકે—અખંડ બ્રહ્મચર્ય એ શક્તિ યાને બળની ચાવી છે—સમાધિ અને કાર્ય.

**પ્રસંગ ૭ મો.** ( પૃષ્ટ ૪૪ થી ૪૬ ) સંસ્મરણો-પ્રાણાયામ -અંતર્યામીપણું—પૂર્વ જન્મોનું જ્ઞાન.

**પ્રસંગ ૮ મો.** ( પૃષ્ટ ૪૭ થી ૫૦ ) પૂર્વ અને પશ્ચિમની સંગીતકળા અને સંગીતશાસ્ત્ર.

**પ્રસંગ ૯ મો.** ( પૃષ્ટ ૫૧ થી ૬૮ ) ગુરૂ ગૃહવાસની પ્રાચીન પ્રથા—અર્વાચીન યુનિવર્સિટીની પદ્ધતિ—શ્રદ્ધાનો અભાવ-આપણો રાષ્ટ્રીય ઇતિહાસ છે—વેદાંતયુક્ત પાશ્ચાત્ય વિજ્ઞાન—કહેવાતું ઉચ્ચ શિક્ષણ-હુન્નર ઉદ્યોગ ( કળા કૌશલ્ય ) અને રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય-સત્યકામની વાર્તા—પુસ્તકિયું ભણતર અને ત્યાગીઓના હાથ તળેનું શિક્ષણ—શ્રી રામકૃષ્ણ અને પંડિતો—સાધુઓની સંભાળ નીચે ચાલતી પાઠશાળાઓવાળા મઠોની સ્થાપના—વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં—બાળલગ્ન બંધ કરો—અવિવાહિત ગ્રેજ્યુએટોને જાપાન મોકલવાની યોજના—જાપાનની મહત્તાનું રહસ્ય —એશિયાઇ અને યુરોપીય કળા—કળા અને તેની ઉપયોગિતા—પહેરવેશ—ખાદ્ય ખોરાકીનો સવાલ અને ગરીબાઇ.

**પ્રસંગ ૧૦ મો.** ( પૃષ્ટ ૬૯ થી ૭૨ ) જાતિ અને ગુણ અનુસાર ચાતુર્વર્ણ્યની સમજ—પશ્ચિમના દેશોમાં બ્રાહ્મણ અને ક્ષત્રિઓ.

નીચેનો વિષય કે જે અન્યત્ર છપાયો છે તે આના સંધાનરૂપ છે.

**પ્રસંગ ... મો.** (પૃષ્ટ ૨૭૪ થી ૨૯૯) આપણો એક મોટો દોષ પ્રાચીન—રાજાઓના દરબાર—આપણી અવનતિનું મૂળ,—સ્વામીના અંગના બે વિશેષ ગુણ—મળતીજ બાબતમાં માબાપ છોકરાંઓપર દાબ

સખેછે—છોકરાંઓપર થતા નાહક દાબનું દુષ્પરિણામ—અમુક મર્યાદા સુધી મનોવૃત્તિને અવકાશ આપવો જોઇએ—યોગ્યતા મેળવ્યા વગર સ્વરાજ્યની માગણી વ્યર્થછે—પૌરૂષ એટલે સ્વાર્થત્યાગ—એક મિત્રની ઝાટકણી—ખરો સુધરેલો મનુષ્ય—ખરી ગુરૂનિષ્ટા.

પ્રસંગ......મો. ( પૃષ્ટ ૨૮૦ થી ૨૮૪ ) કુરૂક્ષેત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુન—પાંડવોના સમયમાં રથોનો આકાર—ઐતિહાસિક ચિત્ર કેવું હોવું જોઇએ—હાલમાં ચિત્રકળા તરફ કોણ વળે છે—અર્જુનના રથપરથી ગીતાનો ઉપદેશ કરનારા શ્રી કૃષ્ણનું ચિત્ર કેવું હોવું જોઇએ—ગીતાનું રહસ્ય—કર્મયોગ.

## મુલાકાતો—પૃષ્ઠ ૭૩ થી ૧૬૦.

૧—લંડન શહેરમાં હિંદીયોગી. ( પૃષ્ટ ૭૩ થી ૭૮ )
૨—હિંદુસ્તાનનો સંદેશ. ( પૃષ્ટ ૭૮ થી ૮૮ )
૩—હિંદ અને ઇંગ્લંડ. ( પૃષ્ટ ૮૯ થી ૧૦૧ )
૪—હિંદુધર્મ પ્રચારકનો ઇંગ્લંડને ધર્મસંદેશ. (પૃષ્ટ ૧૦૨ થી ૧૦૬)
૫—મદુરામાં એક કલાકનો સમાગમ. ( પૃષ્ટ ૧૦૭ થી ૧૧૪ )
૬—બાહ્ય અને આંતર મહાપશ્નો. ( પૃષ્ટ ૧૧૪ થી ૧૨૮ )
૭—પાશ્ચાત્ય પ્રદેશમાં પહેલવહેલા હિંદુ સંન્યાસીએ કરેલું ધર્મ પ્રચારનું કાર્ય અને હિંદના પુનરૂદ્ધારની તેની યોજના. (પૃષ્ટ ૧૨૯ થી ૧૪૧)
૮—રાષ્ટ્રીય ધરતીપર હિંદુધર્મની પુનર્જાગૃતિ. (પૃષ્ટ ૧૪૨ થી ૧૪૬)
૯—ભારતના સ્ત્રી સમાજની ભૂત, વર્તમાન અને ભાવિ સ્થિતિ. ( પૃષ્ટ ૧૪૬ થી ૧૫૫ )
૧૦—હિંદુધર્મની મર્યાદાઓ. ( પૃષ્ટ ૧૫૬ થી ૧૬૦)

## વ્યાખ્યાનો અને વાર્તાલાપો–પૃષ્ઠ ૧૬૧ થી ૨૩૬.

૧—કર્મયોગ. ( પૃષ્ઠ ૧૬૧ થી ૧૬૬ )
૨—મતાંધતા યાને ઝનુન. ( પૃષ્ઠ ૧૬૬ થી ૧૭૦ )
૩—કાર્ય એજ ઈશ્વરભક્તિ છે. ( પૃષ્ઠ ૧૭૧ થી ૧૭૩ )
૪—અહેતુક કાર્ય. ( પૃષ્ઠ ૧૭૩ થી ૧૭૬ )
૫—સાધનો યાને ઉચ્ચ જીવનની તૈયારીઓ. (પૃષ્ઠ ૧૭૭ થી ૧૮૫)
૬—બ્રહ્માંડ અને આત્મા. ( પૃષ્ઠ ૧૮૫ થી ૧૮૮ )
૭—કળા. ( પૃષ્ઠ ૧૮૯ થી ૧૯૦ )
૮—ભાષા. ( પૃષ્ઠ ૧૯૦. )
૯—સંન્યાસી. ( પૃષ્ઠ ૧૯૧ થી ૧૯૨ )
૧૦—સંન્યાસી અને ગૃહસ્થ. ( પૃષ્ટ ૧૯૨ થી ૧૯૪)
૧૧—અધિકારીવાદના અનર્થો. ( પૃષ્ટ ૧૯૫ થી ૧૯૮ )
૧૨—ભક્તિયોગ. ( પૃષ્ટ ૧૯૮ થી ૨૦૪ )
૧૩—જ્ઞાનયોગ. ( પૃષ્ટ ૨૦૪ થી ૨૧૨ )
૧૪—માયાનું કારણ. ( પૃષ્ટ ૨૧૨ થી ૨૧૪ )
૧૫—ઉત્ક્રાન્તિ. ( પૃષ્ટ ૨૧૪ થી ૨૧૭ )
૧૬—બૌદ્ધધર્મ અને વેદાન્ત. ( પૃષ્ટ ૨૧૭ થી ૨૨૦ )
૧૭—વેદાન્ત વિજ્ઞાન. ( પૃષ્ઠ ૨૨૦ થી ૨૨૮ )
૧૮—કાયદો અને મુક્તિ. ( પૃષ્ઠ ૨૨૮ થી ૨૩૬ )

## પ્રશ્નોતરો–પૃષ્ઠ ૨૩૭ થી ૨૭૩.

## ભાગ ૭ મો–પત્રો–પૃષ્ઠ ૨૮૫ થી ૪૨૨.





સ્વામી વિવેકાનંદજી–ધ્યાનસ્થ.



# स्वामी विवेकानंद

## एमना सदुपदेश

### भाग ६ ठो.

## સંભાષણો અને સંવાદો.

### પ્રસંગ ૧ લો.

**મરણનો નિત્ય વિચાર કરો, એટલે અંતરમાં નવું ચેતન પ્રગટશે—બીજાંઓ માટે કામ કરો—છેલ્લો આશરો પ્રભુ છે.**

( શ્રી સુરેન્દ્રનાથ સેનની નોંધપોથીમાંથી )

એક દહાડો હું જુદી જુદી પાઠશાળાઓ ( કૉલેજો ) માંના મારા કેટલાક તરુણ મિત્રો સાથે સ્વામીજીનાં દર્શન કરવા બેલૂર મઠમાં ગયો. અમે બધા સ્વામીજીને વિંટળાઇને બેઠા હતા. ત્યાં વિવિધ વિષયપર વાતો ચાલતી હતી. જેને જે કંઇ પૂછવું હોય તે પૂછવાની છૂટ હતી. સવાલ થતાંજ સ્વામીજી તરફથી સંતોષકારક સમાધાન થતું હતું.

એવામાં એકાએક સ્વામીજી અમારા તરફ આંગળી કરીને બોલ્યા:–" તમે બધા પાશ્ચાત્ય તત્વજ્ઞાન અને અધ્યાત્મ વિદ્યાની જુદી જુદી શાખાઓનો અભ્યાસ કરો છો, પ્રજાઓ અને રાષ્ટ્રો વિષે નવી નવી વાતો શીખો છો, તો પછી મને કહેશો કે જીંદગીમાં સૌથી મોટું સત્ય કયું છે ?"

અમે વિચાર તો ખૂબ કર્યો, છતાં સ્વામીજીનો આશય અમે કળી શક્યા નહિ; સ્વામીજી અમારી પાસે શું કહેવાડવા માંગે છે તે અમારા સમજવામાં આવ્યું નહિ. કોઇના તરફથી ઉત્તર ન મળતો જાણી સ્વામીજી પોતાની પ્રભાવશાળી વાણીમાં બોલી ઉઠયા:—

"આમ જુઓ–આપણે બધાંયને મરવાનું નક્કી છે, એ વિચાર નિરંતર ચિત્તમાં રાખો, એટલે અંતરમાં રહેલો આત્મા જાગૃત થશે. એમ થશે ત્યારેજ તમારામાં રહેલી અધમતા અને ક્ષુદ્ર વૃત્તિ જતી રહેશે, તમારા કાર્યમાં વ્યાવહારિકપણું આવશે, તમારા તન–મનમાં નવું જોમ જણાશે, અને તમારા સંસર્ગમાં આવનાર માણસોને પણ એમ થશે કે તમારા સહવાસથી તેઓને લાભજ થયો છે, અને તમારી પાસેથી ખરેખર કંઇક ઉન્નતિકર તેઓને મળ્યું છે."

મેં પૂછ્યું–"પણ સ્વામીજી! મરણના નિત્ય વિચારથી ઉત્સાહ ભાંગી નહિ પડે ? હૃદય નિરાશાથી ભરાઈ નહિ જાય ?"

સ્વામીજી:—ખરૂં કહો છો. પ્રથમ તો હૃદય ભંગ થશે અને નિરાશામય ઉદાસીન વિચારોથી તમારૂં મન વ્યાપી જશે. પણ ખંત રાખો. થોડા દિવસ એવી રીતે જવા દો,–અને પછી ? પછી તમને જણાશે કે તમારા હૃદયમાં નવું બળ આવ્યું છે, અંતરમાં મરણના સતત્ વિચારથી તમારામાં નવું ચેતન સ્ફુરે છે, અને 'જગત્ મિથ્યા છે' એ આપ્તવાક્યમાં રહેલું સત્ય તમારા આંતરચક્ષુ સમીપ દર પળે આવી તમોને વધારે ને વધારે વિચારવંત બનાવે છે. હજી પણ થોભો,

દિવસો, મહીના અને વર્ષો જવા દો; અને પછી તમને પોતાનેજ લાગશે કે તમારો અંતરાત્મા જાગૃત થયો છે, તેનામાં સિંહનું બળ આવ્યું છે અને તમારી અંદર રહેલી ક્ષુદ્ર શક્તિ અમોઘ શક્તિમાં રૂપાંતર પામી છે. મરણનો વિચાર નિરંતર કરો એટલે મારા કથનના શબ્દેશબ્દનું સત્ય તમારા અનુભવમાં આવશે. વાણીદ્વારા વધારે હું શું કહું ?"

આ વખતે મારો એક સાથી ધીમે સ્વરે સ્વામીજીનાં વખાણ કરતો હતો, તેનો સણસારો સ્વામીજીને કાને જતાં સ્વામીજી બોલ્યાઃ–

"મારી સ્તુતિ ન કરો. સ્તુતિ અને નિંદાની કંઇજ કિંમત આ જગતમાં નથી. માત્ર તે મનુષ્યને હિંચકાની માફક આમ તેમ ઝોલા ખવરાવે છે એટલુંજ. વખાણથી તો હું ધરાઇ ગયો છું; નિંદા વરસવામાં પણ મારે માથે બાકી રહ્યું નથી. સારી વાત તો એ છે કે સ્તુતિ નિંદાની પરવા કર્યા વગર દરેક જણ પોતપોતાનું કર્ત્તવ્ય કર્યે જાય. આપણે કર્ત્તવ્ય કરવાને જન્મ્યા છીએ; બીજું બધું તો જમ રાજાનું આણું-આવતાં જેમનું તેમજ મેલીને જવાનું છે."

હું બોલ્યો—"અહો ! મહારાજ ? આપણે કેટલા બધા ક્ષુદ્ર છીએ !"

સ્વામીજીઃ—બેશક ખરૂં કહો છો. આપણા જેવી લક્ષાવધિ સૂર્ય-માળાઓ જેની અંદર આવી રહેલી છે એવા આ અનંત વિશ્વનો વિચાર કરો, તથા જે અનંત અતર્ક્ય શક્તિના પ્રભાવે તેઓ પર-બ્રહ્મના પાદાંબુજને ચુમવા દોડી જતાં હોય તેમ ગતિ કરી રહ્યાં છે તેનો ખ્યાલ કરો; અને જુઓ કે તેના આગળ આપણે કેવા ક્ષુદ્ર છીએ! એમ છે તો પછી આ દુનિયામાં આપણે માટે દુષ્ટતા અને નીચ વૃત્તિમાં રાચવા જેવું ક્યાં રહે ? પરસ્પર વેર અને ભેદભાવ વધાર્યા કરવાથી આપણે અહીં શું લ્હાણુ કાઢવાના હતા ? મારૂં કહ્યું માનો તો પાઠ-શાળામાંથી નીકળતાંજ તમે લોકસેવા કરવા મચી પડો. સત્ય માનજો કે પરોપકારનાં કામોથી તમને જે સુખ પ્રાપ્ત થશે તે જરુ

**અને જવાહિરથી ભરેલા અખૂટ ભંડારોના સુખ કરતાં અનેકગણું અધિક હશે. વળી પરોપકારનાં કાર્યોમાં તમે જેમ જેમ આગળ વધતા જશો તેમ તેમ જ્ઞાનના માર્ગમાં પણ તમારી પ્રગતિ થતીજ રહેશે.**

મેં કહ્યું—પણ સ્વામીજી! અમારી સ્થિતિ બહુજ ગરીબ છે.

સ્વામીજીઃ—છટ્ ! ગરીબાઇના તમારા વિચારોને કોરે મેલો! વારૂ, કઈ બાબતમાં તમે ગરીબ છો? તમારી પાસે ગાડી ઘોડા નથી અથવા તો 'જી હજુર' કરનારા ચાકર નફર તમારી તહેનાતમાં નથી તેથી શું તમે દિલગીર થાઓ છો? છે! એથી શું થઈ ગયું? તમને હજી એનું ભાન નથી કે અંતરના ઉમળકાથી રાત દહાડો પરોપકારમાં મચી રહેનારને આ જીવનમાં કરવા જેવું બાકી કંઈજ રહેતું નથી, તેનાં સઘળાંજ કર્ત્તવ્યો આપોઆપ સિદ્ધ થઈ જાય છે. આગળ વધો, પરોપકારના માર્ગમાં આગળ વધો, અને જુઓ કે પવિત્ર જીવનનદીનો સામો કાંઠો તમારી દૃષ્ટિ સન્મુખ ખુલ્લો થયો છે, મરણનો પડદો દૂર હઠી ગયો છે, અને તમે અમરતાના અદ્ભુત રાજ્યના વારસ થયા છો!

સ્વામીજીના આ ઉત્સાહ પ્રેરક ભાષણથી ઉત્તેજીત થઇને મેં કહ્યું—

" અહાહા! મહારાજ! આપના સન્મુખ બેસવામાં તથા આપનાં વચનામૃતોનું પાન કરવામાં અમને કેટલો બધો રસ પડે છે, કેટલો બધો આનંદ થાય છે!"

એ પરથી સ્વામીજી પોતાની નમ્રતા બતાવતા કહેવા લાગ્યાઃ— " જુઓ! અત્યાર લગી ભારત સમસ્તમાં મેં જે જે પ્રવાસો કર્યા છે તેમાં હું દયા અને પ્રેમથી ઉભરાતા હૃદયવાળા અનેક મહાત્મા પુરૂષોના સમાગમમાં આવ્યો છું. તેમનાં ચરણોમાં બેસવાનો પ્રસંગ જ્યારે જ્યારે મને પ્રાપ્ત થતો ત્યારે ત્યારે મારા અંતઃકરણમાં શક્તિન

પ્રબળ પ્રવાહનો સંચાર થતો હું અનુભવતો; અને અત્યારે તમોને હું જે બે શબ્દો કહું છું તે પણ એ મહાપુરૂષોના પ્રસંગમાં પ્રાપ્ત થયલા એ પ્રવાહનોજ પ્રતાપ છે. બાકી હું પોતે કંઇ મહાન્ છું એમ તમે રખે માનતા!"

સ્વામીજીનું આ નમ્રતા સૂચક કથન સાંભળી મેં કહ્યું:—" પણ મહારાજ! અમે તો આપને બ્રહ્મપદે પહોંચેલા એક મહાપુરૂષજ માનીએ છીએ!"

મારા મોંમાંથી આ શબ્દો નીકળતાંવારમાં તો સ્વામીજીનાં વિશ્વ-મોહક નેત્રો આંસુથી ભરાઇ આવ્યાં, ( અહા! અત્યારે પણ એ દેખાવ મારી આંખો આગળ કેવો તરવરે છે! ) અને પ્રેમથી ગદ્‌ગદિત થયલા હૃદયે મૃદુ અને નમ્ર વાણીથી તેઓ બોલ્યા:–" એજ મંગળમય પાદોમાં જ્ઞાનીઓના જ્ઞાનની સંપૂર્ણતા છે, એજ પરમપુનિત ચરણકમળમાં ભક્તોની ભક્તિની અને પ્રેમીઓના પ્રેમની પરિસમાપ્તિ છે! આરામ અને શાંતિ માટે સંસારનાં સ્ત્રી પુરૂષો એ મંગળ ધામ ચરણોમાં નહિ જાય તો બીજે કયાં જશે?"

થોડીવાર રહીને ફરી તેઓ બોલ્યા:—અફસોસ કે સંસારનાં મનુષ્યો પરસ્પર કજીઆ કંકાસ અને મારામારી કરવામાંજ પોતાનો આવરદા વીતાડવાની મહામૂર્ખાઇ કરે છે! પણ એવું તે કયાં સુધી ચાલશે? જન્મ મરણનો ફેરો સમાપ્ત થતાં બધાંયને એકજ ઘેર જવાનું છે; બધાંયને શક્તિમાતાની સોડમાં સાથે લપાવાનું છે.



# પ્રસંગ ૨ જો,

**શ્રદ્ધાનો લોપ અને તેને ફરી પ્રગટાવવાની જરૂર—ખરા મનુષ્યોની આપણને જરૂર છે—ખરો સામાજીક સુધારો.**

(શ્રી સુરેન્દ્રનાથ સેનની નોંધપોથીમાંથી તા. ૨૨ મી જાનેવારી ૧૮૯૮.)

સ્વામીજી આ વખતે કલકત્તામાં બિરાજતા હતા. તેમનાં દર્શન કરવા હું સવારમાં વહેલો ઉઠીને રામકૃષ્ણ બોઝના ખાંચામાં ૫૭ નંબરવાળા બલરામ બાબુના મકાનપર ગયો. હું ગયો ત્યારે સ્વામીજીનો ઓરડો શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયો હતો અને સ્વામીજી તેમને કહેતા હતા:-" આપણને શ્રદ્ધાની જરૂર છે, આપણને આપણી પોતાની જાતમાં વિશ્વાસ હોવાની જરૂર છે. બળ યાને શક્તિ એ જીવન છે, નબળાઇ એ મરણ છે. અમર અને મુક્ત જે આત્મા તેજ આપણે પોતે છીએ; આપણું સ્વરૂપ શુદ્ધ છે-સ્વભાવથીજ સર્વથા શુદ્ધ છે. તો પછી આપણે હાથે કદી પાપ થાય ખરૂં ? કેવળ અશક્ય '-આવી જાતની ભાવના, આવી જાતના વિશ્વાસની આપણને ગરજ છે. આવી જાતની શ્રદ્ધાથીજ માણસમાં ખરી માણસાઈ આવે છે, અને એવી દૃઢ શ્રદ્ધાથીજ મનુષ્ય મટીને દેવ થવાય છે. શ્રદ્ધાની આ ભાવનાના લોપ થવાથીજ આપણા દેશની આજે આવી દુર્દશા થઈ રહી છે."

પ્રશ્ન:—આપણી એ શ્રદ્ધાનો લોપ શી રીતે થયો, મહારાજ ?

સ્વામીજી:—નાનપણથીજ આપણને નિષેધ અને અયોગ્ય શિક્ષણ મળ્યું છે. આપણે એટલુંજ શીખ્યા છીએ કે આપણે કિસ·ગણતીમાં નથી; આપણે નમાલા અને નકામા છીએ. આપણા દેશમાં કદી મહાન્ પુરૂષો પાક્યા હતા એ તો ભાગ્યેજ આપણા સમજવામાં

આવે છે. આપણને કંઇ પણ વાસ્તવિક શીખવવામાં આવ્યુંજ નથી. આપણા હાથ પગનો આપણે કેમ ઉપયોગ કરવો તે પણ આપણને આવડતું નથી ! અંગ્રેજ લોકોના પૂર્વજો વિષે તમામ જાતની માહિતી આપણે મેળવીએ છીએ, પરંતુ અફસોસ કે આપણા પોતાના પૂર્વજો વિષે તો કેવળ નબળાઇનાજ પાઠ શીખ્યા છીએ ! જીતાયલી પ્રજા હોવાથી આપણે એમ માનતા થયા છીએ કે આપણે નબળા છીએ અને સ્વતંત્રતા જેવું આપણે માટે કંઇ છેજ નહિ. આવી સ્થિતિમાં શ્રદ્ધાનો લોપ ન થાય તો બીજું શું થાય ? ખરી શ્રદ્ધાની ભાવના આપણામાં ફરી પ્રગટાવવી જોઇએ, આપણો આત્મવિશ્વાસ આપણે ફરી જાગૃત કરવો જોઇએ. એમ થશે ત્યારેજ આપણા દેશને લગતા બધા વિકટ પ્રશ્નો આપણા પોતાનાજ હાથે ધીરે ધીરે છૂટશે.

પ્રશ્નઃ—એવું તો, મહારાજ ! શી રીતે બને ? જે અસંખ્ય દોષોથી આપણો સમાજ ઘેરાયલો છે તે બધા એકલી શ્રદ્ધાથી તે શી રીતે નિવારણ થાય ? વળી આપણા દેશમાં અનેક અનિષ્ટો એવા છે કે જેમને તુરત દૂર કરવા ઘટે છે. તેને માટે આપણી રાષ્ટ્રીય સભા ( કૉન્ગ્રેસ ) તેમજ બીજી સ્વદેશ હિતચિંતક સંસ્થાઓ જોરથી ચળવળ કરી રહી છે અને બ્રિટિશ સરકારને અરજીઓ પણ કરે છે. એના કરતાં વધારે સારી રીત પોતાની જરૂરીયાતો જાહેર કરવા માટે બીજી શી હોઇ શકે ? આ બાબતમાં શ્રદ્ધાને શો સંબંધ છે ?–શ્રદ્ધા એમાં શું કરી શકે તેમ છે ?

સ્વામીજીઃ—ઠીક, પહેલાં તો મને કહો કે એ જરૂરીયાતો કોની છે–તમારી પોતાની છે કે રાજકર્ત્તાઓની છે ? જો તમારી હોય તો એ લોકો તે પૂરી કરે કે તમારે પોતેજ તે પૂરી કરી લેવી જોઇએ ?

પ્રશ્નઃ—પણ રૈયતની જરૂરીયાતોપર ધ્યાન આપવું એતો રાજ-

કર્તાઓની ફરજ છે. આપણી પ્રત્યેક જરૂરીયાત માટે આપણે રાજાની આશા ન કરીએ તો કોની કરીએ?

સ્વામીજી:—ભીખારી મનુષ્યોની જરૂરીયાતો કદીએ પૂર્ણ થતી નથી. ધારો કે સરકાર તમને જે કંઇ જોઇએ છે તે બધું આપે, તોપણ તે મળેલી વસ્તુઓને બરાબર સાચવી શકે એવાં મનુષ્યો તમારી પાસે ક્યાં છે? માટે **પહેલાં તો માણસો તૈયાર કરો.** માણસોની આપણને પહેલી જરૂર છે, અને શ્રદ્ધા નહિ હોય તો માણસો બનશેજ શી રીતે?

પ્રશ્ન:—પરંતુ મહારાજ! પ્રજાનો મોટો ભાગ એમ નથી માનતો તે?

સ્વામીજી:—તમે જેને મોટો ભાગ કહો છો તેમાં તો મુખ્યત્વે કરીને મૂર્ખા અને સામાન્ય અક્કલના માણસોજ હોય છે. પોતાની મેળે સ્વતંત્ર વિચાર કરી શકે એવાં ભેજાંવાળાં મનુષ્યો તો સર્વત્ર થોડાંજ હોય છે. એ થોડાં સમજદાર માણસોજ દરેક કામમાં અને દરેક બાબતમાં ખરા આગેવાનો હોય છે; બાકીનો મોટો ભાગ તો દોરીથી ખેંચાતો હોય તેમ તેમની પાછળ દોરાય છે. અને તે ઠીકજ થાય છે, કારણ કે લોકો આગેવાનોના પગલે પગલે અનુસરે છે, એટલે સર્વ વ્યવહાર સુરક્ષિત અને સરળ રીતે પાર પડે છે. કોઇના આગળ માથું નહિ નમાવવું એવી ખુમારી તો મૂર્ખાઓમાંજ હોય છે. એવા લોકો પોતાના મત પ્રમાણે વર્તી હાથે કરી પોતાનો નાશ વ્હોરી લે છે.

તમે સમાજ સુધારણા વિષે કહો છો, પણ એમાં તમે કરો છો શું? સામાજિક સુધારણાનો તમે લોકો જે અર્થ કરો છો તેમાં કાંતો વિધવા વિવાહ, કાંતો સ્ત્રી સ્વાતંત્ર્ય કે એવુંજ બીજું કંઈ હોય છે. કેમ ખરૂં ને? અને તે માટેનો પ્રયત્ન પણ અમુક જ્ઞાતિઓના મર્યાદિત ક્ષેત્ર પુરતોજ કરો છો. બેશક, એવી જાતના સામાજિક સુધારાની યોજનાથી થોડાકને લાભ થશે ખરો, પણ તેથી આખા રાષ્ટ્રને શો

કાયદો? એ તે સુધારો કહેવાય કે પછી એક જાતનું સ્વાર્થીપણું? પોતાની જગા સાફસુફ કરી સ્વચ્છ રાખવી અને બીજીને વધારે બગડવા દેવી એનું નામ તે સુધારો!!

પ્રશ્નઃ—ત્યારે આપનું કહેવું શું એમ છે કે સમાજ સુધારાની આપણુને બીલકુલ જરૂરજ નથી?

સ્વામીજીઃ—ના, હું એમ ક્યાં કહું છું? સુધારણાની તો આપણુને જરૂર છેજ; પણ તમે જેને સામાજિક સુધારો કહી વાતો કરો છો તેમાંની ઘણીખરી બાબતો આપણી હલકી વર્ણના લોકોને તો લાગુજ પડતી નથી. વિધવા વિવાહ, સ્ત્રી સ્વાતંત્ર્ય વગેરે જેને માટે તમે બૂમો મારો છો તે તો તેમનામાં મૂળથીજ છે, અને તેથી તેઓ એમને સુધારા તરીકે લેખશેજ નહિ. મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે શ્રદ્ધાના અભાવેજ આપણામાં આટલા બધા દોષો અને અનિષ્ટો દાખલ થવા પામ્યાં છે, અને હજી વધતાં જાય છે. સારવારની મારી રીત એવી છે કે રોગનાં આદિ કારણોનેજ મૂળમાંથી ઉખેડી નાંખવા, અને નહિ કે તેમને દબાવી રાખી માત્ર ડાળ પાંખડાંનેજ સુધારવાં! સુધારા આપણુને ઘણી તરેહના જોઇએ છે, એની ના પાડવાની મૂર્ખાઇ કોણ કરશે? દાખલા તરીકે આપણે ત્યાં આંતર વિવાહની એટલે કે જુદી જુદી જાતિના લોકોમાં પરસ્પર શરીર—સંબંધ બંધાવાની ખાસ જરૂર છે. એના અભાવેજ આપણા લોકની શારિરીક સ્થિતિ ઉત્તરોત્તર નબળી પડતી ચાલી છે.

તે દિવસે સૂર્યગ્રહણ હોવાથી જે ગૃહસ્થ ઉપર પ્રમાણે પ્રશ્નો પૂછતા હતા તેમણે હવે પ્રણામપૂર્વક સ્વામીજીની વિદાય માગી અને કહ્યું કેઃ—" અત્યારે હવે મારે ગંગાસ્નાન માટે જવું છે; વળી ફરી બીજીવાર લાભ લેઈશ."

---

## પ્રસંગ ૩ જો.

**જ્ઞાનયોગ અને ભક્તિયોગનો વિનિયોગ—ઈશ્વર સારામાં પણ છે અને નઠારામાં પણ છે—વસ્તુનો ઉપયોગ તેને સારી અથવા નઠારી બનાવે છે—કર્મ-સૃષ્ટિ-ઇશ્વર-માયા.**

( શ્રી સુરેન્દ્રનાથ સેનની ડાયરીમાંથી તા. ૨૩ મી જાનેવારી, ૧૮૯૮.)

સાંજનો વખત હતો અને બાગબજારમાં બલરામબાબુના મકાનમાં સ્વામી યોગાનંદ, સ્વામી પ્રેમાનંદ અને બીજાઓ પણ આવ્યા હતા. સ્વામીજીની બેઠક પૂર્વ બાજુની ઓસરીમાં હતી. એ આખી ઓસરી લોકોથી ચિકાર ભરાઇ ગઇ હતી, એટલુંજ નહિ પણ ઉત્તર અને દક્ષિણ બાજુની ઓસરીઓમાં પણ ખૂબ ઠઠ જામી હતી. પણ એ બનાવ કંઇ આજ નવો નહોતો. સ્વામીજી જ્યારે જ્યારે કલકત્તામાં બિરાજતા ત્યારે હમ્મેશાં એમજ થતું.

સભામાંના ઘણા ખરા માણસોએ સાંભળ્યું હતું કે સ્વામીજીને ગાતાં બહુ સારૂં આવડે છે અને તેથી તેઓ બધા સ્વામીજીનું ગાયન સાંભળવા બહુ ઉત્સુક હતા. માસ્તર મહાશયને આ વાતની ખબર હોવાથી તેમણે સ્વામીજીની નજદીક બેઠેલા ગૃહસ્થોના કાનમાં સ્વામી-જીને તે બાબત વિનાત કરવા ધારે રહીને કહ્યું. પરંતુ સ્વામીજી પાસેજ હોવાથી તેમનો ઇરાદો તુરત પામી ગયા અને વિનોદથી કહેવા લાગ્યાઃ—“કેમ માસ્તર મહાશય! તમે એકબીજાના કાન કેમ કરડવા માંડયા છે, જે કંઇ બોલવું હોય તે મોટેથીજ બોલોને.” પછી માસ્તર મહા-શયની વિનતિપરથી સ્વામીજીએ પોતાના સુમધુરસૂરથી “હૃદય કમ-ળમાં રાખો પ્રેમે, વ્હાલી માત શ્યામાને” એ પદ લલકારવા માંડયું.

સ્વામીજી ગાતા હતા તે જાણે વીણાનો નાદ થતો ન હોય એમ લાગતું હતું ! ગાન પૂરૂં થતાં સ્વામીજીએ માસ્તર મહાશયને કહ્યું:–" કેમ, હવે તો રાજી થયાને ? પણ હવે મને વધારે ગાવાનું કહેશો નહિ ! નહિ તો અત્યારે ગાવાની લ્હેરમાં તલ્લીન થઇ જતાં હું મારૂં ભાન ભૂલી જઇશ. વળી પશ્ચિમના મૂલકોમાં ઉપરાછાપરી વ્યાખ્યાનો આપ્યા કરવાથી મારો સૂર પણ હવે પહેલાંના જેવો રહ્યો નથી; હવે મારો સૂર બગડી ગયો છે અને બહુજ લથડે છે."

તે પછી સ્વામીજીએ પોતાના એક બ્રહ્મચારી શિષ્યને "મુક્તિનું ખરૂં સ્વરૂપ" એ વિષયપર ભાષણ કરવા જણાવ્યું. સ્વામીજીની આજ્ઞા થતાં તે બ્રહ્મચારી ઉભો થયો અને એ વિષયપર લંબાણથી વિવેચન કર્યું. એના પછી પણ કેટલાક જણ બોલ્યા. તે પછી સ્વામીજીએ ભાષણના વિષયપર વાદ કરવાની છૂટ્ટી આપી અને પોતાના એક ગૃહસ્થાશ્રમી શિષ્યને તેનો આરંભ કરવા આજ્ઞા કરી. એ ગૃહસ્થે અદ્વૈત અને જ્ઞાનની તરફદારી કરીને દ્વૈત અને ભક્તિને ઉતારી પાડવાનો પ્રયત્ન કર્યો એટલે શ્રોતાવર્ગ પૈકી એક જણ તેની સામે પડ્યો. બંને સામાવાળીઆ પોતપોતાના મતની સરસાઇ સિદ્ધ કરવા મથતા હોવાથી ત્યાં આગળ બહુ મઝાનું વાક્યુદ્ધ જામ્યું. સ્વામીજી થોડીવાર તો શાંતિથી એ જોઇ રહ્યા, પણ પછી બંનેને ઉશ્કેરાઈ જતા જોઇને તેઓશ્રીએ તેમને નીચેનાં વાક્યોથી શાંત પાડયાઃ—

વાદમાં આમ ઉશ્કેરાઈ જઇને શા માટે તમે બધું બગાડી નાંખો છો ? જુઓ, ગુરૂશ્રી રામકૃષ્ણ કહેતા કે 'શુદ્ધજ્ઞાન અને શુદ્ધ ભક્તિ એ બંને એકજ છે.' ભક્તિના સિદ્ધાંત પ્રમાણે ઇશ્વર 'પ્રેમમય' અથવા 'પ્રેમ સ્વરૂપ' મનાય છે. કોઈ એમ પણ ન કહી શકે કે 'હું ઇશ્વરપર પ્રેમ કરૂં છું કે એને ચ્હાઉં છું' કારણ એ પોતે પ્રેમમય છે. તેની બહાર પ્રેમનું અસ્તિત્વજ નથી. જે હૃદયવડે તમે પ્રભુને ચ્હાઓ

છો તે હૃદયમાં જે પ્રેમ છે તે પ્રેમ પણ પ્રભુ પોતેજ છે. તેવીજ રીતે જે જે આકર્ષણ અને વૃત્તિઓથી માણસ આકર્ષાય છે તે તમામ આકર્ષણ અને વૃત્તિઓ પણ એનુંજ રૂપ છે. ચોર ચોરી કરે છે, વેશ્યા પોતાનું શરીર વ્યભિચાર માટે વેચે છે, માતા બચ્ચાને ચ્હાય છે— તે દરેકમાં પણ એજ છે. સૂર્ય, પૃથ્વી, ચંદ્ર વગેરે ગોલકો એકબીજાને આકર્ષે છે તેમાં પણ એજ છે. અર્થાત્ કે એ સર્વત્ર છે. હવે જ્ઞાનના સિદ્ધાંત પ્રમાણે પણ એનો સાક્ષાત્કાર સર્વત્ર થાય છે. અહીંઆં—આજ ઠેકાણે જ્ઞાન અને ભક્તિનો વિનિયોગ છે.

ભક્ત જ્યારે સર્વોત્કૃષ્ટ ભાવસ્થિતિના પરમાનંદમાં તલ્લીન બને છે અથવા તો સમાધિની સ્થિતિએ પહોંચે છે, ત્યારેજ દ્વૈત ભાવના ટળે છે અને ત્યારેજ પછી ભક્ત અને ભગવાન વચ્ચેનો ભેદ નાશ પામે છે. ભક્તિના ગ્રંથોમાં ભક્ત અને ભગવાનના પરસ્પર સંબંધના પાંચ માર્ગો બતાવ્યા છે. તેમાંથી કોઇ પણ માર્ગે પ્રભુને પામી શકાય છે. આ માર્ગોમાં બીજા એક માર્ગનો ઘણી સ્હેલાઈથી ઉમેરો થઈ શકે તેમ છે, અને એ માર્ગ તે ઈશ્વર સાથેનો અભેદ અથવા ઐક્ય માટેનો ધ્યાનમાર્ગ છે. આમ હોવાથી ભકતો અદ્વૈતવાદીઓને પણ ભકતો કહી શકે, તફાવત માત્ર એટલો કે તેઓ અભેદમાર્ગી છે. મનુષ્ય જ્યાં સુધી માયાની કક્ષામાં છે ત્યાં સુધી દ્વૈતનો ભાવ કાયમ રહેવાનોજ. દેશ–કાળ–કારણને અથવા તો નામ–રૂપને માયા કહેવામાં આવે છે. આ માયાથી જ્યારે મનુષ્ય આગળ વધે છે ત્યારેજ તેને ઐક્યનો અનુભવ થાય છે; અને પછી તે મનુષ્ય દ્વૈતવાદીએ નથી કે અદ્વૈતવાદીએ નથી, તેને મન પછી સઘળું એકજ છે. ભક્ત અને જ્ઞાની વચ્ચે આ બધો ભેદ તમને જે દેખાય છે તે તો આરંભની સ્થિતિમાંજ હોય છે—એક જણ ઇશ્વરને બહાર જુએ છે, ત્યારે બીજો એને અંદર જુએ છે, પણ એક બીજો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે.

ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ કહેતા કે ભક્તિનું એક બીજું સોપાન છે, જે પરાભક્તિ કહેવાય છે. એનો અર્થ એવો છે કે અદ્વૈતજ્ઞાનથી સિદ્ધ થયા પછી અને મુક્તિપદને પામ્યા પછી પણ ઇશ્વરની ભક્તિ થઇ શકે છે. આમાં તમને વિરોધાભાસ જેવું લાગશે અને કદાચ પ્રશ્ન કરશો કે—"જેને એકવાર મુક્તિપદ મળી ચુક્યું છે એવાએ શા માટે ઇશ્વરમાં ભક્તિભાવ રાખવાની ઇચ્છા ધરવી જોઇએ?" પણ તેનો ઉત્તર એવો છે કે "મુક્તજન બધા નિયમોથી પર છે. તેને કોઇ પણ નિયમ લાગુ પડતો નથી, અને તેથી તેના વિષે કોઇ જાતનો પ્રશ્ન પૂછી શકાય નહિ. મુક્ત થયા પછી પણ કેટલાક પોતાની સ્વેચ્છાથી ભક્તિરસનો મધુર આસ્વાદ લેવાનું ચાલુ રાખે છે."

પ્રશ્નઃ—મહારાજ! બચ્ચાં પ્રત્યેના માતાના પ્રેમમાં ઇશ્વિર હોય તે તો જાણે સમજી શકાય તેમ છે; પણ આપ જે કહો છો કે ઇશ્વર ચોર અને વેશ્યાની પાપવૃત્તિમાં પણ વસે છે તે વિચાર તો ખરેખર ગુંચવાડો ઉભો કરે છે! એ ઉપરથી તો એમજ સમજાય કે જગત્માં થતા પુણ્યનું શ્રેય જેમ ઇશ્વરને છે તેમ બધા પાપની જવાબદારી પણ ઇશ્વરનેજ માથે છે.

સ્વામીજીઃ—એવું જ્ઞાન, સાક્ષાત્કારની ઉચ્ચ પાયરીમાં જ્યારે એમ અનુભવાય છે કે પ્રેમ અથવા આકર્ષણ જેવું જે જે કંઇ છે તે તમામ ઇશ્વર છે, ત્યારેજ થાય છે.

પ્રશ્નઃ—તો પણ એમ તો કબુલ કરવુંજ પડે ને કે ઇશ્વર પાપમાં પણ છે?

સ્વામીજીઃ—જુઓ, ખરી રીતે જોતાં તો સારી નરતી જેવી કોઇં જુદી જુદી વસ્તુજ નથી. એ તો કેવળ પારિભાષિક (રૂઢ) શબ્દોજ છે. એકજ વસ્તુનો જે પ્રમાણે આપણે સદુપયોગ કે દુરૂપયોગ કરીએ છીએ તે પ્રમાણે આપણે તેને સારી યા તો ખરાબ કહીએ

છીએ. એકવાર સારો ઉપયોગ કરીએ છીએ તો સારી કહીએ છીએ, અને બીજીવાર ખરાબ રીતે વાપરીએ છીએ ત્યારે તેની તેજ વસ્તુને આપણે ખરાબ કહીએ છીએ. દાખલા તરીકે આ દીવો. એના પ્રકાશવડે આપણે જોઇ શકીએ છીએ તેમજ વિવિધ ઉપયોગી કામો કરી શકીએ છીએ. દીવાના ઉપયોગની આ એક રીત થઈ. હવે જો તમે તમારાં આંગળાં તેની જ્યોતિ ઉપર ધરશો તો તે દાઝશે. આ તેજ દીવાના ઉપયોગની બીજી રીત. આ ઉપરથી સમજાશે કે વસ્તુના ઉપયોગ પ્રમાણે તે સારી યા ખરાબ કહેવાય છે. સદ્‌ગુણ અને દુર્ગુણ, પાપ અને પુણ્ય, એ વિષે પણ એમજ છે. બહોળા અર્થમાં કહીએ તો **તન અને મનની કોઇ પણ શક્તિનો સદુપયોગ તે સદ્‌ગુણ અથવા પુણ્ય છે, અને તેનો દુરૂપયોગ કે ક્ષય તે દુર્ગુણ અથવા પાપ છે.**

એ રીતે ત્યાં અનેક પ્રશ્નો પૂછાયા અને સ્વામીજીએ તે બધાનું સમાધાન કર્યું. દરમ્યાન કોઇએ ટીકા કરી કે "આકાશમાંનો એક ગોળો બીજા ગોળાને આકર્ષે છે તેમાં પણ ઇશ્વર છે એ વાદમાં સત્યતા હોય કે ન હોય, તો પણ એ કલ્પનામાં અતિશય કાવ્યભાવ રહ્યો છે એની તો કોઇથી ના પડાય તેમ નથીજ."

સ્વામીજીઃ—નહિજી મહાશય ! એ માત્ર કવિની કલ્પનાજ નથી; જ્ઞાન પ્રાપ્ત થતાં તેના સત્યની પ્રતીતિ હરકોઇ કરી શકે છે.

આ મુદ્દા ઉપર સ્વામીજીએ આગળ જે કંઇ કહ્યું તે ઉપરથી મારી સમજમાં તેમના કહેવાનો ભાવાર્થ એ આવ્યો કે, જડ અને ચેતન, બાહ્યદૃષ્ટિએ જો કે બે જુદા જુદા પદાર્થ દેખાય છે તોપણ વાસ્તવિક રીતે તો તે એકજ પદાર્થનાં બે જુદાં જુદાં રૂપો છે; તેવીજ રીતે બાહ્ય અને આંતર જગતમાં જુદી જુદી જે શક્તિઓ આપણી જાણમાં છે તે બધીયે એકજ શક્તિના વિકાસનાં જુદાં જુદાં સ્વરૂપ છે. જેમાં

ચેતન શક્તિનો વિકાસ થોડો હોય છે તે વસ્તુને આપણે જડ અથવા નિર્જીવ કહીએ છીએ, અને જેમાં તે વધારે પ્રમાણમાં હોય છે તેને આપણે સચેતન કે સજીવ કહી ઓળખીએ છીએ. બાકી કોઇ પણ કાળે અને કોઇ પણ સ્થિતિમાં છેક જડ કે નિર્જીવ જેવી કોઈ ચીજ નથી. જડ જગતમા જે શક્તિ આકર્ષણ કે ગુરૂત્વાકર્ષણરૂપે જણાય છે તેજ શક્તિ, સાક્ષાત્કારની ઉચ્ચ આધ્યાત્મિક દશામાં ભક્તિ અને એવાજ બીજારૂપે પોતાનું ઉત્કૃષ્ટ અને સૂક્ષ્મ સ્વરૂપ બતાવે છે.

પ્રશ્નઃ—વ્યક્તિવાર ઉપયોગના સંબંધમાં પણ આવો ભેદ શામાટે રહેવો જોઇએ? પોતાની કોઇ પણ શક્તિનો ખરાબ કે અયોગ્ય ઉપ-યોગ કરવાની વૃત્તિજ માણસમાં શામાટે હોવી જોઇએ?

સ્વામીજીઃ—મનુષ્યમાં એ વૃત્તિ આવે છે તે જન્માંતરમાં તેણે કરેલાં કર્મોના સ્વભાવ-ટેવ-રૂપે આવે છે; મનુષ્યને સારૂં નરતું જે કંઈ પ્રાપ્ત થાય છે તે તેના પોતાના કર્મનુંજ ફળ હોય છે. આ ઉપ-રથી એમ સિદ્ધ થાય છે કે પોતાની વૃત્તિઓને કાબૂમાં રાખી તેમનો યોગ્ય ઉપયોગ કરવો એ પણ દરેકના પોતાના કાબૂની વાત છે. *

પ્રશ્નઃ—બધુંયે આપણા પોતાના કર્મનું ફળ હોય તો પણ તેનો આરંભ તો હોવોજ જોઇએ, અને આરંભમાંજ આપણી વૃત્તિઓ શા માટે સારી કે નરતી હોવી જોઇએ?

સ્વામીજીઃ—આરંભ છેજ એવું તમે શા ઉપરથી કહો છો? સૃષ્ટિ અનાદિ છે એવો વેદનો સિદ્ધાંત છે. જ્યાં સુધી ઇશ્વરનું અસ્તિત્વ છે ત્યાં લગી સૃષ્ટિ-માયા પણ છેજ.

---

* કોઇ એક ખરાબ ટેવ કે ચીજને ખરાબ અને ત્યાજ્ય સમજતાંને વારજ એકદમ તે ન છુટી શકે તેથી કાંઇ આ સિદ્ધાંત ખોટો ઠરતો નથી. જેમ ટેવ ધીમે ધીમે પડે છે તેમ અભ્યાસના બળથી તે છુટી પણ શકે છે.

પ્રશ્ન:—એ તો ઠીક, પણ આ માયા અહીંઆં શા માટે અને ક્યાંથી આવી છે?

સ્વામીજી:—ઇશ્વરના સંબંધમાં " કેમ—શા માટે ? " એવો પ્રશ્ન કરવો એજ ભૂલ છે. જેનામાં ખામીઓ કે અપૂર્ણતાઓ હોય છે તેના વિષેજ માત્ર આપણે એમ પૂછી શકીએ. જેને કોઇ જાતની તંગી નથી અને જે પોતે સંપૂર્ણ છે તે ( ઇશ્વર ) ના વિષે ' શા માટે—કેમ ? ' એવું પૂછાયજ શી રીતે? એજ પ્રમાણે ' માયા ક્યાંથી આવી છે ? ' એવો પ્રશ્ન પણ પૂછાય તેમ નથી. કાળ—સ્થળ—કારણનેજ માયા તરીકે ઓળખવામાં આવે છે. તમે હું અને સર્વ કોઇ એ માયાની સત્તામાંજ છીએ અને છતાં તમે જે વસ્તુ માયાથી પર છે તેને વિષે સવાલ કરો છો? માયાની અંદર રહીનેજ તમે એમ કેવી રીતે કરી શકો ?

તે પછી બીજા કેટલાક પ્રશ્નોત્તર થયા. છેલ્લે મિલ્ટન, હેમિલ્ટન, હર્બર્ટ સ્પેન્સર વગેરે પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓપર વાતનો વિષય બદલાયો. સ્વામીજીએ તે વિષયમાં પણ સચોટ વિવેચન કરી બધાના મનનું સમાધાન કર્યું. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં પણ સ્વામીજીનું આટલું બધું વિશાળ જ્ઞાન અને તેમની જવાબ આપવાની તત્પરતા અને ચતુરાઈ જોઇને સર્વે કોઈ ચકિત થયા.

ત્યાર બાદ પરચુરણ બાબતોપર થોડીવાર વાતો કરીને સભા વિસર્જન થઇ.



# પ્રસંગ ૪ થો.

**એકજ વર્ણની પેટા જ્ઞાતિઓમાં પરસ્પર શરીર સંબંધ બાળલગ્ન નિષેધ—હિંદને કેવા શિક્ષણની જરૂર છે?—બ્રહ્મચર્ય.**

( શ્રી સુરેન્દ્રનાથ સેનની નોંધપોથીમાંથી તા. ૨૪ મી જાનેવારી સને ૧૮૯૮.)

ગયા શનિવારે જે ગૃહસ્થ સ્વામીજીને પ્રશ્ન પૂછતા હતા તે ગૃહસ્થ આજે આવ્યા હતા. આંતર વિવાહનો પ્રશ્ન ફરી ઉપાડતાં તેમણે પૂછ્યું—" જુદી જુદી પ્રજાઓમાં આંતર વિવાહ શી રીતે દાખલ કરી શકાય ?

સ્વામીજીઃ—મારી સલાહ તમને પરધર્મી પ્રજાઓ સાથે શરીર-સંબંધ બાંધવાની નથી. નિદાન હાલમાં તો તેમ કરવાથી આપણા સમાજનાં સારાં બંધનો પણ શિથિલ થઇ જવાની અને પરિણામે અનેક અનર્થો પેદા થવાની ચોક્કસ ભીતિ છે. હું જે આંતર વિવાહની હિમાયત કરૂં છું તે એકજ ધર્મના લોકો વચ્ચેનો શરીર સંબંધ છે.

પ્રશ્નઃ—એમાં પણ અનેક ગુંચવાડા ઉભા થશે, ધારો કે મારે એક દીકરી છે જે બંગાળામાં જન્મીને બંગાળામાંજ ઉછરી છે. હું તેને કોઇ મરાઠા કે મદ્રાસી ગૃહસ્થ જોડે પરણાવી દઉં છું. હવે સ્થિતિ એવી થવાની કે વહુ વરની ભાષા નહિ સમજે અને વર વહુની ભાષા નહિ સમજે. વળી, પ્રત્યેકની ટેવો અને રીતિ રિવાજોમાં પણ પુષ્કળ તફાવત હોવાનો. એ દંપતીના પરસ્પર વ્યવહારમાં જે અડચણો નડવાની તેમાંની આતો હજી થોડી છે. વળી સમાજના સંબંધમાં પણ તેમનું કોકડું બાહુજ ગુંચવાવાનું.

સ્વામીજીઃ—એવી જાતના લગ્ન સંબંધ બહોળા પ્રમાણમાં શક્ય બનવાનો વખત હજી બહુ દૂર છે. શિવાય એને માટે હાલ એકદમ

ઉતાવળે પગલે કામ લેવું એ ડહાપણભર્યું પણ નથી. ફત્તેહનું એક રહસ્ય એ છે કે જે માર્ગે થોડામાં થોડો વિરોધ નડે તેમ હોય તે માર્ગે જવું. તેથી કરીને પ્રથમ તો પોતપોતાની જાતનાજ પણ જુદા જુદા તડના લોકોમાં છૂટથી લગ્ન સંબંધ થવા દો. દાખલા તરીકે બંગાળાના કાયસ્થ લોકો લ્યો. તેમનામાં ઉત્તરરર્હિ, દક્ષિણરર્હિ, બંગજ વગેરે અનેક તડાં છે અને તેમને પરસ્પર બેટી વ્યવહાર નથી. તો હવે આ ઉત્તરરર્હિ અને દક્ષિણરર્હિ કાયસ્થોમાં પરસ્પર બેટી વ્યવહાર શરૂ થવો જોઇએ, અને હાલ જો તેમ થવું પણ શક્ય ન હોય તો બંગજ અને દક્ષિણરર્હિ કાયસ્થો વચ્ચે તેમ થવું જોઇએ. આવી રીતે આપણે હાલ જે કંઈ છે તેના ઉપરજ સુધારાનું બંધારણ બાંધવાનું છે, અને તેને અમલમાં આણવાનું કામ આપણા પોતાનાજ હાથમાં છે. સુધારાનો અર્થ એવો નથી થતો કે સમૂળગો વિનાશ કરવો !

પ્રશ્નઃ—વારૂ, આપ કહોછો તે પ્રમાણે થાય તો ભલે થાય; પણ તેથી પ્રમાણમાં ફાયદો શો થાય ?

સ્વામીજીઃ—કેમ, તમે નથી જોતા કે આપણા સમાજમાં પ્રત્યેક વર્ણની જુદી જુદી પેટા જ્ઞાતિઓનો લગ્ન સંબંધ પોત પોતામાંજ સેંકડો વર્ષ થયાં મર્યાદિત થઇ રહેલો હોવાથી અત્યારે આપણી એવી કઢંગી હાલત થઇ છે કે આપણે પિત્રાઇઓ અને એવાંજ બીજાં નજદીકનાં સગાંઓમાં પરણવું પરણાવવું પડે છે ? અને તેથી આપણી જાતિના શારીરિક હાલ હવાલ થતા જાય છે અને પરિણામે દરેક જાતના રોગો અને અનર્થો આપણા સમાજમાં સ્હેલથી દાખલ થઇ શકે છે. આ વસ્તુસ્થિતિ તમારા લક્ષમાં હશેજ કે મર્યાદિત લોક સંખ્યાવાળા અમુક સંકુચિત ક્ષેત્રમાંજ લોહી ફરતું રહેવાથી તે બગડી ગયું છે, અને તેથી નવીન જન્મતાં બાળકોને તેમના માબાપના રોગો જન્મથીજ વારસામાં મળે છે. આવી રીતે દૂષિત અને નિર્માલ્ય લોહી

લઈ જન્મેલાં બાળકોના અંગમાં કોઇપણ રોગનાં જંતુઓ સામે ટક્કર ઝીલવા જેટલું સામર્થ્ય હોતું નથી, અને રોગનાં જંતુઓ તો તેમનાપર હુમલો કરવાને સદા તત્પરજ હોય છે. શરીર સંબંધનું ક્ષેત્ર વિસ્તારીનેજ આપણા વંશજોમાં નવીન અને જુદી જાતનું લોહી લાવી શકાશે, અને ત્યારેજ તેઓ હાલ ચાલતા અનેક રોગો અને તેના પરિણામ રૂપ બીજા અનર્થોના પંઝામાંથી બચી શકશે.

પ્રશ્નઃ—મહારાજ! બાળલગ્ન વિષે આપનો શો મત છે તે હું સવિનય પૂછું છું.

સ્વામીજીઃ—બંગાળાના સુશિક્ષિત વર્ગોમાં છોકરાઓને વહેલા પરણાવી દેવાનો રિવાજ ધીરે ધીરે નષ્ટ થતો જાય છે. છોકરીઓને પણ હવે પહેલાંના કરતાં એક બે વર્ષ મોડી પરણાવવામાં આવે છે, પણ તે સ્થિતિ લાચારીને લઇને—પૈસાની તંગીના કારણે આવી છે. હશે, કારણ ગમે તે હોય; તોપણ છોકરીઓને પરણાવવાની ઉમર હજી પણ વધુ વધારવી જોઇએ છે. પણ બિચારો બાપ શું કરે? છોકરી જરા મોટી થઈ કે એની માથી માંડીને તે બીજી સગી વ્હાલી, આડોશણ પાડોશણ સુદ્ધાં તમામ સ્ત્રી વર્ગ યોગ્ય વર ખોળી કાઢી છોકરીને વરાવી દેવા માટે કોલાહલ કરી મેલે છે, અને જ્યાં સુધી તે તેમના આગ્રહને આધીન થઇને તેમ નથી કરતો ત્યાં સુધી તેઓ તે બિચારાને જંપીને બેસવા પણ નથી દેતી! અને આપણા પેલા ઢોંગી ધર્માત્માઓ વિષે તો જેટલું ન કહીએ તેટલું ઓછું. હાલના વખતમાં જો કે તેમને કોઇ ઝાઝું કોઠું તો આપતું નથી, તોપણ તેઓ પોતાની મેળે આગેવાનનો દાવો કરતા ફરે છે. બાર વરસની પત્ની સાથે પુરૂષે સહવાસ રાખવો અનિષ્ટ છે તેથી તેમ કરનારને સજા ઠરાવનારો સંમતિ બીલનો કાયદો સરકારે પસાર કર્યો એટલે તરતજ આ કહેવાતા ધાર્મિક અગ્રેસરોએ તેની સામે પોકાર કરી મેલ્યો અને

"હાય! અમારો ધર્મ ડૂબ્યો! અમારો ધર્મ ડૂલ થઇ ચાલ્યો!" એવો પ્રચંડ કોલાહલ જ્યાં ત્યાં મચાવી મૂક્યો. જાણે કે બારતેર વર્ષની કુમળી વયમાં છોકરીને માતૃપદ પ્રાપ્ત કરાવવું એમાંજ ધર્મ રહ્યો ન હોય! આ ઉપરથી રાજકર્તાઓ પણ સ્વાભાવિક રીતે વિચારમાં પડી જાય છે કે "શો ગજબ! આ લોકનો ધર્મ તે કેવો! અને વળી એ લોકો રાજ્યકીય હીલચાલ ચલાવીને રાજ્યકીય હક્કો માંગે છે!"

પ્રશ્ન:—ત્યારે શું આપનો એવો મત છે કે સ્ત્રી પુરૂષ બંનેને મોટી ઉમરે પરણાવવાં?

સ્વામીજી:—બેશક, તેમ થવુંજ જોઇએ; પણ તેની સાથે શિક્ષણ અપાવું જોઇએ, નહિ તો એથી અનિયમિતતા અને અનાચાર દાખલ થશે. શિક્ષણનો અર્થ અત્યારે આપણને જે પદ્ધતિપર શિક્ષણ અપાય છે તેવો હું નથી કરતો, પણ તે શિક્ષણ વ્યવહારોપયોગી સત્ય શિક્ષણ હોવું જોઇએ. કેવળ પુસ્તકીયા જ્ઞાનથી ન ચાલે. એથી કશોજ લાભ નથી. આપણને એવી જાતના શિક્ષણની જરૂર છે કે જેનાથી આપણું ચારિત્ર બંધાય, માનસિક બળનો વધારો થાય, બુદ્ધિ વિશાળ બને અને જેના યોગે માણસ પોતાનાજ પગ ઉપર ઉભો રહી શકે.

પ્રશ્ન:—આપણા સ્ત્રી વર્ગને પણ આપણે ઘણી ઘણી રીતે સુધારવાનો છે–એ બાબત આપ શું કહો છો?

સ્વામીજી:—હું કહું છું તેવી જાતના શિક્ષણથી સ્ત્રીઓ પોતાની મેળેજ પોતાના સર્વ પ્રશ્નો છોડવી શકશે. અત્યાર સુધી તેઓને લાચારી અને દાસત્વભર્યાં પરાશ્રયનુંજ શિક્ષણ મળ્યું છે. તેઓ જરા પણ આફત કે ભય આવી પડતાં તુરતજ પોતાની આંખો લુછવા મંડી પડે છે. આમ હોવાથી બીજી વસ્તુઓ સાથે તેમનામાં ધૈર્ય અને શૌર્યનો ગુણ પણ લાવવો જોઇએ. વળી હાલના જમાનામાં સ્વાત્મ-

રક્ષણનો ગુણ પણ તેમનામાં હોવાની અગત્ય છે. જુઓ ઝાંસીની રાણી કેવી તેજસ્વી હતી !

પ્રશ્ન:—આપ જે બાબત સલાહ આપો છો તે હાલ ચાલી રહેલી રૂઢિથી તદ્દન નવીનજ છે; અને મને ધાસ્તી છે કે એવી રીતે આપણી સ્ત્રીઓને કેળવતાં હજી ઘણો વખત લાગશે.

સ્વામીજી:—ગમે તે રીતે પણ આપણે આપણો બનતો સઘળો પ્રયાસ કરવાનો છે. આપણે કેવળ તેમનેજ શિક્ષણ આપીને બેસી રહેવાનું નથી, પરંતુ આપણી જાતને પણ તેવું શિક્ષણ આપવાનું છે. ફક્ત છોકરાંજ ઉત્પન્ન કર્યા કરવાથી બાપની ફરજો પૂરી થતી નથી; પણ તેની સાથે ઘણી જાતની જવાબદારીઓ પણ બાપ થનારને માથે આવી પડે છે. સ્ત્રીઓના શિક્ષણની શરૂઆત આ પ્રમાણે થાય:— આપણી હિંદુ સ્ત્રીઓ પવિત્રતાનો અર્થ સત્વર સમજી શકે છે, કેમકે પવિત્રતાનો તેમને જન્મથીજ વારસો મળેલો હોય છે, માટે બીજી બધી બાબતો કરતાં પહેલાં તેમની અંદરની એ ભાવનાને વધારે દૃઢ કરો, જેથી કરીને તેમનામાં દૃઢ ચારિત્ર્ય આવે. જેના બળવડે તેમની જીંદગીની હરકોઈ દશામાં, એટલે કે પરણેલી અથવા મરજી હોય તો કુંવારી દશામાં તેઓ પોતાની પવિત્રતામાંથી એક તસુ પણ ચળવા કરતાં પ્રાણનું બલિદાન આપતાં જરાયે ખંચાય નહિ. પોતાની ભાવના માટે પ્રાણનું બલિદાન આપવાને શક્તિમાન હોવું એ શું જેવી તેવી બહાદુરી છે ? હાલના જમાનાની જરૂરીઆતો તપાસતાં કેટલીક સ્ત્રીઓના મનમાં ત્યાગની ભાવના ઉત્પન્ન કરવાની પણ ખાસ અગત્ય છે. એથી કરી તેમના રૂધિરમાં પ્રાચીનકાળથી ઉતરી આવેલો પવિત્રતાનો ગુણ પ્રદીપ્ત થઈને તેઓ જીંદગીભર કુંવારી અવસ્થા ગાળવાનું વ્રત લેશે. તેની સાથે તેમને હાલના વિજ્ઞાનશાસ્ત્રો અને એવાજ બીજા વિષયો શીખવાડવા જોઈએ. એનાથી તેમને ફાયદો થશે, એટલુંજ નહિ પણ

બીજાઓને પણ ઘણો ફાયદો થશે, અને એ વાતની તેમને ખબર હોવાથી એ વિષયો તેઓ ઘણી સ્હેલાઇથી અને રાજી ખુશીથી શીખશે. **આપણી માતૃભૂમિના કલ્યાણ માટે તેનાં કેટલાંક બાળકોએ આવી જાતના પવિત્ર બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓ થવાની ખાસ જરૂર છે.**

પ્રશ્નઃ—એથી કરીને માતૃભૂમિનું કલ્યાણ કેવી રીતે થશે વારૂ ?

સ્વામીજીઃ—તેઓના દાખલાથી અને લોકોની નજર આગળ રાષ્ટ્રીય ભાવના ખડી રાખવાના તેમના પ્રયત્નોથી વિચારો અને અભિલાષાઓમાં પરિવર્તન થવા પામશે. જુઓ તો ખરા, હાલ સ્થિતિ કેવી છે ! કન્યા નવ કે દશ વર્ષની થઇ એટલે ગમે તે પ્રકારે તેને વરાવી દેવી ! અને જો તેરમે વરસે તેણી બાળકની માતા થાય તો આખા કુટુંબમાં કેવો આનંદ છવાઇ જાય છે ! જો આવી જાતની ખરાબ ભાવનાઓનું વલણ બદલી શકાય તોજ આપણી પ્રાચીન શ્રદ્ધા ફરી પ્રાપ્ત થવાની કંઇક આશા રહી શકે. અને જેઓ ઉપર કહ્યા પ્રમાણેનું દૃઢ બ્રહ્મચર્ય પાળશે તેમની તો વાતજ શી ! તેમની અંદર કેટલી બધી શ્રદ્ધા અને આત્મવિશ્વાસ આવશે તેનો તમે જાતેજ વિચાર કરી લ્યો ! વળી તેમનામાં દેશનું કલ્યાણ કરવાની કેવી જબરજસ્ત શક્તિ આવશે !

પ્રશ્ન પૂછનાર ગૃહસ્થે હવે સ્વામીજીને પ્રણામ કર્યા અને જવાની રજા માગી. સ્વામીજીએ તેમને વખતો વખત આવતા રહેવાની સૂચના કરી. તેના ઉત્તરમાં તે ગૃહસ્થે જણાવ્યું: “ અવશ્ય હું આવતો રહીશ. મને પોતાને આપના સમાગમથી ઘણોજ ફાયદો થયો લાગે છે. અત્યાર પહેલાં મારા જાણવામાં કદી નહિ આવેલી એવી ઘણી નવી બાબતો આપની પાસેથી મને જાણવા મળી છે. ”

# પ્રસંગ ૫ મો.

**મધુર ભાવ—પ્રેમ—નામકીર્તન-તેમાં રહેલો ભય—જ્ઞાનયુકત ભક્તિ—એક વિચિત્ર સ્વપ્નું.**

(શ્રી સુરેન્દ્રનાથ સેનની નોંધપોથીમાંથી તા. ૨૪ મી જાનેવારી, સને ૧૮૯૮.)

બપોર પછી પાછો હું સ્વામીજી પાસે આવ્યો અને જોયું તો તેમની આસપાસ લોકોની સજ્જડ ઠઠ્ઠ જામી હતી. 'મધુર ભાવ' એ વિષયપર ચર્ચા ચાલતી હતી. શ્રી ચૈતન્ય ભગવાનના અનુયાયીઓમાં ઇશ્વરને સ્વામી કે પતિભાવથી ભજવાની જે રીતિ છે તે રીતિને મધુરભાવ કહેવામાં આવે છે. સ્વામીજીના મુખમાંથી વખતો વખત નીકળતા પરિહાસપૂર્ણ વિનોદી ઉદ્દગારોથી મંડળીમાં હસાહસ થઇ રહેતી હતી. એવામાં એક જણે કટાક્ષમાં પૂછ્યું કે-" શ્રી ચૈતન્ય પ્રભુનાં કાર્યોમાં એવું મજાક કે પરિહાસ કરવા જેવું તે શું છે ? આપનું શું એમજ માનવું છે કે તેઓશ્રી એક મહાન સંતપુરૂષ નહોતા અને તેઓશ્રીએ જે જે કર્યું છે તે બધું માનવજાતના કલ્યાણ માટે નહોતું ?"

સ્વામીજીઃ—એ કોણ બોલ્યું ! ત્યારે પ્યારા મહાશય, મારે શું આપની સાથે વિનોદ કરવા બેસવું ? તમને આમાં કેવળ મજાકનીજ બાજુ જણાય છે, નહિ ? પણ શ્રી ગૌરાંગ પ્રભુની કામિની અને કાંચન ત્યાગની જ્વલંત ભાવના પોતાના જીવનમાં ઘડાવવા સારૂ જીંદગીભર મેં જે જે માથાફોડ કરી છે તેનો તથા સર્વ સાધારણ લોકમાં તે ભાવના રેડવાના હું જે જે પ્રયત્નો કરી રહ્યો છું તેનો તો આપ મહાશય ખ્યાલજ કરતા નથી ! શ્રી ચૈતન્ય ભગવાન પોતે એક પ્રચંડ ત્યાગશીલ નર હતા, અને તેમના મનમાં કામિની અને કામ વાસનાનો ગંધ પણ નહોતો; પણ પાછળથી એમના શિષ્યોએ પોતાના

પંથમાં સ્ત્રીઓને લીધી, ચૈતન્યના નામ તળે તેમની સાથે વગર વિચારે છૂટથી ભળવા માંડયું, અને પરિણામે આ બધો ગરબડગોટો ઉભો કીધો. શ્રી ચૈતન્ય ભગવાને પોતાના જીવનમાં બતાવેલું પ્રેમભાવનું સ્વરૂપ સંપૂર્ણ શુદ્ધ અને નિઃસ્વાર્થ હોઇ તેમાં વિષય વૃત્તિનો લેશ પણ નહોતો, એ જાતના અભેદ પ્રેમની આશા સર્વ સાધારણ લોક પાસે કદાપિ રાખી શકાયજ નહિ, છતાં પાછળના વૈષ્ણવ ગુરૂઓએ એઓ-શ્રીના જીવનમાં તરવરી રહેલી વૈરાગ્યવૃત્તિ ઉપર ખાસ ભાર મૂકી પ્રથમ તે વૃત્તિનું મહત્ત્વ લોકોના અંતઃકરણમાં ઠસાવવાને બદલે, લોકોમાં તેઓશ્રીના પ્રેમભાવને ઉપદેશી તેનોજ પ્રસાર કરવામાં પોતાની સઘળી ખંત અને શક્તિનો ઉપયોગ કરવા માંડયો. પરિણામ એ આવ્યું કે સામાન્ય લોકોથી એ દિવ્ય પ્રેમની ઉચ્ચભાવના ગ્રહણ કરી શકાઇ નહિ, અને તેથી સ્વાભાવિક રીતેજ એ ઉદાત્ત પ્રેમભાવના સ્ત્રી પુરૂષ વચ્ચેના અધમ પ્રેમમાં-ભ્રષ્ટાચારમાં રૂપાંતર પામી.

પ્રશ્નઃ—પરંતુ મહારાજ! ચૈતન્ય પ્રભુએ તો હરિનું નામ બધાં-યને-ચાંડાલ સુદ્ધાંને ઉપદેશ્યું હતું, તો પછી સામાન્ય લોકોને તેનો અધિકાર શા માટે ન હોવો જોઇએ?

સ્વામીજીઃ—હું તેઓશ્રીના ઉપદેશ વિષે કંઇજ કહેતો નથી, પણ તેમના મહાન પ્રેમભાવ-રાધાભાવ* કે જેમાં તેઓ પોતે રાધારૂપ બની જઈ દેહભાન ભૂલીને રાત દહાડો ગુલતાન રહેતા હતા તેના વિષેજ મારૂં કહેવું છે-તેના વિષેજ મારો કટાક્ષ છે.

પ્રશ્નઃ—એ પ્રેમ પણ બધાંની સામાન્ય માલકી કેમ ન થઇ શકે વારૂ?

સ્વામીજીઃ—આપણી પ્રજા તરફ નિહાળો અને જુઓ કે એવા

* વિશ્વ વિનાયક તરીકે શ્રીકૃષ્ણ પ્રતિ રાધાજીનો જે દિવ્યપ્રેમ હતો તે.

પ્રયત્નથી શું ફળ આવ્યું છે. એવા પ્રેમનો છૂટથી ઉપદેશ થવાથી આપણી આખી પ્રજા બાયલી બની ગઇ છે-જાણે કે સ્ત્રીઓનોજ સમાજ! આખો ઓઢીયા દેશ નામર્દોનો મૂલક બની ગયો છે; અને બંગાળા પણ એ રાધાપ્રેમને સર્વ સામાન્ય બનાવવા જતાં છેલ્લાં ચારસો વર્ષથી મરદાઇની ભાવના ખોઇ બેઠો છે! લોકોને ફક્ત રડતાં અને કકળતાંજ આવડે છે, અને એ પ્રમાણે સ્ત્રીઓની માફક રડવું કકળવું તે જાણે તેમનો રાષ્ટ્રીય ગુણુજ બની ગયો છે! અરે! આ ચારસો વર્ષના બંગાળી સાહિત્યમાં પણ શોકરસ અને રૂદનરસજ ભરાયો છે, તેમાં શુદ્ધ વીરરસ કે ઉત્સાહના કાવ્યોનું નામ નિશાન પણ નથી! આના કરતાં વધારે સાબીતિ આપણા બાયલાપણાની બીજી શી હોઈ શકે? *

પ્રશ્ન:—ત્યારે એ પ્રેમના ખરા અધિકારી કોણ હોઇ શકે?

સ્વામીજી:—હૃદયમાં લેશ પણ કામવાસના હોય છે ત્યાં સુધી એ પ્રેમનો સંભવજ નથી. મહાન વૈરાગ્ય વૃત્તિવાળા, મહાન બુદ્ધિશાળી નરરત્નો સિવાય બીજા કોઈ પણ એ દિવ્ય પ્રેમના અધિકારી નથી. પ્રેમની એ ઉદાત્ત ભાવનાને સામાન્ય લોકોના સ્વીકાર માટે ખુલ્લી મૂકવામાં આવે તો તેનું પરિણામ પરોક્ષ રીતે પણ એજ થવાનું કે મનુષ્યના હૃદયમાં રમી રહેલી પ્રેમની સાંસારિક પ્રતિકૃતિ-જે કામવાસના તેજ જાણ્યે અજાણ્યે પણ સતેજ બનવાની, કેમકે પોતાને પ્રભુની પત્ની કે પ્રિયતમા કલ્પી પ્રભુ પ્રેમનું ચિંતન કરવા જતાં પુરૂષના હૃદયમાં પોતાની પ્રિયતમાનોજ ખ્યાલ આવ્યા કરવાનો અને આનું પરિણામ

* આ તરફ ગુજરાત વગેરેમાં પણ ભકિતના શુદ્ધ તત્વને બદલે માત્ર ગોપિકા પ્રેમ વગેરેનેજ દર્શાવ્યા કરી કનક-કાન્તાની ઉપાસના કરવા કરાવવાવાળા શિશ્નોદર પરાયણ ધર્માચાર્યો અને પ્રેમલા પ્રેમલીને ગાયા કરનારા ઇશ્કીટટ્ટુ, કવિઓ વગેરેની અત્યારે પણ કયાં અછત છે! સંપાદક.

કેવું આવે તે દીવા જેવું સ્પષ્ટ હોવાથી તે પર વધારે વિવેચન કરવાની હું જરૂર જોતો નથી.

પ્રશ્ન:—શું ત્યારે એ પ્રેમમાર્ગથી-એટલે કે પ્રભુને પોતાનો પ્રિયતમ કે આશક માની પોતાને તેની પ્રિયતમા કે માશુક ગણીને ભક્તિ કરવાથી-ગૃહસ્થાશ્રમીને પ્રભુપદની પ્રાપ્તિ થવી અશક્યજ છે?

સ્વામીજી:—કોઇ કોઇ અપવાદો વગર સર્વ માટે તો તેમજ છે. સામાન્ય ગૃહસ્થાશ્રમીઓ માટે તો તે કેવળ અશક્યજ છે. વળી બીજા બધા માર્ગને છોડી આ વિલાસી માર્ગપરજ તમે શા માટે આટલો બધો ભાર મૂકો છો? પ્રેમના મધુરભાવ વિના પ્રભુને ભજવાના બીજા પ્રકાર નથી શું? બીજા જે ચાર માર્ગો છે તેનું અવલંબન કરી પ્રભુ-નામનું રટણ કેમ કરતા નથી? પ્રથમ હૃદયને વિકસવા દો એટલે બીજું બધું તો એની મેળેજ એની પાછળ પાછળ ચાલ્યું આવશે. એતો ખચિત માનજો કે જ્યાં સુધી કામબુદ્ધિ છે ત્યાં સુધી શુદ્ધ પ્રેમની શક્યતાજ નથી. માટે પ્રથમ કામિક વાસનાઓથી મુક્ત થવાનો પ્રયત્ન કરો. એવો પ્રયત્ન શા માટે કરતા નથી? તમે કહેશો-"એમ તો કેમ બને?-હું ગૃહસ્થાશ્રમી છું." છટ્! કેવી બેવકુફાઇ! માણસ ગૃહસ્થાશ્રમી હોય તેથી શું તેનો અર્થ એવો થાય છે કે તેણે લંપટતાની મૂર્તિજ બની રહેવું અથવા તો જીંદગીભર વિષય વ્યાપારમાંજ મચ્યા રહેવું? વળી આ મધુરભાવ આચરી શકાય તેટલા માટે પોતાની જાતને સ્ત્રી બનાવવી એ તો પુરૂષને માટે કેટલું બધું અઘટિતજનક છે?-કેટલું બધું હિણપત ભર્યું છે?

પ્રશ્ન:—ખરૂં છે, મહારાજ! મંડળીમાં બેસી નામ કીર્તન કરવું એ સૌથી ઉત્તમ છે અને વળી તેમાં આનંદ પણ પુષ્કળ મળે છે. આપણાં શાસ્ત્રો એમ કહે છે, અને શ્રી ચૈતન્યદેવે પણ લોક સાધારણને તેનો બોધ કર્યો છે. તાલ મૃદંગની ઝડી જ્યારે મચી રહે છે

ત્યારે હૃદય પરમાનંદમાં તલ્લીન થઇ પ્રેમરસથી એવું તો ઉછળવા માંડે છે કે તેના યોગે મનુષ્યને નાચવાનું પણ સહજે મન થઇ જાય છે.

સ્વામીજીઃ—એ ખરૂં છે, પણ કીર્તન એટલે કેવળ નાચવું એવુંજ રખે સમજતા! કીર્તનનો ખરો અર્થ તો એ છે કે ઇશ્વરના હરકોઇ રીતે અને હરકોઇ રૂપમાં ગુણાનુવાદ ગાવા. વૈષ્ણવ લોકોનો એ પ્રચંડ પ્રેમાવેશ અને નૃત્યવિધિ સારાં છે, અને બેશક મનોરંજક પણ છે; પરંતુ એમને અનુસરવામાં એક ભય પણ રહેલો છે, જેનાથી તમારે સાવધ રહેવું જોઇએ. તે ભય તેની પ્રતિક્રિયા અથવા પ્રત્યાઘાતમાં છે. કીર્તનથી એકવાર તો લાગણીઓ એકદમ ઉછળીને પ્રેમની પરાકાષ્ટાએ જઈ પહોંચે છે, પ્રેમરસ ઉભરાતાં આંખોમાંથી આનંદાશ્રુ વહેવા માંડે છે, અને કેફની અસર તળે મસ્તક ભમે તેમ પ્રેમમદથી ભમે છે; પણ પાછળથી સંકીર્તનની સમાપ્તિ થતાંજ લાગણીઓ પ્રથમ જેટલી ઝડપથી ઉંચી ચઢી હોય છે તેટલીજ ઝડપથી નીચી ઉતરી પડે છે! સમુદ્રનું મોજું જેટલા વેગથી ઉંચું ઉછળ્યું હોય છે તેટલાજ વેગથી પાછું તે ઉંડું ઉતરી જાય છે! એ દશામાં પ્રત્યાઘાતનો જે ધક્કો આવે છે તેની સામે પોતાનો ટકાવ કરવો એ કામ જેવું તેવું કઠિન નથી. યોગ્ય વિવેકબુદ્ધિના અભાવે અધમ વિષય વૃત્તિઓના આડામાર્ગે દોરવાઇ જવાનો બહુ સંભવ છે. અમેરિકામાં પણ મને એવીજ જાતનો અનુભવ થયો છે. ત્યાં અનેકજણ ચર્ચ (દેવળ) માં જાય છે; પુષ્કળ ભક્તિભાવથી પ્રભુની પ્રાર્થના કરે છે, તીવ્ર લાગણીથી ભજનો ગાય છે, અને ઉપદેશ સાંભળતી વખતે આંસુ પણ ઢાળે છે; પણ દેવળમાંથી બહાર નિકળતાંજ તેમના મનપર મહાન પ્રત્યાઘાત થાય છે અને તેઓ અધમ વિષયવૃત્તિઓથી હારી જઇ પાછા આંધળીયાં કરી તેમાં ઝંપલાવે છે.

પ્રશ્નઃ—ત્યારે મહારાજ! શ્રી ચૈતન્ય પ્રભુએ ઉપદેશેલા વિચારો

પૈકી કયા વિચાર અમને અનુકૂળ આવે તેમ છે તે આપ કહો, કે જેથી અમે ભૂલોના ભોગ થતા બચીએ.

સ્વામીજીઃ—જ્ઞાનયુક્ત ભક્તિથી ઇશ્વરને ભજો. ભક્તિભાવની સાથે વિવેક બુદ્ધિ પણ રાખો. એ ઉપરાંત શ્રી ચૈતન્ય દેવના ચરિત્ર-માંથી તેમના હૃદયની વિશુદ્ધતા, સર્વ ભૂતપતિ તેમનો પ્રેમ અને દયા-ભાવ, ઇશ્વરમાં તેમની અનન્ય આસક્તિ—એ બધાંને ગ્રહણ કરો અને તેમની વૈરાગ્ય વૃત્તિ તથા ત્યાગશીલતાને તમારો જીવનમંત્ર બનાવો.

એ પછી પ્રશ્ન પૂછનાર ગૃહસ્થે હાથ જોડીને સ્વામીજીને કહ્યું— "મહારાજ! હું આપની માફી માગું છું. મારી ખાત્રી થાય છે કે આપ ખરૂંજ કહો છો. પહેલાં હું આપના કટાક્ષનો મર્મ સમજી શક્યો નહિ અને તેથીજ આપને વૈષ્ણવોના મધુર ભાવની ટોળમરી ટીકા કરતા જોઇ મેં અપવાદ ઉઠાવ્યો. મને માફ કરો."

ફરી પાછા હસતાં અને વિનોદવૃત્તિ ધારણ કરતાં સ્વામીજી બોલ્યા—" વારૂ, વારૂ, આમ જુઓ, આપણે જો કોઇની પણ ટીકા કરવી હોય તો તે પ્રભુ અને પ્રભુ ભક્તોનીજ કરવી સારી છે; કેમકે તમે જો મને ગાળ દો તો સંભવિત છે કે હું તમારી સામે ગુસ્સે થઇશ, અને જો હું તમને ગાળ દઉં તો તમે તેનું વેર લેવાની વેત-રણ કરશો; કેમ ખરૂં કે નહિ? પણ પ્રભુ અને પ્રભુ ભક્તો અપકારને બદલે અપકાર કદી કરતા નથી. પછી તે ગૃહસ્થ સ્વામીજીને પ્રણામ કરી વિદાય થયા. હું આગળ કહીજ ગયો છું કે સ્વામીજીનો મુકામ જ્યારે જ્યારે કલકત્તામાં થતો ત્યારે ત્યારે તેમની આસપાસ સદા એવી ને એવીજ ઠઠ જામેલી રહેતી. સવારના પ્હોરથી માંડીને તે છેક રાતના આઠ નવ વાગતા સુધી પ્રત્યેક કલાકે તેમની પાસે થોકબંધ મનુષ્યો આવ્યાજ કરતા, અર્થાત્ કે સ્વામીજીનું બેઠકખાનું એ બધો વખત ભર્યું ને ભર્યુંજ રહેતું. તેથી કરી તેમના ભોજન કાર્યમાં સ્વાભાવિક

રીતેજ બહુ અનિયમિતતા થતી. આમ થતું અટકાવવાની ઇચ્છાથી પ્રેરાઇ ઘણા ભક્તોએ સ્વામીજીને વિનવણી કરી કે "મહારાજ! લોકોની મુલાકાત માટે આપ અમુક કલાક ઠરાવો તો સારૂં." પરંતુ બીજાંઓને સહાયભૂત થવા સારૂ ગમે તેટલું કષ્ટ ઉઠાવવા સદા તત્પર બનેલા સ્વામીજીનું પ્રેમાળ અંતઃકરણ ધર્મ માટે લોકોની આટલી બધી તૃષ્ણા જોઈ દયા અને કરૂણાથી એટલું બધું પીગળતું હતું કે, પોતાની તબીયત નાદુરસ્ત હોવા છતાં તેઓશ્રી આવી જાતની વિનતિનો સ્વીકાર કરી શક્તા નહિ. તેમનો ઉત્તર આટલોજ હતો:—"લોકો બિચારા પોતાને ઘેરથી આટલે સુધી ચાલીને આવવાનો પરિશ્રમ લે અને હું અહીં બેઠો બેઠો, મારી તંદુરસ્તી જરા બગડશે એવા તુચ્છ ભયથી, તેમની સાથે એક બે વાતો કરવાની પણ ના પાડું? ના, મારાથી તેમ નહિ થાય."

સાંજના આશરે ચારેક વાગે સામાન્ય વાર્તાલાપ બંધ થયો અને થોડા ગૃહસ્થો સિવાય બીજી બધી મંડળી વિદાય થઈ. બાકી રહેલા ગૃહસ્થો સાથે ઇંગ્લાંડ અને અમેરિકા અને એવાજ બીજા વિવિધ વિષયોપર સ્વામીજીની વાતો ચાલુજ હતી. વાત દરમ્યાન તેમણે કહ્યું:—

"ઇંગ્લાંડથી પાછા ફરતાં મુસાફરીમાં મને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. અમારૂં વહાણ ભૂમધ્ય સમુદ્રમાંથી પસાર થતું હતું તે વખતે ઉંઘમાં મારી આગળ એક વૃદ્ધ અને ઋષિ જેવા દેખાવનો પૂજ્ય પુરૂષ આવી ઉભો રહ્યો. તેણે મને કહ્યું:—'તમે જરૂર આવીને અમારો ઉદ્ધાર કરો. હું થેરાપુત નામના પ્રાચીન સંપ્રદાયનો છું. અમારો સંપ્રદાય આર્યાવર્તના ઋષિઓના સિદ્ધાંતોપર રચાયો હતો. અમારાં ઉપદેશેલાં સત્યો અને વિચારોને ખ્રિસ્તિઓ અત્યારે જીસસનાં સત્યો તરીકે ઠોકી બેસાડે છે. અગર ખરૂં કહીએ તો જીસસ જેવી વ્યક્તિ

દુનિયાપર કદી જન્મીજ નથી. એ બાબતની અનેક સાબીતિઓ આ ઠેકાણે ખોદવાથી મળી આવશે.' મેં પૂછ્યું:—'આપ કહો છો તેવી સાબીતિઓ અને નિશાનીઓ કઈ જગાએ ખોદવાથી મળી શકે તેમ છે?' તુર્કસ્તાનની સમીપના એક પ્રદેશ તરફ આંગળી કરતાં તે વૃદ્ધ મહાત્માએ જવાબ આપ્યો:—'આમ જુઓ.' તે પછી તુરતજ મારી આંખ ઉઘડી ગઇ અને એકદમ ઉપરના તુતકપર ધસી જઈ મેં કપ્તાનને સવાલ કર્યો: 'અત્યારે વહાણ કયા મૂલકની પાસે થઇને પસાર થઇ રહ્યું છે?' કપ્તાને જવાબ આપ્યો: 'પણે જુઓ, એ પેલાં તુર્કસ્તાન અને ક્રીટનો ટાપુ દેખાય!'

એ તે કેવળ સ્વપ્નજ હતું કે પછી એમાં કંઇ સત્યનો અંશ સમાયલો છે? રામ જાણે!



## પ્રસંગ ૬ ઠ્ઠો.

**સંસ્મરણો—હિંદુસ્તાનમાં દુષ્કાળોનો ગહન સવાલ અને સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ–પૂર્વ અને પશ્ચિમ–એ તે સત્વ છે કે તમસ?–ભીખારીઓની પ્રજા–"આપ અને લે" ની નીતિ–કોઇના પણ દોષો તેના મોંઢા મોંઢ કહો અને બીજાઓ આગળ તો તેના ગુણોજ ગાઓ–દરેક જણ વિવેકાનંદ થઈ શકે–અખંડ બ્રહ્મચર્ય એ શક્તિ યાને બળની ચાવી છે—સમાધિ અને કાર્ય.**

( શ્રી પ્રિયનાથ સિંહ. )

અમારૂં ઘર સ્વામીજીના ઘરથી છેક નજદીક હતું અને અમે એકજ મહેલ્લાના હોવાથી હું અને બીજા છોકરાઓ તેમની સાથે ઘણીવાર રમતા હતા. નાનપણથીજ મને તેમને માટે ખાસ આકર્ષણ

હતું અને મારી ચોક્કસ માન્યતા હતી કે તે એક દહાડો નક્કી મહાન નર નિવડશે. તેમણે સંન્યસ્ત દીક્ષા લીધી ત્યારે અમને લાગ્યું કે "તેમના જેવા પુરૂષ માટે ઉજ્જવલ કારકીર્દીની જે આશા રાખી હતી તે બધી પાણીમાં ગઈ."

પણ, જ્યારે તેઓ અમેરિકા ગયા, અને ચિકાગોની ધર્મ મહા-પરિષદ્‌માં અને અમેરિકાના વિવિધ સ્થળોમાં તેમણે આપેલાં વ્યાખ્યા-નોની હકીકત વર્તમાન પત્રોમાં મારા વાંચવામાં આવી, એટલે વિચાર આવ્યો કે "અગ્નિ કાંઇ વસ્ત્રના કકડા તળે છૂપો રહી શકતો નથી." સ્વામીજીની અંદરનો અગ્નિ હવે જાજ્વલ્યમાન થઇને જ્વાળારૂપે પ્રગટ્યો હતો. આટલાં બધાં વર્ષે પણ કળી ખીલી તો ખરીજ!

ત્યારબાદ થોડા દિવસ રહીને મારા જાણવામાં આવ્યું કે તેઓ હિંદ પાછા ફર્યા છે અને મદ્રાસમાં આવેશભર્યાં ભાષણો આપે છે. મેં તે ભાષણો વાંચ્યાં અને હિંદુ ધર્મમાં આવાં ઉત્તમોત્તમ સત્યો ભરેલાં છે અને તે આવી છટાથી સમજાવી શકાય છે એ જોઇ મને બહુ આશ્ચર્ય થયું. તેમનામાં કેવી અસાધારણ શક્તિ છે! એ તે મનુષ્ય છે કે દેવ?

સ્વામીજીની પધરામણી કલકત્તે થતાં ત્યાં બહુ આનંદ ઉત્સાહ વ્યાપી ગયો. અમે ઠેઠ કાશીપુરમાંના ગંગાજીના તટપર આવેલા સીલના ઉદ્યાનગૃહ કે જ્યાં સ્વામીજીને ઉતારો આપ્યો હતો ત્યાં સુધી તેમની પાછળ પાછળ ગયા. થોડા દહાડા પછી રાજા રાધાકાન્તદેવના મકાન-પર એમનું સ્વાગત કરવામાં આવ્યું. તે વખતે સ્વાગતના ભાષણનો પ્રત્યુત્તર વાળતાં લોકની ગંજાવર મેદની સમક્ષ આ 'કલકત્તી છોકરાએ' ઉત્સાહ ભર્યું ભાષણ કર્યું. કલકત્તા વાસીઓને તેમને સાંભળવાનો આ પહેલોજ પ્રસંગ હતો અને પહેલેજ પ્રસંગે તેઓ બધા વિસ્મયમાં ગુલ થઇ ગયા. પણ આ બધી બાબતો તો સર્વને સુવિદિતજ છે.

સ્વામીજીનું કલકત્તામાં આગમન થયા પછી એકવાર તેમને એકલા મળીને અમારી બાલ્યાવસ્થામાં અમે જેમ છૂટથી વાતચીત કરતા હતા તેમ કરવાની મારી બહુ ઉત્કંઠા હતી. પણ નિત્યે તેમની આસપાસ જીજ્ઞાસુઓની ઠઠ્ઠ જામેલીને જામેલીજ રહેતી હતી અને સંભાષણનો પ્રવાહ અખંડ ચાલ્યા કરતો હતો. તેથી કેટલાક દહાડા સુધી તો મને મારી ધારણા બર લાવવાનો લાગ મળ્યો નહિ. છેવટે એક દહાડો પ્રસંગ સાધીને અમે ગંગાજી તરફના બાગમાં ફરવા નીકળી પડ્યા. પોતાની બાલ્યાવસ્થાના ગોઠીયા તરીકે મને પીછાની તેઓ એકદમ મારી સાથે પહેલાંની માફક છૂટથી વાત કરવા મંડી પડયા. અમારે થોડી ઘણી વાત થઈ એટલામાં તો ઉપરાછાપરી વિજ્ઞપ્તિઓ આવવા લાગી કે ' ઘણા ગુહસ્થો આપનાં દર્શન માટે આવ્યા છે." આખરે તેઓ જરા કંટાળી જઇને સદેશો લાવનાર પ્રત્યે બોલ્યા-" વત્સ, મને જરા તો વિશ્રાંતિ આપ; મારા આ બાળપણના ગોઠીયા સાથે મને બે ચાર વાતો તો કરી લેવા દે; મને બહાર ખુલ્લી હવામાં જરા તો ફરવા દે. જા, અને જેઓ આવ્યા છે તેમને સન્માન પૂર્વક બેસાડ, અને તેમને બીડી આપી જરાવાર થોભવાને વિનંતી કર."

અમે ફરી એકલા પડતાં મેં તેમને પૂછ્યું—" વારૂ, સ્વામીજી તમે તો હવે સાધુ થયા છો. તમોને આવકાર આપવા માટે અહીં ટીપ કરી પૈસા ઉઘરાવવામાં આવ્યા ત્યારે મને તો એમ લાગતું હતું કે આપણા દેશમાં હાલ દુકાળની સ્થિતિ હોવાથી તમે કલકત્તે આવતાં અગાઉજ તાર કરી જણાવશો કે ' મારા આવકાર માટે એક પૈસો સુદ્ધાં ખરચશો નહિ, આખીજ રકમ દુષ્કાળ સંકટ નિવારણ ફંડમાં આપી દેશો.' પણ હું જોઉં છું કે તમે તો એમાંનું કંઇજ કર્યું નહિ. એમ કેમ વારૂ ?"

સ્વામીજીઃ—મારી તો ઉલટી એવી ઇચ્છા હતી કે મને અનુ-

લક્ષીને સર્વત્ર પ્રચંડ ઉત્સાહ પ્રવર્તે. આવું કંઇક કર્યા વિના શ્રી રામકૃષ્ણ પ્રતિ લોકો કેવી રીતે આકર્ષાય અને તેઓશ્રીના નામમાત્રથી તેમનામાં અપૂર્વ ઉત્સાહ શી રીતે પ્રગટે ? આ બધો ઠાઠ શું મારી પોતાનીજ જાત માટે હતો એમ તમે માનો છો ? એના દ્વારા ગુરૂદેવના નામનો મહિમા જાહેર થયો નથી શું ? જુઓ, તેમના વિષે જાણવા સારૂ લોકોના મનમાં કેટલી બધી તૃષ્ણા ઉત્પન્ન થઇ છે ! હવેથી લોકો તેમને ધીરે ધીરે ઓળખતા થશે અને એમ થતાં દેશનું હિત થવાનું તમે નથી ધારતા ? દેશના કલ્યાણને માટેજ અવતરેલા પુરૂષને જો લોકો ન પીછાને, તો પછી તેમને કલ્યાણ પ્રાપ્તિ શી રીતે થાય ? તેમના ખરા સ્વરૂપને જ્યારે લોકો જાણશે ત્યારેજ મનુષ્યો—ખરા મનુષ્યો—પેદા થશે, અને એવા મનુષ્યો પેદા થતાં દેશમાંથી દુષ્કાળ વગેરે દુસ્મનોને મારી હઠાવતાં શી વાર લાગવાની હતી ? તેથીજ હું કહું છું કે મારી એવી ઇચ્છા હતી કે મારા નિમિત્તે કલકત્તામાં કંઇક ધમાલ મચે અને મને કેન્દ્રસ્થાને રાખી મોટી ગંજાવર સભા ભરાય કે જેથી કરી લોકો શ્રી રામકૃષ્ણના જીવનકાર્યમાં શ્રદ્ધા ધરતા થાય. બાકી મારા પોતા માટે આટલો બધો આડંબર કરવાની શી જરૂર હતી ? મને તેની પરવા પણ શી છે ? ત્હારે ત્યાં હું રમતો હતો તે વખતના કરતાં શું હાલ હું કોઈ રીતે મહાન્ થઇ ગયો છું ? હું પહેલાં જેવો હતો તેવોજ હાલ પણ છું. કહે જોઇએ, તને કંઇ મારામાં ફેરફાર થયલો લાગે છે ?

મેં કહ્યું કેઃ—" ના, મને કંઇ ખાસ ફેર જણાતો નથી," તોપણ મારા મનમાં તો લાગ્યુંજ કે "હવે તો તું ખરેખર દેવ બન્યો છે."

સ્વામીજીએ આગળ ચલાવ્યુંઃ " દુષ્કાળ આપણા દેશમાં હમેશનો પેંધ્યો છે અને હાલ તો તે આપણાપર એક રાક્ષસી ક્રૂરતાથી

તુટી પડયો છે. દુષ્કાળના આવા ઉપરાછાપરી હુમલા બીજા કો દેશમાં તમને જણાય છે? ના, કારણ કે બીજા દેશોમાં મનુષ્યો છે ત્યારે આપણે ત્યાં મનુષ્યો જડ જેવા નિર્જીવ થઇ પડયા છે, તેમ નામાં જાણે બીલકુલ ગતિજ નથી. પ્રથમ તો લોકોને શ્રી પરમહંસ દેવનાં ચરિત્રનો અભ્યાસ કરી તથા તેઓશ્રી ખરેખરા કેવા હતા તે જાણી પોતાના સ્વાર્થી સ્વભાવનો ત્યાગ કરતાં શીખવા દો, એટલે પછી વખતો વખત આવી પડતા દુકાળોને રોકવાના ખરા પ્રયત્ને તેમના તરફથી આપોઆપ થવા માંડશે. હું પણ ધીરે ધીરે એ દિશામ પ્રયત્ન કરીશ અને તું તે જોશે."

મેં કહ્યું:—ત્યારે તો બહુ સારૂં થશે. હું ધારૂં છું કે તમે અહીં ઘણાં વ્યાખ્યાનો આપવાના હશો; નહિ તો તેમના (રામકૃષ્ણના) નામનો બોધ કેવી રીતે થશે?

સ્વામીજીઃ—તું કેવું બેહુદું બોલે છે! એવું કંઇજ હું કરવાનો નથી. એમના નામની પ્રસિદ્ધિ જેણે કરી થાય એવી કોઇ પણ બાબત થવી બાકી રહી છેજ કયાં? તે માટે પુરતો પ્રયાસ થઇજ ચુકયો છે. **આ દેશમાં વ્યાખ્યાનોથી કંઇજ વળે તેમ નથી.** આપણુ ભણેલા દેશીઓ તે સાંભળશે અને બહુ તો તાળીઓ બજાવી 'શાબાશ ઠીક કહ્યું'ના પોકારો કરી પોતાનો આનંદ જણાવશે, એટલુંજ માત્ર! ઘેર જઇને તો પેલી કહેવત પ્રમાણે, સાંભળેલું તમામ આ કાન- માંથી પેલા કાનમાં કહાડી નાખશે! કટાઇને ખંખ થઇ ગયલા જુના લોખંડના ટુકડાને ટીપવાથી શું વ્હાણુ નીકળે? માત્ર ચુરેચુરા થઇ જવાના. લોઢાને પ્રથમ તો ભઠ્ઠીમાં લાલચોળ તપાવવું જોઇએ અને તે પછીજ તેનાપર હથોડાના ઘા મારી તેનો ઈચ્છિત ઘાટ ઘડી શકાય. લોકોની આગળ જાગતો જીવતો દાખલો મૂકયા વગર આપણા દેશમાં કંઈજ ફાયદો થાય તેમ નથી. આપણને જેની ખાસ જરૂર છે તે

થોડાક તરૂણ યુવકોની છે કે જેઓ પોતાના દેશને કાજે સઘ-ળું જ ત્યાગી દે અને વખત પડે જીંદગીનો ભોગ આપવા પણ તત્પર થાય. માટે પ્રથમ તો આપણે એમનાં જીવન ઘડવાં જોઇએ અને ત્યાર પછીજ ખરા કામની આશા રાખી શકાય.

મેં કહ્યું:—સ્વામી! એક બાબતનો વિચાર મને નિત્ય ગુંચવા-ડામાં નાંખી દે છે; અને તે બાબત એ છે કે આપણા પોતાના દેશના માણસોમાં પોતાનો ધર્મ સમજવા જેટલી શક્તિ નહિ રહેવાથી તેઓ ઇસાઇ કે એવા બીજા પારકા ધર્મમાં વટલાઈ જાય છે તેમને યોગ્ય રસ્તે વાળવાનો કંઇ પ્રયત્ન કરવાને બદલે તમે પોતે હિંદુધર્મનો પ્રચાર કરવા ઇંગ્લંડ અને અમેરિકા ગયા! એ શું 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' એના જેવું ના કહેવાય?"

સ્વામીજી:—જોતો નથી કે પરિસ્થિતિ હવે બદલાઇ ગઇ છે? ખરા ધર્મને સ્વીકારી તે પ્રમાણે આચરણ કરવાની શકિત આપણા દેશના લોકમાં રહી છે ખરી? તેમનામાં જે કંઇ રહ્યું છે તે "અમે સાત્વિક છીએ" એવો મિથ્યા ગર્વ માત્રજ રહ્યો છે. એક સમય એવો હતો કે જ્યારે તેઓ બેશક સાત્વિક હતા, પણ હમણાં તો તેઓ બહુ નીચી પાયરીએ ગગડી પડયા છે. સત્વમાંથી પડતાં મનુષ્ય એકદમ ઉંધે માથે તમસૂમાં આવી પડે છે; અને તેજ દશા તેમની થઇ છે. જે માણસ પોતે કંઈ ઉદ્યોગ ન કરતાં એકાદી એકાંત ખોલીમાં બેસી ફક્ત "હરિ, હરિ" કર્યા કરે છે. અને દૃષ્ટિ સમક્ષ બીજાંઓને અનહદ અનર્થ અને અત્યાચાર ખમતા જોવા છતાં જે પોતે શાંત અને ઉદાસીન બેસી રહે છે તે માણસમાં શું સાત્વિક ગુણ રહ્યો છે એમ તું માને છે? નહિજ, બીલકુલ નહિ, તેતો ફક્ત ઘોર તમસૂમાંજ ઘેરાયો છે. જે દેશના લોકોને પેટપુરતું ખાવાનું સુદ્ધાં મળતું નથી તે લોકો

**ધર્મને કેવી રીતે અને કયાંથી આચરી શકે!** જે દેશના લોકોની ભોગવાસના કિંચિત્ અંશે પણ પરિતૃપ્ત થઇ નથી તે દેશના લોકોમાં સાચો વૈરાગ્ય તે કયાંથી આવે? એટલા સારૂ પ્રથમ તો એવાં સાધનો શોધી કાઢો કે જેના યોગે માણસોને પેટપુર ખાવાનું અને જીંદગીની કંઇક પણ મોજ ભોગવવાનું બને એટલા પદાર્થો મળી શકે. એમ થશે ત્યારેજ તેમનામાં ધીરે ધીરે ખરો વૈરાગ્ય આવશે, અને પછીજ તેઓ આ જીવનમાં ધર્મનું આચરણ કરવાને લાયક અને તત્પર બનશે. ઇંગ્લંડ અને અમેરિકાના લોકો રજસૂથી કેવા ભરપૂર છે! તેઓ દરેક જાતના ઐહિક ભોગોમાં તરબોળ થઇ ગયા છે! સિવાય, ખ્રિસ્તિ ધર્મ વિશ્વાસ અને વ્હેમનો ધર્મ હોવાથી તેનો દરજ્જો પણ આપણા પૌરાણિક ધર્મ જેવોજ છે. કેળવણી અને સંસ્કૃતિના પ્રચારથી પશ્ચિમના લોકોને હવે તે ધર્મમાં શાંતિ લાગતી નથી. અત્યારે તેમની સ્થિતિ એવી છે કે તેમને સ્હેજ મદદ કરતાં તેઓ સત્વને જઇ પહોંચે તેમ છે. વિશેષમાં હાલનો વખત પણ એવો છે કે એક ગોરૂં શરીર (પશ્ચિમવાસી) આવીને તમારા પોતાના ધર્મપર જે કંઇ કહેશે તે તમે જેટલી ઝડપથી અને જેટલા પ્રમાણમાં સ્વીકારશો તેટલી ઝડપથી અને તેટલા પ્રમાણમાં એક ચિંથરે હાલ ભારતીય સંન્યાસીનાં વચનો તમે નહિજ સ્વીકારો. કેમ, ખરૂં કે નહિ?

મેં કહ્યું:—ખરૂંજ કહો છો, મહારાજ! ઘોષ * મહાશયનું કહેવું પણ એમજ થાય છે.

સ્વામીજી:—હા, જ્યારે મારા પાશ્ચાત્ય શિષ્યો યોગ્ય કેળવણી અને જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સંખ્યાબંધ અહિં આવશે અને તમને

* તેઓ કલકત્તાના એક પંકાયલા બારિસ્ટર, પ્રસિદ્ધ પત્રકાર અને પ્રખ્યાત શિક્ષણ શાસ્ત્રી હતા. હાલ તેઓ સ્વર્ગસ્થ થયા છે.

પૂછશે: " તમે બધા શું કરી રહ્યા છો ? તમે આટલા બધા અશ્રદ્ધાળુ કેમ થયા છો ? તમારા વિધિ, તમારો ધર્મ, તમારા રીત રિવાજ, અને તમારી નીતિ રીતિ કેમ જરા જેટલાં પણ ઉતરતાં છે ? અને અમે તો તમારા ધર્મને સૌથી શ્રેષ્ઠ માનીએ છીએ," ત્યારે તમે જોશો કે આપણા મોટા મોટા અને વગવાળા લોકોનો મોટો ભાગ તેમનું કહેવું સાંભળશે. એ રીતે તેઓ આ દેશનું અનહદ ભલું કરી શકશે. તેઓ તમારા ધર્મગુરૂઓનું પદ લેવાને આવશે એવું ઘડીભર પણ ન માનો. **ભૌતિક સ્થિતિ સુધારવા માટે જરૂરની ભૌતિક વિજ્ઞાન વિદ્યાઓમાં તેઓ બેશક તમારા ગુરૂ થશે, પરંતુ ધર્મને લગતી દરેક બાબતમાં તો અહિંનાજ લોકો તેમના ગુરૂ રહેશે.** ધર્મના ક્ષેત્રમાં ગુરૂ અને શિષ્યનો આ સંબંધ, હિંદુસ્તાન અને જગતના બાકીના ભાગ વચ્ચે હંમેશાં કાયમજ રહેવાનો.

મેં કહ્યું:—સ્વામીજી, એમ શી રીતે બનશે ? જે તિરસ્કાર અને તુચ્છકારની લાગણીથી તેઓ આપણને નિહાળે છે તે ધ્યાનમાં લેતાં, તેઓ કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી આપણું ભલું કરે એવું મને તો સંભવિત નથી લાગતું.

સ્વામીજી:—આપણને તુચ્છકારવાનાં તેમને અનેક કારણો છે, અને તેથી તેમ કરવામાં તેઓ એક રીતે વ્યાજબી પણ લેખાય. પહેલું તો એ કે આપણે એક જીતાયલી પ્રજા છીએ, અને તેમાં વળી આપણા જેવી ભીખારીઓની પ્રજા દુનિયાના પટપર બીજે ક્યાંય પણ નહિ હોય ! આપણા નીચવર્ણનાં લોકો આજે કંઈ વર્ષોથી ઉચ્ચવર્ણના લોકોના સતત્ જૂલમ અને અત્યાચાર તળે કચડાઈ જવાથી તથા હરકે ને મરકે તેમની સાથે તમાચા ને લાતોથી વાત થયલી હોવાથી તેઓનો માણસાઈ જુસ્સો બીલકુલ નાબુદ થયો છે અને તેઓ ધંધાદારી ભીખારીઓ જેવા થઈ પડયા છે; અને જેઓ આ લોક કરતાં

એક પાયરી ઉંચે છે તેઓ ભાંગ્યું તુટયું અંગ્રેજી જાણી હાથમાં અરજીઓનાં થોથાં લેઇ ઓફિસોના ઉંબરા ઘસે છે! એક વીસ કે ત્રીસ રૂપૈડીની જગા ખાલી પડતાં તો પાંચસે બી. એ. અને એમ. એ. તે જગાની ઉમેદવારી કરે છે! અને અફસોસ, એમની અરજીઓમાં પણ કેવું કેવું વિલક્ષણ અને નામોશી ભર્યું લખ્યું હોય છે! જેમકે, "સાહેબ મહેરબાન, મારે ઘેર ખાવાનાં સાધન નથી, મારાં બૈરાં છોકરાં ભૂખે મરે છે, હું આપ સાહેબને ઘણી નમ્રતાપૂર્વક આજીજી કરૂં છું કે આપ કૃપાવંત થઇને મારા અને મારા કુટુંબના પોષણ જોગી કંઇક જોગવાઈ કરી આપશો; નહિ તો અમે બધાં ભૂખનાં માર્યાં મરી જઇશું"! નોકરીમાં દાખલ થઇ ગયા પછી પણ તેઓ સ્વમાનની લાગણીને તો વા ખાતીજ કરી દે છે, અને અધમમાં અધમ રૂપની ગુલામગીરી તેઓ આચરે છે. જુઓ, આવી હાલત છે આપણા જનસમુદાયની! આપણામાંના ખૂબ ભણેલા અને નામીચા નરો મંડળો સ્થાપીને તેમાં પોતાથી પડાય તેટલી બુમો પાડીને પોકાર કરે છે કે, "હાય! હિંદુસ્તાનની દિન પ્રતિદિન અવદશા થતી જાય છે! ઓ ઉદાર અંગ્રેજ રાજકર્તાઓ! અમારા દેશીઓને રાજ્યના ઉંચા ઓદ્ધાપર નીમો, અમને દુકાળ અને ભુખમરાથી બચાવો." વગેરે વગેરે પૂકારી રાત દહાડો "આપો, આપો" ની સતત બૂમોથી આકાશને ચીરી નાંખે છે! તેમના બધા કથનનું અને લાંબાંલચક ભાષણોનું તારતમ્ય એજ હોય છે કે: "અમને આપો! ઓ ભલા અંગ્રેજો અમને વધારે આપો!" કહો, તમને બીજું વધારે તેઓ શું આપે? તેઓએ તમને રેલ્વે આપી છે, તાર આપ્યા છે, સુરાજ્ય વ્યવસ્થા આપી છે, ચોર લુંટારાનો ભય સમૂળગો ટાળ્યો છે, વિજ્ઞાન શાસ્ત્રોનું શિક્ષણ આપ્યું છે—હવે બીજું વધારે તેઓ શું આપે? તદ્દન નિઃસ્વાર્થતાપૂર્વક કોઇ બીજાને કશું આપે છે ખરો? વારૂ, તેઓએ તમને

આટલું બધું આપ્યું છે, તો હવે મને પૂછવા દો કે તમોએ તેમને બદલામાં શું આપ્યું છે ?

મેં કહ્યુંઃ—મહારાજ! આપણી કને આપવા સરખું છેજ શું ? હા, આપણે કર આપીએ છીએ ખરા.

સ્વામીજીઃ—એમ? વારૂ, તમે જે કર આપો છો તે તમે પોતાની રાજીખુશીથી આપો છો કે તેઓ દેશમાં શાંતિ રાખે છે તેના બદલામાં તમારી પાસેથી તેઓ તે ફરજીઆત મેળવે છે ? ખરેખરૂં કહો, તેઓએ તમારે માટે જે જે કંઇ કર્યું છે તેના બદલામાં તમે તેમને શું આપો છો ? તમારી પાસે તેમને આપવા જેવું કંઇક તો છે કે જે તેમની પાસે નથી. તમે ઇંગ્લાંડ જાઓ છો તે પણ ભીખારીના વેશે શિક્ષણની યાચના કરતાજ! કેટલાક ત્યાં જાય છે, અને કરે છે શું ? તો કે પાશ્ચાત્યોના ધર્મની પ્રશંસાનાં થોડાંક બણગાં ફુંકી પાછા આવે છે! હં! કેટલી બધી લાયકાત! કેમ, તમારી કને તેમને આપવાનું કંઇજ નથી ? અરે! તમારી કને તો અમૂલ્ય ખજાનો ભર્યો છે, જે તમે તેમને આપી શકો તેમ છો. તમે તમારો ધર્મ તેમને આપો, તમારૂં તત્ત્વજ્ઞાન તેમને આપો ! આખી દુનિયાનો ઇતિહાસ ઉથલાવો અને તમને જણાશે કે જ્યાં જ્યાં જે કોઇ ઉચ્ચ ભાવના દેખાય છે તે દરેકનું મૂલસ્થાન હિંદુસ્તાનમાંજ હતું. અનાદિ કાળથી હિંદભૂમિ માનવ જાતિ માટે અમૂલ્ય વિચારોની ખાણરૂપ થઇ રહી છે. ઉચ્ચ વિચારોને જન્મ આપી જગતમાં સર્વત્ર તેનું મોકળે હસ્તે તેણે લ્હાણું કર્યું છે. અંગ્રેજો આજે હિંદુસ્તાનમાં આવ્યા છે તે એજ ઉમદા આદર્શોને એકત્ર કરી લેવા, વેદાન્તનું અદ્ભુત જ્ઞાન પ્રાપ્ત કરવા અને તમારા અનાદિ ધર્મના રહસ્યોમાં ઉંડા ઉતરી તેમને હૃદયમાં ધટાવી લેવા. તમને એ લોકો પાસેથી જે કંઇ મળે છે તેના બદલામાં તમે એ અમૂલ્ય રત્નો તેમને આપો. તે લોકો આપણને "ભીખારીઓ"નું

જે કલંક લગાડે છે તે ભૂંસી નાંખવા માટેજ પ્રભુ મને તેમના મૂલકમાં લઇ ગયો. કેવળ ભીખનેજ માટે ઇંગ્લંડ જવું બીલકુલ મુનાસિબ નથી. તે લોકોએ શા માટે આપણને હંમેશાં ભીખ આપ્યા કરવી જોઇએ? સદા સર્વદા કોઇ એમ કરે ખરો? ભીખારીની માફક હાથ પસારીને હંમેશાં દાન લીધા કરવું એ કુદરતના કાયદાથી પણ વિરૂદ્ધ છે. કુદરતનો કાયદો તો કહે છે કે "આપો અને લો." જે કોઇ વ્યક્તિ, વર્ગ કે પ્રજા એ કાયદાથી વિરૂદ્ધ વર્તે છે તેનો કદાપિ ભલીવાર થતો નથી. આપણે પણ એ કાયદાને માન આપવું જોઇએ. અને એજ કારણથી હું અમેરિકા ગયો હતો. ત્યાંના લોકોમાં અત્યારે ધર્મ માટેની પિપાસા એટલી બધી પ્રબળ છે કે મારા જેવા હજારો સાધુઓ ત્યાં જાય તોપણ ત્યાં તેમને માટે પૂરતું કાર્યક્ષેત્ર છે. અત્યાર સુધી તેમણે પોતાની રીતભાત વગેરે તમને આપ્યા કર્યું છે, હવે તમારો અમૂલ્ય ખજાનો તેમની સાથે વહેંચી લેવાનો તમારો વારો આવ્યો છે. એમ કરવાથી તમે જોશો કે તમારા પ્રત્યેની તેમની તિરસ્કાર વૃત્તિ કેવી ઝડપથી શ્રદ્ધા, ભક્તિ અને માનમાં ફેરવાઇ જાય છે, અને વગર કહેવે તમારા દેશના ભલા માટે કેવા મંડી પડે છે! તેઓ વીર પ્રજા છે, પોતા પ્રત્યે થયેલો ઉપકાર તઓ કદી વિસરતા નથી.

મે કહ્યું:—એ તો ઠીક, મહારાજ! પણ પશ્ચિમના મૂલકોમાં આપે આપેલાં વ્યાખ્યનોમાં આપણા લોકની અસાધારણ બુદ્ધિમત્તા અને આપણા સદ્‌ગુણોનું બહુ છટાથી આપે વારંવાર બ્યાન કર્યું છે, અને આપણા લોકની અનન્ય ધર્મ પ્રીતિનાં અનેક પ્રમાણો પણ આપે આપ્યાં છે, છતાં અત્યારે આપ કહોછો કે આપણા લોક ગાઢ તમમાં ડૂબી ગયા છે! વળી તે સાથે એમને ઋષિ મુનિ સ્થાપિત ધર્મના જગત્ ગુરૂ તરીકેનું ગૌરવભર્યું પદ પણ આપો છો! આ બધી વિપરિત વાતોનો મેળ કેમ ખાય?

સ્વામીજીઃ—ત્યારે શું તારૂં એમ કહેવું છે કે દેશ પરદેશમાં મારે આપણા લોકની ભૂલ્યોની ભૂંગળ ફૂંકતા ફરવું ? આપણી પ્રજાના જે ખાસ સદ્‌ગુણો છે તે તેમની આગળ ધરવામાં મેં શું ખોટું કર્યું છે ? કોઇ પણ માણસની ભૂલોની તેને પોતાને ખાત્રી કરી આપવા સારૂ તે ભૂલો તો સ્નેહભાવથી તેને પોતાનેજ મોંઢામોઢ કહેવી એજ સદા સારૂં છે. એમ કરવાથી તે પોતેજ પોતાની ભૂલો સુધારી લેશે. બીજાની આગળ તો તેના ગુણોનુંજ ગાન કરવું. ગુરૂદેવ શ્રી રામ-કૃષ્ણ કહેતા કે–" જો કોઇ ખરાબ માણસને તમે વારંવાર કહ્યા કરશો કે ' તું સારો છે, તું ભલો છે ' તો કાળે કરીને તે સારો થાય છે; તેવીજ રીતે કોઇ સારા માણસને વારંવાર ખરાબ કહ્યા કરવાથી તે ખરાબ થઇ જાય છે." પશ્ચિમમાં મેં ત્યાંના લોકોને તેમની ખામીઓ અને દૂષણો પૂરતી રીતે કહ્યાં છે. ધ્યાનમાં રાખો કે મારા પહેલાં જે હિંદી લોક ત્યાં ગયા હતા એમણે બધાએ તે લોકોના કેવળ ગુણાનુ-વાદજ છૂટે મોઢે ગાયા છે, અને આપણા લોકોના કેવળ દોષનીજ દાંડી તેમના આગળ પીટી છે. એને પરિણામે તેઓ આપણને તુચ્છ-કારતાં અને ધિક્કારતાં શીખ્યા છે. તેમ ન થાય તે માટે મેં તેમના આગળ તમારા ગુણોનુંજ પ્રદર્શન કીધું, અને અત્યારે જેવી રીતે હું તમને તે લોકોના ગુણો અને તમારા પોતાના દોષો બતાવું છું તેવીજ રીતે ત્યાં મેં તે લોકોને તેમના દોષોનું દિગ્દર્શન કરાવ્યું. તમે ભલેને ગમે તેટલા તમસ્‌માં ડુબ્યા હો, તોપણ પ્રાચીન ઋષિ મુનિઓના ખવાસનો અલ્પ સ્વલ્પ અંશનિદાન તેનું ખોખુ તો અદ્યાપિ તમારામાં નિઃસંશય છેજ. છતાં એથી કોઇએ એમ નથી સમજવાનું કે ગમે તે માણસ ધર્મોપદેશક બની પશ્ચિમમાં જઇને તુરત ધર્મોપદેશ કરવા મંડી પડે. પ્રથમ તો એકાંતમાં રહી તેણે પોતાનું ધાર્મિક જીવન સંપૂર્ણાંશે ઘડવું જોઇએ, ત્યાગમાં પૂર્ણ થવું જોઇએ,

અને અખંડ બ્રહ્મચર્ય પાળવું જોઇએ. તમારામાં તમસ્ પેઠું છે તેથી શું થઈ ગયું ? શું તેનો નાશ થઇ શકે તેમ નથી ? અરે ! એક ઘડીના છઠ્ઠા ભાગમાં તમસ્‌નો તો નાશ થઇ શકે તેમ છે ! એ તમસ્‌ના નાશને માટેજ ભગવાન્ શ્રી રામકૃષ્ણનો આપણે અહીં અવતાર હતો.

મેં પૂછ્યું:—પણ આપના જેવા થવાની મહત્વાકાંક્ષા કોનાથી ધરી શકાય તેમ છે, મહારાજ ?

સ્વામીજીઃ—શું તું એમ ધારે છે કે મારા મુઆ પછી ફરી બીજા કોઈ વિવેકાનંદ થશેજ નહિ ? પેલા તરૂણ યુવકોની ટોળી જે હમણા થોડીજ વાર પર મારી પાસે આવીને ગાયન વાદન કરી ગઇ અને જેને તમે બધા ભંગેરી ગંજેરી કહી ધિક્કારો છો અને જેની નકામા તરીકે અવગણના કરો છો તે ટોળીમાંનો પ્રત્યેક જણ પ્રભુજીની ઇચ્છા થાય તો વિવેકાનંદ થઇ શકે ! જગતને વિવેકાનંદોની જો જરૂર હશે તો વિવેકાનંદોની ખોટ પડશે નહિ–હજારો અને લાખો વિવેકાનંદો દેખા દેશે. કયાંથી તેતો કોણ જાણે ? ખાત્રીથી માનો કે મારે હાથે જે જે કંઇ કામ થયું છે તે વિવેકાનંદનું કામ નથી; પણ તેનું છે–પ્રભુજીનું પોતાનું છે ! એક ગવરનર જનરલ પરગત થતાં તેની જગાએ શહેનશાહ તરફથી બીજો ખાત્રીપૂર્વક આવવાનોજ. ગમે તેટલા ગાઢ તમસ્‌ની અંદર તમે ઘેરાયલા હો છતાં ખાત્રીથી માનજો કે સાફ અંતઃકરણથી જો તમે તેને ( પ્રભુને ) શરણે જશો તો તમારૂં તે બધું તમસ્ વેરાઇ જશે. અત્યારેજ ખરો લાગ છે, કેમકે દુન્યાઇ દર્દનો ડાકટર પધાર્યો છે. **હરિનું નામ લઇને જો તમે કામ કરવા માંડશો તો તમારી દ્વારા તે દયાઘન પ્રભુ સર્વ કંઇ સિદ્ધ કરશે.** તમારૂં તમસ્ આપોઆપ ઉચ્ચ સત્વમાં ફેરવાઈ જશે.

મેં કહ્યું:—તમે ભલે ગમે તેમ કહો, હું તો પોતાને તેમ મનાવી શકતો નથી–મને પોતાને તો એ કથનમાં શ્રદ્ધા બેસતી નથી. તત્ત્વ•

જ્ઞાનનું વિવેચન કરવાની તમારા જેવી વકતૃત્વ શકિત તે બીજામાં ક્યાંથી આવે ?

સ્વામીજીઃ—ત્યારે તને હજી ખબરજ નથી ! એ શક્તિ બધામાં આવી શકે. માત્ર ઇશ્વર પ્રાપ્તિના હેતુપૂર્વકજ જે જન બાર વર્ષનું અખંડ બ્રહ્મચર્ય પાળે છે તેનામાં એ શકિત નિશ્ચય આવે છે. મેં પોતે એ બ્રહ્મચર્ય પાળ્યું છે, અને તેથી મારા મગજ-પરનો પડદો ખસી ગયો હોય તેમ થયું છે. એજ કારણથી તત્ત્વજ્ઞાન જેવા ગૂઢ વિષયપર વ્યાખ્યાન આપતાં મારે વિચાર કરવાની કે અગા-ઉથી તૈયારી કરી રાખવાની જરૂર પડતી નથી. ધારો કે મારે આવતી કાલે વ્યાખ્યાન કરવાનું છે. હવે એવું બને છે કે મારે જે જે મુદ્દાપર બોલવાનું હશે તે તે તમામ મુદ્દા રાત્રે મારી આંખો આગળથી ચિત્રોની માફક પસાર થઇ જશે અને બીજે દિવસે મારા વ્યાખ્યાનમાં હું આગલી રાત્રે જોયેલી બધી બાબતો શબ્દોદ્વારા જણાવી જઇશ. આ ઉપરથી હવે તને સમજાશે કે એમાં મારી પોતાની કોઇ ખાસ શક્તિ નથી. જો કોઈ શખ્સ બાર વર્ષનું અખંડ બ્રહ્મચર્ય પાળશે તેનામાં તે શક્તિ આવશે. જો તું પાળીશ તો તારામાં પણ તે આવશે. આપણાં શાસ્ત્રો એવું નથી કહેતાં કે અમુક અમુકનેજ તે મળશે ને બીજાને નહિજ !

મેં પૂછ્યું:—મહારાજ ! આપને સાંભરે છે, તમે સંન્યાસી થયા તે પહેલાં આપણે એક દિવસ—ના ઘરમાં બેઠા હતા ને તમે અમને સમાધિનું રહસ્ય સમજાવવા માથાકૂટ કરતા હતા ? અને મેં જ્યારે આપના કથનની સત્યતા વિષે શંકા ઉઠાવી કહ્યું કે "કલિયુગમાં સમાધિ શકય નથી" ત્યારે આપે ભારપૂર્વક કહ્યું હતું કે "તારે સમાધિ જોવી છે અથવા તો ત્હારે પોતાને સમાધિવશ થવું છે ? મને પોતાને સમાધિ પ્રાપ્ત થાય છે અને તને પણ, મરજી હોય તો પ્રાપ્ત કરાવી શકું છું." તમારૂં એ બોલવું પૂરૂં થયું તેજ વખતે કોઇ

અજાણ્યો માણસ ત્યાં આવી ચઢયાથી આપણે તે વિષયપર વધારે ચર્ચા કરી શક્યા નહોતા. આ પ્રસંગ તમને સાંભરે છે કે ?

સ્વામીજીઃ—હા, મને તે પ્રસંગ બરાબર સાંભરે છે.

પછી મને સમાધિ પ્રાપ્ત કરાવવાનો મેં સ્વામીજીને આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું–"જો ! છેલ્લાં કેટલાંક વર્ષથી સતત વ્યાખ્યાન અને બીજો પરિશ્રમ કર્યા કરવાથી મારામાં રજસ્વૃત્તિનું બહુ પ્રાધાન્ય થઇ ગયું છે, તેથી મારી તે શક્તિ હાલ મારામાં ઢંકાઇ ગયા જેવી થઇ છે. **બધું કામકાજ છોડીને જો હું થોડોક વખત હિમાલયમાં જઈ એકાંતમાં ધ્યાન ધરૂં તો મારામાં તે શકિત પુનઃ જાગૃત થાય.**"

## પ્રસંગ ૭ મો.

### સંસ્મરણો–પ્રાણાયામ–અંતર્યામીપણું–પૂર્વજન્મોનું જ્ઞાન.

(શ્રી પ્રિયનાથસિંહ)

એક બે દિવસ રહીને સ્વામીજીનાં દર્શને જવાના ઇરાદાથી હું ઘરમાંથી બહાર નીકળતો હતો તેવામાં મારા બે મિત્રો આવી ચઢયા. તેમણે પણ મારી સાથે આવવાની ઇચ્છા દર્શાવી, કેમકે તેમને પ્રાણાયામ વિષે સ્વામીજીને કંઇક પૂછવું હતું. દેવદરબારમાં કે સંન્યાસી સમીપ કંઇ ભેટ લીધા વગર જવાય નહિ એવું મેં સાંભળેલું હોવાથી અમે થોડોક મેવો અને મીઠાઇ અમારી સાથે લેઇ ગયા, અને ત્યાં જઇને સ્વામીજી આગળ તે ભેટ ધર્યું. સ્વામીજીએ તે ભેટ પોતાના હાથમાં લઇને માથે ચઢાવી અને અમે તેમને નમન કર્યું. મારી સાથે આવેલા બે મિત્રો પૈકી એક જણ સ્વામીજીનો સહાધ્યાયી હતો. સ્વામી-

જીએ તેને તુરત ઓળખ્યો અને તેના કુશળ સમાચાર પૂછ્યા. પછી તેઓશ્રીએ અમને પોતાની પાસે બેસાડયા, ત્યાં બીજા ઘણા લોકો તેમનાં દર્શન અને ઉપદેશ શ્રવણ કરવા સારૂ આવ્યા હતા. કેટલાક સદ્‌ગૃહસ્થોએ પૂછેલા થોડાક સવાલોના જવાબ આપ્યા પછી સ્વામી-જીએ પોતાના સંભાષણ દરમ્યાન પ્રાણાયામ વિષે બોલવા માંડયું. પ્રથમ તો તેમણે આધુનિક વિજ્ઞાન શાસ્ત્રોની મદદથી દ્રવ્ય અથવા પદાર્થનું આદિ કારણ મનજ છે એ સમજાવ્યું, અને પછી પ્રાણાયામ એટલે શું તે સમજાવવા માંડ્યું. સ્વામીજીએ પોતે રચેલો 'રાજયોગ' ગ્રંથ અમે ત્રણે જણે અગાઉ ધ્યાનપૂર્વક વાંચ્યો હતો; પરંતુ પ્રાણાયામ વિષે તે દિવસે તેમના શ્રી મુખેથી અમારા સાંભળવામાં જે કંઇ આવ્યું તે ઉપરથી મને લાગ્યું કે સ્વામીજીની અંદર જે જ્ઞાન ભરેલું છે તેનો સ્વલ્પજ ભાગ તે ગ્રંથમાં આલેખાયો છે. મારી એમ પણ ખાત્રી થઇ કે તેઓશ્રી જે કંઇ કહેતા હતા તે કેવળ પુરત-કીયા જ્ઞાન નહોતું, કારણ કે સત્ય જ્ઞાનનો જાતે સાક્ષાત્કાર કર્યા સિવાય આધુનિક ભૌતિકશાસ્ત્રની મદદ લઇને પણ ધર્મના સઘળા વિકટ પ્રશ્નો આટલી બધી છટા અને ખૂબીથી કોણ સમજાવી શકે? પ્રાણાયામ ઉપરનું તેમનું સંભાષણ સાંજના સાડા ત્રણ વાગ્યાથી તે સાડાસાત વાગ્યા સુધી ચાલ્યું. જ્યારે મંડળી વેરાઇ ગઇ અને અમે ઘેર આવ્યા ત્યારે મારા મિત્રોએ મને પૂછ્યું-" અમારા મનમાં જે પ્રશ્નો હતા તે સ્વામીજી શી રીતે જાણી શક્યા? તે પ્રશ્નો પૂછવાની અમારી ઇચ્છા તમે તેમને જણાવી હતી કે શું?"

આ પ્રસંગ પછી થોડે દિવસે બાગ બઝારમાં આવેલા મર્હુમ પ્રિયનાથ મુકરજીના ઘરમાં સ્વામીજીનાં મને દર્શન થયાં. તે વખતે ત્યાં સ્વામી બ્રહ્માનંદ, સ્વામી યોગાનંદ, જી. સી. ઘોષ મહાશય, અતુલ બાબુ, અને એક બે બીજા મિત્રો પણ હાજર હતા.

મેં કહ્યું:—મહારાજ! તે દિવસે જે બે ગૃહસ્થો મ્હારી સાથે આપનાં દર્શન કરવા આવ્યા હતા તેમને પ્રાણાયામ વિષે કેટલાક પ્રશ્નો આપને પૂછવાના હતા. એ પ્રશ્નો, તેમના મનમાં, આપ સ્વદેશ પાછા ફર્યા તે પહેલાં કેટલાક દિવસપર આપના રાજયોગ ગ્રંથના વાંચનથી ઉત્પન્ન થયા હતા અને તે તેમણે મ્હને કહ્યા હતા; પરંતુ તે દિવસે તેઓ આપને તે વિષે કંઇ પણ સવાલ કરે તે પહેલાં તો તેમની તે શંકાઓને આપે હાથમાં લઇને તેનું નિરાકરણ પણ કરી નાંખ્યું! એથી તેઓને બહુજ અચંબો થયો અને મને પૂછવા લાગ્યાઃ—"તમે અમારી શંકાઓ સ્વામીજીને આગળથી જણાવી દીધી હતી કે શું?" સ્વામીજીએ જવાબ આપ્યોઃ—"પશ્ચિમમાં પણ ઘણીવાર એવા બનાવો બનતા હતા, ત્યારે લોકો મને વારંવાર પૂછતાઃ–' મારા મનમાં જે સવાલો ઘોળાયા કરતા હતા તે આપ શી રીતે જાણી શક્યા?' આવું અંતર્યામીપણું એટલે કે બીજાઓના વિચાર પામી જવાની શક્તિ મારામાં એટલી બધીવાર આવતી નથી, પરંતુ ગુરૂદેવ શ્રી રામકૃષ્ણમાં તો તે બહુધા હમ્મેશાંજ રહેતી." આ સંબંધમાં અતુલ બાબુએ સ્વામીજીને પૂછ્યું:—"આપે 'રાજયોગ'માં કહ્યું છે કે મનુષ્ય પોતાના પૂર્વજન્મો વિષે બધું જાણી શકે છે. આપ પોતે તે જાણો છો?"

સ્વામીજી:—હા, હું તે જાણું છું.

અતુલબાબુ:—આપ જે કંઇ પણ જાણો છો તે અમને જણાવવાને આપને કંઇ હરકત છે?

સ્વામીજી—હું તે જાણી શકું છું-બચિત હું તે જાણું છું; પણ તેની વિગતમાં ઉતરવાનું હું પસંદ કરતો નથી.



# પ્રસંગ ૮ મો.

## પૂર્વ અને પશ્ચિમની સંગીત કળા અને સંગીત શાસ્ત્ર.

( શ્રી પ્રિયનાથ સિંહ. )

સને ૧૮૯૮ ના જુલાઇ માસની એક સમી સાંજનો સમય હતો. સ્વામીજી આ વખતે બેલૂરમાં નિલામ્બર મુકરજી બાબુના ઉદ્યાન-ગૃહમાં આવેલા મઠમાં બિરાજતા હતા. તેઓ પોતાના સઘળા શિષ્યો સાથે ધ્યાનસ્થ થયા હતા. અંતે તેઓ બહાર પધાર્યા અને એક ખંડમાં આવી બિરાજ્યા. વરસાદ જોરથી વરસતો હતો અને પવન પણ ઠંડો વાતો હતો, તેથી તેઓશ્રીએ બારણું બંધ કરી દીધું અને તંબૂરો લઇને ગાવા માંડ્યું. ગાન પૂરૂં થતાં સંગીત ઉપર લાંબુ વિવેચન ચાલ્યું. સ્વામી શિવાનંદે પૂછ્યું:—" પાશ્ચાત્ય સંગીત કેવુંક છે ?"

સ્વામીજી:—અહો ! બહુજ સારૂં છે. પાશ્ચાત્ય સંગીતમાં સ્વરમેળની સંપૂર્ણતા કંઇ ઓર હોય છે. એવી સંપૂર્ણતા આપણામાં નથી. પણ વાત એમ છે કે આપણા બીન ટેવાયલા કાનોને તે સારૂં લાગતું નથી તેથી આપણને તે ગમતું નથી અને આપણે ધારીએ છીએ કે પાશ્ચાત્ય ગાયકો શિયાળના જેવું રૂદન કરે છે. મારા પોતાના મનમાં પણ પાશ્ચાત્ય સંગીત માટે એવીજ છાપ હતી, પણ જેમ જેમ હું તે ધ્યાનપૂર્વક સાંભળતો ગયો અને તેનો બારીકાઇથી અભ્યાસ કરવા લાગ્યો તેમ તેમ મને તેમાં વધુ સમજ પડવા લાગી અને પછી તો તેની ખૂબીઓ જોઇને હું દંગ થઇ ગયો. દરેક કળાના સંબંધમાં એમજ હોય છે. એક ઉત્તમોત્તમ સુંદર ચિત્રપર ફક્ત નજર ફેરવી જવાથી તેની અંદર સુંદરતા ક્યાં રહી છે તે સમજી શકાતું નથી. આંખ થોડી ઘણી કેળવાયા વગર કળાના કોઇ કામની યાને ચિત્રની ખરી ખૂબીઓ અને તેના ઉત્તમ ભાવની કદર કરી શકાતી નથી. આપણામાં સત્ય સંગીત જેવું કંઇ પણ હોય તો તે આપણું

કીર્તન અને ધ્રુપદ છે, બાકીનું બધું મુસલમાની પદ્ધતિની છાયાથી બગડી ગયું છે. શું તમે એમ ધારોછો કે ટાપર–ટપ્પાની ચીજના ટુંકા અને મૃદુ રાગોને નાકમાંથી સૂર કાઢી ગાવા અને વીજળીના વેગે એક સૂરપરથી બીજા સૂરપર કુદકે ને ભુસ્કે ઉતરી પડવું એમાંજ સંગીતની પરાકાષ્ટા થાય છે? ના, તેમ નથી. પ્રત્યેક સૂરને તેનો પોતાનો ભાગ પૂરેપૂરો ભજવ્યા દીધા સિવાય સંગીતનું તમામ શાસ્ત્ર કથળી જાય છે. ચિત્ર કાઢતાં કુદરતને બરાબર અનુસર્યા કરી તેમાં કળાની જેટલી ખૂબી આણવી હોય તેટલી આણો; તેમ કરવામાં કોઇ જાતનો વાંધો નથી, પરિણામ હંમેશાં સારૂંજ આવશે. તેવીજ રીતે સંગીતમાં પણ સંગીત શાસ્ત્રની હદમાં રહી જેટલી ચતુરાઇ દાખવવી હોય તેટલી દાખવો, અને તે કાનને સદા પ્રિયજ લાગશે. મુસલમાનોએ હિંદમાં આવ્યા પછીજ વિવિધ રાગ રાગણીઓ ગ્રહણ કરી; પણ ટપ્પાના સંગીતપર તેમણે પોતાની છટાની કંઇ એવી છાપ પાડી દીધી કે તેથી સંગીત શાસ્ત્રની દૃષ્ટિએ તેની તમામ ખૂબીઓ નષ્ટ થઇ ગઇ.

પ્રશ્નઃ—કેમ, મહારાજ! ટપ્પાના સંગીતો તો બધાંને ગમે છે, કોને નથી ગમતાં?

સ્વામીજીઃ—રાત્રે બોલતા તમરાનો તમરાટ પણ કોઇને સારો લાગે છે. સંતાલ લોકો પણ પોતાના સંગીતને સૌથી શ્રેષ્ઠ માને છે. તમને સમજ પડતી લાગતી નથી કે એક સૂર પછી બીજો સૂર ઉપરા છાપરી ઝપાટાબંધ નીકળ્યા કરવાથી સંગીતની બધી ખૂબી નષ્ટ થઇ જાય છે. એટલુંજ નહિ પણ તેથી તો સંગીત ઉલટું નિરસ અને બેસુરૂં બને છે. રાગ અને રાગિણીના નામથી ઓળખાતા સંગીતના વિવિધ રાગો સમ સૂરોની પરસ્પર અદલા બદલી અને મેળવણીથીજ બને છે. હવે ટપ્પામાં જો એક રાગ ઉપાડી પછી તુરત તે આખા

રાગને ફેરવી નાંખી બીજો નવીન સૂર કાઢવામાં આવે, અને વળી તે સૂરને મરડી મચડી તથા થડકાવી ખુબ ઉંચે ચઢાવવામાં આવે તો પછી તેનો મૂળ રાગ તેની પૂર્વ સ્થિતિમાં કયાંથી રહી શકે વારૂ? વળી સંગીતને અસરકારક બનાવવા ખાતર તેમાં સૂરની ચઢઉતર અતિશય પ્રમાણમાં હોય તો તેથી સંગીતના કવિત્વનો બીલકુલ લોપ થઇ જાય છે. ટપ્પા દાખલ થવાથી, સંગીતની ચીજના આશયને અનુસરી ગાવાની જે પદ્ધતિ આપણા દેશમાં હતી તે સમૂળગી અદૃશ્ય થઇ ગઇ. હમણાં હમણાં નાટયગૃહોના સુધારા સાથે તે પાછી કંઇક સજીવન થતી હોય તેમ લાગે છે, છતાં બીજા હાથપર રાગ અને રાગિણીઓ માટેનો બધો આદરભાવ વધુને વધુ ભુલાતો જાય છે.

એ કારણથી ધ્રુપદની સંગીત કળાના જુના ઉસ્તાદોને ટપ્પા સાંભળતાં બહુ કષ્ટ થાય છે, તેમને તે બીલકુલ ગમતા નથી. છતાં આપણા સંગીતમાં તાલ અથવા તો સૂરની નિયમિત રીતે ચઢઉતરી બહુ સારી છે. ફ્રેંચ લોકોની દ્રષ્ટિપર આ ખૂબી પ્રથમ આવતાં તેમણે તેની બહુ પ્રશંસા કરી અને તેમના પોતાના સંગીતમાં તે દાખલ કરવાનો સફળ પ્રયત્ન આદર્યો. તેમણે એમ કર્યા પછી અત્યારે આખા યુરોપમાં સર્વત્ર તેનો પ્રચાર થયો છે.

પ્રશ્નઃ—મહારાજ! એ લોકોનું સંગીત મુખ્યત્વ કરીને રણગીત જેવું લશ્કરી ઢબનું હોય એમ લાગે છે, ત્યારે આપણામાં તે તત્ત્વનો બીલકુલ અભાવ ભાગે છે.

સ્વામીજીઃ—નારે, ના આપણામાં પણ તે છે. લશ્કરી રાગમાં તાલની એકતાની અથવા સ્વરમેળની બહુજ જરૂર છે. આપણામાં તેની દિલગીરીભરી ખામી છે, અને તેથીજ આપણામાં એવું લશ્કરી સંગીત ઝાઝું જણાતું નથી. આપણું સંગીત સરસ અને મક્કમ રીતે સુધરતું જતું હતું, પણ મુસલમાનો આવતાં તેમના હાથમાં તે ગયું

અને મુસલમાનોએ તેને એવી રીતે હાથ ધર્યું કે તેથી આપણું એ સંગીતવૃક્ષ આગળ ફુલી ફાલી શક્યું નહિ. પાશ્ચાત્યોનું સંગીત ઘણું આગળ વધેલું છે. તેમના સંગીતમાં કરૂણ અને વીરરસના ભાવો છે, અને તેમ હોવાની જરૂર પણ છે. પરંતુ તુંબડાનું બનેલું આપણું પ્રાચીન વાજીંત્ર ( તંબુરો ) તો અદ્યાપિ જેમનું તેમજ છે, તેમાં કોઇ જાતનો સુધારો થયો નથી !

પ્રશ્નઃ—આપણા કયા રાગ રાગિણીઓ લશ્કરી સુરના છે ?

સ્વામીજીઃ—દરેક રાગને લશ્કરી બનાવી શકાય, જો તેના તાલમાં એકતા લાવવામાં આવે અને વાજીંત્રો તાલસર બજાવવામાં આવે તો. વળી કેટલીક રાગિણીઓનું પણ તેમ થઇ શકે.

એ પછી વાળુનો વખત થવાથી સંભાષણ આટોપાઇ ગયું. વાળુ કર્યા પછી, સ્વામીજીએ તે રાત મઠમાંજ ગાળવા સારૂ કલકત્તેથી આવેલા મેમાનોની સુવાની સગવડ વિષે પૂછપરછ કરી, અને પછી પોતે શયનગૃહમાં સિધાવ્યા.



# પ્રસંગ ૯ મો.

ગુરૂ ગૃહવાસની પ્રાચીન પ્રથા—અર્વાચીન યુનિવર્સિટી-ની પદ્ધતિ—શ્રદ્ધાનો અભાવ—આપણો રાષ્ટ્રીય ઇતિહાસ છે—વેદાન્તયુક્ત પાશ્ચાત્ય વિજ્ઞાન—કહેવાતું ઉચ્ચ શિક્ષણ—હુન્નર ઉદ્યોગ ( કલા કૌશલ્ય ) અને રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય—સત્યકામની વાર્તા—પુસ્તકીયું ભણતર અને ત્યાગી-ઓના હાથ તળેનું શિક્ષણ—શ્રી રામકૃષ્ણ અને પંડિતો—સાધુઓની સંભાળ નીચે ચાલતી પાઠશાળાઓવાળા મઠોની સ્થાપના—વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં—બાળલગ્ન બંધ કરો—અવિવાહિત ગ્રેજ્યુએટોને જાપાન મોકલવાની યોજના—જાપાનની મહત્તાનું રહસ્ય—એશયાઈ અને યૂરોપીય કળા—કળા અને તેની ઉપયોગિતા—પહેરવેશ—ખાદ્ય ખોરાકીનો સવાલ અને ગરીબાઇ.

( શ્રી પ્રિયનાથ સિંહ. )

નવો મઠ બંધાઇને તૈયાર થઇ જઇ બધા સ્વામીઓ ત્યાં રહેવા લાગ્યા ત્યાર પછી સુમારે બે વર્ષે હું એક દહાડો સવારમાં ગુરૂશ્રીનાં દર્શન કરવા ગયો. મને જોતાંજ સ્વામીજીએ સ્મિત કર્યું અને કુશળ સમા-ચાર પૂછી પ્રશ્ન કર્યો:–" તું આજ અહીંજ રહેવાનો છું, નહિ વારૂ ?"

મેં કહ્યું:—" અલબત, એવો વિચાર તો છે. " પછી વિવિધ પ્રશ્નોત્તર બાદ મેં પૂછ્યું:–" મહારાજ ! આપણા બાળકોના શિક્ષણ વિષે આપના શા વિચાર છે ? "

સ્વામીજી:—**ગુરુગૃહવાસમ્**—ગુરૂને ઘેર રહેવું.

પ્રશ્ન:—કેવી રીતે, સ્વામીજી ?

સ્વામીજીઃ—પ્રાચીન કાળમાં થતું તેજ રીતે. પણ ફેર એટલો કે એ શિક્ષણ સાથે અર્વાચીન પાશ્ચાત્ય વિજ્ઞાન વિદ્યા પણ શીખવાડવી. એ બંનેની જરૂર છે.

પ્રશ્નઃ—કેમ વારૂ ? હાલની યુનિવર્સિટી પદ્ધતિમાં શી ખામી છે ?

સ્વામીજીઃ—ખામી ? સાંભળો, તે સર્વાંશે ખામીઓથી ભરેલી છે. એ તો માત્ર કારકુનો પેદા કરવાનો સંચોજ છે ! અરે ! એટલેથીજ પતતું હોત તો હજી હું આપણું સદ્દભાગ્ય સમજત, પણ ના, એની અસરો તો બહુ કાતીલ છે. જુઓ તો ખરા, એના પ્રભાવે આપણા યુવકો શ્રદ્ધા અને વિશ્વાસથી કેવા વિહીન થતા જાય છે! તેઓ કહેતાં શરમાતા નથી કે ગીતા એ કેવળ તૂત છે ! વેદો એ ગામડીઆનાં ગીતો છે ! ભારત બહારના મુલ્કની પ્રજાઓ અને ઘટનાઓને લગતી નાનામાં નાની વિગતો જાણવા તેઓ હોંસ ધરાવે છે–રે ! મરી મથે છે, પણ જો તેમને તેમના પોતાના પૂર્વજોનાં નામ પૂછવામાં આવે તો તે ન આવડે ! સાત પેઢી પણ ગણાવતાં ન આવડે તો પછી ચૌદની તો વાતજ ક્યાં ? !

પ્રશ્નઃ—પણ તેથી શું ? પૂર્વજોનાં નામ ગણાવતાં ન આવડે તેમાં શું થઇ ગયું ?

સ્વામીજીઃ—ખબરદાર એમ ધાર્યું તો ! **જે પ્રજાને તેનો પોતાનો ઇતિહાસ નથી તે પ્રજાને આ જગત્‌માં બીજું કંઈજ નથી.** "હું ફલાણા ફલાણા ખાનદાનનો છું" એવું જે માણસને શ્રદ્ધાપૂર્વક અભિમાન હોય તે માણસ ખરાબ થશે એવું તમે માનો છો ? અરે ! એમ બનેજ શી રીતે ? તેની અંદરની એ શ્રદ્ધા તેનાં કૃત્યો અને લાગણીઓ ઉપર અંકુશ રાખે છે, અને તે એટલે સુધી કે તે માણસ મરવાનું પસંદ કરશે, પણ ખોટું કૃત્ય નહિજ આચરે. તેવીજ રીતે એક પ્રજાનો ઇતિહાસ આખી પ્રજાનું નિયંત્રણ કરે છે અને તેને

નીચગામી થતાં અટકાવે છે. હું જાણું છું કે "આપણી પ્રજાને ઇતિહાસ નથી" એવું તું કહીશ. હા, તારી માફક વિચારનારાના મત પ્રમાણે તે નથી; તેમજ તમારા યુનિવર્સિટીના પંડિતોના મત પ્રમાણે પણ નથી. દોડધામ પૂર્વક પશ્ચિમમાં પ્રવાસ કરી યુરોપીઅન પોષાકમાં સજ્જ થઇ પાછા ફરેલા અને "આપણી પાસે કંઈ નથી, આપણે જંગલી છીએ," એવું પ્રતિપાદન કરનારાઓનું પણ એમ માનવું છે. અલબત, એ વાત તો સત્ય છે કે બીજી પ્રજાઓના જેવો ઇતિહાસ આપણો નથી. ધારો કે આપણે ભાત ખાઇએ છીએ અને અંગ્રેજો તે ખાતા નથી; પણ તેથી શું તમે એમ ધારી શકશો કે તેઓ બધા ભૂખે મરી જાય છે અને તેમનાં નામ નિશાન નાબુદ થવા બેઠાં છે? પોતાના દેશમાં પાકતા અને સહજ પ્રાપ્ત થતા તથા તેમને પોતાને માફક આવતા પદાર્થોપર તેઓ પણ ખાસી રીતે જીવે છે. તેજ રીતે જેવી જાતનો ઇતિહાસ આપણને હોવો જોઇએ તેવી જાતનો ઇતિહાસ તો આપણને છેજ. તે ઇતિહાસ, આંખો મીંચીને "હાય! આપણને ઇતિહાસ નથી, આપણી તવારીખ નથી" એમ બૂમો પાડવાથી શું નાશ પામી જશે? જેમને આંખો છે અને જેઓ જોઇ શકે છે તેઓને તો એ સ્થિતિમાં પણ તેજસ્વી ઇતિહાસ નજરે પડે છે અને તેના જોરે તેઓ જાણી શકે છે કે આપણી પ્રજા હજી જીવતી છે, આપણા રાષ્ટ્રમાં હજી કંઇક ચેતન છે. પરંતુ એ ઇતિહાસ-એ તવારીખ ફરીથી લખાવાની જરૂર છે. પાશ્ચાત્ય શિક્ષણના યોગે હાલ આપણા લોકમાં જે સમજ અને જે વિચાર સરણી દાખલ થઇ છે તેને બંધબેસ્તુ થઈ પડે તેવી રીતે ઇતિહાસનું પુનર્લેખન થવું જોઇએ છે.

પ્રશ્ન:—એ કાર્ય શી રીતે સાધી શકાય?

સ્વામીજી:—એ વિષય એટલો બધો મોટો છે કે હાલ વાતમાં

ને વાતમાં તેનું વિવેચન થઇ શકે તેમ નથી; તો પણ એટલું કહીશ કે તે વસ્તુસ્થિતિ પ્રાપ્ત કરવા માટે ' ગુરૂગૃહ નિવાસ ' ની પ્રાચીન પ્રથા અને એવીજ બીજી શિક્ષણ પ્રદાનની રૂઢિઓ દાખલ થવાની જરૂર છે. આપણને જેની ખાસ જરૂર છે તે આ છેઃ-( ૧ ) વેદાન્ત યુક્ત પાશ્ચાત્ય વિજ્ઞાન ( ૨ ) માર્ગદર્શક તરીકે બ્રહ્મચર્યનો જીવન મંત્ર, ( ૩ ) પોતાની જાતમાં વિશ્વાસ કે આત્મશ્રદ્ધા. આ ત્રણની આપણને અત્યંત આવશ્યકતા છે. વળી ગધેડાને ફટકાર્યાથી તેનો ઘોડો થઇ જશે એવી શીખામણ પામેલો માણસ જેવી રીતે પોતાના ગધેડાને ડફણાં ઠોકવા મંડી પડયો તેવી રીતની આપણા બાળકોને શિક્ષણ આપવાની હાલ જે શિક્ષણ પ્રણાલિકા છે તેનો પણ લોપ થવાની એટલીજ અગત્ય છે.

પ્રશ્નઃ—આથી આપ શું કહેવા માગો છો? આમ કહેવામાં આપનો શો હેતુ છે?

સ્વામીજીઃ—જુઓ, કોઈ કોઇને શીખવી શકતું નથી. પોતે શીખવે છે એવી ભાવનાથી શિક્ષક બધુંજ બગાડે છે. વેદાન્ત કહે છે તેમ મનુષ્ય માત્રની અંદર સર્વ જ્ઞાન રહેલું છે—નાના બાળકની અંદર પણ તે છે—તેને જાગૃત કરવાનીજ માત્ર જરૂર છે અને તે કરવા જેટલીજ શિક્ષકની કારીગીરી છે. આપણે બાળકો માટે જે કંઇ કરવાનું છે તે માત્ર એટલુંજ કે તેઓ પોતાના હાથ, પગ, કાન, નેત્ર વગેરે અવયવોનો ઉપયોગ કરતી વખતે તેમની પોતાની બુદ્ધિને કામે લગાડતાં શીખે. એમ થતાં સરવાળે બધુંજ સ્હેલું ને સરળ થઇ જશે. હવે બધાનો મૂળ મુદ્દો જોઇએ તો ધર્મ છે. ધર્મ એ ભાત યાને ભોજનના મુખ્ય પદાર્થ જેવો છે. (બંગાળામાં ભાતજ મુખ્ય ભોજન છે) બીજું બધું તો શાક—ચટણી જેવુંજ છે. એકલું શાક કે ચટણીજ ખાધાથી જેમ હાનિ થાય છે, તેમ એકલા ભાતથી પણ અજીર્ણ થાય છે.

હાલનું શિક્ષણ એવું એક તરફી હોવાથી બાળકોને કેવળ પોપટ જેવા કરી મૂકે છે, અને તેમના ભેજાંમાં અનેક જાતના વિષયોનું ભુંસું ભરાઇને તેને બગાડી નાંખે છે. એક રીતે જોતાં તો આપણે આપણા વાઇસરોયની એમના યુનિવર્સિટી સુધારણાના મુસદ્દા માટે આભારજ માનવો ઘટે છે; કેમકે એમના એ ધારાનો * વ્યવહારૂ અર્થ હાલના કહેવાતા ઉચ્ચ શિક્ષણને નષ્ટ કરવાનો છે, અને તે હેતુ સરતાં દેશને વિસામો ખાવાનો વખત મળવાથી થોડો ઘણો આશાયશ મળશે. અધધ! બી. એ. ને એમ. એ. બનવાની એ કેવડી ધમાલ! કેટલા બધા ધમપછાડા! અને થોડા દહાડા રહીને એમાંનું કંઇજ નહિ, બધુંજ ટાઢું ટપ! એવડી ધમાલને અંતે શીખે છે શું, તો કે આપણો ધર્મ, આપણી નીતિ, આપણા રિવાજ વગેરે જે કંઈ આપણું છે તે બધુંજ ખરાબ છે, અને પાશ્ચાત્યોનું જે કંઇ છે તે તમામ સારૂં છે! છતાં તેઓ ભૂખ અને દારિદ્રયના દુષ્ટ પિશાચને તો ખાળી નથી શકતા! આવી જાતનું ઉચ્ચ શિક્ષણ રહે તોયે શું, અને જાય તોયે શું? એને બદલે લોકોને કંઇ હુન્નર ઉદ્યોગ કે વેપાર ધંધાનું શિક્ષણ મળે તો સારૂં કે જેથી તેઓ ઉદ્યોગદ્વારા નિર્વાહ ચલાવવા શક્તિમાન થાય અને હાલની માફક તેમને નોકરી માટે બૂમો પાડતાં આમ તેમ અથડાવું મટે.

પ્રશ્નઃ—ખરે! ત્યારે તો મારવાડીઓ એ બાબતમાં ઘણા ડાહ્યા કહેવાય; કેમકે તેઓ નોકરી ન સ્વીકારતાં કોઇને કોઈ ધંધામાંજ જોડાઇ જાય છે.

સ્વામીજીઃ—નહિ રે! નહિ. તેઓ તો દેશનું સત્યાનાશ વાળવા

* લોર્ડ કર્ઝને પોતાની કારકીર્દી માં યુનિવર્સિટીના શિક્ષણનું ધોરણ એટલું બધું વધારી દીધું કે જેથી તે અતિશય ખર્ચાલ થતાં મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ માટે તે લગભગ દુષ્પ્રાપ્ય થઇ ગયું.

બેઠા છે! તેઓમાં તો પોતાના સ્વાર્થને સમજવા જેટલી પણ શક્તિ નથી. એ લોક કરતાં તો તમે ઘણે દરજ્જે સારા છો કે માલ તૈયાર કરવાની અને ઉદ્યોગ ખીલેલો જોવાની તમારી ધાનત છે. તેઓ જે ધંધામાં પોતાનું નાણું રોકે છે તેમાંથી તેમને પોતાને તો દલાલી જૂજ ટકાજ પ્રાપ્ત થાય છે. અને ધંધાનું ખરૂં તત્ત્વ તો યુરોપીઅનોજ ખાઈ જાય છે અને તેથી પરદેશીઓનાંજ ખીસ્સાં તર બને છે. એજ નાણું જો તેઓ હુન્નર ઉદ્યોગનાં કારખાનાં અને ઔદ્યોગાલયો ખોલવામાં વાપરતા હોય તો તેથી આપણા દેશનું અનહદ કલ્યાણ થાય, એટલુંજ નહિ પણ તેમને પોતાને પણ તેથી અધિક નફો પ્રાપ્ત થાય. એક કાબુલી લોકોજ માત્ર એવા છે કે જેઓ નોકરીની પરવા ધરતા નથી. તેમનામાં સ્વાતંત્ર્યનો જુસ્સો હાડોહાડ વ્યાપેલો હોય છે. એકાદ કાબુલીને નોકરી માટે સ્હેજ ઈશારો કરો અને પછી જુઓ કે કેવું જોવા જેવું થાય છે!

પ્રશ્નઃ—વારૂ, મહારાજ! ધારો કે આપ કહો છો તે પ્રમાણે ઉચ્ચ શિક્ષણ નિકળી જાય તો પછી આપણા લોકો પહેલાંની માફક ઢોર જેવા મૂર્ખ નહિ બની જાય?

સ્વામીજીઃ—કેવું અર્થરહિત બકે છે! સિંહ કદી સિંહ ફીટીને શિયાલ થયલું સાંભળ્યું છે? એ તું બોલે છે શું? જે ભૂમએ અનાદિ કાલથી જગત્ સમસ્તને જ્ઞાન આપ્યા કીધું છે તે ભૂમિનાં સંતાનો, લોર્ડ કર્ઝન જેવાને હસ્તે ઉચ્ચ શિક્ષણનો અસ્ત થતાં, બળદીયા જેવા બુદ્ધિહીન થઇ જશે એ શું કદી સંભવિત હોઇ શકે?

પ્રશ્નઃ—પરંતુ મહારાજ! અંગ્રેજોના આવાગમન પહેલાં આપણા લોકની શું સ્થિતિ હતી અને હાલ શી છે તેનો જરા ખ્યાલ કરવો ઘટે છે.

સ્વામીજીઃ—ઉચ્ચ શિક્ષણનો અર્થ શું એટલોજ છે કે ભૌતિક

શાસ્ત્રોનો અભ્યાસ કરવો અને દરરોજના વાપરની ચીજો યંત્રોની મદદથી બનાવવી? એમ કરવામાંજ શું ઉચ્ચ શિક્ષણ આવી ગયું? નહિ, નહિ, ઉચ્ચ શિક્ષણનો ઉપયોગ તો જીવનના કઠિણ કોયડાઓને કેમ છોડવા તે શોધી કાઢવામાં રહ્યો છે, અને એજ બાબતપર અત્યારે સુધરેલી દુનિયાના સર્વે વિચારકો ગહન વિચાર ચલાવી રહ્યા છે કે જે બાબતનો આપણા દેશમાં તો હજારો વર્ષપર નિર્ણય થઈ ચૂકયો છે.

પ્રશ્નઃ—પણ આપનું વેદાન્ત શાસ્ત્ર પણ લોપ થવાની સ્થિતિમાં હતું ને?

સ્વામીજીઃ—કદાચ તેમ હોયે ખરૂં. કાળચક્રના ઝપાટામાં આવતાં વેદોની જ્યોતિ "હા! હોલવાઇ ચાલી, ઓ! હોલવાઇ ગઇ" એમ વખતો વખત ભાસ થાય છે ખરો, પણ જ્યારે એમ બને છે ત્યારે શ્રી ભગવાન કોઇ એક એવું તો અસામાન્ય માનવ શરીર સ્રજે છે અને એવું તો ચેતન અને જોમ ધર્મપ્રતિ પ્રેરી દે છે કે જેથી કરીને ફરી પાછી તે કેટલોક સમય અપ્રતિહત જુસ્સાથી આગળ ચાલે છે. એવાં ચેતન અને જોમ હવે આપણા ધર્મમાં પ્રદીપ્ત થવા માંડયાં છે.

પ્રશ્નઃ—ભારત વર્ષે પોતાનું જ્ઞાન જગતના બીજા દેશોને મુક્ત હસ્તે આપ્યાની કોઇ સાબીતિ છે, મહારાજ?

સ્વામીજીઃ—કેમ વારૂ? ઇતિહાસ પોતેજ તેની સાબીતિ છે. જે જે આધ્યાત્મિક ઉન્નતિપ્રદ વિચારો અને જ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાઓ અત્યારે જગત્માં વિદ્યમાન છે તે તમામનું આદિસ્થાન આપણો ભારત વર્ષ છે, એમ યોગ્ય તપાસને અંતે જણાઇ ચૂકયું છે.

આ વિષયપર સ્વામીજીએ અત્યંત ઉત્સાહપૂર્વક લંબાણથી વિવેચન કર્યું. એ વખતે એમની પ્રકૃતિ બહુ ખરાબ હતી, અને તેમાં વળી ઉન્હાળાની અતિશય ગરમીને લીધે તેમને વારે વારે પાણી પીવું

પડતું હતું. છેવટે તેમણે કહ્યું: "બચ્ચા સિંધી! મને એક જામ બરફ નાંખેલું ઠંડું પાણી આણી આપ તો! બધી બાબત હું તને હમણાં સ્પષ્ટ સમજાવી દઉં છું." બરફ યુક્ત ઠંડું જળ પીધા પછી સ્વામીજીએ પોતાનું પ્રવચન ફરી શરૂ કર્યું.

સ્વામીજી:—જુઓ, આપણને જેની જરૂર છે તે આ છે:-પરદેશીઓના હસ્તક્ષેપ વગર-સ્વતંત્રપણે આપણા લોકોએ આપણી પોતાની વિદ્યાની વિવિધ શાખાઓનો તથા તેની સાથે અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ. વળી હુન્નર ઉદ્યોગના શિક્ષણની અને બીજું પણ જે જે કંઇ આપણા ઉદ્યોગ ધંધા ખીલવી શકે તેમ હોય તેતે દરેક શીખવાની આપણા લોકને જરૂર છે. એમ થાય તોજ લોકો નોકરી પાછળ ફાંફાં મારવાને બદલે ઉદ્યોગ ધંધો કરી પોતાના ગુજરાન પુરતું કમાઇ શકે અને સારાનરસા પ્રસંગ માટે કંઇક બચાવી પણ શકે.

પ્રશ્ન:—તે દિવસે આપ ટોલ (સંસ્કૃત છાત્રાલય બોર્ડિંગ સ્કુલ) ની પદ્ધતિ વિષે શું કહેતા હતા, મહારાજ?

સ્વામીજી:—ઉપનિષદની કથાઓ તમે નથી વાંચી કે શું? ચાલો, એક કથા હું તમને કહું છું. બ્રહ્મચર્યાશ્રમનું પાલન કરવા સારૂ સત્યકામ ગુરૂને ત્યાં રહેવા ગયો. ગુરૂએ તેને કેટલીક ગાયો સોંપીને અરણ્યમાં મોકલ્યો. ઘણા મહિના અરણ્યમાં ગાળ્યા પછી જ્યારે સત્યકામને જણાયું કે ગાયોની સંખ્યા બમણી થઇ છે, ત્યારે તેણે ગુરૂના આશ્રમપર પાછા ફરવાનો વિચાર કર્યો. પાછા આવતી વખતે રસ્તામાં એક બળદે, અગ્નિએ અને બીજાં કેટલાંક પ્રાણીઓએ તેને પરબ્રહ્મનો ઉપદેશ કર્યો. એમ કરતાં શિષ્ય ઘેર પહોંચ્યો ત્યારે તેના મુખ પ્રતિ જોતાંજ ગુરૂ તત્કાળ પામી ગયા કે તેને સંપૂર્ણ

બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ ચૂકયું હતું. આ કથાનું જે તારતમ્ય છે તે એ કે ખરૂં જ્ઞાન–ખરૂં શિક્ષણ કુદરત સાથેના સતત્ સહવાસથીજ સિદ્ધ થાય છે.

જ્ઞાન તો એજ રીતે સંપાદન થવું જોઇએ. કેવળ સંસ્કૃત પંડિતોની ટોલમાં રહી ભણ્યાથી તો ગમે તેટલું ભણ્યા છતાં પણ તમે મનુષ્ય દેહમાં મર્કટજ રહેવાના. મનુષ્યે બાલપણમાંથીજ એવા સત્પુરૂષના સહવાસમાં રહેવું જોઇએ કે જેનું ચારિત્ર અગ્નિની જ્વાળા જેવું ઉજ્જવળ અને નિર્મળ હોય. એથી કરીનેજ ઉત્કૃષ્ટ શિક્ષણનું જીવંત દૃષ્ટાંત તેની નજર સમક્ષ સદા કાયમ રહેશે. બાકી "જુઠું બોલવું એ પાપ છે" એવું માત્ર વાંચવાથી ને ગોખવાથી તો કંઇજ લાભ નથી. પ્રત્યેક બાળકને વિશુદ્ધમાં વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળતાં શીખવવું જોઇએ. એમ થશે ત્યારેજ તેમનામાં આત્મશ્રદ્ધા પ્રગટશે. બાકી શ્રદ્ધાવિહીન માણુસો તો જુઠું બોલવાનાજ. આપણા દેશમાં જ્ઞાનપ્રદાન યાને શિક્ષણનું કામ હંમેશાં સંન્યાસીઓને હાથેજ થતું આવ્યું છે. પાછળથી પંડિતો સર્વ જ્ઞાનનો ઇજારો કરી બેઠા અને તેને 'ટોલો'ના સંકુચિત ક્ષેત્રમાં મર્યાદિત કરી નાંખ્યું. પણ એમની એ રીતિનું પરિણામ બહુ માઠું આવ્યું છે અને દેશ વિનાશની અણીપર આવી પડયો છે. જ્ઞાન પ્રદાનનું કામ જ્યાં સુધી ત્યાગી–સંન્યાસીઓને હાથે હતું ત્યાં સુધી ભારતનું ભવિષ્ય સર્વથા ઉજળું હતું; ભારતને માટે બધી બાબતજ સુગમ હતી.

પ્રશ્ન:—આપ આ શું કહો છો? મહારાજ! બીજા દેશોમાં તો કંઈ સંન્યાસી બંન્યાસી નથી, છતાં તેમના જ્ઞાનના પ્રભાવે ભારતવર્ષ અત્યારે જુઓ કેવો તેમના ચરણોમાં આળોટી રહ્યો છે!–રે! કેવો અટવાઇ રહ્યો છે!

સ્વામીજી:—મિથ્યા પ્રલાપ માં કર, બચ્ચા! હું કહું તે સાંભળ.

ભારત સંતાનોના શિક્ષણનો ભાર જ્યાંસુધી સાચા ત્યાગીઓને* શિર પાછો નહિ મેલવામાં આવે ત્યાં સુધી ભારતને પારકા જોડા ઉઠાવવાજ પડશે. એક અશિક્ષિત પણ ત્યાગ વૃત્તિવાળા બાળકે તમારા મોટા મોટા વૃદ્ધ પંડિતોનાં માથાં કેવાં ફેરવી નાંખ્યાં હતાં તેની તમને ખબર નથી ? એકવાર દક્ષિણેશ્વરના મંદિરમાં વિષ્ણુની પૂજા કરતા બ્રાહ્મણ પૂજારીને હાથે વિષ્ણુની મૂર્તિનો એક પગ ખંડિત થયો. તે ઉપરથી પંડિતોની સભા કરીને તેમનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. પંડિતોએ જૂનાં પુરાણાં થોથાં પોથાં ઉથલાવીને નિર્ણય આપ્યો કે ખંડિત મૂર્તિની પૂજા શાસ્ત્ર પ્રમાણે વર્જીત છે, તેથી નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરવી પડશે. પંડિતોના આ નિર્ણયથી ત્યાં બહુ ખળભળાટ મચી રહ્યો. અંતે શ્રી રામકૃષ્ણને બોલાવવામાં આવ્યા. તેઓશ્રીએ બધી વાત સાંભળી લીધા પછી સવાલ કર્યો:—" કોઇ સ્ત્રીનો પતિ લંગડો થતાં તે સ્ત્રી પોતાના પતિનો શું ત્યાગ કરે છે કે ?" પરિણામ એ થયું કે પંડિતોની બોલતી

---

* કનક કાન્તાના આકર્ષણથી દૂર રહેવાવાળા એવા જ્ઞાનવાન અને બળવાન ત્યાગીઓ કાંઇ ઉપરથી આવી પડતા નથી; પણ ગૃહસ્થાશ્રમીઓમાં-થીજ પાકે તેમ છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. બાવન લાખમાંથી આટલાઓ આ કે તે કામ કરે તો આમ થાય ને તેમ થાય, એવી વૃથા આશાની વાતો કર્યા કરી પોતાની જાતને કનક કાન્તાના મોહમાં ડુબાવી રાખનાર બાયલા બડેખાંઓ તો દયાપાત્રજ ગણાય. જોઇ લ્યો, એક એવા સાચા ત્યાગીવાળું કાંગડીનું ગુરૂકુળ અને બીજી તરફ નોકરોથી ચલાવાતી બીજી તેવી સંસ્થાઓ ! અરે એ પણ હજી ઠીક છે, પણ દેશના ઉંડા વિચારકોથી નિંદાયલી દેશવિઘાતક હાલની કેળવણીમાં એક યા બીજી રીતે મદદ કરવા મંડી પડનારાઓથી તો પ્રભુ બચાવે ! સેંકડો ગરીબો ગ્રેજ્યુએટ બનીને દરેક સો–પચાસ કમાતો થાય છે એજ તેમની મોટી દલીલ ! દેશના ઉંડા પ્રશ્નો સાથે સ્નાન સૂતકજ નહીં ! પ્રભુ દેશને એવા મિત્ર–શત્રુઓથી બચાવે ! —સંપાદક—

બંધ થઇ ગઈ, તેમની બધી શાસ્ત્રીય ટીકા ટીપ્પણીઓ અને વિદ્ધત્તા ભરેલાં ભાષ્યો આ એકજ સાદા અને સરળ કથનના પ્રભાવ સામે ટકી શકયાં નહિ. તમે કહો છો તે ખરૂં હોત તો પછી શ્રી રામકૃષ્ણ આ પૃથ્વીપર શા માટે અવતરત અને પુસ્તકી વિદ્યાની આટલી બધી ઉપેક્ષા શા માટે કરત? તેઓશ્રી જે નવીન ચેતન પોતાની સાથે લાવ્યા હતા તે ચેતનને આપણે વિદ્યા અને શિક્ષણમાં ઘટાવવાનું છે અને તેમ થશે ત્યારેજ ખરૂં કાર્ય થશે; અન્યથા નહિ.

પ્રશ્ન:—પણ મહારાજ! કહેવું જેટલું સ્હેલું છે તેટલું કરવું કઠિણ છે.

સ્વામીજી:—અલબત્ત, તેમ છે જ. કાર્ય જો કથન કરતાં સ્હેલુંજ હોત તો તો પછી શ્રી રામકૃષ્ણને ભૂતળપર અવતરવાનું પ્રયોજનજ ન હતું. હવે તમારે જે કરવાનું છે તે એ કે દરેકે દરેક શહેર અને ગામમાં એકેક મઠ સ્થાપવો. કેમ, એ કામ તમારાથી થઇ શકશે કે? કંઇક તો અવસ્ય કરો. કલકત્તાના મધ્ય ભાગમાં એક મોટો મઠ સ્થાપવો. એક સારા સુશિક્ષિત અને ચારિત્રવાન સાધુને એ મથકનો અધ્યક્ષ નીમી તેના હાથ તળે સક્રિય (પ્રેકટીકલ) વિજ્ઞાન વિદ્યા અને કળાઓ શીખવાડવાનાં ખાતાં ઉઘાડવાં, અને તે દરેક ખાતાપર તે તે વિષયના જ્ઞાતા સંન્યાસીને નીમવો.

પ્રશ્ન:—પણ એવા સાધુઓ મળી શકશે કયાંથી, મહારાજ?

સ્વામીજી:—આપણે તેમને બનાવીને તૈયાર કરવાનો છે. તેટલા માટેજ હું હમેશાં કહ્યા કરૂં છું કે પ્રખર સ્વદેશાભિમાન અને ત્યાગ વૃતિવાળા કેટલાક યુવાનોની જરૂરીયત છે. ત્યાગી લોકો કોઇ પણ વસ્તુ સંપૂર્ણરીતે જેટલા થોડા સમયમાં સાધી શકે છે તેટલા થોડા સમયમાં બીજાથી તેમ થઇ શકતું નથી.

થોડો વખત શાન્ત રહીને સ્વામીજી બોલ્યા:—"સિંધી! આપણા

**દેશ માટે એટલા બધી બાબતો કરવાની બાકી છે કે તમારા મારા જેવા હજારો નરોની જરૂર છે.** ખાલી વાતો કર્યા કરવાથી શું નિપજશે ? જુઓ, જુઓ, આપણી માતૃભૂમિ કેવી દુર્દશાએ પહોંચી છે! આપણા વ્હાલા દેશના કેવા હાલહવાલ થઇ રહ્યા છે! તેને માટે હવે તો કંઇક કરો! આપણા નાના બાળકોને યોગ્ય એકાદ સારૂં પુસ્તક પણ આપણી કને નથી!"

પ્રશ્નઃ—એમ કેમ કહો છો, મહારાજ? બાળકોને માટે તો ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં પુસ્તકો મનમાન્યાં પડયાં છે! આટલું કહેતાં-માંતો સ્વામીજી ખડખડાટ હસી પડયા અને કહ્યું:–"હા, તેમાં લખ્યું છે કે 'ઇશ્વર નિરાકાર–ચૈતન્ય સ્વરૂપ છે' 'મણિલાલ બહુ સારો અને સમજુ છોકરો છે' વગેરે વગેરે. પણ તે ન ચાલે. **આપણે તો રામાયણ, મહાભારત, ઉપનિષદ્ વગેરેમાંની ટુંકી ટુંકી વાતો-વાળી દેશી ભાષાના અને અંગ્રેજી ચોપડીઓ સ્હેલી અને સાદી ભાષામાં તૈયાર કરવાની છે, અને એ ચોપડીઓ આપણાં નાનાં બાળકોને વાંચવા આપવાની છે.**

અગીયાર વાગ્યાનો સુમાર થયો હતો. આકાશમાં એકાએક વાદળાં ચઢી આવ્યાં અને ઠંડો પવન વાવા લાગ્યો. વરસાદનાં ચિન્હ થયેલાં જોઇ સ્વામીજીને અતિ આનંદ થયો. તેઓશ્રી ઉઠીને ઉભા થયા અને બોલ્યાઃ–"સિંધી! ચાલ, આપણે ગંગાજીના કાંઠે જરા ફરી આવીએ." અમે ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં સ્વામીજી કાલિદા-સના મેઘદૂતમાંથી અનેક શ્લોકો બોલતા હતા, તથાપિ તેમના ચિત્તમાં તે બધો વખત જે એક વિચારનો પ્રવાહ સતત્ ચાલ્યા કરતો હતો તે ભારત વર્ષનાં કલ્યાણ વિષે હતો. આખરે તેઓ બોલ્યાઃ–"આમ જો, સિંધી! બોલ, તારાથી એક વાનું થઇ શકશે? થોડા વખત માટે તું આપણા છોકરાઓનાં લગ્ન થતાં અટકાવી શકીશ?"

મેં કહ્યું:— મહારાજ! એમ કરવાનો વિચાર સુદ્ધાં કેવી રીતે કરી શકીએ? આપણા બાજુ લોકો તો ઉલટા લગ્નોને જેમ બને તેમ વધારે સોંઘાં અને સસ્તાં કરવાની જીવતોડ ખટપટ કરી રહ્યા છે.

સ્વામીજી:—તે બાબત બેફિકર રહો; કાળના પ્રવાહને કોણ ખાળી શકે તેમ છે! એવી તમામ હીલચાલો ખાલી રણકા માફક વ્યર્થ જશે. લગ્નો જેમ વધારે મોંઘાં થાય તેમ દેશને માટે વધારે કલ્યાણકારી છે. પરીક્ષાઓ પાસ કરવાની અને નાનપણમાંજ પરણી જવાની કેટલી બધી ધમાલ! લગનગાળાના સમયે જાણે કેમ કોઇને પણ પરણ્યા વગરનું કુંવારૂં રાખવાનુંજ ન હોય! અને બીજે વર્ષે પણ પાછું એનું એજ—એવડીને એટલીજ ધમાલ!

થોડીવાર શાંત રહીને સ્વામીજી ફરી બોલ્યાઃ—"થોડાક અવિવાહિત ગ્રેજ્યુએટો જો મને મળી આવે તો હું તેમને જાપાન મોકલી ત્યાં ઉદ્યોગ હુન્નરનું શિક્ષણ મળે તેવી વ્યવસ્થા કરી આપવા પ્રયાસ કરૂં, જેથી કરી તેઓ સ્વદેશ પાછા ફરતાં તેમનું જ્ઞાન હિંદના કલ્યાણ માટે કામે આવે. એવું થઇ શકે તો અહા! કેવું સારૂં! દેશને તેથી કેટલો બધો ફાયદો થાય!"

પ્રશ્નઃ—કેમ મહારાજ! ઇંગ્લંડ કરતાં જાપાન જવામાં આપણને વધારે ફાયદો છે?

સ્વામીજી:—બેશક! મારો અભિપ્રાય એવો છે કે આપણા તમામ શ્રીમંત અને શિક્ષિત લોકો જો એકવાર જાપાનને નજરે જોઇ આવે તો તેમની આંખો બરાબર ઉઘડી જાય.

પ્રશ્નઃ—કેવી રીતે, મહારાજ?

સ્વામીજી:—જાપાનમાં જ્ઞાનનો સરસ પરિપાક થયલો જણાય છે. અહિંની માફક અજીર્ણ કે અપચો થયેલો ત્યાં નથી જણાતો. તેઓએ બધુંજ યુરોપીઅનો પાસેથી ગ્રહણ કર્યું છે, છતાં પણ તેઓ

જાપાનીસજ રહ્યા છે અને યુરેપીઅન બની બેઠા નથી. એથી ઉલટું આપણા દેશમાં બધી બાબતમાં પાશ્ચાત્ય બની જવાની ભયંકર ઘેલછાએ આપણને પ્લેગની પેઠે પછાડયા છે!

મેં કહ્યું:—"મહારાજ! મેં કેટલાંક જાપાની ચિત્રો જોયાં છે; તેમની કળા જોઈ ભલભલાઓ દિંગ થયા વગર ન રહે. તેમની ખૂબી–તેમની કલ્પના કંઇ ન્યારીજ છે. બીજાઓથી તેની નકલ થઇ શકે તેમ નથી.

સ્વામીજીઃ—તમારૂં કહેવું તદ્દન ખરૂં છે. કલાના કારણેજ તેઓ પ્રજા તરીકે મહાન થયા છે. તેઓ પણ આપણી માફક એશિયાટિક છે એ તમે કયાં નથી જાણીતા? આપણે જો કે લગભગ બધુંજ ગુમાવી બેઠા છીએ, તો પણ અદ્યાપિ આપણું જે કંઇ રહેલું છે તે હેરતભર્યું છે. એશિયાવાસીનો આત્માજ કલાના તંતુથી વણાયલો છે જેમાં કલાનો લેશ ન હોય એવી કોઇ વસ્તુજ એશિયાટિક વાપરે નહિ. જાણતા નથી કે કળા એ આપણામાં પણ ધર્મનો એક ભાગ મનાયો છે? તહેવાર અને બીજા શુભ પ્રસંગોએ જે સ્ત્રી ભોંય અને ભીંતો ઉપર અબીલ ગુલાલના સુંદર સાથીયા પૂરી શકે છે કે ઉત્તમ ચિત્રામણ કાઢી શકે છે તેની આપણામાં કેટલી બધી પ્રશંસા થાય છે! શ્રી રામકૃષ્ણ પણ કેવા મોટા કળાકોવિદ હતા!

પ્રશ્ન:—અંગ્રેજ લોકની કળા પણ સારી છે, નહિ વારૂ?

સ્વામીજીઃ—કેવો અક્કલનો બારદાન છે!–પણ અત્યારે જ્યાં સર્વત્ર એ માન્યતા પ્રસરી રહેલી છે અને જ્યાં બધાજ એમ ધારે છે ત્યાં તને એકલાનેજ દોષ દેવો શા કામનો? અફસોસ કે આપણો દેશ આટલી બધી અધોગતિએ પહોંચ્યો છે! લોકો પોતાના સુવર્ણને પીત્તળ લેખે છે અને પરદેશીઓના પીત્તળને સુવર્ણ તરીકે સ્વીકારે છે! ખરેખાત! એ આધુનિક શિક્ષણનુંજ જાદુ છે! નિશ્ચય માન કે યુરો-

પીઅનો જ્યારથી એશિયાના સંબંધમાં આવ્યા છે ત્યારથી તેમણે પોતાના જીવનમાં કળાને ઉતારવાનો પ્રયાસ આદર્યો છે.

મેં કહ્યું:—મહારાજ! બીજાઓ જો આપને આવી વાતો કરતાં સાંભળશે તો તેઓ એમજ ધારશે કે આપ પશ્ચિમની બધી વસ્તુઓને ધૃણાની નજરે જુઓ છો, અને પ્રત્યેક વસ્તુને તેની કાળી બાજુએથી નિહાળવાની આપને આદત છે!

સ્વામીજી:—ઠીકજ છે! અંધપરંપરાના માર્ગમાં વિચરનારાઓ બીજું ધારી પણ શું શકવાના હતા! પ્રત્યેક વસ્તુ મને મારી નજરે બતાવવાની મારી કેટલી મોટી ઇચ્છા છે! તેઓનાં મકાનો જુઓ, તે કેવા સામાન્ય કોટિનાં અને અર્થરહિત છે? એમનાં મોટાં મોટાં સરકારી યાને જાહેર મકાનોને નિહાળો; તેમને બહારથી જોતાં બરાબર તમે કહી શકશો કે પ્રત્યેક મકાન શેને માટે બાંધવામાં આવ્યું છે? ના, કેમકે તે બધાંય કેવળ અલાક્ષણિક છે; બહારના દેખાવપરથી જોનારને તેમનો ઉપયોગ અને હેતુ સ્પષ્ટ સમજાય એવાં સાંકેતિક ચિહ્નો તેમના મકાનમાં હોતાં નથી. તેમનો પહેરવેશ પણ જુઓ: શરીરે ચુસ્ત ભચડાઇ રહેતા તેમના અક્કડ કોટો અને તેમનાં સીધાંસટ પાટલૂનો આપણી નજરમાં ભાગ્યેજ ફુટડાં દેખાય, કેમ નહિ? અને ખરે! તેમાં શોભા કે સૌંદર્ય જેવું છે પણ શું? હવે આપણી માતૃભૂમિના ગમે તે ભાગમાં જાઓ અને જુઓ કે બહારના દેખાવ માત્રથી પ્રત્યેક મકાન શેને માટે નિર્માણ થયેલું છે તે એકદમ યથાર્થ સમજી શકાય છે કે નહિ? વળી તેમાં કારીગરીને કળાની પણ કેટલી બધી ભરપટ હોય છે! કાચનું ગ્લાસ એ એમનું જળપાત્ર છે, અને ધાતુની ઝારી એ આપણું છે; એમાંથી કિસ્મમયું અને ખૂબીદાર કયું છે? આપણાં ગામડાંઓમાં ખેડૂતોનાં ઘરો તેં જોયાં છે?

મેં કહ્યું:—જી હા, મેં તે જોયાં છે.

સ્વામીજી:—તેમાં તેં શું જોયું છે ?

શું જવાબ આપવો તે હું સમજી શકયો નહિ. તો પણ મેં કહ્યું: “મહારાજ! તે બીલકુલ સ્વચ્છ અને સુઘડ હોય છે. તેમનાં આંગણાં અને ભોંયતળીયાં રોજ વાળી ઝૂડીને અને લીંપી ઘૂંપીને સાફ રાખવામાં આવે છે.”

સ્વામીજી:—તેમના અનાજ રાખવાના કોઠાર જોયા છે ? તે કેટલા બધા ખૂબીદાર હોય છે ! તેમાં કળા કૌશલ્ય પણ કેટલું વાપર્યું હોય છે ! તેમની માટીની ભીંતડીઓપર પણ કેવાં ભાતભાતનાં ચિત્રામણો કાઢેલાં હોય છે ! હવે, જો તું પશ્ચિમના મૂલકોમાં જઇને ત્યાંના ગરીબ અને હલકા વર્ગના લોકોની રહેણી કરણી તપાસે તો આપણા અને તેમના વચ્ચેનો તફાવત તરતજ તારી ધ્યાનમાં આવી જાય. બાબત એમ છે કે તે લોકો ઉપયોગની નજરે જુએ છે, ત્યારે આપણે કળાની નજરે જોઇએ છીએ. પાશ્ચિમાત્યો પ્રત્યેક ચીજમાં ઉપયોગને ખોળે છે ત્યારે આપણે સર્વત્ર કળાને પ્રાધાન્ય આપીએ છીએ. પાશ્ચાત્ય શિક્ષણના યોગે આપણી સુંદર ઝારીઓને પાણીચું મળ્યું છે, અને તેને ઠેકાણે આપણાં ઘરોમાં ઠીંકરા જેવા એનેમલના પ્યાલા ઘુસ્યા છે ! એ રીતે ઉપયોગિતાની ભાવનાનું ભૂત આપણા લોકમાં પણ એટલે સુધી ભરાયું છે કે તેથી આપણી સ્થિતિ લગભગ હાસ્યાસ્પદ થઇ રહી છે. અત્યારે આપણને જેની અગત્ય છે તે કળા અને ઉપયોગિતાના સંધાનની છે. જાપાને તે સંધાન બહુ ઝડપથી સાધ્યું છે, અને પરિણામે તેની રાક્ષસી ઝડપે પ્રગતિ થઇ છે. હવે એવો વારો આવ્યો છે કે જાપાનીઓ પાશ્ચિમાત્યોના ગુરૂ બનશે; જાપાનીઓ પાસે પાશ્ચિમાત્યોને શીખવું પડશે.

પ્રશ્ન:—મહારાજ ! દુનિયામાં કઇ પ્રજાનો પહેરવેશ સૌથી સરસ છે ?

સ્વામીજીઃ—આર્યોનો. યુરોપીઅનો પણ તે વાત સ્વીકારે છે. કેવી ખૂબીબંધ પાટલીઓ અને ગડીઓમાં તેમનો પોશાક દીપે છે! ઘણા ખરા રાષ્ટ્રોના રાજવસ્ત્રોમાં પણ કેટલેક અંશે આર્ય પોશાકનું એક જાતનું અનુકરણ રહેલું જણાય છે—તેમના પોશાકને ગડીબંદ અને કરચળીબંદ રાખવા માટે એવોજ પ્રયત્ન કરાય છે અને એ રાજવસ્ત્રો તેમના પ્રજાકીય પહેરવેશથી દેખીતી રીતે જુદાં પડી આવે છે.

આ પહેરવેશની વાત નીકળી છે તો કહું છું કે, સિંધી, તું આ યુરોપીઅન ધાટીનાં ખમીસ પહેરવાનું છોડી દે.

પ્રશ્નઃ—કેમ, મહારાજ?

સ્વામીજીઃ—એટલા માટે કે પાશ્ચિમાત્ય લોકો ખમીસનો ઉપયોગ બીજા વસ્ત્ર ( કોટ ) તળે પહેરવામાં કરે છે; બહાર દેખાય તેવી રીતે ખમીસ પહેરવાં તેમને ગમતાં નથી. છતાં આપણા બંગાળી લોકો તેમ કરે છે એ કેટલું બધું ભૂલ ભર્યું છે! જાણે કેમ ગમે તે જણ ગમે તે પોષાક પહેરી શકે! જાણે કેમ પહેરવેશ સંબંધી કંઇ નિયમજ ન હોય! જાણે કેમ બાપદાદાની ચાલી આવતી ઢબનું અનુકરણુજ કરવાનું ન રહેતું હોય! પોતાથી ઉતરતી વર્ણનું સ્પર્શેલું અન્ન ખાનારને આપણામાં જ્ઞાતિ બહાર મૂકવાનો રિવાજ છે, એવોજ રિવાજ, એવોજ પ્રતિબંધ ગમે તે જાતનો અનિયમિત પોષાક પહેરનારના સંબંધમાં લાગુ પાડવામાં આવ્યો હોત તો કેવું સારૂં થાત! કોઇ પણ રીતે તમારી પોતાની જાતીય ઢબને બંધ બેસ્તો તમારા પોષાકને શા માટે નથી બનાવતા? યુરોપીઅન ધાટીનાં ખમીસ ને ડગલા પહેરવામાં શું અર્થ સમાયો છે?

હવે વરસાદ પડવા માંડયો અને ભોજનનો ઘંટ પણ થયો, તેથી અમે પણ બીજાઓ સાથે પ્રસાદ લેવા ગયા. ભોજન દરમ્યાન સ્વામીજીએ મને સંબોધીને કહ્યું—" આહાર થોડો પણ ઘટ્ટ અને સત્ત્વવાળા

પદાર્થોનો (રોટી પુરી ભાખરી વગેરેનો) કરવો જોઇએ. દરેક ટંકે મોટા પ્રમાણમાં ભાત ખાઇનેજ પેટ ભરવું એ તો આળસનુંજ મૂળ છે."

જરા વાર રહીને ફરી તેઓ બોલ્યા: જાપાની લોકને જુઓ, તેઓ પણ દાળનું ઓસામણ અને ભાત દિવસમાં બે ત્રણવાર ખાય છે પરંતુ ગમે તેવો મજબૂત બાંધાનો માણસ પણ દરેક ટંકે થોડું થોડુંજ ખાય છે, પછી ભલેને તે ગમે તેટલીવાર ખાતો હોય. તેઓમાં જે સાધન સંપન્ન હોય છે તેઓ નક્કર ખોરાક પણ રોજ લે છે. આપણે દિવસમાં બે વાર ભાત જેવો પદાર્થ ગળા સુધી ઘોચી ઘોચીને ખાઇએ છીએ, અને પરિણામ એ થાય છે કે આપણી બધી શક્તિનો વ્યય ભાતના એવડા મોટા જથાને પચાવવામાંજ થઇ જાય છે.

આપણા લોકનું મોટું અનિષ્ટ આળસ છે, અને એજ આપણા દારિદ્રનું મુખ્ય કારણ છે. ધારો કે કોઇ પેઢીનો વડો નારાજ થવાથી કોઇનો પગાર ઘટાડી નાંખે છે અથવા તો કોઈ કુટુંબના ત્રણ ચાર કમાનાર દીકરામાંથી એક દીકરો અચાનક ગુજરી જાય છે, તો એવે પ્રસંગે આપણા લોક શું કરે છે? લાગલાજ તેઓ બચ્ચાંઓને આપવાના દૂધનું પ્રમાણ ઘટાડી નાંખે છે, અથવા તો દિવસમાં એક ટંક ખાઇને અને રાત્રે ફાકો ફૂકો કરીને રહે છે.

પ્રશ્ન:—પણ ત્યારે એવે પ્રસંગે તેઓ બીજું કરી પણ શું શકે?

સ્વામીજી:—કેમ? પોતાના આહારનું ધોરણ જાળવી રાખવા કાજે તેઓ વધારે મહેનત કરીને વધારે કમાઇ ન શકે કે? પણ ના, તેમ તો ન થાય! તેમને તો અડ્ડાપર જઇને નિરર્થક ગપ્પાંમાં અમુક કલાક ગાળ્યા વગર નજ ચાલે! અરેરે! પોતાનો અમૂલ્ય વખત તેઓ કેવા એળે ગુમાવે છે તેનું તેમને ભાન હોત તો કેવું સારૂં!



# પ્રસંગ ૧૦ મો.

**જાતિ અને ગુણ અનુસાર ચાતુર્વર્ણ્યની સમજ—પશ્ચિમના દેશોમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો.**

(શ્રી પ્રિયનાથ સિંહ)

સ્વામીજીનો મુકામ કલકત્તામાં કૈ. બલરામ બાબુને ઘેર હતો ત્યારે હું એકવાર તેમનાં દર્શન કરવા ગયો. જાપાન અને અમેરિકા વિષે લાંબો વાર્તાલાપ ચાલ્યા પછી મેં પૂછ્યું: "એતો ઠીક. મહારાજ, પણ પશ્ચિમમાં આપને કેટલા શિષ્યો છે?"

સ્વામીજી:—બહુ, પુષ્કળ.

પ્રશ્ન:—કેટલા, બે ત્રણ હજાર?

સ્વામીજી:—એના કરતાંયે વધારે હશે.

પ્રશ્ન:—તે બધાને આપે મંત્રની દીક્ષા આપી છે?

સ્વામીજી:—હા.

પ્રશ્ન:—પ્રણવ મંત્ર-ૐ-નો ઉચ્ચાર કરવાની પણ આપે તેમને પરવાનગી આપી દીધી?

સ્વામીજી:—હા.

પ્રશ્ન:—મહારાજ, એમ કેમ કર્યું? કહે છે કે શુદ્રોને પ્રણવના ઉચ્ચારનો અધિકાર નથી, અને બ્રાહ્મણ સિવાય બીજા કોઇને પણ તે અધિકાર નથી. તેમાં વળી પાશ્ચાત્યો તો મ્લેચ્છો છે-શુદ્રો પણ નહિ; તો પછી એમને તો એ અધિકાર કેમજ અપાય?

સ્વામીજી:—પણ કેમ જાણ્યું કે મેં જેમને દીક્ષા આપી છે તે બ્રાહ્મણો નથી?

મેં કહ્યું:—હિંદુસ્તાનની બહાર યવન અને મ્લેચ્છ મુલકોમાં તે વળી આપને બ્રાહ્મણો ક્યાંથી મળ્યા?

સ્વામીજીઃ—મારા બધાય શિષ્યો બ્રાહ્મણ છે! બ્રાહ્મણ સિવાય અન્યને પ્રણવ મંત્રનો અધિકાર નથી એ કથનનું સત્ય મને અક્ષરસઃ માન્ય છે. પણ બ્રાહ્મણને પેટ જન્મેલોજ હંમેશાં બ્રાહ્મણ હોય એવું કંઇ ખાસ નથી. બ્રાહ્મણ થવાની એને માટે દરેક શકયતા હોવા છતાં તે બ્રાહ્મણ ન પણ હોય. બાગ બઝારના અઘોર ચક્રવર્તીનો ભત્રીજો ભંગી થઈ ગયો અને પોતે સ્વીકારેલી ભંગીની જાતનાં તમામ હલકાં કામો જાહેર રીતે કરવા લાગ્યો એ વાત તમારા સાંભળ્યામાં નથી આવી? એ બ્રાહ્મણનો દીકરો કયાં નહોતો? *

બ્રાહ્મણ સંતાન અને બ્રાહ્મણ્ય ગુણો એ બે કેવળ ભિન્ન વસ્તુઓ છે. હિંદુસ્તાનમાં મનુષ્ય, બ્રાહ્મણની ગ્નાતમાં જન્મ્યાથી ગ્નાતિને લઇને બ્રાહ્મણ ગણાય છે, પણ પશ્ચિમમાં તો બ્રાહ્મણ્ય ગુણો પરથીજ બ્રાહ્મણને ઓળખવાનો છે. જેવી રીતે સત્ત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો છે તેવીજ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને ઓળખાવનારા બીજા ગુણો છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયોના ગુણો આપણા દેશમાંથી અલોપ થતા જાય છે, પરંતુ પાશ્ચાત્ય પ્રદેશોમાં લોકોએ અત્યારે ક્ષત્રિયત્વને પ્રાપ્ત કર્યું છે, યાને ક્ષત્રિયત્વ અત્યારે ત્યાં પૂર્ણ બ્હારમાં ખીલ્યું છે. એ પછીનું ચ્હડીયાતું પદ તે બ્રાહ્મણત્વનું છે અને એ પદે પહોંચેલા પણ ત્યાં અનેક મળી આવે છે.

પ્રશ્નઃ—ત્યારે તો જે લોક સ્વભાવે સાત્ત્વિક હોય તેમને આપ બ્રાહ્મણ કહો છો, કેમ એમજ કની?

સ્વામીજીઃ—બેશક, તેમજ. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો જેમ થોડા યા ઘણા પ્રમાણમાં પ્રત્યેક મનુષ્યમાં રહેલા છે, તેમ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર બનાવનારા ગુણોનું અસ્તિત્વ પણ થોડા કે બહુ

* અમદાવાદનો એક બ્રાહ્મણ કુંભાર થઇ જવાની ખબર હમણાં થોડા વખતપર છાપામાં આવી છે—અનુવાદક.

પ્રમાણમાં મનુષ્ય માત્રમાં જન્મથીજ હોય છે. પ્રસંગોપાત્ તેમાંના એક કે બીજા ગુણનું મનુષ્યનામાં પ્રાબલ્ય થાય છે અને તે મુજબ તેનો સ્ફોટ પણ થાય છે. દાખલા તરીકે વિવિધ વ્યવસાયમાં રોકાયલા મનુષ્યને લ્યો. જ્યારે તે પગારને માટે બીજાની નોકરી કરતો હોય છે ત્યારે તે શુદ્રની સ્થિતિમાં છે; જ્યારે તે પોતાના હિત વાસ્તે નફાની ધાનતથી કોઇ કામ કરી રહ્યો હોય છે ત્યારે તે વૈશ્ય છે; જ્યારે તે અન્યાયને દૂર કરાવવા ઝઘડતો હોય છે ત્યારે તેનામાં ક્ષત્રિયના ગુણો ચમકે છે; અને જ્યારે તે ઈશ્વરનું ધ્યાન ભજન કરે છે કિંવા ભગવદ્ વાર્તામાં વખત વિતાડે છે ત્યારે તે બ્રાહ્મણ છે. ખરે, એક વર્ણમાંથી બીજી વર્ણમાં ફેરવાઇ જવું એ કોઇ પણ મનુષ્યને માટે કેવળ શક્ય છે. તેમ ન હોત તો વિશ્વામિત્ર બ્રાહ્મણ અને પરશુરામ ક્ષત્રિય શી રીતે થાત ?

પ્રશ્નઃ—મહારાજ! આપ કહોછો તે ખરૂં તો લાગે છે. છતાં આપણા પંડિત લોકો અને કુલ ગુરૂઓ અમને એવો બોધ કેમ નથી કરતા ?

સ્વામીજીઃ—એજ આપણા દેશનું એક મોટું અરિષ્ટ ( કુચિન્હ ) છે. પણ હવે એ વાતને જવા દો.

અત્રે સ્વામીજીએ પાશ્ચાત્યોની કર્તવ્ય પરાયણતાની બહુજ પ્રસંશા કરી અને તેઓ ધર્મનો વિષય હાથપર લે છે તો તેમાં પણ તેમનો એ જુસ્સો કેવો દીપી નીકળે છે તે કહી બતાવ્યું.

મેં કહ્યું:—ખરૂં કહો છો, મહારાજ ! મેં પણ સાંભળ્યું છે કે એ લોકો ધર્મનું આચરણ કરવા માંડે ત્યારે એમની આધ્યાત્મિક અને માનસિક શક્તિઓનો બહુ જલદીથી વિકાસ થાય છે. થોડા દિવસપર શારદાનંદ સ્વામીજીએ મને તેમના એક પાશ્ચાત્ય શિષ્યનો આવેલો પત્ર

બતાવ્યો હતો. તેમાં ફક્ત ચાર મહિનાની સાધનાથી લેખકની આધ્યાત્મિક શક્તિઓનો કેવો સરસ વિકાસ થયો તેનું વર્ણન કર્યું હતું.

સ્વામીજી:—જોઇ લે ત્યારે! હવે તું પોતેજ સમજી જો કે પશ્ચિમના દેશોમાં બ્રાહ્મણો છે કે નહિ? આપણે અહિં પણ બ્રાહ્મણો છે, પણ તેઓ તેમના ભીષણ અત્યાચારથી દેશને વિનાશની અણીપર લાવી રહ્યા છે, અને પરિણામે તેમની કને જે કંઈ સ્વાભાવિક છે તે પણ ધીરે ધીરે નષ્ટ થઇ જવા બેઠું છે. ગુરૂ શિષ્યને મંત્રની દીક્ષા આપે છે ખરો, પણ તે તો એનો એક ધંધોજ થઇ પડયો છે. વળી ગુરૂ શિષ્ય વચ્ચેનો સંબંધ પણ હાલ કેવો વિચિત્ર છે! કદાચિત ગુરૂને ત્યાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય છે અને ઘરમાં ખાવાનું ઠેકાણુંએ નથી હોતું, ત્યારે ગુરૂ પત્ની સ્વામીને કાને એ વાત નાંખી વિનતિ કરે છે:—"સ્વામીનાથ! શિષ્યો—જજમાનને ત્યાં ફરી એકવાર જઇ આવોને. આખો દિન પાસા રમ્યા કરવાથી આપણી ભૂખનું નિવારણ કેમ કરી થશે?" એટલે પછી ગુરૂ ઉત્તર આપતાં કહે છે:—"બહુ સારૂં, કાલે સવારે મને ફરી સંભારજે. મને ખબર મળી છે કે મારા અમુક અમુક શિષ્યનો હાલમાંજ ભાગ્યોદય થયો છે અને વળી ઘણા વખતથી હું તેને ત્યાં ગયો પણ નથી." આપણે ત્યાં કુલગુરૂની પદ્ધતિની અત્યારે આ દશા છે! પશ્ચિમમાં ગુરૂપણાની એટલી બધી અધોગતિ થઇ નથી; એકંદર રીતે અહિંના કરતાં ત્યાં બહુજ સારૂં છે.





# મુલાકાતો.

## ૧–લંડન શહેરમાં હિંદી યોગી.

( ધી વેસ્ટમીન્સ્ટર ગેઝેટ, ૨૩ ઓકટોબર, ૧૮૯૫ ).

થોડુંક થયાં હિંદી તત્ત્વજ્ઞાન માટે અનેક જણના મનમાં ઉંડો ચાહ જન્મ્યો છે અને તે દિવસાનુદિવસ વધતો જાય છે. અત્યાર સુધી આ દેશમાં એના જે ઉપદેશકો હતા તે સર્વથા પાશ્ચાત્ય વિચાર અને પાશ્ચાત્ય કેળવણીમાં ઉછરેલા હોવાથી પરિણામ એ થયું છે કે વેદાન્ત જ્ઞાનનાં ગૂઢતર રહસ્યો વિષે ખરૂં કહીએ તો આપણે અહિં ઘણુંજ થોડું જાણી શકાયું છે, અને તે થોડું પણ અમુક ગણી ગાંઠી વ્યક્તિઓથીજ. વેદાન્ત શાસ્ત્રનાં મોટાં મોટાં અને ભારે ભાષાન્તરો થયાં છે તે મોટે ભાગે ભાષાશાસ્ત્રીઓના લાભાર્થેજ કરાયાં છે. તેમાંથી જે ઉત્તમોત્તમ જ્ઞાન કે જે પૂર્વના તમામ સંપ્રદાય અને રીત રિવાજોમાં ઉછરેલા સમર્થ શોધકને ખરેખર પ્રાપ્ત થાય છે તે ઢુંઢી ઢુંઢીને પ્રાપ્ત કરવા જેટલી ધીરજ અને દરકાર કોઇકમાંજ હોય છે.

એક બાતમીદાર અમારાપર લખે છે કે, હું ઉત્કંઠા અને કુતુહ-લથી પ્રેરાઈ આપણા પાશ્ચાત્ય લોકને કેવળ અપરિચિત એવા એક

ઉપદેશકની મુલાકાતે ભાવપૂર્વક ગયો હતો. એ ઉપદેશક હિંદી હોઇ તેમનું નામ 'સ્વામી વિવેકાનંદ' છે, અને તે એક ખરેખરા યોગી છે. એમનો આ તરફ આવવાનો ઉદ્દેશ એ છે કે અનેક યુગોથી ઋષિ મુનિઓદ્વારા તેમના લોકને વારસામાં મળેલા જ્ઞાનનો પ્રચાર કરવો. એજ ઉદ્દેશથી તેમણે પશ્ચિમમાં આવવાનું સાહસ ખેડ્યું છે, અને એજ ઉદ્દેશને અનુસરી ગઇ રાત્રે તેમણે 'પ્રિન્સ હૉલ' માં એક વ્યાખ્યાન આપ્યું હતું.

સ્વામી વિવેકાનંદ એક પ્રભાવશાળી મૂર્તિ છે. તેઓ માથે પાઘડી (અથવા ધર્માધ્યક્ષના મુગટના આકારની કાળા કપડાની ટોપી) પહેરે છે. તેમની મુખમુદ્રા પ્રશાંત પણ માયાળુ છે.

તેમના "**સ્વામી વિવેકાનંદ**" એ નામમાં કંઇ વિશિષ્ટ અર્થ રહ્યો છે કે કેમ એવો પ્રશ્ન મારા તરફથી થતાં સ્વામીએ કહ્યું:– "હું જે નામથી ઓળખાઉંછું (સ્વામી વિવેકાનંદ) તેનો પહેલો શબ્દ સંન્યાસી એટલે કે જેણે સંસારનો વિધિ પુરઃસર ત્યાગ કર્યો છે તેનો સૂચક છે, અને બીજો શબ્દ અમારા સંન્યાસીઓના રિવાજ પ્રમાણે સંસાર ત્યાગ વખતે ધારણ કરેલું મારૂં નામ છે. એને અક્ષરસઃ અર્થ કરીએ તો "વિવેક બુદ્ધિનો આનંદ" એમ થાય છે."

મેં પૂછ્યું:—"તમે પ્રચલિત સંસાર માર્ગનો ત્યાગ કરવાને કેમ લલચાયા?"

સ્વામીએ જવાબ આપ્યો:—"મને બચપણથીજ ધર્મ અને તત્ત્વ જ્ઞાન વિષે ઉંડો ભાવ હતો, અમારાં ધર્મશાસ્ત્રો અમને શીખવે છે કે 'સન્યાસ' એ માનવની મહત્ત્વાકાંક્ષાનું ઉંચામાં ઉંચું લક્ષ્ય છે. એ લક્ષ્ય માટે મારામાં અંતિમ અને ઉગ્ર નિશ્ચય પ્રદીપ્ત કરવા સારૂ એકાદા મહાન ગુરૂના સમાગમની જરૂર હતી. અંતે તે પણ બની આવ્યું. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે મારો ભેટો થયો. તેઓશ્રીના જીવ-

નમાં મને મારા ઉત્કૃષ્ટ આદર્શનો સાક્ષાત્કાર થયેલો જણાયો, અને હું તેમનેજ પગલે ચાલવા ઉધુક્ત થયો અર્થાત્ મેં સંન્યાસ ગ્રહણ કર્યો."

"ત્યારે શું તેમણે કોઇ પંથ સ્થાપ્યો છે કે જેના આપ અત્યારે પ્રાતનિધિ છો?" મેં પૂછ્યું.

સ્વામીએ સત્વર ઉત્તર વાળ્યો:—"નહિ રે! નહિ. એઓશ્રીનું તો આખું જીવન સંપ્રદાય અને મતમતાંતરોની મર્યાદાનું ખંડન કરવામાં વ્યતિત થયું છે. એમણે કોઇ પણ જાતનો પંથ કાઢયો નથી; પણ એથી ઉલટુંજ કીધું છે. અબાધિત વિચાર–સ્વાતંત્ર્યના તેઓ પક્ષપાતી હતા અને તેના પ્રચાર માટે તેમનો તનતોડ પ્રયાસ હતો. તેઓશ્રી એક મહાન યોગી હતા."

"ત્યારે આપને આ દેશમાં કોઈ સમાજ કે સંપ્રદાય જોડે કંઈજ સંબંધ નથી? આપ થીઓસોફીસ્ટ, ક્રિશ્ચિઅન, સાયેન્ટીસ્ટ કે એવા કોઈ નથી?"

"નહિ, બીલકુલ નહિ! હું એમાંનો કોઇ પણ નથી" સ્વામીએ સ્પષ્ટ અને અસરકારક શબ્દોમાં જવાબ આપ્યો. (એમની મુખમુદ્રા બાળકની કાંતિ જેવી દીપે છે, તે અત્યંત સાદી, સરલ અને નિષ્કપટ છે). "હું જે ઉપદેશ કરૂંછું તે અમારા પ્રાચીન ધર્મ ગ્રંથોપર મારા ગુરૂશ્રીએ જે અજવાળું પાડયું છે તેના યોગે મેં પોતે તે ગ્રંથોનો જે અર્થ કર્યો છે અને તેમનું જે રહસ્ય મારા સમજવામાં આવ્યું છે તેમનો ઉપદેશ કરૂં છું. હું કોઇ અલૌકિક પુરૂષ નથી, કે અલૌકિક શક્તિ ધરાવવાનો મારો દાવો નથી. મારા ઉપદેશમાં ઉતમોત્તમ બુદ્ધિશાળી જનોને જે કાંઇ સારૂં લાગે તથા ઉત્તમ વિચારકોને જે કાંઇ ગ્રાહ્ય લાગે તેનો જો સ્વીકાર થશે તો મારો પરિશ્રમ સફળ થયેલો હું લેખીશ."

આગળ ચાલતાં તેમણે કહ્યું:—"ભક્તિ, જ્ઞાન અને યોગ પૈકી

ગમે તે એકનો ચક્ષુર્ગમ્ય રૂપમાં બોધ કરવો એ ધર્મ માત્રનો ઉદ્દેશ છે, અને હું જે વેદાન્ત જ્ઞાનનો ઉપદેશ કરૂં છું તે કેવળ બુદ્ધિગમ્ય શાસ્ત્ર હોઇ તેમાં આ ત્રણે માર્ગો એટલે કે ભક્તિ, જ્ઞાન અને યોગનો સમાવેશ થયેલો છે. હું બોધ આપું છું ખરો, પણ તેને આચરણમાં અનુભવી જોવાનું કામ તો શ્રોતાને પોતાનેજ સોંપું છું. હું પ્રત્યેક જણને તેના પોતાના અનુભવોનો આધાર લેવા કહુંછું, અને જ્યાં ગ્રંથોનો આધાર આપું છું ત્યાં તે ગ્રંથો સુપ્રાપ્ય હોય છે, એટલુંજ નહિ પણ પોતે જાતે મરજી હોય તો, તેનું અધ્યયન કરી શકે એવા હોય છે. શિવાય, મારૂં જ્ઞાન મને કોઇ ગુપ્ત ગ્રંથોમાંથી કે દિવ્ય પોથીઓમાંથી મળ્યું છે એવો જેમ મારો દાવો નથી તેમ કોઇ ગુપ્ત મહાપુરૂષો મારા મુખદ્વારા બોલે છે એમ પણ હું કોઇને મનાવતો નથી. હું કોઇ ગુપ્ત મંડળનો પ્રચારક નથી, તેમ એવાં મંડળોથી કાંઈ લાભ હોય એમ હું માનતો પણ નથી. સત્ય તેની પોતાનીજ સત્તાથી ટકી રહે છે; સત્યને બીજાના ટેકાની કે પ્રમાણની જરૂર નથી. સત્યને કશી ભીતિ નથી, સાચને કદાપિ આંચ નથી."

મેં પૂછ્યું:—"ત્યારે અહિં કોઇ સમાજ કે મંડળ સ્થાપવાનો આપનો વિચાર નથી?"

"નહિ, સમાજ સમિતિ કુછ નહિ. પ્રત્યેક હૃદયમાં વસેલા સર્વ સામાન્ય આત્માનોજ હું કેવળ બોધ કરૂંછું. એ આત્માને ઓળખનારા અને એના આનંદમાં રાચનારા એક મુઠ્ઠીભર મહાપુરૂષો, ભૂતકાળમાં જેમ એકેકા મહાપુરૂષે પોતાના સમયમાં કરી બતાવ્યું છે તેમ અત્યારે પણ જગતના વિચાર—વર્તનમાં ક્રાન્તિ કરી શકે." સ્વામીએ જવાબ આપતાં જણાવ્યું.

સ્વામીના મુખપર પૌરસ્ત્ય તડકાની અસર અદ્યાપિ કાયમ હોવાથી મેં પૃચ્છા કરી: "આપ શું હિંદુસ્તાનમાંથી હજી હમણાંજ ચાલ્યા આવ્યા છો?"

તેમણે જવાબ આપ્યો: "ના, ૧૮૯૩ ના વર્ષમાં ચિકાગો નગરમાં ભરાયલી ધર્મમહાપરિષદ્‌માં હિંદુધર્મના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો ત્યારથી અત્યાર સુધી મેં યુનાઇટેડ સ્ટેટ્સનાં અનેક નગરોમાં ફરીને વ્યાખ્યાનો આપ્યાં કર્યાં છે. અમેરિકન લોક બહુ ભાવિક શ્રોતા અને માયાળુ મિત્રો છે. મારાં કાર્યનાં મૂળીયાં ત્યાં એટલાં બધાં ઉંડાં વ્યાપ્યાં છે કે મારે અલ્પ સમયમાંજ તે દેશમાં પાછું જવું પડશે."

"અને અમારા પાશ્ચાત્ય ધર્મો પ્રતિ આપનું કેવું વલણ છે, સ્વામી ?"

"હું જે તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરૂં છું તે એવા પ્રકારનું છે કે જે જગતની હરકોઇ ધર્મ સંસ્થાના પાયારૂપ હોઈ શકે. તે તત્ત્વજ્ઞાનના પાયાપર હરકોઇ ધર્મનું બંધારણ બાંધી શકાય. સબબ મારૂં વલણ બધાય ધર્મપ્રતિ અત્યંત સમભાવ વાળું છે, અને મારો બોધ કોઇ પણ ધર્મની આડે આવતો નથી. મારી નજર વ્યક્તિ ઉપરજ હોય છે, તેને સબળ બનાવવા તથા તે પોતે જાતે પરમાત્મા છે એવું તેને ભાન કરાવી આપવા તરફ મારૂં લક્ષ્ય હોય છે. હું સકળ જનને પોત પોતાના અંતરમાં વસેલી ચિતશક્તિને ઓળખી લેવા આગ્રહ યુક્ત આહ્વાન કરૂં છું. પ્રત્યેક ધર્મનું લક્ષ્યબિંદુ, જાણે અજાણે પણ આજ હોય છે."

"ત્યારે આ દેશમાં આપ કેવી જાતનું કામ કરવા માગો છો વારૂ ?"

"મારી ઉમેદ એવી છે કે કેટલાક જણનાં અંતઃકરણમાં, તમને હમણાં જણાવી ગયો તે તત્ત્વોને બરાબર ઠસાવી દેવાં અને પછી તે લોકો તેનો પોત પોતાની મન પસંદ રીતે બીજાઓમાં ફેલાવો કરે તે કામમાં તેમને ઉત્તેજન આપવું. એમ કરવામાં તેમને હાથે મૂળ સ્વરૂપમાં ફેરફાર કે વધઘટ થશે તો છો થાય; એનો ઝાઝો વાંધો નથી.

એ તત્ત્વો હું કોઇ સ્થાપિત સિદ્ધાંતો તરીકે શીખવાડું છું એમ તો છેજ નહિ; અંતે તો સત્ય તરી આવવાનું એ નિર્વિવાદ. અહિંઆં મારૂં કામ એક બે મિત્રોની સ્હાયથી ચાલે છે. તેમણે બાવીસમી ઑક્ટોબરે રાત્રે સાડા આઠ વાગે 'પિકાડીલી' માં આવેલા 'પ્રિન્સહૉલ' માં બ્રિટિશ શ્રોતાઓ સમક્ષ મારા વ્યાખ્યાનની ગોઠવણ કરી છે. હસ્ત પત્રકો અને જાહેર ખબરો દ્વારા એ વાતની ખબર લોકોમાં ફેલાવવાની તજવીજ પણ એમણે કરી છે. વ્યાખ્યાનનો વિષય મારી ફીલસુફીની કુંચી જે "આત્મજ્ઞાન" તે રાખેલો છે. એ પછીથી જે વખતે જે સંજોગો ઉભા થશે તે મુજબ હું વર્તીશ. લોકોના દીવાનખાનામાં કે અન્ય સ્થળે બેઠકોમાં ભાગ લેવા, કાગળોના પ્રત્યુત્તર વાળવા કે રૂબરૂ ચર્ચા કરવા માટે મારી તૈયારી છે. હાલનો જમાનો અર્થ લોલુપ હોવાથી હું કહેવાનું વ્યાજબી ધારૂં છું કે મારી કોઇ પણ પ્રવૃત્તિ બદલ હું દ્રવ્ય પ્રાપ્તિની ઇચ્છા ધરતો નથી. આર્થિક બદલા માટે મેં આ કામ માથે લીધું નથી."

ત્યાર પછી મેં એ પ્રકૃત મહાનુભાવની વિદાય લીધી. એમના જેવા ઉદાત્ત ઉત્તમ નરને મળવાનો મારા જીવનમાં મને ભાગ્યેજ પ્રસંગ મળ્યો હશે.

---

## ૨–હિંદુસ્તાનનો સંદેશ.

(સન્ડે ટાઇમ્સ, લંડન, ૧૮૯૬).

આપણે અંગ્રેજ લોકો આપણા ધર્મપ્રચારકો (મિશનરીઓ)ને હિંદુસ્તાનમાં ધર્મપ્રચારાર્થે મોકલીએ છીએ, એ વાતથી તો એકે એક અંગ્રેજ બચ્ચો સારી પેઠે પરિચિત છે. "સમસ્ત જગતમાં વિચ-

રીને ખ્રિસ્તિધર્મનો પ્રચાર કરો"-બાઇબલના એ ફરમાનને આપણા લોક ખરેખર, એવી તો સંપૂર્ણ રીતે પાળે છે કે ઇંગ્લંડમાં અસ્તિત્વ ધરાવતા મુખ્ય મુખ્ય ધર્મપંથોમાંથી એક પણ પંથ એવો નથી કે જે ઇસુખ્રિસ્તના ઉપદેશનો જગત્‌માં પ્રચાર કરવાના આ ફરમાનના અનુપાલનમાં કિંચિત પછાત પડયો હોય. હિંદુસ્તાન પણ પોતાના ધર્મપ્રચારકોને ઇંગ્લંડ મોકલે છે–એ વાત કદાચ આપણા લોકના વિશેષ જાણ્યામાં નહિ હોય ! 'અચાનક' એ શબ્દ જો વાપરી શકાય તો અચાનકજ મને સ્વામી વિવેકાનન્દનો સેન્ટ જ્યોર્જ રોડપર આવેલા ૬૩ નંબરના મકાનમાં તેમના ઉતારાપર ભેટો થયો. તેમના પોતાના કાર્ય વિષે અને ઈંગ્લંડમાં તેમના આવાગમનના હેતુ વિષે ચર્ચા કરવા તેમને પોતાને કાંઈ જાતનો વાંધો નથી એવું જણાયાથી મેં તેમને મારી ઇચ્છા પ્રદર્શિત કરી. મારી વિનતિનો તેમના તરફથી સ્વીકાર થતાં આશ્ચર્યના ઉદ્‌ગાર સાથે મેં વાતનો આરંભ કર્યો. એટલે સ્વામીજી બોલ્યા:—

"અમેરિકામાં મને બાતમીદારોનો સંપૂર્ણ અનુભવ થયો છે. અમારા દેશમાં આવી રીતે બાતમીદારો દ્વારા માહિતી ફેલાવાની પદ્ધતિ નથી, પણ તેથી જે દેશોમાં હાલ હું ભ્રમણ કરી રહ્યો છું તે દેશોમાં પ્રચલિત પદ્ધતિનો ઉપયોગ હું મારા વિચારો ફેલાવવાના કાર્યમાં ન કરી શકું એવું થોડુંજ છે ! અમેરિકામાં મારૂં આવવાનું ૧૮૯૩ની સાલમાં ચીકાગો નગરમાં ભરાયલી 'અખિલ જગત્ ધર્મ મહાપરિષદ્' માં હિંદુ ધર્મના પ્રતિનિધિ તરીકે થયું હતું. મ્હૈસુર સંસ્થાનના મહારાજા અને ઇતર મિત્રોએ મને ત્યાં એ કામ સારૂ મોકલ્યો હતો. મને ત્યાં મારા કામમાં સારો યશ મળ્યો છે એવો હું દાવો કરૂં તો તે ખોટું નહિ કહેવાય. ચીકાગો ઉપરાંત અમેરિકાનાં બીજાં અનેક મોટાં મોટાં શહેરો તરફથી મને આમંત્રણ થયાં હતાં. અમેરિકાની મારી

મુલાકાત બહુ લાંબી ચાલી, કેમકે હાલની માફક ગયા ઉન્હાળામાં હું ઇંગ્લંડ આવી ગયો હતો તેટલા અપવાદ સાથે હું એ દેશમાં સુમારે ત્રણ વર્ષ રહ્યો હઈશ. મારા અભિપ્રાય પ્રમાણે અમેરિકન સંસ્કૃતિ (સિવિલિઝેશન) બહુ ઉંચા પ્રકારની છે. અમેરિકન લોકનાં મન નવીન વિચારોને ઝીલવા અસાધારણ તૈયાર હોવાનું મને જણાયું છે. અમુક વાત નવીન છે એટલાજ સબબથી તેનો ત્યાં કદી અનાદર કે અસ્વીકાર થતો નથી; પણ તેના ગુણ અવગુણનું બરાબર પરીક્ષણ કરવામાં આવે છે, અને ત્યારબાદ તેના ગુણ અવગુણનાં કારણે તેનો ત્યાં સ્વીકાર વા ત્યાગ થાય છે."

"ત્યારે ઇંગ્લંડમાં—એમ કરી આપ કંઇ કહેવા માગો છો, નહિ વારૂ?" મેં પૂછ્યું.

"હા, ઇંગ્લંડની સંસ્કૃતિ અમેરિકા કરતાં જૂની છે. સૈકાંઓના વ્હેવા સાથે તેનામાં અનેક રૂપાન્તર થયાં છે. ખાસ કરીને તમારા લોકના મનમાં અનેક દુરાગ્રહો ઘર કરી બેઠેલા છે. કેટલીક બાબતો વિષે તમારા લોક સાવ ખોટા મત બાંધી બેઠા છે. તે દુરાગ્રહોને–તે ખોટા મતોને જડમૂળથી ઉખેડી નાંખવાની જરૂર છે. તમારી સાથે જે કોઇ વિચારોની આપ લે કરવા બેસે તેને તમારી આ પ્રકૃતિને લક્ષમાં રાખીનેજ વાત કરવાની છે." સ્વામીએ પ્રત્યુત્તર આપ્યો.

"હા, એવું કહે છે ખરા. સાંભળ્યા પ્રમાણે આપે અમેરિકામાં કોઇ પંથ કે નવીન ધર્મ સ્થાપ્યોજ નથી." મેં કહ્યું.

"તમારી સાંભળેલી વાત સાચી છે. પંથોને સંપ્રદાયોની વૃદ્ધિ કર્યા જવી એ અમારા સિદ્ધાંતથી વિરૂદ્ધ છે. ખરૂં કહીએ તો જગતમાં હવે પંથો બહુ થઇ ગયા છે; અત્યારે છે તેટલાજ બસ છે. નવો પંથ કાઢીએ તો તે ચલાવવા માટે સમર્થ માણસો પણ જોઇએ.

હવે, વસ્તુ સ્થિતિ એવી છે કે જેઓ સંન્યાસી છે એટલે કે જેમણે ધનમાલ, નામકીર્તિ, વગેરે સાંસારિક વસ્તુઓપરથી મમતાને છાંડી છે તથા જેમને પરમજ્ઞાનની પ્રાપ્તિનીજ લગની લાગી રહી છે એ લોક તો એ કામ માથે લે તેમ નથી. અને તેમાં વળી બીજાઓની પ્રેરણા તળે રહીને તો કામ કરવાનું એમને પસંદજ પડે નહિ." સ્વામીએ કહ્યું.

"ત્યારે શું આપ તુલનાત્મક ધર્મની પદ્ધતિનો ઉપદેશ કરો છો ?" મેં પૂછ્યું.

"એને બધા ધર્મોનું સત્ત્વ કહેવાથી વધારે સારો ખ્યાલ આવશે. બધા ધર્મોમાં મીઠા મરચા જેવો જે બીન મહત્ત્વનો ભાગ હોય છે તેને છોડીને પ્રત્યેક ધર્મના પાયારૂપ જે મૂળતત્ત્વો છે તેનાપરજ ભાર મૂકીને હું મારો ઉપદેશ કરૂં છું. હું શ્રી રામકૃષ્ણ પરમહંસનો શિષ્ય છું. તેઓશ્રી એક સંપૂર્ણ સંન્યાસી હતા અને તેમના આચાર વિચારની અસર મારા જીવનપર સજ્જડ જામેલી છે. એ મહાન્ સંન્યાસી ઇતર ધર્મોનો કદી નિષેધ કરતા નહિ, તેમને ઉતારી પાડતા નહિ, તેમની ટીકા સુદ્ધાં કરતા નહિ; પરંતુ જેની તેની ઉજળી બાજુજ તેઓશ્રી બતલાવતા અને પ્રત્યેક ધર્મના રહસ્યોને જીવનમાં ઘટાવી તેમનું આચરણ કેમ કરાય તે પંડે દેખાડી આપતા. લડવું, ઝઘડવું કે દુશ્મન દાવો ધરાવવો એ એમના ઉપદેશથી બીલકુલ વિરૂદ્ધ છે. જગત્ પ્રેમ અને સ્નેહથી ચાલે છે એજ એમના ઉપદેશનું તારતમ્ય છે. હિંદુ ધર્મ કોઈનાપર અત્યાચાર નથી કરતો એ તો તમને ખબર હશેજ. અમારા હિંદુસ્તાનની ભૂમિ એવી છે કે જ્યાં બધા ધર્મો, બધાય પંથો સલાહ શાંતિથી એકત્ર રહી શકે છે. મુસલમાનો પોતાની સાથે ખુનામરકી લાવ્યા, તેમના આવતાં સુધી અમારે ત્યા શાંતિનું સામ્રાજ્ય હતું. એ પ્રમાણે જૈનો કે જેઓ નાસ્તિક છે અને

ઇશ્વરનું અસ્તિત્વ માનતા નથી અને જેઓ એવી માન્યતાને મિથ્યા ભ્રમ ગણી હસી કાઢે છે તેમને પણ સાંખવામાં આવ્યા હતા અને અત્યારે પણ તેમજ છે. તેમને કોઇ જાતનો પ્રત્યવાય કરાયો નથી અને કરવામાં આવતો યે નથી. ખરૂ બળ જે નમ્રતા છે તેનું આબેહુબ કેદાહરણ હિંદુસ્થાન જગતને પુરૂં પાડે છે. આવેગ, ઉત્સાહ, લડવું, વઢવું એ બધાં દુર્બલતાનાં લક્ષણ છે."

"આપનું કથન ટોલસ્ટોયના સિદ્ધાંતને મળતું આવતું જણાય છે; વ્યક્તિઓ માટે તે કદાચ ચાલી શકે, જો કે મને પોતાને તો એની પણ શંકાજ છે, પણ રાષ્ટ્રોના સંબંધમાં તે કેમ કરી ચાલે?"

"ઘણી ખુશીથી ચાલે, રાષ્ટ્રો માટે કેમ ન ચાલે? હિંદુસ્થાનના કરમમાંજ એવું હતું, હિંદુસ્થાનનું નસીબજ એવું હતું કે પડેલાં બાજીને હાથે જીતાવું અને પછી વખત આવતાં વિજેતાને જીતી લેવા. મુસલમાન વિજેતાઓના સંબંધમાં એમ બનેલું છે; સુશિક્ષિત મુસલમાનો સુન્ની પંથના હોઇ હિંદુઓથી ભાગ્યે જુદા પડે છે. તેમની સંસ્કૃતિમાં હિંદુ વિચારો વ્યાપ્યા છે, અને તેમણે હિંદુઓનું શિષ્યત્વ સ્વીકાર્યું છે મહાન્ મોગલ બાદશાહ અકબર આચાર વિચારમાં સર્વથા હિંદુ હતો. ઇંગ્લંડને પણ વખત આવતાં હિંદથી જીતાવું પડશે. આજે તેના હાથમાં ખડ્ગ છે, પણ **વિચારોની સૃષ્ટિમાં** ખડ્ગ કેવળ નકામું છે. હિંદુ વિચારણા વિષે શોપેનહોરના વિચાર તો તમે જાણતાજ હશો. તેણે ભવિષ્ય ભાખ્યું છે કે અજ્ઞાન યુગ પછી ગ્રીક અને લેટિન વિદ્યાના પુનરૂજ્જીવનની સમસ્ત યુરોપખંડમાં જે અસર થઇ હતી, તેવીજ ક્રાન્તિકારક અસર, હિંદુ વિચારણાનો યુરોપને બરાબર પરિચય થતાં, થયા વગર નહિ રહે."

"માફ કરજો, પણ મારે કહેવું પડે છે કે અત્યારે તો એમ થવાનાં કંઇ ખાસ ચિહ્નો જણાતાં નથી."

સ્વામીજીએ ઠંડે પેટે જવાબ આપ્યોઃ " કદાચ તેમ હશે. પ્રાચીન કાળમાં ગ્રીક–લેટિન વિદ્યાના પુનરૂજ્જીવનથી યુરોપખંડમાં જે ક્રાન્તિ ઘડાઈ આવી હતી તેનાં ચિહ્નો અગાઉથી ઘણાક જણના જાણવામાં નહોતાં આવ્યાં, અને ક્રાંતિ સિદ્ધ થયા પછી પણ ક્રાન્તિનું ભાન ઘણાકને નહોતું થયું, એમ હું હિમ્મતપૂર્વક કહી શકું છું. છતાં જેઓ કાળચક્રની ગતિને પીછાની શકે છે તેઓને સ્પષ્ટ જણાય છે કે અત્યારે એ દિશામાં એક મહાન્ હીલચાલ શરૂ થઇ ચૂકી છે. પૌરસ્ત્ય જ્ઞાન ભંડારના સંશોધનના કામમાં છેલ્લાં થોડાંક વર્ષોમાં બહુ સારી પ્રગતિ થઇ છે. અત્યારે એ કામમાં માત્ર વિદ્વાન્ પંડિતોનોજ ચંચુ પ્રવેશ છે, અને જે કામ સિદ્ધ થયું છે તે હાલ તો તેમને શુષ્ક અને બોજારૂપ લાગે છે, પણ આસ્તે આસ્તે જ્ઞાનનો તેજઃપુંજ ખસુસ ખુલ્લો થશે."

"ત્યારે તો ભવિષ્યમાં હિંદુસ્થાન મોટું દિગ્વિજયી થવાનું, નહિ વારૂ? છતાં કેવું આશ્ચર્ય કે પોતાના વિચારોના જગતમાં પ્રચાર કરવા સારૂ ધર્મોપદેશકોને તો તે વધારે સંખ્યામાં મોકલતું નથી! હું ધારૂં છું કે જગત્ ઉપદેશ અર્થે તેના ચરણોમાં આવી પડે તેની તે રાહ જોતું હશે!" મેં કટાક્ષમાં કહ્યું.

"એક વખત એવો હતો કે પ્રચારાર્થે ઉપદેશકો મોકલવામાં હિંદનો નંબર પહેલો હતો. ઇંગ્લંડ ખ્રિસ્તિ ધર્મને અનુસરતું થયું તે પહેલાં સેંકડો વર્ષ પર મહાત્મા બુદ્ધે એશિયાના મૂલકોમાં પોતાના મતનો પ્રચાર કરવા ઠેર ઠેર સાધુઓને મોકલ્યા હતા. વિચાર સૃષ્ટિનું રૂપાન્તર થવા માંડયું છે, હજી જો કે તે આરંભની સ્થિતિમાં છે, તો પણ લોકોના વિચારમાં ક્રાન્તિનો જન્મ થઇ ચૂકયો છે. ધર્મનું કોઇ વિશિષ્ટ એક દેશીય રૂપ અંગીકારવાની ના પાડનારાઓની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે, અને એ ચળવળ શિક્ષિત સમાજમાં વિશેષ છે.

છેલ્લા અમેરિકન સેન્સસ (વસ્તી ગણત્રી) માં ઘણાં જણે પોતાને કોઇ પણ વિશિષ્ટ ધર્મના અનુયાયી તરીકે ગણવાની ના પાડી છે. બધાજ ધર્મો એકજ સત્યનાં ભિન્ન ભિન્ન પરિસ્ફોટ છે; બધાય આગળ ચાલે છે કે પછી લુપ્ત થઇ જાય છે. બધા ધર્મો એકજ સત્યરૂપી વર્તુલની વિવિધ ત્રિજ્યા સમાન છે, અથવા તો રૂચિવૈચિત્ર્યના કારણે એકજ સત્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે." સ્વામીએ પ્રત્યુત્તર આપ્યો.

"હવે આપણે મુદ્દાપર આવતા જઇએ છીએ. વારૂ, તે કેન્દ્રસ્થ સત્ય તે કયું?" મે પૂછ્યું.

"પ્રાણી માત્ર, પછી તે ભલેને અધમમાં અધમ કાં ન હોય, તો પણ તે પરમાત્માનુંજ સ્ફુટ સ્વરૂપ છે. એ પરમાત્મશક્તિ દૃષ્ટિને અગોચર હોવાથી ઢંકાયલી રહે છે. અત્યારે મને ઈ. સ. ૧૮૫૭ ના હિંદી બળવા વખતનો એક પ્રસંગ યાદ આવે છે. એક સ્વામી કે જેણે કૈં વર્ષોથી અખંડિત મૌનવ્રતનું પાલન કર્યું હતું તેના ઉપર એક મુસલમાને ખંજરથી અત્યાચાર કર્યો. લોકો એ ખૂનીને પકડીને સ્વામી કને ઘસડી લાવ્યા અને કહ્યું: 'મહારાજ! આપની આજ્ઞાનીજ વાર છે, આજ્ઞા થતાંમાં એને હતો ન હતો કરી દઇએ.' અનેક વર્ષોનું અસ્ખલિત મૌન સ્વામીએ મરતાં મરતાં તોડ્યું અને તે એટલુંજ કહેવાને કે, 'વત્સો! તમે બધા ભૂલાવામાં પડયા છો. એ માણસ તો સાક્ષાત્ પરમાત્મા છે.' મતલબ કે બધાયની પાછળ એકત્વ રહેલું છે, ચરાચર સમસ્તમાં એકત્વનો વાસો છે, ક્ષુદ્રમાં ક્ષુદ્ર કીટ યોનિના જીવોથી માંડીને તે ઉત્તમોત્તમ મનુષ્ય યોનિના સમસ્ત જીવોમાં એકજ ચૈતન્ય ભરેલું છે. પછી તે ચૈતન્યને ઇશ્વર કહો, પ્રેમ કહો, આત્મા કહો, અલ્લા કહો, ગોડ કહો, કે જેહોવા કહો–ગમે તે નામથી ઓળખો–બધું એકનું એકજ છે. તમારા મનઃચક્ષુ આગળ એક મહાસાગરના ચિત્રને ખડું કરો અને કલ્પો કે તેનું ઉપર ઉપરનું પાણી

ઠરીને બરફ થઇ ગયું છે, અને તે બરફમાં વિવિધ જાતનાં અનેક છિદ્રો છે. હવે, એ પ્રત્યેક છિદ્ર તે બરફરૂપ માયાના આવરણને ભેદી પોતપોતાના બુદ્ધિ સામર્થ્ય અનુસાર મુક્ત થએલો જીવાત્મા છે. અર્થાત કે જેમ આખો બરફનો થર એ મૂળ પાણી સ્વરૂપ છે-તેમ આ માયા -તે આખી સૃષ્ટિ એ પણ મૂળ પરમાત્મા સ્વરૂપ છે, જેમ ગરમીના પ્રભાવે બરફના નાના મોટા ભાગો પીગળી જઇને પોતાના મૂળ સ્વરૂપ પાણીને પ્રાપ્ત થાય છે તેમ સૃષ્ટિના જીવો પણ માયાના આવ-રણને ભેદવાનો પ્રયત્ન કરતાં પોત પોતાના બુદ્ધિ સામર્થ્યના પ્રમાણમાં મુક્ત થઈ આખરે મૂળ સ્વરૂપ પરમાત્મામાં લીન થાય છે." સ્વામીએ સ્પષ્ટીકરણ કર્યું.

"પૂર્વ અને પશ્ચિમના જ્ઞાનમાં મને એક તફાવત જણાય છે. તમારા લોકનો હેતુ સંન્યાસ, ધ્યાન, ચિંતન વગેરે સાધનોથી પરિ-પૂર્ણ યાને સિદ્ધ વ્યક્તિઓ પેદા કરવાનો છે, ત્યારે અમે પાશ્ચાત્ય લોકનો આશય સમાજને સંપૂર્ણ અવસ્થામાં લઈ જવાનો છે. અમે રાજકીય અને સામાજિક પ્રશ્નો છોડવવા મથીએ છીએ, કારણ કે અમે એમ માનીએ છીએ કે સંસ્કૃતિ ( સુધારણા ) ચિરકાળ ટકવાનો આધાર પ્રજાના સારાપણાપરજ રહેલો છે." મેં જણાવ્યું.

સ્વામીએ બહુ આતુરતાથી જવાબ આપ્યો: "પણ સામાજિક કે રાજકીય બધીય પ્રવૃત્તિઓનો મૂળ પાયો તો વ્યક્તિના સારાપણા-માંજ રહેલો છે. કોઇ પ્રજા મહાન્ કે સારી છે તેનું કારણ તે પ્રજાની પાર્લામેન્ટે બાંધેલા અમુક અમુક કાયદા કાનુનો નહિ પણ તે પ્રજાના મનુષ્યો મહાન્ અને સારા હોવા એજ છે. અર્થાત્ કોઇ પણ પ્રજા કે રાષ્ટ્રની વ્યક્તિઓ મહાન્ કે ઉત્તમ હોય. મેં ચીનદેશમાં પ્રવાસ કર્યો છે, એ દેશની રાજ્ય વ્યવસ્થા એકવાર પૃથ્વીપરનાં સૌ રાજ્યો કરતાં શ્રેષ્ઠ હતી, છતાં અત્યારે એજ મહાન ચીન દેશ અસ્તવ્યસ્ત થઇ જઇને

દુર્દશામાં આવી પડયો છે, કેમકે પ્રાચીન કાળમાં યોજાયેલી ઉત્કૃષ્ટ રાજ્ય પદ્ધતિને યોગ્ય એવા મનુષ્યોનો અત્યારે ત્યાં અભાવ છે. દરેક બાબતના મૂળમાં ધર્મનું તત્ત્વ સમાયલું છે. ધર્મ બરાબર હોય તો બધુંજ બરાબર ચાલે છે."

"પ્રત્યેક સૃષ્ટ પદાર્થમાં પરમાત્મા રહેલો છે, પણ તે ગુપ્ત છે, એ વિચાર મને તો અનિશ્ચિત, મોઘમ અને વ્યાવહારિક જીવનથી વેગળો લાગે છે. મનુષ્ય આખો વખત કંઈ તેને ખોળ્યા કરી ન શકે!" મેં શંકા કરી.

"સંપૂર્ણ ઉન્નત અવસ્થાને પહોંચતાં પહેલાં મનને વિવિધ સ્થિતિમાંથી પસાર થવું પડે છે. પ્રથમ તો તે દૃગ્ગોચર યાને સાકાર વસ્તુને સ્વીકારે છે, અને પછી ધીમે ધીમે બુદ્ધિ ગમ્ય યાને અવ્યક્ત નિરાકાર વિષયપર આવે છે. વિશ્વવ્યાપી બંધુત્વ યાને **वसुधैव कुटुम्बकम्**–એ ભાવને કેવી રીતે પ્રાપ્ત થવાય છે તે પણ જુઓ. પ્રથમ તો એક જ્ઞાતિ, પંથ કે મંડળના સંકુચિત અને નાના સરખા મર્યાદિત ક્ષેત્રમાંજ એ બંધુભાવની શરૂઆત થાય છે. પછી પાયરી દર પાયરી આગળ વધતાં તેનો ધીરે ધીરે વિકાસ થઇને છેવટે **वसुधैव कुटुम्बकम्**ના ઉત્કૃષ્ટભાવને પમાય છે." સ્વામીએ ખુલાસો કર્યો.

"ત્યારે આપનું ધારવું શું એમ થાય છે કે જે પંથો અને મંડળીઓના અમે અંગ્રેજ લોકો આટલા બધા શોખીન છીએ તે બધી લુપ્ત થઈ જશે? એક જાણીતા ફ્રેન્ચ કવિનું કથન છે કે 'ઇંગ્લંડ! તું હજારો મત અને મંડળીઓની ભૂમિ છે, છતાં તારાં બાલુડાં એક ભાણે બેસી ભોજન કરે છે!' એ આપની જાણ બહાર નહિજ હોય?" મેં પૂછ્યું.

"ખાત્રીથી કહું છું કે તે બધાંનો અદૃશ્ય થયા વગર છૂટકોજ નથી. તેમનું બંધારણજ એવા અસારભૂત–મામુલી તત્ત્વોના પાયા ઉપર

બંધાયું છે કે તેથી તે વધારે વાર ટકી શકેજ નહિ. તેમનામાં જે સારભૂત-સત્વશીલ ભાગ હશે તેજ માત્ર કાયમ રહેશે, અને તેની ધરતીપર બીજી નવીન ઇમારત ઉભી થશે. 'દેવળમાં જન્મવું સારૂં પણ દેવળમાંજ દેહ શરણ થવું એ સારૂં નહિ' એ જુની કહેવત તો તમે જાણતાજ હશો? એનો અર્થ એવો છે કે જન્મે ત્યારે એટલે કે નાનપણમાં માણસની શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ દેવળના સંકુચિત ક્ષેત્રમાં મર્યાદિત હોય યાને દેવળમાંજ પ્રભુ વિરાજે છે એવી ભાવના હોય તો તે સારૂં છે; કિન્તુ મરતી વખતે પણ જો એનીએજ સ્થિતિ રહે તો તે પ્રશંસવા જોગ નથી. અર્થાત્ કે ઉંમરના વધવા સાથે મનુષ્યનાં પ્રેમ, વિશ્વાસ અને ભક્તિનું ક્ષેત્ર પણ વિસ્તૃત થવું જોઇએ, અને મરણ સમય નજીક આવતાં તો સચરાચર સર્વ સૃષ્ટિમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાની સ્થિતિએ પહોચવું જોઇએ." સ્વામીજીએ સમાધાન કર્યું.

"ઇંગ્લંડમાં આપના કાર્યની કેવીક પ્રગતિ થઇ રહી છે તે જણાવવાને આપને હરકત જેવું તો નહિજ હોય?" મેં જિજ્ઞાસાપૂર્વક પૃચ્છા કરી.

"હરકત બરકત કંઇજ નથી. મારૂં કાર્ય અહિં મંદગતિએ ચાલે છે તેનાં કારણ તો હું પહેલાં કહીજ ગયો છું. જ્યાં આગળ મૂળ અને પાયામાંથીજ શરૂઆત કરવાની હોય ત્યાં વાસ્તવિક પ્રગતિ તો મંદજ હોવાની. મારા આ વિચારો એક કે બીજે રસ્તે પ્રસર્યા વગર રહેનાર નથી એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય! એમના પ્રસાર માટેનો યોગ્ય અવસર આવી પહોંચ્યો છે અને તે હાલનોજ સમય છે એમ અનેક જણને લાગે છે."

પછી પોતાનું કાર્ય કેવી રીતે ચાલી રહ્યું હતું તે સંબંધી સ્વામીજીનો ખુલાસો મેં લક્ષપૂર્વક સાંભળ્યો. અનેક જૂના ધર્મો માપ

આ નવો ધર્મ પણ મફત આપવામાં આવે છે. એને માટે કોઇ જાતની આર્થિક કિંમત કે મોં બદલો આપવો પડતો નથી. એના અનુયાયી થવા કોઇને નામનો પણ આગ્રહ કરવામાં આવતો નથી, જેમની મરજી હોય તે પોતાની સ્વેચ્છાથી ભલે તે સ્વીકારે.

પૌરસ્ત્ય પોષાકની અંદર સ્વામીજીની મૂર્તિ બહુ ભવ્ય લાગે છે *એમની રીતભાત સરળ અને સુઘડાઈ ભરી છે. સંન્યાસીના સર્વમાન્ય ભાવો સિવાય બીજા તમામ ભાવોથી તે પર છે. અંગ્રેજી ભાષા પરનો એમનો કાબુ અસાધારણ છે, અને એમની વાતચીત કરવાની છટક તથા વક્તૃત્વ શક્તિ બહુ ઉમદા પ્રકારની છે. આ બધી બાબતો એમની પ્રૌઢતા ખરેખર બહુ ફમેરો કરે છે. માન મર્તબો, ધનમાલ, તથા નામ કીર્તિના લોભનો સર્વથા ત્યાગ કરવો અને અધ્યાત્મજ્ઞાનની ખોળમાં સદા સર્વદા ખંત પૂર્વક મંડયા રહેવું એનું નામ ખરો સંન્યાસ છે, અને એવા અટપટા સંન્યાસ વ્રતનું સ્વામીજી યથાર્થ પાલન કરે છે.



* આ વાક્ય એક પોતાના દેશનો પોશાક પહેરીને ઇંગ્લંડમાં વિચરતા હિંદીના સંબંધમાં એક અંગ્રેજના અભિપ્રાય રૂપ છે. ખુદ પોતાનાજ દેશમાં યુરોપીયન પોશાક અને ઢબ છબ પર ઢળી પડીને તે દ્વારા યુરોપીયનોમાં પોતાનું માન વધતું સમજી બેસનારાઓ માટે એ અભિપ્રાય વિચારણીય નથી?

સંપાદક.

# ૩–હિંદ અને ઇંગ્લંડ.



( ઇન્ડિયા, લંડન, ૧૮૯૬ ).

લંડન શહેરમાં ચાલુ મોસમ દરમ્યાન સ્વામી વિવેકાનંદ નામના હિંદુ પ્રચારક, જાહેર વ્યાખ્યાન અને ખાનગી ઉપદેશ દ્વારા હિંદુ ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. તેમના સિદ્ધાંત અને તત્વજ્ઞાન અનેક જણને આકર્ષક નિવડતા હોવાથી તેમને સાંભળનારાઓની સંખ્યા પણ ખૂબ જામે છે. ઘણાખરા અંગ્રેજોનું એમ ધારવું છે કે દેશાવર ખાતે ધર્મ પ્રચાર કરવા ધર્મોપદેશકોને મોકલવાનો ઈંગ્લંડને વ્યવહારૂ રીતે ઇજારો મળેલો છે; ફ્રાન્સ એ દિશામાં જૂજમાજ પ્રયત્ન કરે છે તેને બાદ કરીએ તો ઈંગ્લંડ સિવાય બીજી કોઇ પ્રજા એ કામ કરતી નથી; તેથી કરી સાઉથ 'બેલગ્રેવિયા' માં તેમના ઉતારાપર આ હિંદુ પ્રચારક સ્વામીજીની મેં મુલાકાત લીધી અને પૂછયું કે–" આગળ ઘણીવાર હિંદુઓ અત્રે આવ્યા છે, અને ઇંગ્લંડમાં ચાલતા હિંદી વહિવટનો ખર્ચ યાને હિંદી પ્રધાનની ઓફિસનો બોજો હિંદની તિજોરીપર નહિ લદાવો જોઇએ, ન્યાય અને કારોબારી સત્તાનાં સૂત્રો એકજ ઇસમના હાથમાં નહિ સોંપવાં જોઇએ, સુદાન વગેરે હિંદ બહારના મૂલકોપરની ચઢાઇઓનો ખર્ચ હિંદને માથે નહિ પડવો જોઇએ " વગેરે વિષયોપર રોદણાં રડી ગયા છે, તેવાં રોદણાં સિવાય હિંદને તે વળી બીજો કયો સંદેશ ઈંગ્લંડ મોકલવાનો હોઈ શકે ?"

સ્વામીએ શાંત ચિત્તે જવાબ આપ્યોઃ—" તમે ધારો છો તે જાતનાં રોદણાં રડવા હું અત્રે આવ્યો નથી. હું તો મારી સાથે હિંદદેવીનો ધર્મ સંદેશ લાવ્યો છું. દેશાવર ખાતે પ્રચાર કરવા ધર્મોપદેશકોને મોકલવા એ હિંદને માટે આજ કંઇ નવાઈની વાત નથી. સમ્રાટ અશો-

કના સમયમાં, જ્યારે બુદ્ધ ધર્મ તેની ભરજુવાનીમા યાને પૂર્ણ જાહોજલાલીમાં હતો, અને જ્યારે આસપાસના મુલકોને આપવા કે શિખવવા જેવું પોતાની કને કંઇક હતું, ત્યારે અનેક પ્રચારકોને હિંદ દેશાવર મોકલતો હતો."

"ત્યારે પાછળથી તેણે તેમ કરવાનું બંધ કેમ કર્યું અને વળી હવે પાછું શરૂ કેમ કર્યું?" મેં પૂછ્યું.

"તેણે બંધ કર્યું, કારણ કે વખત જતાં તે કેવળ સ્વાર્થ પરાયણ બની ગયો અને વ્યક્તિઓની માફક પ્રજાઓ પણ 'આપ અને લે' ની પદ્ધતિથીજ જીવે છે તથા આબાદ થાય છે" એ સિદ્ધાંતને તે વિસરી ગયો. જગતને હિંદનો સંદેશ હંમેશાં એકજ જાતનો છે અને તે આધ્યાત્મિક છે. આંતર્ સૃષ્ટિના વિચારનું રાજ્ય આજ કૈં યુગો થયાં તેનુંજ છે અર્થાત્ આંતર્ સૃષ્ટિના વિચારમાં તે એક્કો છે. યોગવિદ્યા, અધ્યાત્મ વિદ્યા, તર્ક વિદ્યા વગેરે તેના ખાસ વિષયો છે. ખરૂં કહું તો ઈંગ્લંડમાં મારૂં આવાગમન ઇંગ્લંડ પોતાના પાદરીઓને પ્રચારાર્થે હિંદ મોકલે છે તેના પરિણામેજ થયું છે. દેશને જીતી, તેના શાસન સૂત્રોને હાથમાં લઇ, પોતાના તેમજ તે દેશવાસીઓના કલ્યાણાર્થે ભૌતિકશાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ કરવો એ કામ ઈંગ્લંડનું છે. જગત્ પ્રતિ હિંદની કેળવણીનો વિચાર કરતાં મને સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાની રૂઢિઓ સાંભરી આવે છે. અમુક માણસ મરી ગયો છે એમ જણાવવા માટે તમે લોકો એમ કહો છો કે 'એણે આત્મા ત્યાગ્યો' ત્યારે અમે એમ કહીએ છીએ કે 'એણે દેહ ત્યાગ્યો.' તેજ રીતે 'શરીરને આત્મા હોય છે' એમ કહીને તમે લોકો 'શરીર એજ માનવીનો મુખ્ય ભાગ છે' એવી તમારી માન્યતા પ્રસિદ્ધ કરો છો; ત્યારે અમે માનીએ છીએ અને કહીએ છીએ કે 'આત્મા એજ મનુષ્ય છે અને તેને એટલે કે આત્માને શરીર છે.' આ તો માત્ર

ઉપરચોટીઆ બાબતો છે, છતાં તેઓ તમારા રાષ્ટ્રીય વિચારનું વ્હેણ કઇ દિશામાં છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. આ ઠેકાણે હિંદુધર્મ વિષે શોપનહોરે ભાખેલા ભવિષ્યનું તમને સ્મરણ કરાવવું ઉચિત લાગે છે. તેના ભવિષ્ય પ્રમાણે હિંદુ તત્વજ્ઞાનનો યુરોપને બરાબર પરિચય થતાં, તેની અસર યુરોપખંડપર અજ્ઞાન યુગને અંતે ગ્રીક અને લેટિનવિદ્યાના પુનરૂજ્જીવનની અસર જેવી ક્રાન્તિકારક થયા વગર નહિ રહે. પૌરસ્ત્ય વિદ્યાની શોધખોળનું કામ ઝપાટાબંધ આગળ વધે છે; સત્યના શોધક આગળ વિચારોની નવીન સૃષ્ટિ અત્યારે ખુલ્લી રહી છે." સ્વામીએ કહ્યું.

"ત્યારે હિંદ તેના વિજેતાઓપર અંતે જયવંત થવાનું, એમજ કની ?" મેં પૂછ્યું.

"બેશક, અધ્યાત્મ બાબતમાં તો તેમ થવાનુંજ. ઇન્ગ્લંડના હાથમાં જડ સત્તાસૂચક ખડ્ગ છે, અગાઉ અમારા મુસલમાન વિજેતાઓના હાથમાં પણ તે હતું છતાં મહાન્ અકબર બાદશાહ વાસ્તવિક અર્થમાં હિંદુ થયો હતો. સુફી પંથના સુશિક્ષિત મુસલમાનો અને હિંદુઓના રહેણી કરણીમાં ભાગ્યેજ કંઇ ભેદ જણાય છે; તેઓ ગોમાંસ ખાતા નથી, તેમ બીજી બાબતોમા પણ અમારા રીતરિવાજોનો બ્હોળે હાથે સ્વીકાર કરે છે. તેમના વિચારોમાં પણ અમારા વિચારોની છાયા સ્પષ્ટ જણાઇ આવે છે."

"ત્યારે તો અત્યારે સત્તા ગજવતા સાહેબ લોકની પણ એવીજ સ્થિતિ થવાનું તમે કલ્પો છો, નહિ વારૂ ? પરંતુ અદ્યાપિ પર્યંત તો તેઓ એ સ્થિતિથી બહુ દૂર હોય એમ લાગે છે." મેં જણાવ્યું.

"ના, તમે ધારો છો તેટલા દૂર તો તેઓ નથીજ. ધાર્મિક વિચારોની બાબતમાં હિંદુઓ અને અંગ્રેજો વચ્ચે બહુ સામ્ય રહેલું છે, અને બીજા ધર્મો જોતાં તેની સાબીતિ મળી આવે છે. અંગ્રેજ

રાજ્યકર્ત્તા કે અધિકારીને હિંદુ વાઙ્મયનું અને તેમાં ખાસ કરીને હિંદુ તત્વજ્ઞાનનું જ્યાં આગળ કંઇક પણ જ્ઞાન હોય છે ત્યાં આગળ પરસ્પર મેળ અને સહાનુભૂતિને અવશ્ય અવકાશ મળે છે, અને એ અવકાશ ગાઢ પરિચયના પરિણામે દિવસાનુદિવસ વધતો પણ જાય છે. છતાં કેટલાક તુંદમિજાજી અધિકારીઓ પ્રજા સાથે ભેળાવાને બદલે તેમનાથી દૂરના દૂર રહ્યા કરે છે અને કેટલીકવાર તો તેના પ્રતિ જાહેર તિરસ્કાર વૃત્તિ દાખવે છે; પણ તે કેવળ તેમના અજ્ઞાનનુંજ પરિણામ છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.” સ્વામીએ કહ્યું.

“અલબત્ત, મૂર્ખતાનુંજ તે પરિણામ છે. વારૂ, ધર્મપ્રચારને માટે પ્રથમ ઇંગ્લંડ આવવાને બદલે આપે અમેરિકા જવાનું શાથી પસંદ કર્યું તે કહેશો?” મેં પૂછ્યું.

“એ તો કેવળ સંજોગોવશાતજ એમ થયું. ચીકાગો નગરમાં ભરાયલા ‘વર્લ્ડ્સ ફેર’ (જગતના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન)ના પ્રસંગે ‘અખિલ જગત્ ધર્મ મહા પરિષદ્’ કે જે ખરી રીતે લંડનમાં ભરાવી જોઇતી હતી તે પણ ચીકાગોમાંજ ભરવામાં આવી હતી. તેને પરિણામે મારે ચીકાગો જવાનું થયું. મ્હૈસુર સંસ્થાનના મહારાજા અને બીજા કેટલાક મિત્રોએ મને એ મહા પરિષદમાં હિંદુ ધર્મના પ્રતિનિધિ તરીકે મોકલ્યો હતો. આ ઉન્હાળામાં જેમ હું લંડન વ્યાખ્યાન આપવા આવ્યો છું તેમ ગયા ઉન્હાળામાં પણ આવ્યો હતો. તેટલા સમયના અપવાદ સાથે હું ત્યાં ત્રણ વર્ષ રહ્યો. અમેરિકન લોક એક મહાન પ્રજા છે અને તેમનું ભવિષ્ય બહુ ઉજળું છે. હું તેમને બહુ ચ્હાઉં છું અને વખાણું છું. તેઓમાંથી મને અનેક માયાળુ મિત્રો મળ્યા છે. અમેરિકન લોકો અંગ્રેજો કરતાં ઓછા દુરાગ્રહી છે, કોઇના વિષે ખોટો મત તેમના મનમાં ઘર કરી રહેતો નથી. તેમની આગળ નવો વિચાર મંડાતાં તેને બરાબર તપાસી જોવાને, તેના

ગુણાવગુણનું તોલ કાઢવાને, અને નવીનતા છતાં તેની યોગ્ય કિંમત આંકવાને તેઓ અંગ્રેજો કરતાં વધારે તત્પર હોય છે. કેવળ નવીનતાના કારણે તેઓ કોઇ ચીજનો એકદમ અનાદર કરતા નથી. વળી મેમાનગીરી કરવામાં પણ તે લોકો પૂરા છે. અમુક વાત કે મનુષ્યમાં તેમની શ્રદ્ધા બંધાતાં ઝાઝીવાર લાગતી નથી. મારી માફક નગરેનગર ભાષણ આપતાં અમેરિકામાં તમે પ્રવાસ કરો. તમને સદા એમજ લાગશે કે તમે તમારા પરિચિત મિત્રોમાંજ વસો છો. હું બોસ્ટન, ન્યુયૉર્ક, ફીલાડેલફીયા, બાલ્ટીમોર, વૉશિંગ્ટન, ડેસ્મોઇન્સ, મેમ્ફિસ વગેરે અનેક સ્થાનોમાં ફર્યો છું." સ્વામીજીએ ઉત્તર આપતાં અમેરિકા વિષે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"અને તે દરેક ઠેકાણે આપના શિષ્યો થયા છે?" મેં પૂછ્યું.

"હા, શિષ્યો છે, પણ સંસ્થા કે મંડળી જેવું કોઇ ઠેકાણે નથી. એવી સંસ્થા કે મંડળીઓ સ્થાપવી એ મારૂં કાર્ય નથી. મારો ઉદ્દેશ પણ એવો નથી. ખરૂં કહીએ તો હવે સંસ્થાઓ અને મંડળીઓ છે તેજ બસ છે, વિશેષની જરૂર નથી. સંસ્થાઓ કાઢતાં તેમની વ્યવસ્થા અને નિભાવ માટે યોગ્ય માણસો જોઇએ. સત્તા, દ્રવ્ય અને લાગવગની પણ જરૂર પડે. વળી ઘણીવાર તેઓમાં માંહોમાંહી ચડસાચડસી ચાલે છે, અન્યના ઉપર પોતાની સરસાઇ સ્થાપિત કરવા તેઓ વચ્ચે જબરૂં મથન ચાલે છે, અને કોઇવાર પરસ્પર ચડભડી પણ પડે છે." સ્વામીએ કહ્યું.

"આપે માથે લીધેલા આ કાર્યનું હાર્દ થોડા શબ્દોમાં સમજાવી શકાય તેમ છે ખરૂં? આપ તુલનાત્મક ધર્મને ઉપદેશો છો ને?" મેં જિજ્ઞાસા કરી.

"હું જેનો ઉપદેશ કરૂં છું તે ધર્મનું તત્ત્વ છે, ધર્મનાં બધાંય બાહ્ય સ્વરૂપોનું સત્ત્વ છે. ધર્મ માત્રનો જે સાર છે તેનોજ ઉપદેશ હું

આપું છું. બધી જાતના ધર્મોમાં સાર ભાગ અને અસાર ભાગ એવા બે ભાગો રહેલા છે. તે દરેકમાંથી આપણે અસાર ભાગને પડતો મેલીએ તો બાકી જે સાર ભાગ રહે છે તે દરેક ધર્મનો ખરો પાયો છે, અને તે દરેક જાતના ધર્મમાં સામાન્ય છે. અર્થાત્ કે 'એકત્વ' બધા ધર્મોની ભીતર રહેલું છે અને એ 'એકત્વ' એજ પરમ સત્તા છે. પછી એ પરમ સત્તાને આપણે ગૉડ કહીએ, અલ્લા કહીએ, જેહોવા કહીએ, પરમાત્મા કહીએ કે પ્રેમ કહીએ—ગમે તે નામથી ઓળખીએ, પણ એતો એકજ છે. એજ એકત્વ યાને પરમસત્તા ક્ષુદ્રમાં ક્ષુદ્ર કીટ યોનિના જીવોથી માંડીને તે ઉત્તમોત્તમ મનુષ્ય યોનિના સમસ્ત જીવોમાં ચેતન રૂપે વિલસે છે. એ સત્ત્વને આપણે મહત્ત્વ આપવાનું છે, અને એજ વેદાન્ત ધર્મનું હાર્દ કિંવા રહસ્ય છે. પરન્તુ પશ્ચિમમાં અને બીજે બધે પણ મનુષ્યો, ધર્મના એ સાર ભાગને છોડી દઈ નિઃસારને સહજ સંઘરે છે. આચાર અને વિધિને લોકો વિશેષ મહત્ત્વ આપે છે. બીજાઓ કને પોતાના આચાર અને વિધિઓ માન્ય કરાવવા તેઓ પરસ્પર લઢે છે, ઝઘડે છે અને વખતે ગળાં રેંસતા પણ ચૂકતા નથી! પ્રભુપ્રેમ અને માનવપ્રેમ એજ ધર્મનો સાર છે એ વાતને લક્ષમાં લેતાં મનુષ્યોનું આવા પ્રકારનું વર્તન કેટલું બધું વિચિત્ર કહેવાય!" સ્વામીએ જવાબ આપ્યો.

"મને લાગે છે કે, ત્યારે તો હિંદુઓ તરફથી ધર્મની બાબતમાં કોઇને કદાપિ હેરાન નહિ થવું પડતું હોય?" મે સવાલ કર્યો.

"અધ.વિપર્યંત કહીયે તેમ થયું નથી. માનવસૃષ્ટિમાં 'પરધર્મ સહિષ્ણુ' જો કોઇ પણ લોક હોય તો તે હિંદુજ છે. ધર્મની બાબતમાં હિંદુને હાથે કદાપિ કોઇનાપર અત્યાચાર ગુજર્યો નથી. હિંદુ લોક અત્યંત આસ્તિક અને ધાર્મિક છે તેપરથી કોઇ સહજ એમ ધારી લે કે ઇશ્વરનું અસ્તિત્વ નહિ માનનારા લોકોને એમના હાથે સતાવણી

થતી હશે, પણ તે ધારણા ખોટી છે. જૈન લોકો ઇશ્વરના અસ્તિત્વને નથી માનતા, એટલુંજ નહિ પણ એવી માન્યતાને તેઓ પાખંડ અને મિથ્યા ભ્રમ કહી હસી કાઢે છે, તથાપિ કોઇ પણ જૈનનો કદીયે હિંદુને હાથે વાંકો વાળ થયો નથી હિંદુસ્તાનમાં ધર્મને નામે કોઇએ જો તલ્વાર ઉંચકી હોય તો તે પહેલાં પ્રથમ મુસલમાનોએજ." સ્વામીજીએ ખુલાસો કર્યો.

" 'એકત્વ' યાને 'સાર ધર્મ'ના આપના સિદ્ધાંતનો ઈંગ્લંડમાં કેવોક પ્રચાર થાય છે વારૂ ? અહિંઆં અમારે ત્યાં તો હજારેક ભિન્ન ભિન્ન પંથો છે!' મેં જિજ્ઞાસા કરી.

" જ્ઞાન અને મત–સ્વાતંત્ર્યના વધવા સાથે તે બધાયે ધીરે ધીરે લોપાપ જશે. તેમનું બંધારણ નિર્માલ્ય તત્વના પાયાપર થયેલું છે અને નિર્માલ્ય તત્ત્વ ઝાઝો સમય ટકી શકે નહિ એ તો કેવળ કુદરતી છે. પોતપોતાની કક્ષાના લોકમાં સ્નેહ અને ભ્રાતૃભાવ ખીલવવો એ એમનો હેતુ હતો અને એ હેતુ દરેક પંથનો સિદ્ધ થયો છે. એટલે હવે વ્યક્તિઓના એ સમુદાયોને જુદા પાડતી પરસ્પર ભેદ ભાવની દીવાલોને તોડી પાડવાથી ક્રમે ક્રમે વિશ્વવ્યાપી ભ્રાતૃભાવ યાને **वसुधैव कुटुम्बकम्** ના ઉચ્ચ આદર્શને પહોંચાશે. ઇંગ્લંડમાં એ કામ મંદુ ચાલે છે તેના કારણમાં, સંભવિત છે કે તેને માટે યોગ્ય અવસર હજી આવ્યો ન હોય. છતાં તે છેક તો સ્તબ્ધ નથીજ; અલ્પસ્વલ્પ પ્રગતિ જરૂર થતી જાય છે. હિંદુસ્તાનમાં આવી જાતનું જે કામ ઇંગ્લંડ કરી રહ્યું છે તે તરફ હું તમારૂં ધ્યાન અત્રે ખેંચું છું હાલના જ્ઞાતિભેદો હિંદની ઉન્નતિમાં અંતરાયકર્તા છે, એ ભેદો અમારા લોકને સાંકડા મનના, મર્યાદિત ક્ષેત્રના અને કુસંપી બનાવે છે. એ ભેદો નામ-શેષ થવાની જરૂર છે, અને તે ભિન્ન વિચારોના ધસારા સામે નહિજ ટકે." સ્વામીજીએ ઉત્તર આપતાં જણાવ્યું.

"તેમ છતાં કેટલાક અંગ્રેજ ગૃહસ્થો કે જેઓ કોઈ પણ રીતે હિંદના બુરામાં નથી, જેમનું વલણ હિંદ પ્રતિ લવલેશ અનુદાર નથી, તેમ જેઓ હિંદી તવારીખથી છેક અણવાકેફગાર છે એવું પણ નથી, તેઓ તમારા એ જ્ઞાતિ–બંધારણને ઉપકારક અને લાભદાયી લેખે છે. યુરોપીઅન રીત રસમની છાયા બીજાઓ ઉપર બહુ જલદીથી પડે છે અને તે પણ એટલી હદ સુધી કે જે તેમના રાષ્ટ્રને હિતકારક પણ ન હોય! અમારા કેટલાક આદર્શોને તો આપ પોતેજ અનાત્મવાદી કહી વખોડો છો અને ત્યાજ્ય લેખો છો!" મેં કહ્યું.

"ખરૂં છે, હિંદુસ્થાનને ઇંગ્લંડની સાથે એકરૂપ બનાવી દેવાની કોઇ પણ વિચારશીલ મનુષ્યની ધારણા નથી. મતિ હોય છે તેવી ગતિ થાય છે, અથવા તો જેવા વિચાર હોય છે તેવું શરીર બંધાય છે. તે મુજબ રાજ્ય બંધારણ એ રાષ્ટ્રીય વિચાર અને ભાવનાનું સૂચક છે. વ્યવસ્થા એ તેની પ્રજાના વિચાર અને ભાવનાઓનું પરિણામ છે. હિંદુસ્તાનના વિચારો અને આદર્શો હજાર વર્ષથી પાકટ છે; તેથી હિંદુસ્થાનને સર્વથા યુરોપીઅન ભાવનાઓથી ભરી કાઢવું એ અશક્ય તેમ મૂર્ખાઇ ભર્યું છે. સુધારણા અને પ્રગતિના તત્ત્વો હિંદુસ્થાનમાં સદાય મોજુદ હતાં અને છે. દેશની અંદર સલાહ શાંતિભર્યો રાજ્ય અમલ સ્થપાતાંજ એ તત્ત્વોએ હંમેશાં પોતાની હાજરી બતાવી છે. અર્થાત્ શાંતિના સમયમાં સામાજિક સુધારણા અને પ્રગતિનું કામ હંમેશાં થતું આવ્યું છે. ઠેઠ વૈદિક કાળથી માંડીને અત્યાર સુધી જે સમર્થ આચાર્યો અને મહાન ગુરૂઓ હિંદભૂમિમાં પાકયા છે તે બધા-યનો હેતુ અને પ્રયાસ જ્ઞાતિ ભેદના નિરર્થક બંધનોને તોડી પાડવાનો હતો. અમારી મૂળની વર્ણવ્યવસ્થા બહુ સારી હતી, પણ પાછળથી તેમાં વિકાર થઇને હાલ અનેક પેટા જ્ઞાતિઓ પેદા થઈ છે. તે બહુ અનિષ્ટ અને અવનતિકારક હોઇ તેને તોડી પાડવાનો તથા

મૂળની વર્ણવ્યવસ્થાનો પુનરોદ્ધાર કરવાનો એ બધા મહાપુરૂષોએ પ્રયત્ન કરેલો છે. અત્યારની જ્ઞાતિ વ્યવસ્થામાં જે કંઇ થોડું ઘણું સારૂં દેખાય છે તે, સમાજ વ્યવસ્થાના અતિ સુંદર અને યશસ્વી નમૂનારૂપ અમારી એ આદિ વર્ણવ્યવસ્થાનેજ આભારી છે. એ મૂળ વ્યવસ્થાને સજીવન કરવાનો ભગવાન બુધ્ધે પ્રયત્ન કર્યો હતો. હિંદની જાગૃતિના પ્રત્યેક પ્રસંગે આ 'બાર પુરબીયા અને તેર ચોકા' જેવી અધમ વ્યવસ્થાને તોડી પાડવાના ભગીરથ પ્રયત્ન થયા છે. હિંદના પૂર્વ–પરંપરાગત શુભ આદર્શોને કાયમ રાખવા છતાં પરદેશીઓના જે આદર્શો હિંદના અભ્યુદયમાં મદદકર્તા હોય તેમને ગ્રહણ કરીને, અમારી પ્રાચીન પ્રણાલિકાની ધરતીપરજ પુનર્ઘટના કરી નૂતન હિંદને જન્મ આપવાનો છે. પણ તે કાર્ય અમારા લોકે પોતેજ કરવાનું છે; પારકાઓથી તે કદી થનાર નથી. સુધારાના વિકાસનું કામ ઠેઠ ભીતરના ભાગમાંથી થવાની જરૂર છે, સડો છેક અંદરથી દૂર થવો જોઇએ છે. હિંદના પુનરોદ્ધારના કાર્યમાં ઇંગ્લંડે જો કંઈ પણ કરવાનું હોય તો તે એટલુંજ કે પોતાથી બનતી સર્વ સહાય એ કામમાં તેણે હિંદને આપવી. પરાયાએ કરાવેલો સુધારો નકામો છે. પરાણે થયેલા સુધારામાં કંઇજ સાર્થક હોતું નથી. ઉત્તમમાં ઉત્તમ કામ પણ બળાત્કારે કરાવતાં નિકૃષ્ટ પ્રતિનું થઇ જાય છે." સ્વામીએ કહ્યું.

"હિંદી રાષ્ટ્રીય સભાની પ્રવૃત્તિ તરફ આપે કંઈ લક્ષ આપ્યું છે ખરૂં ?" મેં પ્રશ્ન કર્યો

"એ તરફ મેં ઝાઝું લક્ષ આપ્યું છે એમ તો મારાથી કહી શકાય તેમ નથી, કેમકે મારૂં કાર્યક્ષેત્ર નિરાળું છે; તથાપિ એ પ્રવૃત્તિને હું મહત્ત્વની લેખું છું. અને તેને પોતાના કાર્યમાં ફત્તેહ મળે એવું ખરા જીગરથી ઇચ્છું છું. હિંદની ભિન્ન ભિન્ન જાતિઓમાંથી ધીરે ધીરે એક રાષ્ટ્ર બનતું જાય છે. મને કોઇકોઇવાર એમ લાગે છે કે હિંદની

જાતિઓની સંખ્યા યુરોપની વિવિધ પ્રજાઓની સંખ્યાથી ન્યુન નથી. જગતની સુધારણામાં સંગીન ભાગ ભજવનાર હિંદી વ્યાપારને પોત પોતાને હસ્તગત કરવા ખાતર ભૂતકાળમાં યુરોપીય પ્રજાઓમાં પરસ્પર બહુ મથન ચાલ્યું હતું. વલંદા, ફિરંગી, ફ્રેન્ચ અને અંગ્રેજો અનુક્રમે એક બીજા સાથે ખૂબ મથ્યા હતા અને તેમાં આખરે અંગ્રેજો ફાવ્યા. એ બનાવને મનુષ્યજાતિના ઇતિહાસમાં એક ક્રાન્તિકારક બનાવ તરીકેજ ગણી શકાય. એ રીતે હિંદનું બજાર અગ્રેજોના હાથમાં જવાથી વેનિશ્યન લોકના હાથમાંથી પૂર્વના વ્યાપારનાં સૂત્રો હંમેશને માટે ચાલ્યા ગયાં. આથી તેમને જે ખોટ જવા લાગી તે પૂર્ણ કરી લેવા સારૂ સાહસિક વેનિશ્યનોએ પોતાની દૃષ્ટિ આઘેના પશ્ચિમના મૂલકો તરફ ફેરવી અને તેને પરિણામેજ અમેરિકાખંડની શોધ થઇ, એમ કહેવામાં વાંધો નથી." સ્વામીજીએ કહ્યું.

વારૂ, આપની હિંદી કોન્ગ્રેસ અંતે કયાં જઇને અટકશે?" મેં સવાલ કર્યો.

"હિંદીઓમાં એકપ્રજાત્વની લાગણી ખીલવીને તથા જેને આપણે પ્રજાસત્તાક વિચારો કહીએ છીએ તે વિચારોને ફેલાવીનેજ તે અટકશે. એકપ્રજાત્વની લાગણી ખીલવવી તથા પ્રજાસ્વાતંત્ર્યની ભાવનાઓ ફેલાવવી એજ એનું ધ્યેય છે. બુદ્ધિ અને જ્ઞાનનો, થોડા સુશિક્ષિત વર્ગનોજ ઇજારો ન બની રહે અને ઉચ્ચમાં ઉચ્ચ વર્ણથી માંડીને તે છેક અંત્યજ વર્ણના લોકમાં પણ જ્ઞાનનો પ્રચાર થાય એ એનો ઉદ્દેશ છે. કેળવણીનાં બીજ રોપાયાં છે અને ક્રમશઃ ફરજીઆત કેળવણી દાખલ થશે. કામ કરવાની અમારા લોકની શક્તિ અગાધ છે. તે શક્તિને જાગૃત કરી કામે લગાડવામાં આવશે." સ્વામીએ જવાબ આપ્યો.

"લશ્કરી સત્તામાં પ્રબળ થયા વગર કોઇપણ રાષ્ટ્ર કદી મહાન થયું છે ખરૂં?" મેં પૂછ્યું.

એક પણ પળના વિલંબ વગર સ્વામીએ ઉત્તર આપ્યોઃ " હા, ચીન થયું છે. યુરોપ અમેરિકા સિવાય ચીન અને જાપાનમાં પણ મેં પ્રવાસ કર્યો છે. અત્યારે ચીનનું તંત્ર જો કે અવ્યવસ્થિત અને અવ-નત થયેલું છે, પણ જ્યારે એની મહત્તા યાને જાહોજલાલીનો સૂર્ય ખરેખરો તપતો હતો ત્યારે ત્યાંની વ્યવસ્થા એવી તો સુંદર હતી કે જેવી અત્યાર સુધી બીજી કોઈ પણ પ્રજામાં જણાઈ નથી. જે યુક્તિઓ અને રીતિઓને આપણે આધુનિક કહીને ઓળખીએ છીએ તેમાંની ઘણી ખરી યુક્તિઓ અને રીતિઓ સેંકડો અને હજારો વર્ષ પર ચીન દેશમાં પ્રચલિત હતી. દાખલા તરીકે, હરીફાઈની પરીક્ષાઓ લ્યો; ચીનમાં એવી સાર્વજનિક પરીક્ષાઓની પદ્ધતિ સેંકડો વર્ષ પર હયા-તિમાં હતી." સ્વામીએ કહ્યું.

" એમ હતું તો પછી તેના આવા હાલ હવાલ કેમ થયા વારૂ ?" મેં શંકા કરી.

" કારણ કે એ પદ્ધતિને જારી રાખવાની યોગ્યતાવાળા મનુ-ષ્યોનો ત્યાં તોટો પડયો. તમારા લોકમાં કહેવત છે કે ' પાર્લામેન્ટના ધારાથી મનુષ્યોને સદાચારી બનાવી શકાતા નથી.' ચીનાઓને એનો અનુભવ તમારા પહેલાં થઇ ચૂકયો છે. અને એટલા માટેજ કહુંછું કે રાજકારણ કરતાં ધર્મની અગત્ય ઘણીજ મોટી છે; કારણ કે ધર્મ છેક મૂળ સુધી ઉંડે ઉતરે છે અને મનુષ્યના ચારિત્રને ઘડે છે." સ્વામી-જીએ ખુલાસો કર્યો.

" તમે જે જાગૃતિ વિષે કહોછો તે જાગૃતિનું હિંદને પોતાને ભાન છે ખરૂં ?" મેં પૂછયું.

" હિંદને એનું સંપૂર્ણ ભાન છે. દુનિયાને તો કદાચ કોન્ગ્રેસની હીલચાલ અને સામાજિક સુધારણાના ક્ષેત્રમાંજ તે પર્યાપ્ત થતી જણાતી હશે; કિન્તુ ધર્મની બાબતમાં પણ હિંદની જાગૃતિ તેવી સચોટ છે.

માત્ર એ ધાર્મિક જાગૃતિ શાંતિથી થતી હોવાથી બાહ્ય જગતને તે ન જણાય એટલુંજ." સ્વામીએ સ્પષ્ટીકરણ કર્યું.

"પૂર્વ ને પશ્ચિમના જીવન—આદર્શો બહુજ ભિન્ન છે. અમારો આદર્શ સમાજને ખીલવી સંપૂર્ણ વ્યવસ્થાએ લઇ જવાનો હોઇ અમે તેની સિદ્ધિ અર્થે મથીએ છીએ, ત્યારે આપ પૂર્વવાસીઓ અવ્યકત સૂક્ષ્મ તત્ત્વોના ચિંતનમાં મુસ્તાક છો. અત્યારે અહિં પાર્લામેન્ટમાં સુદાનની ચઢાઇમાં થયેલા હિંદી લશ્કરના ખર્ચનો સવાલ ગરમા ગરમ ચર્ચાઇ રહ્યો છે. સરકારના ગેરવ્યાજબી ઠરાવ સામે કોન્ઝરવેટિવ પક્ષનાં વજનદાર છાપાંઓએ બૂમરાણ કરી મેલ્યું છે. ત્યારે કદાચ તમને એમાં લક્ષ પરોવવા જેટલું એ સવાલનું મહત્ત્વ નહિ ભાસતું હોય!" મેં કહ્યું.

છાપું હાથમાં લઇ તેમાંનાં કોન્ઝરવેટિવ મતનાં અવતરણોપર આંખ ફેરવતાં સ્વામીએ ઉત્તર આપ્યો: "પણ તમારી એ ધારણા તદ્દન ગલત છે. એ વિષયમાં મારી લાગણી સ્વાભાવિક રીતેજ મારા દેશ તરફ છે. છતાં એક સંસ્કૃત કહેતી છે કે 'હાથી વેચાઇ ગયા પછી અંકુશનો વિવાદ શો?' હિંદ આવી બાબતમાં સહન કરતુંજ આવ્યું છે. હિંદની મરજી નામરજીના સવાલને અવકાશજ નથી. તો પછી રાજનીતિજ્ઞોના આ ઝઘડા નિષ્પ્રયોજન અને વિલક્ષણ નહિ તો શું? રાજકારણમાં ધર્મને દાખલ થતાં હજી યુગો જોઇશે."

"તેમ છતાં તેને માટે પ્રયત્ન તો જલદી થવોજ જોઇએ." મેં જણાવ્યું.

"હા, આ મહાન લંડન નગરના હૃદયપટપર વિચારનાં બીજ રોપેલ નિરર્થક જાય તેમ નથી. દુનિયામાં અત્યાર લગી અસ્તિત્વમાં આવેલા રાજ્યતંત્રોમાં લંડનનું રાજ્યતંત્ર ખરેખર સૌથી પ્રૌઢ઼ું છે. એ તંત્રના કાર્યને હું ઘણીવાર જોયા કરૂં છું. અહા! શું તેની વિગ-

તને પહોંચી વળવાની શક્તિ અને કુશળતા! પોતાના ધ્યેય અને ધારણાને—પોતાના રાજ્યમંત્રોને સામ્રાજ્યના સર્વ ઘટકાવયવોમાં ફેલાવવાની તેની પદ્ધતિ પણ કેવી અજબ! હૃદયમાંથી છૂટેલું રૂધિર જેમ શરીરની એકેએક રગમાં વ્યાપી જાય છે તેમ લંડનની મંત્રણા સામ્રાજ્યના સકળ ઘટકાવયવોમાં વ્યાપે છે! એના એ રાજ્ય તંત્રપરથીજ સામ્રાજ્યની વ્યાપકતા અને તેની જવાબદારીઓની મહત્તાનો સારો ખ્યાલ આવી શકે છે. રાજ્યકીય વિચારોની માફક અન્ય વિચારોનો ફેલાવો પણ એ લંડન તંત્ર કરે છે. આ મહાન યંત્રના અંતર ભાગમાં થોડાક તાત્વિક વિચારોનો પ્રવાહ વ્હેવડાવ્યો બહુ કામનો છે તેના દ્વારા એ વિચારો જગતના છેક દૂરના ભાગોમાં જઇ પ્રસરવા સંભવ છે.” સ્વામીજીએ કહ્યું.

સ્વામીજીનો દેખાવ બહુ ભવ્ય છે. તેમનો એ લાંબો ચોડો બાંધો અને સુંદર મુખાકૃતિ, ભભકભર્યા હિંદુસ્થાની પહેરવેશમાં ખરેખર, બહુ મોહક લાગે છે! તેઓનો જન્મ બંગાળામાં થયેલો હોઇ, કલકત્તા યુનિવર્સિટીના તેઓ ગ્રેજ્યુએટ છે. વકતા તરીકે તેમની શક્તિઓ બહુ ઉચ્ચ પ્રતિની છે. તેમની વકતૃત્વશક્તિ ઇશ્વરદત્ત છે. અગાઉથી કોઇ પણ જાતની નોંધ કર્યા વગર કે શબ્દયોજના માટે જરાકે થંભ્યા વગર તેઓ દોઢ કલાક લગી અસ્ખલિત બોલી શકે છે.—**સી. એસ. બી.**



## ૪–હિંદુધર્મ પ્રચારકનો ઇંગ્લંડને ધર્મસંદેશ.

( ધી ' એકો ' લંડન ૧૮૯૬ )

હું ધારું છું કે જો સ્વામીજી પોતાના સ્વદેશમાં હોત તો એક ઝાડ તળે કે બહુ બહુ તો એકાદા મંદિરની અડાળીમાં નિવાસ કરતા હોત. તેમના માથાના વાળોનું મુંડન થયેલું હોત અને તેમણે પોતાનો દેશી પોશાક પહેર્યો હોત. પરંતુ અહિં લંડનમાં તેમ થતું નહિ હોવાથી, બીજા લોકોની માફકજ ઘરમાં રહેતા તેઓ મને જણાયા. પોષાક પણ તેઓ અહિંના બીજા લોકોના જેવોજ પહેરે છે, સિવાય કે તેઓ જે લાંબો ડગલો પહેરે છે તે ઘેરા ભગવા રંગનો હોય છે. તેમણે વિનોદ પૂર્વક કહ્યું કે, "મારો દેશી પોશાક, અને તેમાં ખાસ કરીને જ્યારે માથે સાફો બાંધું છું ત્યારે તે, લંડનના માર્ગોમાં ભટકતા ટીખળી મનુષ્યોને બહુ કુતૂહલ ઉપજાવે છે અને પછી એવી એવી ટીકાઓ એમનાં મુખમાંથી નિસરે છે કે જેનો ઉલ્લેખ અત્રે ભાગ્યે કરી શકાય." તે હિંદુયોગીને પોતાના નામની ધારે ધીરે જોડણી કરવાની વિનતિ કરતાં મેં વાતનો આરંભ કર્યો. × ×

× × × ×

"આપનું ધારવું શું એમ છે કે સાંપ્રત કાળમાં લોક નિઃસાર વસ્તુને યાને જડવાદને બહુજ મહત્ત્વ આપી રહ્યા છે ?" મેં પૂછ્યું.

"હા, મને એમ લાગે છે ખરૂં. સુધારણાની બાબતમાં જે પ્રજાઓ સર્વથા પછાત છે તેમાં અને પશ્ચિમની સુધરેલી પ્રજાઓમાં પણ જે હજી વિદ્યાના માર્ગમાં આગળ વધેલી નથી તે લોકોમાં તો એમ છે ખરૂં. તમારા પ્રશ્નની અંદર એવો ભાવ રહ્યો લાગે છે કે સુશિક્ષિત અને શ્રીમંતોની સ્થિતિ એનાથી ભિન્ન છે, નહિ વારૂ ?

અલબત્ત, એમ કંઇક તો છે ખરૂં. શ્રીમંતો કાંતો તેમની સંપત્તિના પરિપાક રૂપ મોજશોખમાં રચ્યાપચ્યા રહે છે કે પછી લોભને વશ થઇ હજી વધુ સંપાદન કરવા પછાડા મારતા હોય છે. શ્રીમંતો તેમજ ઉદ્યોગ ધંધામાં મચેલા લોકોનો મોટો ભાગ ધર્મ વિષે બોલતાં એમ કહે છે કે "ધર્મ એ તો કેવળ ભ્રમ છે, વ્હેમ છે, અર્થરહિત ટાયલું છે, એમાં કંઇ માલ જેવું નથી.' અને ખરેખર તેમની માન્યતા પણ તેવીજ હોય છે. સ્વદેશાભિમાન અને લોકાપવાદ એ બેજ અત્યારે પ્રચલિત ધર્મ થઇ પડયા છે. લોકો જો દેવળમાં જતા હોય તો તે લોકાપવાદના ડરથીજ-અને તે પણ પોતાના લગ્ન પ્રસંગે કે કોઈ સંબંધીના દફન ( અંત્યેષ્ટિ ક્રિયા ) માંજ!" સ્વામીએ ટીકા કરી.

"ત્યારે આપનો ધર્મસંદેશ તેમને વધારે વાર દેવળમાં જતા કરશે ખરો ?" મેં પૂછ્યું.

"ના, એવું પરિણામ તો ભાગ્યે આવે; કેમકે વિધિ અને આચાર ધર્મ સાથે મારે લેવા દેવા નથી. મારૂં કામ તો ધર્મ એજ સર્વસ્વ છે, અને ધર્મ સર્વ બાબતમાં રહ્યો છે એ બતાવી આપવાનું છે. અત્રે ઈંગ્લંડમાં પ્રચલિત પદ્ધતિ કેવી છે ? પ્રત્યેક કાર્યમાં અને પ્રત્યેક બાબતમાં સમાજવાદ અથવા તો એક યા બીજા રૂપમાં લોકસત્તાનું પ્રાબલ્ય કે એવાજ બીજા કોઈ જે નામથી તમે ઓળખતા હો તે અગ્રસ્થાન ભોગવતું જણાય છે. લોકો પોતાની ભૌતિક તૃષ્ણાઓની તૃપ્તિ માટે પ્રબલ આકાંક્ષા ધરાવે છે. થોડું કામ, વધારે પ્રાપ્તિ અને અત્યાચાર-જૂલમ-લઢાઇનો અભાવ, એવી સ્થિતિ મેળવવા તેમની આતુરતા છે. ધર્મ અને મનુષ્યના સદ્વર્તનના પાયાપર સુધારણાનું બંધારણ બંધાયા વગર આ કે બીજી કોઇ સુધારણા ચિરકાળ ટકી રહેશે એની શી ખાત્રી ? હરકોઇ બાબતના મૂળમાં ધર્મનું તત્ત્વ સમાયલું છે એ નિશ્ચય માનજો. ધર્મ બરાબર હોતાં બધુંજ બરાબર

હોવાનું." સ્વામીએ ધર્મની મહત્તા જણાવતાં કહ્યું.

"લોકોનાં મનમાં એ સારધર્મ યાને ધર્મનો અધ્યાત્મવાદ ઠસાવતાં બહુ વસમું પડતું હશે, કેમકે તેમના સામાન્ય આચાર વિચારથી તે સર્વથા ભિન્ન છે." મેં મારો સંશય જણાવ્યો.

"બધાય ધર્મોમાં સત્યનો અંશ રહેલો હોય છે. સ્વલ્પ સત્યમાંથી સર્વોત્કૃષ્ટ સત્યપ્રતિ જણાય છે, સત્યના શૂન્યાંશમાંથી કદીયે સત્ય તરફ જવાતું નથી. મનની વિચિત્રતા (વિવિધતા) હોવા છતાં સૃષ્ટિ સકળમાં એકત્વ રહેલું છે. અમારૂં વેદાન્તશાસ્ત્ર કહે છે–**एकं सद्विप्रा बहुधा वदन्ति ।** એટલે કે સચરાચર જે કંઇ અસ્તિત્વમાં છે તે બધામાં એકજ વિભૂતિ છે, જેને વિદ્વાનો જૂદી જૂદી રીતે ઓળખાવે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સ્વલ્પ સત્યમાંથીજ મનુષ્યની પૂર્ણ સત્ય પ્રતિ પ્રગતિ થઇ શકે છે. અને બધા ધર્મોમાં ઓછુંવત્તું સત્ય તો છેજ. નપાટમાં નપાટ ધર્મો પણ એજ સત્યનાં ભ્રષ્ટ સ્વરૂપો છે. ક્રમે ક્રમે એ સત્ય મનુષ્યોના સમજવામાં આવે છે. જંગલી લોકો ભૂત પિશાચની પૂજા કરે છે, તે પિશાચ–પૂજા પણ એ સત્ય સ્વરૂપ સચ્ચિદાનંદ નિર્વિકલ્પ પરમાત્માની પૂજાનોજ ભ્રષ્ટ પ્રકાર છે. બીજા ઉજળા ધર્મોમાં પણ સત્યનું અસ્તિત્વ થોડા ઘણા પ્રમાણમાં હોય છે. સંપૂર્ણ અંશે તો કોઇ પણ ધર્મમાં નથી હોતું." સ્વામીજીએ વિવેચન કર્યું.

"જે ધર્મના પ્રચારાર્થે આપનું અહિં ઇંગ્લંડમાં આવાગમન થયું છે તે ધર્મના ઉત્પાદક આપ પોતેજ છો કે કેમ, તે જણાવવા પા કર શો?" મેં પૂછ્યું.

"ના, હું કોઈ પણ ધર્મનો ઉત્પાદક નથી. હું તો શ્રી રામકૃષ્ણ પરમહંસ નામના જીવન્મુક્ત મહાપુરૂષનો શિષ્ય છું. અમારા બીજા મહાપુરૂષોની પેઠે તેઓશ્રી પણ બહુ ભણેલા કે વિદ્વાન પંડિત નહોતા, પણ એક સાચા સંત હતા. વેદાન્તના તત્ત્વજ્ઞાનની ભાવના

તેમના જીવનમાં ઓતપ્રોત થઇ હતી, વેદાન્ત તત્ત્વજ્ઞાનના અમી-રસમાં તેઓશ્રી નખશિખ તરબોળ થયેલા હતા. અત્રે હું 'તત્ત્વજ્ઞાન' શબ્દનો પ્રયોગ તો કરૂં છું પણ તેની સાથે મારા મનમાં ગડભાંજ થાય છે કે વેદાન્તને મારે તત્ત્વજ્ઞાન કહેવું કે ધર્મ કહેવો? કારણ અમારૂં વેદાન્ત એ બંન્ને છે—તત્ત્વજ્ઞાન પણ છે અને ધર્મ પણ છે. 'નાઇન્-ટીન્થ સેન્ચ્યુરી' પત્રના છેલ્લા અંકમાં પ્રૉફેસર મૅક્ષમુલરે મારા ગુરૂશ્રીનું ટુંક ચરિત્ર આલેખ્યું છે તે વાંચ્યાથી તેઓશ્રીના જીવન વિષે તમને કંઇક ખ્યાલ આવશે. શ્રી રામકૃષ્ણનો જન્મ હુગલી જીલ્લામાં ઇ. સ. ૧૮૩૪માં થયો હતો, અને એમનું અવસાન ઇ. સ. ૧૮૮૬માં થયું. કેશવચંદ્રસેન પ્રભુતિ અનેકનાં જીવનપર તેઓશ્રીના આચાર વિચારની ઉંડી છાપ પડી હતી. કાયિક નિયંત્રણા અને મનોનિગ્રહના યોગે અધ્યાત્મવિદ્યામાં થયેલો તેમનો પ્રવેશ અદ્દ્ભુત હતો; અર્થાત્ કે તપશ્ચર્યાથી શરીરને અને સમાધિથી મનને વશ કરી અધ્યાત્મ-જ્ઞાનમાં તેઓશ્રી પારંગત થયા હતા. એમની મુખમુદ્રામાં બાળકના જેવી નિર્દોષ કોમળતા, ગાઢ નમ્રતા અને અલૌકિક માધુર્ય ભર્યું હતું. એ પવિત્ર મુદ્રાને જોતાંજ ભલભલાનો ગર્વ ગળી જતો. એ પવિત્ર મુદ્રાનો પ્રભાવ પ્રેક્ષકના અંતઃકરણમાં અવશ્યમેવ પડતો." સ્વામીએ જણાવ્યું.

"ત્યારે આપ જેનો ઉપદેશ કરો છો તે વેદાન્તધર્મ વેદોમાં-થીજ લેવાયો છે કે?" મેં પૂછ્યું.

"હા, વેદાન્ત એટલે કે વેદોનો અંત. વેદોના ત્રણ વિભાગ હોઇ તેમાંનો ત્રીજો વિભાગ અથવા ઉપનિષદો તે વેદાન્ત છે. પહેલા બે ભાગોમાં જે વિચારો બીજરૂપે રહ્યા છે તે વિચારોનો વેદાન્તમાં પરિ-પાક થયેલો છે. વેદોનો જુનામાં જુનો ભાગ સંહિતા છે. એની સંસ્કૃત ભાષા બહુજ પ્રાચીન અને અટપટી છે અને તે યાસ્કના નિરૂક્ત

નામના અત્યંત પ્રાચીન કોષની મદદ વગર સમજી શકાય તેમ નથી." સ્વામીએ ઉત્તર આપ્યો.

"હિંદને અમારી કનેથી બહુ બહુ શીખવાનું છે એવો ખ્યાલ તો અમારા અંગ્રેજ લોકને છે ખરો, પરંતુ હિંદ કનેથી અમારે પણ કંઇ શીખવાનું છે એ વાતની તો કલ્પના સુદ્ધાં અમારા જન સાધારણને હોય એમ મને નથી લાગતું." મેં મારો અભિપ્રાય સાશંક ચિત્તે જણાવ્યો.

"સામાન્ય લોકને તે વાતની ખબર નથી એ સત્ય છે, પણ તમારો વિદ્વાનવર્ગ અને પંડિતસમાજ સારી પેઠે જાણે છે અને સમજે છે કે હિંદ પાસેથી તમારે કેટલું બધું અને કેવું ઉપયોગી શીખવાનું છે. મૅક્ષમુલર, મૉનિયર વિલિયમ્સ, સર વિલિયમ હન્ટર તેમજ પૌરસ્ત્ય વિદ્યાના બીજા જર્મન પંડિતો આર્યતત્ત્વવિદ્યાની અવગણના કરતા તમને નહિજ જણાય." સ્વામીજીએ પ્રત્યુત્તર આપતાં કહ્યું.

* * * *

સ્વામી પોતાનાં ભાષણો 'વિક્ટોરિયા સ્ટ્રીટ' માં આવેલા નં. ૩૯ ના મકાનમાં આપે છે. સર્વ કોઇને જવાની છૂટ છે અને આપણે અહિં પ્રાચીન કાળમાં થતું હતું તેમ આ નવો ધર્મોપદેશ કોઇ પણ જાતની ફી કે આર્થિક બદલો લીધા સિવાય મફત મળે છે. એ હિંદુ ધર્મપ્રચારકનો શારીરિક બાંધો અસાધારણ સુદૃઢ અને સુંદર છે. અંગ્રેજી ભાષાપરનો એમનો કાબુ સંપૂર્ણ છે અને એમની વાણી અત્યંત રસાળ અને છટાદાર છે. **સી. એસ. બી.**



# ૫–મદુરામાં એક કલાકનો સમાગમ.

(‘હિંદુ’ મદ્રાસ, ફેબ્રુઆરી ૧૮૯૭).

પ્રશ્ન:—**ब्रह्म सत्यं जगन्मिथ्या** એ સિદ્ધાંતમાં જગતને મિથ્યા કહ્યું છે તેનો અર્થ નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન રીતે કરાયલો લાગે છે. (૧) કાળની અનંતતાના પ્રમાણમાં નાશવંત નામ રૂપાત્મક વસ્તુઓ અત્યંત અલ્પજીવી છે; (૨) કાળના અનંતપણાના પ્રમાણમાં કોઈ પણ બે પ્રલયો વચ્ચેનું અંતર અત્યંત અલ્પ છે; (૩) છીપમાં ચાંદીનો અને રજ્જુમાં સર્પનો આભાસ, મનની અમુક સ્થિતિમાં જેમ ખરો છે તેમ આ જગત્ પણ મનુષ્યની વર્તમાન સ્થિતિમાં સત્ય છે, પરંતુ મનની સ્થિતિ બદલાતાં યાને છીપ અને રજ્જુની પ્રતીતિ થતાં જેમ ચાંદી અને સર્પની ભાવના મિથ્યા ઠરે છે તેમ મનુષ્યની ભાવના બદલાતાં યાને તેનામાં સત્યજ્ઞાન પ્રગટતાં જગત્ તેને મિથ્યાજ પ્રતીત થાય છે; (૪) વંધ્યા પુત્રવત્ કિંવા સસલાના શિંગડા જેવી જગતની કલ્પના છે, અર્થાત્ કે જેમ વાંઝણીને પુત્રનો અને સસલાને શિંગડાનો અભાવ છે તેમ જગતનો પણ અભાવ છે. એ પૈકી કયો અર્થ અદ્વૈત વાદમાં સ્વીકાર્યો છે?

ઉત્તર:—અદ્વૈતવાદના અનેક પ્રકારો છે. તેમાં પ્રત્યેકે પોતપોતાને ફાવતો એક યા બીજો પ્રકાર ગ્રહણ કર્યો છે. શંકરાચાર્યે એ સિદ્ધાંતને તૃતીય અર્થમાં સ્વીકાર્યો છે અને એવું પ્રતિપાદન કર્યું છે કે મનુષ્યની વર્તમાન મનઃસ્થિતિમાં જગત જણાય છે તેવું સર્વથા સત્ય છે, કિન્તુ જ્યારે તેનામાં અંતર્જ્ઞાન પ્રગટે છે ત્યારે જગત્‌ની ભાવના લુપ્ત થઇ જાય છે. ઝાડના ઠૂંઠાને આઘેથી જોઇ તમને ભૂતની ભ્રમણા થાય તો ભૂતની એ ભાવના તેટલા વખત પુરતીજ સત્ય છે, કેમકે એની અસર

તમારા મનપર ખરા ભૂતની હાજરી જેવીજ થાય છે; પણ "એ તો માત્ર ઝાડનું ઠૂંઠુંજ છે" એવી પ્રતીતિ થતાંની સાથેજ તમારા મનમાંથી ભૂતની ભ્રમણા અલોપ થઇ જાય છે. ઠૂંઠાની અને ભૂતની ભાવના એકી વખતે એક સાથે રહી શકેજ નહિ અને તેથી એકની હાજરીમાં બીજાનો અભાવજ હોવાનો.

પ્રશ્નઃ—શંકરના કેટલાક ગ્રંથોમાં ચોથા અર્થનો સ્વીકાર નથી થયો ?

ઉત્તરઃ—ના, શંકરના પોતાના ગ્રંથોમાં તો તેમ નથી થયું. પાછળથી કેટલાકોએ શંકરના વાદની મર્યાદાને વટાવી જવાની ચૂક કરી છે. તેમણેજ પોતાના ગ્રંથોમાં એ ચતુર્થ અર્થનો ઉપયોગ કરેલો છે. પહેલો અને બીજો અર્થ ઇતર અદ્વૈતવાદીઓના ગ્રંથોમાં ખાસ સ્વીકારાયો છે, પણ શંકરાચાર્ય તેમને કદાપિ સંમત થયા નથી.

પ્રશ્નઃ—જગત્ મિથ્યા છે તો પછી સત્યનો આભાસ થવાનું શું કારણ ?

ઉત્તરઃ—ઠૂંઠાને જોતાં ભૂતની ભ્રમણા થવાનું શું કારણ? જગત્ તો વાસ્તવિક રીતે જે છે તેજ છે, પણ મન તેને જૂદી જૂદી સ્થિતિમાં કલ્પે છે. એ બધું મનનુંજ કારણ છે.

પ્રશ્નઃ—વેદો અનાદિ અને સનાતન છે–એ કથનનો ખરો અર્થ શો છે? એ કથન વૈદિક મંત્રોના સંબંધમાં છે કે વેદાન્તર્ગત સત્યોના સંબંધમાં છે? જો સત્યો (તત્ત્વો) સંબંધમાં તેમ કહેવાયું હોય તો તો પછી તર્ક, ભૂમિતિ, રસાયન વગેરે ભૌતિકશાસ્ત્રો પણ તેવીજ રીતે અનાદિ અને સનાતન કેમ નહિ કહેવાય ?

ઉત્તરઃ—વેદમાં રહેલાં દિવ્ય સત્યો નિત્ય અને કદી ન બદલાય તેવાં–અપરિવર્તનશીલ હોવાના કારણેજ એક સમયે વેદો સનાતન મનાતા હતા અને મનુષ્યને તો કેવળ તેનો દૃષ્ટાજ લેખવામાં આવતો

હતો. પછી અર્થની સમજપૂર્વક વેદમંત્રોના ઉચ્ચારણને મહત્વ અપાવા માંડ્યું અને મંત્રો પોતેજ દિવ્ય અથવા અપૌરૂષેય છે એવી માન્યતા ચાલી. ત્યાર પછી વળી કેટલાક મંત્રોના અર્થ ઉપરથી એમ માલમ પડ્યું કે તેમાંના ઘણાક મંત્રો દિવ્ય યાને અપૌરૂષેય ન હોવા જોઇએ, કેમકે તે મંત્રો મનુષ્યજાતિને પશુપીડન અથવા પશુવધ જેવાં અમંગળ ક્રૂર કર્મોમાં પ્રેરે છે, તેમજ વળી તેમાં અનેક હાંસિપાત્ર વાતો મળી આવે છે. 'વેદો અનાદિ અને સનાતન છે' એ કથનનો ખરેખરો અર્થ તો એજ છે કે તેઓ જે નિયમ યાને સત્યનું પ્રતિપાદન કરે છે તે નિયમ યાને સત્ય નિત્ય અને અચળ છે. તર્ક, ભૂમિતિ, રસાયન વગેરે ભૌતિકશાસ્ત્રો પણ સ્થાયી અને કદી ન બદલાય તેવા અચળ નિયમોનું યાને તત્ત્વોનું પ્રતિપાદન કરે છે. અને તેથી તે અર્થમાં તેઓ પણ અનાદિ અને શાશ્વત કહેવાય. પરંતુ કોઈ પણ નિયમ અથવા સત્યનું મૂળ વેદોમાં નથી એવું છેજ નહિ. બધાંય તત્ત્વો વેદમાં અવશ્ય મળી આવે છે. વેદમાં જેનો સમાવેશ થયેલો ન હોય યાને વેદમાંથી ન મળી શકે એવું કોઈ પણ સત્ય મને બતાવી આપવા હું તમારામાંના હરકોઇને આહ્વાન કરૂં છું.

પ્રશ્નઃ—અદ્વૈત સિદ્ધાંતમાં મુક્તિનું કેવું સ્વરૂપ છે વારૂ ? અર્થાત્ તે મુક્ત અવસ્થામાં શુદ્ધિ–ભાન હોય છે ખરૂં ? અદ્વૈતવાદીઓની મુક્તિ અને બૌદ્ધોના નિર્વાણ વચ્ચે કંઇ ફેર છે ખરો ?

ઉત્તરઃ—મુક્ત અવસ્થામાં એક જાતની શુદ્ધિ અથવા ભાન તો જરૂર હોય છે; પણ તે શુદ્ધિ–તે ભાન અલૌકિક અને દિવ્ય હોય છે. મનુષ્યોમાં જણાતી સામાન્ય શુદ્ધિ અને ભાન કરતાં તે શુદ્ધિ અને ભાન ભિન્ન પ્રકારનાં છે. મુક્તિમાં શુદ્ધિ, ભાન, કે ચેતના નથી હોતી એમ કહેવું અતાર્કિક યાને તર્કથી વિરૂદ્ધ છે. પ્રકાશ અથવા તેજની પેઠે શુદ્ધિ અથવા ભાનના પણ મંદ, મધ્યમ અને ઉગ્ર એવા

ત્રણ પ્રકાર છે. પ્રકાશની લહરીઓનું પ્રાબલ્ય જ્યારે અતિશય હોય છે ત્યારે તેજ એટલું બધું તો ઉગ્ર બને છે કે તેના યોગે આંખો અંજાઇ જાય છે, અને તેની અસરમાં તે મંદમાં મંદ પ્રકાશના જેવુંજ નિરૂપયોગી નિવડે છે. બૌદ્ધ લોકો ભલે ગમે તેમ કહે અને માને, તથાપિ તેમના નિર્વાણમાં પણ શુદ્ધિ અથવા ભાન એટલાજ અંશે હોવું અનિવાર્ય છે. મુક્તિની અમારી વ્યાખ્યા નિશ્ચયાત્મક અને ભાવદર્શક છે, ત્યારે બૌદ્ધોની નિર્વાણની વ્યાખ્યા અનિશ્ચયાત્મક અને અભાવદર્શક છે.

પ્રશ્ન:—સૃષ્ટિની ઉત્પત્તિ અર્થે ઉપાધિરહિત બ્રહ્મ સોપાધિક યાને ઉપાધિવાળા બનવાનું પસંદ કરે છે તેનો શો હેતુ?

ઉત્તર:—તમારો એ પ્રશ્નજ ગેરવ્યાજબી છે. બ્રહ્મ પોતે અવાંગ-માનસગોચર છે, એટલે કે વાણીથી તેનું વર્ણન થઇ શકે તેમ નથી કે મનથી તેની કલ્પના થઇ શકે તેમ નથી. દિક્કાલ હેતુની મર્યાદાથી જે વસ્તુ પર છે તેની કલ્પના માનવમનથી થઇ શકેજ નહિ. માત્ર દિક્કાલ અને હેતુની મર્યાદામાંજ તર્ક, વિતર્ક અને પૂછપરછનો પ્રકાર ચાલી શકે. એમ છે તો પછી મનુષ્યની કલ્પનાથી જે કેવળ અતીત છે તેના વિષે કુતર્ક કરવો યા પ્રશ્ન પૂછવો મિથ્યા છે.

પ્રશ્ન:—ઘણાકો તરફથી એમ સિદ્ધ કરવાના પ્રયાસ થાય છે કે પુરાણોમાં રૂપકના રૂપમાં ગૂઢ તત્ત્વો પ્રતિપાદન કરાયલાં છે. કેટલીકવાર વળી એમ પણ કહેવાય છે કે પુરાણોમાં ઐતિહાસિક સત્યો જેવું કંઇ ન હોવું જોઇએ. તેમાં તો માત્ર મનુષ્યોના કલ્યાણ માટેની ઉદાત્ત ભાવનાઓ અને ઉત્તમોત્તમ વિચારોનું કલ્પિત પાત્રોની મદદથી પ્રતિપાદન કરાયલું છે. દાખલા તરીકે આપણે વિષ્ણુપુરાણ, રામાયણ કે મહાભારતનેજ લ્યો. તેમાં ઐતિહાસિક સત્યોનાંજ વર્ણનો

છે કે પછી તેઓ અધ્યાત્મ તત્ત્વોના રૂપકાત્મક ગ્રંથો છે? કિંવા શું તેઓ મનુષ્ય જાતિના આચાર માટે ઉત્તમોત્તમ આદર્શોના પ્રતિપાદક ગ્રંથો છે, કે મિલ્ટન, હોમર વગેરે કવિઓના વીરરસ પ્રધાન કાવ્યો જેવાં માત્ર વીરરસ પ્રધાન કાવ્યોજ છે?

ઉત્તરઃ—પ્રત્યેક પુરાણને આધારભૂત કંઇક તો ઐતિહાસિક સત્ય હોય છેજ. મનુષ્યોને સર્વોત્કૃષ્ટ સત્ય વિવિધ રૂપમાં સમજાવવું અને શીખવાડવું એ પુરાણ માત્રનો ઉદ્દેશ છે. કદાચ તેમાં ઐતિહાસિક સત્ય જેવું કંઈ ન હોય તો પણ તેઓ જે ઉત્કૃષ્ટ તત્વોનો મનુષ્યોને બોધ આપે છે તેને માટે તો તેઓ ખરેખર પ્રમાણભૂત છે. દાખલા તરીકે રામાયણ લ્યો. ઉત્તમોત્તમ ચારિત્રના આદર્શ માટે એ ગ્રંથ એક સત્તા (પ્રમાણ) સમાન છે. એ દૃષ્ટિથી જોતાં રામ જેવી કોઇ વ્યક્તિ ખરેખર થઈ હતી કે કેમ એ જોવાની કે વિચારવાની અગત્ય પણ નથી. રામાયણ કે મહાભારત જે સત્ય નિયમો અને આદર્શોનું પ્રતિપાદન કરે છે તેની ઉત્તમતાનો આધાર રામ કે કૃષ્ણ જેવી વ્યકિતની સત્યતા ઉપર જરાયે નથી. એ મહાનુભાવ વ્યકિતઓ કદી પાકીજ નહોતી એવું ઘડીભર આપણે માની લઇએ તો પણ જગત્ સમક્ષ તેઓ જે પ્રૌઢ વિચારો અને મહાન્ આદર્શો મૂકે છે છે તેના સંબંધમાં તો એ ગ્રંથોને શ્રેષ્ઠ પ્રમાણો તરીકે સ્વીકારવાને મુદ્દલ વાંધો આવે તેમ નથી. અમારૂં તત્ત્વજ્ઞાન—અમારા ધર્મની ખૂબી એ છે કે તેને પોતાની સત્યતા માટે કોઈ પણ વ્યકિતના ઓશિયાળા થવું પડતું નથી. શ્રીકૃષ્ણે જગતને ઉપદેશ આપ્યો છે પણ તેમાં નૂતન કે સ્વતંત્ર જેવું કંઇજ નથી. રામાયણ પણ અમારા શાસ્ત્રમાં ન હોય એવું કંઇજ પ્રબોધતુ નથી. અર્થાત કે શ્રીકૃષ્ણે ઉપદેશેલાં અને રામાયણમાં કથેલાં સત્યો અમારા શાસ્ત્રોમાં છેજ, અને તે શ્રીકૃષ્ણ કે રામના જન્મ પહેલાં પણ એમાં હતાંજ. ધ્યાનમાં રાખો કે ઇસાઇ ધર્મને

પ્રસુખ્રિસ્ત વગર, મહમદી ધર્મને મહમદ પેગમ્બર વગર અને બૌદ્ધ ધર્મને બુદ્ધ વગર ચાલ્યું નથી–ચાલે તેમ પણ નથી; પરંતુ હિંદુ ધર્મની બાબતમાં તેમ નથી. તેની સાથે કોઇ પણ મનુષ્યનું નામ સંકળાયલું નથી, તેની ઉત્પત્તિ અને અસ્તિત્વનો આધાર કોઇ પણ વ્યકિતપર અવલંબેલો નથી. તેની રચના કેવળ સ્વતંત્ર છે. એમ છે તો પછી કોઇ પણ પુરાણમાં કથેલાં ઉદાત્ત તત્વોની કિંમત આંકતાં તેમાં વર્ણવેલી વ્યક્તિઓ આ જગતમાં ખરેખર જન્મી હતી કે પછી તે પાત્રો કેવળ કલ્પિત હતાં એ પ્રશ્ન વિચારવાની કડાકૂટમાં પડવાની જરૂરજ નથી રહેતી. મનુષ્યોને સન્માર્ગે લાવવાના હેતુથી પુરાણોની રચના થઇ છે અને તેથી તેને રચનારા ઋષિઓએ કેટલાંક ઐતિહાસિક પાત્રો ખોળી કાઢી જરૂર પ્રમાણે તેમને સઘળા સારા કે નરતા ગુણોના આશ્રયસ્થાને ચિતર્યાં છે અને એ રીતે મનુષ્ય જાતિના વર્તન માટે નીતિનાં તત્ત્વો નિયત કર્યાં છે. રામાયણમાં વર્ણવ્યા પ્રમાણે દશાનન રાવણની વિભૂતિ ખરેખર જન્મેલી હોવાની શી જરૂર છે? રાવણ સત્ય હતો કે કાલ્પનિક હતો એ પ્રશ્નને કોરાણે મૂકતાં, એ પાત્ર અમુક ઉપયોગી અને બોધક તત્ત્વનો સચોટ ચિતાર આપે છે એટલુંજ જાણવું બસ થશે. શ્રી કૃષ્ણના ચરિત્રને હજી પણ વધારે આકર્ષક રીતે આલેખી શકાય. અને તેના વર્ણનની ખૂબીનો આધાર તમારા મનમાં તેના વિષે જેવી કલ્પના હશે તેના ઉપર રહે છે. પણ તેમાંયે પુરાણોમાંના પ્રૌઢ તાત્વિક વિચારો તો આવવાનાજ.

પ્રશ્નઃ—જન્માંતરની ઘટનાઓનું સ્મરણ કોઈ કાબેલ યાને નિપુણ માણસને થાય એ શક્ય છે ખરૂં? પૂર્વજન્મમાં તેને જે મગજ હતું અને જેનાપર તેના અનુભવના સંસ્કારો અંકિત થયા હતા તે મગજ–તે ભેજું અત્યારે તેની કને ન હોઇને આ જન્મમાં તો તેને નવીન ભેજુંજ મળેલું છે. અને એમ છે તો પછી જે સાધન અત્યારે

તેની પાસે નથી તે સાધનપર ઘડેલા સંસ્કારોની એના વિદ્યમાન મગજને પ્રાપ્તિ થાય એ શી રીતે બની શકે?

સ્વામીઃ—'કાબેલ યાને નિપુણ' એ શબ્દથી તમે શું કહેવા માગો છો? નિપુણ મનુષ્ય એટલે કેવો મનુષ્ય?

પ્રશ્નઃ—જેની પ્રકૃતિની ગુપ્તશક્તિઓ ખીલેલી હોય એવો મનુષ્ય.

સ્વામીઃ—ગુપ્તશક્તિઓ કેવી રીતે ખીલી શકે તે મારી સમજમાં નથી આવતું. તમારા કથનનો મર્મ હું સમજી ગયો છું, તથાપિ વિચાર દર્શાવવા બરાબર બંધબેસતા અને અર્થસૂચક શબ્દોની યોજના થાય એવું હું હંમેશાં ઇચ્છું છું. 'ગુપ્ત શક્તિઓ ખીલે છે અથવા વિકસિત થાય છે' એમ કહેવાને બદલે એમ કહો કે ગુપ્ત, શક્તિઓ ઉપરનો પડદો દૂર થઇને તે પ્રકટ થાય છે. હવે, જેમની પ્રકૃતિની ગુપ્ત શક્તિઓ એવી રીતે પ્રકટ થયેલી હોય એવા મનુષ્યોને પોતાના ભૂત જન્મોના બનાવો યાદ આવી શકે એ બનવા જોગ છે, કેમકે મરણ પશ્ચાત્ જે સૂક્ષ્મ દેહ બંધાય છે તેમાં પણ આગામી જન્મના ભેજાંનું બીજ રહેલુંજ હોય છે.

પ્રશ્નઃ—પરધર્મીઓને પોતાનામાં દાખલ કરવાની હિંદુધર્મ છૂટ આપે છે ખરા? અને બ્રાહ્મણ જાતિનો મનુષ્ય ચાંડાલને મુખેથી તત્વજ્ઞાનનો ઉપદેશ શ્રવણ કરી શકે એવી તેમાં અનુકૂલતા છે ખરી?

ઉત્તરઃ—પરધર્મીઓ હિંદુધર્મમાં આવે તે બદલ હિંદુ ધર્મની બિલકુલ અટકાયત નથી. ગમે તે માણસ-શૂદ્ર અને ચાંડાલ સુદ્ધાં ધર્મ તત્વોનું નિરૂપણ કરી શકે અને તે બ્રાહ્મણ સુદ્ધાં સાંભળી શકે. કનિષ્ટમાં કનિષ્ટ વર્ગની વ્યક્તિ કનેથી પણ સત્યના પાઠ શીખી શકાય છે અને તેમાં ન્યાત કે ધર્મનો ભેદ નડી શકતો નથી.

અત્રે સ્વામીજીએ પોતાના કથનની પુષ્ટિમાં પ્રમાણભૂત મનાતા કેટલાક સંસ્કૃત શ્લોકો બોલી બતાવ્યા હતા.

હવે, કાર્યક્રમમાં ઠર્યા પ્રમાણે મંદિરની મુલાકાતે જવાનો સમય થઇ ગયો હતો તેથી સંભાષણ ખતમ કરી સ્વામીજીએ ત્યાં બેઠેલા સદ્‌ગૃહસ્થોની વિદાય માગી અને મંદિરપ્રતિ પ્રયાણ આદર્યું.



## ૬–બાહ્ય અને આંતર મહા પ્રશ્નો.



( 'હિંદુ'–મદ્રાસ, ફેબ્રુઆરી ૧૮૯૭ ).

સ્વામી વિવેકાનંદના મદ્રાસના પ્રવાસ દરમ્યાન ચિંગલપટ સ્ટેશન- પર અમારો પ્રતિનિધિ તેમની સાથે ગાડીમાં સામેલ થયો અને ત્યાંથી મદ્રાસ લગી તેણે તેમની સાથે મુસાફરી કરી. એ પ્રસંગે તેમની વચ્ચે જે વાર્તાલાપ થયો તેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

પ્રશ્નઃ—આપના અમેરિકા જવાનું શું પ્રયોજન હતું સ્વામીજી?

સ્વામીઃ—તમારો પ્રશ્ન ગંભીર હોઈ તેનું સમાધાન ટુંકમાં થઇ શકે તેમ નથી. તેથી હાલતો હું કિંચિત્ ખુલાસો કરીશ. પ્રયોજનમાં એટલું કે હિંદમાં હું સર્વત્ર ફરી ચૂક્યો હતો અને બીજા દેશાવર જોવાની મને હોંસ હતી. હું જાપાન થઇને અમેરિકા ગયો હતો.

પ્રશ્નઃ—જાપાનમાં આપે શું શું જોયું અને જાપાનના પ્રગતિ- મય પગલે ચાલતાં હિંદની ઉન્નતિ થવાનો સંભવ છે કે નહિ?

સ્વામીઃ—હિંદની ત્રીસ કરોડ વસ્તીનું એક સંપૂર્ણ રાષ્ટ્રમાં સંઘ- ટ્ટન ન થાય, ત્રીસે ત્રીસ કરોડના મનમાં એક રાષ્ટ્રીયત્વની ભાવના રમી ન રહે ત્યાં સુધી તો તેમ થવાનો જરા જેટલો પણ સંભવ નથી. જાપાનીઓના જેવી સ્વદેશાનુરાગી અને કળાકોવિદ પ્રજા ભૂતળપર અદ્યાપિ અસ્તિત્વમાં આવી નથી. જાપાની લોકની ખાસ ખૂબી તો એ છે કે યુરોપાદિ દેશોમાં કળા સાથે અસ્વચ્છતા સામાન્ય રીતે વળગેલી

હોય છે, ત્યારે જાપાની કળામાં કળા ઉપરાંત સ્વચ્છતાનો ગુણ પણ ખાસ દીપી નીકળે છે. હું ઇચ્છું છું કે આપણો પ્રત્યેક યુવક પોતાની જીંદગીમાં એકવાર તો જરૂર જાપાન જોઇ આવે. ત્યાં જવાનું કંઇ દુર્ઘટ પણ નથી. હિંદુઓની પ્રત્યેક ચીજ ગૌરવભરી છે અને હિંદની ભૂમિ એક પવિત્ર ધામ છે એવું જાપાનીઓ ખાસ માને છે. જાપાનીઓનો બૌદ્ધ ધર્મ સિલોનના બૌદ્ધ ધર્મ કરતાં તદ્દન નિરાળો છે. ત્યાંનો બૌદ્ધ ધર્મ વેદાન્તને મળતો આવે છે. જાપાની બૌદ્ધ ધર્મ નિશ્ચયાત્મક હોવા સાથે આસ્તિક પણ છે, સિલોનના જેવો તે નિવૃત્તિ પોષક અને નાસ્તિક નથી.

પ્રશ્ન:—જાપાનની એકાએક આટલી બધી ઉન્નતિ થઈ તેનું શું કારણ?

સ્વામી:—જાપાનીસ લોકનો પોતાની જાતની અંદર વિશ્વાસ અને સ્વદેશ માટેનો તેમનો ઉત્કટ અનુરાગ એજ એમના અભ્યુદયનું રહસ્ય છે અને એજ એમના વૈભવની ચાવી છે. આપણામાં પણ જ્યારે સ્વદેશ અર્થે સર્વસ્વ સમર્પી દેવાને તત્પર અને સંપૂર્ણાંશે સહૃદય અને નિખાલસ મનુષ્યો પાકશે ત્યારે આપણી માતૃભૂમિ–હિંદની પણ સર્વે રીતે મહત્તા વધશે. મનુષ્યોજ દેશને બનાવે છે! એટલે કે દેશની ચઢતી પડતીનો આધાર દેશના વતનીઓના વર્તનપરજ છે. બાકી કેવળ દેશમાં તે શી મહત્તા છે? જાપાનીસ લોકની સામાજિક નીતિ અને રાજકિય નીતિનો આપણા લોકો અંગીકાર કરે તો આપણે પણ તેમના જેવા મહાન્ થઇ શકીએ. પોતાના પ્રિય દેશને કાજે સર્વસ્વનો ભોગ આપવા જાપાનીઓ ખડે પગે તૈયાર છે અને એજ કારણથી તેઓ આજે એક મહાન્ પ્રજાની કોટિમાં બિરાજે છે. ત્યારે આપણા લોકની સ્વાર્થત્યાગ અને સમર્પણની ભાવના માત્ર પોતાના કુટુંબ પુરતીજ હોય છે. પોતપોતાના વ્યક્તિજન્ય લાભ

માટેજ દરેક જણ મરી મથે છે, દેશને માટે સર્વસ્વનો ભોગ આપવો કે દેશના લાભાર્થે અંગત લાભને જતા કરવા એતો આપણે અહિં કોઇ સમજતુંજ નથી!

પ્રશ્ન:—ત્યારે શું આપની ઇચ્છા એવી છે કે હિંદ જાપાન જેવું થાય?

સ્વામી:—ખચિતજ નહિ. ઉલટ પક્ષે મારી તો એવી ઇચ્છા છે કે હિંદ છે તેવુંજ રહે અને પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખે. હિંદ જાપાન અનુરૂપ કે ઇતર કોઇ રાષ્ટ્ર અનુરૂપ કદાપિ બની શકેજ શી રીતે? સંગીતમાં જેમ કેન્દ્રસ્થ એક મુખ્ય સુર હોઇ તેના આધારે બીજા સુરો નીકળે જાય છે તેમ દરેક રાષ્ટ્રના સંબંધમાં પણ અમુક એક ખાસ વિષય યાને વિશિષ્ટતા હોઇને બાકીની બીજી બાબતો એ વિશિષ્ટતાની ધરીપર ક્રમણ કરે છે. અર્થાત્ કે બીજી બધી બાબતો ગૌણ હોય છે. પ્રત્યેક રાષ્ટ્રને પોતપોતાનો એવો એક વિશિષ્ટ વિષય હોય છે ને બાકીના બીજા ગૌણ હોય છે. હિંદની વિશિષ્ટતા જોઇએ તો તે ધર્મ છે; સામાજિક સુધારણા તેમ બીજી બધી બાબતો એને માટે ગૌણ છે. એથી કરી હિંદ હિંદ મટી જાપાન થઇ શકે તેમ નથી. એમ કહેવાય છે કે "હૃદય ભંગ થાય છે ત્યારે વિચારોનો પ્રવાહ આપોઆપ વ્હેવા માંડે છે." એ સિદ્ધાંત પ્રમાણે હિંદુસ્થાનનું હૃદય ભગ્ન થવાનીજ માત્ર વાર છે. દુઃખના ડુંગર ખડકાતાં એનું હૃદય તૂટશેજ, એટલે પછી ધર્મનો પ્રવાહ વ્હેવા લાગશે. હિંદ તે બસ હિંદજ! આપણે જાપાનીઓના જેવા નથી, આપણે તો હિંદુઓ છીએ. હિંદનું વાતાવરણજ કેવું દિલખુશ અને શાંતિદાયક છે! હું અહિંઆં અવિશ્રાંત કામ કરી રહ્યો છું છતાં મને એ કામમાંજ વિશ્રાંતિ યાને આરામ મળે છે. માત્ર ધાર્મિક કાર્યથીજ હિંદુસ્થાનમાં વિશ્રાંતિ મળી શકે તેમ છે. આ દેશને જડવાદ માફક આવે તેમ નથી. કેવળ ભૌતિક

કાર્યમાં પડતાં રોગથી પટકાઇ પડવાનો અને તેમાં પ્રાણ હાનિ પણ થવાનો અત્રે પુરો સંભવ છે.

પ્રશ્નઃ—ઠીક, આતો જાણે જાપાનની વાત થઇ. હવે, અમેરિકામાં આપને કેવો અનુભવ થયો તે કહેશો, સ્વામીજી?

સ્વામીઃ—ત્યાંનો અનુભવ આરંભથી તે અંતસુધી સારોજ હતો. ત્યાંના સાધુઓ અને સાધ્વીઓ ( મીશનરીઝ અને ચર્ચવીમેન ) ના અપવાદ સિવાય અમેરિકન લોક અત્યંત સત્કારશીલ, મમતાળુ, ઉદારચેતા અને સજ્જન છે.

પ્રશ્નઃ—આપ 'રામકીઓ' કહો છો તે કોણ છે, સ્વામીજી ?

સ્વામીઃ—અમેરિકામાં સ્ત્રીઓ ઉમ્મર લાયક થતાં પતિ મેળવવા ભગીરથ પ્રયાસ આદરે છે અને એટલા સારૂ તે દરિયા કાંઠાના સર્વ ફરવા હરવાના સ્થળોએ તથા ઇતર વિશ્રામ સ્થાનોમાં ભ્રમણ કરે છે અને એકાદા પુરૂષને પોતાના મોહપાશમાં સપડાવવા સર્વ તરેહની યુક્તિઓ અજમાવે છે, છતાં તે બધાંમાં જ્યારે તે નાસીપાસ થાય છે અને પતિ તરીકે કોઇ પુરૂષની પ્રાપ્તિ તેને થતી નથી ત્યારે પછી તે 'વૃદ્ધ કુમારિકા' ( પતિ મેળવવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડેલી બાળા ) એ નામથી ઓળખાય છે. અને ધર્મને પંથે પળી દેવળમાં જોડાય છે. આમાંની કેટલીક તો બહુજ સાધ્વી થઇ જાય છે. આ સાધ્વીઓ અતિશય ધર્માંધ હોય છે અને દેવળ નિવાસી સાધુઓનાં રમકડાં રૂપ હોય છે. આ સાધ્વીઓ અને સાધુઓ પરસ્પર ભ્રષ્ટાચાર આદરી ભૂતળપર નરક વસાવે છે અને ધર્મનો ભવાડો કરે છે. આ અપવાદ સિવાય અમેરિકન લોકો ઘણાજ સારા છે. તે લોકો મને અતિશય વ્હાલા હતા અને હું પણ તેમને અત્યંત વ્હાલો છું. હું પરદેશી હોવા છતાં એ લોકના હેતભર્યા માયાળુ વર્તનને લઇને મને ત્યાં એમજ ભાસતું કે હું જાણે એ લોકો પૈકીનોજ એક ન હોઉં !

પ્રશ્નઃ—ધર્મમહાપરિષદ્‌ના પરિણામો વિષે આપનો શો અભિપ્રાય છે વારૂ ?

સ્વામીઃ—મને લાગે છે તે પ્રમાણે તો એ લોકોએ જગત્ આગળ ખ્રિસ્તેતર ધર્મોને ભોંઠા પાડવાના હેતુથી એ મહાપરિષદ્‌ની ગોઠવણ કરી હતી, પણ પરિણામ ઉલટુંજ આવ્યું છે. ખ્રિસ્તેતર ધર્મોની સરસાઈ સિદ્ધ થઇ તેમને યશ મળ્યો છે અને ખ્રિસ્તિ ધર્મ સર્વત્ર ભોંઠો પડયોછે. એટલે ખ્રિસ્તિ ધર્મની દષ્ટિએ તો એ ધર્મ મહાપરિષદ્ નિષ્ફળ નીવડેલીજ કહેવાય. નિષ્ફળ તે વળી કેવી કે એ પરિષદ્‌ના આદ્ય વ્યવસ્થાપકો જે રોમન કેથોલિકો હતા તે હવે એ પરિષદની બીજી બેઠક પારીસમાં ભરવાની વાત નીકળતાંજ કેડ બાંધી તે વિચારની સામા થાય છે ! તથાપિ અમારા હિંદ દેશ અને હિંદુ ધર્મને માટે તો ચિકાગોની એ ધર્મમહાપરિષદ્ અદ્‌ભુત ફત્તેહમંદ નીવડી છે. વિશ્વસમસ્તને વ્યાપી કાઢતી વેદાન્ત વિચારની ભરતીને એનાથી સારી સહાય મળી છે. ધર્માંધ અમેરિકન પાદરીઓ અને સાધ્વીઓ સિવાય તમામ અમેરિકન લોકો તો પરિષદ્‌ના એવા પરિણામથી રાજીજ થયા છે.

પ્રશ્નઃ—ઇંગ્લંડમાં આપના કાર્યનો પ્રચાર થવાની કેવીક આશા છે. સ્વામીજી ?

સ્વામીઃ—ઘણી સારી આશા છે. થોડાંજ વર્ષોમાં અંગ્રેજ પ્રજાનો મોટો ભાગ વેદાન્તવાદી થઇ જશે. વેદાન્ત પ્રચારની અમેરિકામાં જેટલી આશા છે તેના કરતાં ઇંગ્લંડમાં એના આશા વધારે છે. કારણમાં એ કે અમેરિકન લોકના જેટલા આડંબરી અને પતરાજી અંગ્રેજો હોતા નથી. વેદાન્તને સમજ્યા વગર ખુદ ખ્રિસ્તિઓથી પણ પોતાનું 'ન્યુટેસ્ટામેન્ટ' યથાર્થ સમજી શકાય તેમ નથી. વેદાન્ત એ સઘળા ધર્મોના રહસ્યની ચાવી છે. વેદાન્ત વગરનો પ્રત્યેક ધર્મ વ્હેમ

અને પાખંડ છે અને વેદાન્તથી યુક્ત થતાં પ્રત્યેક વસ્તુ ધર્મ સ્વ-રૂપ બને છે.

પ્રશ્નઃ—અંગ્રેજ લોકના સ્વભાવમાં ખાસ ગુણ આપને કયો જણાયો વારૂ ?

સ્વામીઃ—અમુક બાબતમાં શ્રદ્ધા સ્થાપત થતાં યાને વિશ્વાસ બેસતાં અંગ્રેજ લોક તુરતજ તેને આચારમાં મૂકવા પ્રવૃત્ત થાય છે. વ્યવહારૂ કામને માટે અંગ્રેજ લોકનો ઉત્સાહ અપ્રતિમ છે. આચાર યાને કૃતિની બાબતમાં અંગ્રેજ નર-નારીને ટપી જાય એવાં સ્ત્રી-પુરૂષ મનુષ્ય પ્રજામાં બીજે ક્યાંય નથી. અને ખરે ! એજ કારણે મારી એ લોકમાં શ્રદ્ધા છે. અંગ્રેજને સાનુકૂલ કરવાનું કામ જરા કપરૂં છે, કારણ તેનું મગજ કૈં એવા પ્રકારનું બનેલું છે કે તેમાં કોઈ પણ નવીન વિચાર સહજમાં ઉતરી શકતો નથી. નવીન તત્વ એના મગજમાં ઠસાવતાં બહુ શ્રમ પડે છે, પરંતુ એકવાર જો તે તેમાં ઠસી ગયું તો પછી તે ત્યાં સ્થિર થઇ રહે છે અને સ્હેજે નીકળી જતું નથી. ઈંગ્લંડમાં એક પણ પાદરી કિંવા ઇતર કોઇ શખ્સ મારા વિરૂદ્ધ બોલ્યો નથી, મારી નાલેશી કે નિંદા કરવાનો કોઇ તરફથી યત્ન થયો નથી. વળી, આશ્ચર્યની વાત તો એ છે કે ઈંગ્લાંડના મારા મિત્રમંડળમાં મોટે ભાગે પાદરીઓજ છે. મને ખબર મળ્યા પ્રમાણે આ પાદરીઓ ઈંગ્લંડના ઉચ્ચ વર્ગોમાંથી આવેલા હોતા નથી. જ્ઞાતિભેદ યાને સમાજનાં બંધનો ત્યાંપણ અહિંના જેવાંજ તીવ્ર છે, અને અંગ્રેજ ધર્માધ્યક્ષો (પાદરીઓ)ની ભરતી 'જેન્ટલમેન' કહેવાતા મધ્યમ વર્ગમાંથીજ થાય છે. તેઓ તમારી સાથે વિચારમાં મળતા ન હોય અને મતભેદ ધરાવતા હોય પણ તેથી તમારી સાથે મૈત્રી બાંધવામાં તેમને જરાએ વિક્ષેપ નડતો નથી. તેમનો આ સ્વભાવ મારા સમજવામાં યથાર્થ આવેલો હોવાથી મારા સ્વદેશબંધુઓ પ્રતિ મારી એટલીજ શિખામણ છે કે નિંદક

પાદરીઓનાં આક્ષેપપૂર્ણ કથનોની કિંચિત્ દરકાર કરવી નહિ; ઉપેક્ષા અને દુર્લક્ષનીજ વૃત્તિ એમના પ્રત્યે ધારવાની છે અને એમ કરવુંજ હિતાવહ છે.

પ્રશ્ન:—વારૂ, અમેરિકા અને ઇંગ્લંડમાં ચાલતી સામાજિક સુધારણાની પ્રવૃત્તિ વિષે કંઇ માહીતિ આપવા કૃપા કરશો, સ્વામીજી ?

સ્વામી:—હા, સઘળાજ સમાજસુધારકો અને મુખ્યત્વે તેમના આગેવાનોના લક્ષમાં એ વાત ઉતરતી જાય છે કે સામાજિક સમાનતાના તેમના સિદ્ધાંતો ધર્મના પાયાપરજ સ્થિત થવા જોઇએ અને એવો ધાર્મિક પાયો તેમને કેવળ વેદાન્તમાંથીજ મળી શકે તેમ છે. મારા વ્યાખ્યાનમાં આવતા અનેક આગેવાનોએ મુક્ત કંઠે મારી આગળ જણાવ્યું છે કે, " અમે સમાજની જે નવીન વ્યવસ્થા કરવા માગીએ છીએ તેના પાયા માટે વેદાન્તની અમને જરૂર હતી અને હવે વેદાન્તના પાયાપરજ એ નવીન ઘટના ઘડાશે "

પ્રશ્ન:—હિંદી જનસાધારણ વિષે આપના શા વિચાર છે, સ્વામીજી ?

સ્વામી:—ઓહ ! આપણા લોકની સ્થિતિ અતિશય કંગાલ છે અને આપણા જન સમુદાયમાં ઐહિક બાબતોનું અજ્ઞાન બહુજ ગાઢું છે. છતાં આપણો સમાજ હજી બહુ સારો છે કેમકે દરિદ્રાવસ્થા એ આપણે અહિં અપરાધ કે ગુન્હો મનાતો નથી. આપણો સમુદાય પાશ્ચાત્ય સમાજ જેવો હુલ્લડખોર નથી. અમેરિકા અને ઇંગ્લંડમાં અનેકવાર લોકો મારી આસપાસ વિંટળાઇ વળતા, મારી પૂંઠે દોડતા, અને છુરીઓ પણ બોલાવતા–અને તે કેવળ એટલા માટે કે મારો પોષાક કંગાલ હતો. પોષાક વૈચિત્ર્યના કારણે હિંદુસ્તાનમાં એવો પ્રકાર કદી બનતો હોય એમ મારા સાંભળ્યામાં નથી. બીજી બધી બાબતમાં આપણો જનસમુદાય પાશ્ચાત્ય જનસમુદાય કરતાં સવિશેષ સુસંસ્કૃત ને આગળ પડતો છે.

પ્રશ્ન:—આપણા જનસમાજની સુધારણા અને ઉન્નતિ કાજે આપ કયો ઉપાય સૂચવો છો?

સ્વામી:—આપણે તેમને ભૌતિક શિક્ષણ આપવાનું છે. આપણા પૂર્વજોએ નિયત કરેલી વ્યવસ્થાનુસાર આપણે ચાલવાનું છે, એટલે કે બધાય આદર્શો ક્રમે ક્રમે આપણે જનસમાજમાં ફેલાવવાના છે. ક્રમે ક્રમે તેમને ઉપર ચઢાવી સમાનતાના પદે સ્થાપો. ઐહિક યાને ભૌતિક વિષયોનું શિક્ષણ પણ ધર્મદ્વારાજ આપો.

પ્રશ્ન:—પણ ત્યારે, સ્વામીજી, આપ શું એમ માનો છો કે એ કામ સ્હેલથી સિદ્ધ થઇ શકશે?

સ્વામી:—અલબત ધીરે ધીરેજ એ કામ કરવું પડશે. પણ મારી સંગે રહી કામ કરવાને તત્પર એવા સ્વાર્થત્યાગી તરૂણો જો પુરતી સંખ્યામાં મળી આવે તો એ કામ તુરતજ—રે! આવતી કાલેજ સિદ્ધ થઇ શકે તેમ છે. **કાર્યની સિદ્ધિના વિલંબ અવિલંબનો આધાર તે કાર્ય માટેની ખંત અને સ્વાર્થત્યાગની મર્યાદા પર રહેલો છે.**

પ્રશ્ન:—પણ, સ્વામીજી, હાલની આપણી નિકૃષ્ટ દશા—એ જો આપણા ભૂતકર્મના ફળરૂપ હોય તો પછી તેમાંથી એમ સહજ છૂટ-વાનું આપને કેવી રીતે શક્ય ભાસે છે? અને વળી તેમને આપ કેવી રીતે સહાયભૂત થવા માગો છો?

સ્વામીજીએ અવિલંબે ઉત્તર આપ્યો—"કર્મથી માનવસ્વાતંત્ર્યની સનાતનતા સિદ્ધ થાય છે. કર્મથી અવનત દશામાં આવી પડવાનું જો શક્ય છે, તો પછી એજ કર્મના યોગે ઉન્નત અવસ્થાને પ્રાપ્ત કરવાનું પણ ખચિત આપણાજ હાથમાં છે. વિશેષમાં આપણા લોકસમાજની જે અવદશા થઇ છે તે સર્વથા તેમના પોતાના કર્મથીજ થઇ છે એમ નથી. તેથી તેમના કાર્યનું ક્ષેત્ર વિશાળ બને તેવા અનુકૂળ અને વધારે

સાગ સંજોગો આપણે તેમને પ્રાપ્ત કરી આપવા જોઇએ છે. બધી જ્ઞાતિઓને એક સમાન બનાવી દઇ શંભુ મેળો કરવાનું હું કહેતોજ નથી. જ્ઞાતિ બંધનોને તોડી જમીનદોસ્ત કરી નાંખવાં એવો મારો આશય નથી. પરંતુ આગળની વર્ણવ્યવસ્થાની યોજનાનેજ આપણે અનુસરવાનું છે. વર્ણ વ્યવસ્થા વસ્તુતઃ શું ચીજ છે તે દશ લાખમાંથી એક ઇસમ પણ યથાર્થ સમજતો નહિ હોય! જ્ઞાતિ-ભેદ સમૂળો ન હોય એવો એક પણ દેશ આ પૃથ્વીપટ પર નથી. હિંદુસ્તાનમાં અને ખાસ કરી હિંદુ ધર્મમાં એવી વ્યવસ્થા છે કે મનુષ્ય જ્ઞાતિભેદથી આરંભ કરી અંતે એવા સ્થાનમાં જઇ વિરમે છે કે જ્યાં પછી જ્ઞાતિભેદ હોતોજ નથી. જ્ઞાતિઓનું બંધારણ સદંતર એજ સિદ્ધાંતપર થયેલું છે. બ્રાહ્મણત્વ એ મનુષ્ય જાતિનો આદર્શ હોઇ પ્રત્યેક જણ બ્રાહ્મણ બની શકે એવી હિંદુસ્તાનમાં–હિંદુ ધર્મની યોજના છે. ભારતવર્ષના ઇતિહાસનું અવલોકન કરશો તો તમને જણાશે કે કનિષ્ટ વર્ગોને ઉન્નત અવસ્થાએ ચઢાવવાના પ્રયત્નો આપણે અહીં નિરંતર થતા રહ્યા છે. અને અનેકો ઉચ્ચપદને પામ્યા છે, બીજા પણ અનેક પામશે અને અંતે બધાય વર્ગો બ્રાહ્મણ થઇ જતા લગી એ પરંપરા ચાલ્યાજ કરશે. મૂળ યોજના આવી છે. આપણે તો માત્ર નીચેની પાયરીનાંને ઉપર ચઢાવવાનાં છે, અને તેમ કરતાં ઉપરની પાયરીનાં નીચે ગબડી ન પડે તે સમાલવાનું છે. આ કામ મોટે ભાગે બ્રાહ્મણોએજ કરવાનું છે; કેમકે પોતાની ઘોર પોતે ખોદવી અર્થાત્ કે સર્વને પોતાના સમાન ગણી પોતાની શ્રેષ્ઠતાને ત્યાગી દેવી, એતો પ્રત્યેક ઉચ્ચ વર્ગની ફરજજ છે. અને એ કામ જેમ જલદી થશે તેમ બધાયના હિતને અર્થે સારૂં છે. વ્યર્થ કાળક્ષેપ બિલકુલ ન થવો જોઇએ, ધર્મના કામમાં ઢીલ ન થવી જોઇએ. યુરોપ અમેરિકામાં પ્રચલિત જાતિ-ભેદ કરતાં આપણા અહિંનો જાતિ ભેદ સારો છે. તે

સદંતર સારો છે એમ તો મારૂં કહેવુંજ નથી. જ્ઞાતિઓ ન હોત તો અત્યારે તમારી શી સ્થિતિ હોત વારૂ? જ્ઞાતિ વ્યવસ્થા વગર તમારી વિદ્યા, તમારૂં જ્ઞાન અને ઇતર જે કંઇ છે તે બધાની શી દશા થઇ હોત?—એમાંનું કશુંએ અત્યારે હોત કે? જ્ઞાતિઓની વ્યવસ્થા ન હોત તો યુરોપીઅન લોકોને અધ્યયન કરવા જોગું અત્યારે તમારી કને કંઇ પણ બાકી રહ્યું ન હોત! મુસલમાનોએ તે બધાયનો ધ્વંસ કરી નાંખ્યો હોત! હિંદુ સમાજને શાંત અને સ્થિર ઉભો રહેલો કયાંય પણ જુઓ છો? તે સદા સર્વદા ગતિમાન જ છે. કોઇવાર—પરદેશી આક્રમણ જેવા પ્રસંગોએ—તેની ગતિ મંદ હોય છે ત્યારે બીજે પ્રસંગે વળી તે વધારે વેગવાન હોય છે. મારા સ્વદેશ બંધુઓ પ્રતિ મારૂં એજ કથન છે. હું તેમને જરાયે દૂષણ દેતો નથી. તેમના ભૂતકાળને તપાસતાં મારી ખાત્રી થાય છે કે એ સંજોગોમાં—એમની પરિસ્થિતિમાં—બીજી કોઇ પણ પ્રજા એમના કરતાં વધારે સારૂં કે વધારે યશસ્વી કાર્ય કરી શકી નહોત. તેથી તેઓએ જે કર્યું છે તે ઠીકજ કર્યું છે એમ હું તેમને કહું છું અને હવે કંઇક વધારે સારૂં કરી બતાવવા હું તેમને સૂચવું છું.

પ્રશ્નઃ—જ્ઞાતવ્યવસ્થા અને સંસ્કાર વિધિઓના પરસ્પર સંબંધ વિષે આપના શા વિચાર છે, સ્વામીજી?

સ્વામીઃ—જ્ઞાતિવ્યવસ્થા નિરંતર બદલાયા કરે છે, તેમ સંસ્કાર અને વિધિઓમાં પણ નિરંતર ફેરફાર થયા કરેછે. મૂળતત્ત્વ યાને સિદ્ધાંતમાંજ માત્ર કંઈ પરિવર્તન ન થતું. વેદોમાંથીજ આપણે આપણા ધર્મનું શિક્ષણ લેવાનું છે. વેદો સિવાયના બીજા બધા ગ્રંથો પરિવર્તનશીલ છે. વેદોનું પ્રમાણ ત્રિકાળાબાધિત—સનાતન છે, ત્યારે ઈતર સર્વ ગ્રંથોનું પ્રમાણ અમુક સમય પુરતું છે. દાખલા તરીકે, એક યુગમાં એક સ્મૃતિ પ્રમાણભૂત મનાય છે, ત્યારે બીજા યુગમાં વળી બીજી પ્રમાણભૂત મનાય છે.

મહા પુરૂષો–પ્રભુના પેગમ્બરો–યુગેયુગ અવતરીને ખરો માર્ગ બતાવ્યા કરેછે. કેટલાક મહાપુરૂષોએ કનિષ્ઠ વર્ગોની ઉન્નતિ માટે કાર્ય કર્યું છે, તો વળી મધ્વાચાર્ય સરખા કેટલાકે સ્ત્રીઓનો વેદાધ્યયનનો હક્ક સ્થાપિત કર્યો છે. વર્ણવ્યવસ્થા સમૂળગી નષ્ટ થવી ન જોઇએ, પણ પ્રસંગોપાત તેની પુનર્ઘટના થવી ઘટે છે. એવી પુનર્ઘટના લાખોવાર થવા જેટલું જીવનબળ અને અવકાશ મૂળ વ્યવસ્થાની અંદર મોજુદ છે. વર્ણ યાને જાતિવ્યવસ્થાનો સમૂળો ઉચ્છેદ ઇચ્છવો એતો કેવળ મૂઢતાજ કહેવાય. નવીન વ્યવસ્થા મૂળ વ્યવસ્થાની ઉત્ક્રાન્તિ રૂપજ હોવી જોઇએ.

પ્રશ્નઃ—ત્યારે હિંદુસમાજને સમાજસુધારણાની અગત્ય નથી શું ?

સ્વામીઃ—ખરેખાત જરૂર છે. આપણે અહિં પહેલાં એવો પ્રકાર હતો કે મહાત્મા પુરૂષો પ્રગતિના નવીન વિચારો પ્રગટાવતા અને રાજાઓ તરફથી તેમને કાયદાનું સ્વરૂપ અપાતું. સમાજ સુધારણા ભારત વર્ષમાં પૂર્વે એ રીતે થતી હતી. પણ હાલના સમયમાં એ રીત ચાલે તેમ નથી, કારણ કે રાજાઓનો અસ્ત થયો છે અને પરિણામે એમની કામગીરી લોકોને શિર આવી છે. તેથી હાલ એવા પ્રગતિમય સુધારા પાર પાડવા માટે પ્રથમતો આપણે સર્વમાન્ય લોકસત્તા નિર્માણ કરવી જોઇશે. અને તે સારૂ લોકો સારા સુશિક્ષિત થઇ પોતાની જરૂરીયાતો પોતે સમજતા થાય તથા પોતાના પ્રમેયો (ગૂઢ પ્રશ્નો) પોતે છોડાવવાને યોગ્ય સામર્થ્ય સાથે તત્પર થાય ત્યાં સુધી આપણે રાહ જોવી પડશે. સમાજનો અમુક નાનો ભાગ મોટા ભાગપર પોતાનો અમલ બજાવે અને પોતાનો મત બળાત્કારે તેમની કને મનાવે એ જૂલમ પારાવાર છે, એના જેવો અધમાધમ જૂલમ જગતમાં બીજો કોઈ જ નથી. તેથી કરી કદી સિદ્ધ ન થાય એવા અવ્યવહારૂ શાબ્દિક સુધારાઓ પાછળ આપણી શક્તિઓનો વ્યર્થ વ્યય કરવાને બદલે બહેતર છે કે આપણે અનિષ્ટના મૂળમાં ઉતરી તેનોજ ઉચ્છેદ કરીએ.

અર્થાત્ કે આપણા લોકને સુશિક્ષણ આપી તે દ્વારા પોતાના પ્રશ્નો તેઓ પોતેજ છોડવે એવું સામર્થ્ય તેમના અંગમાં આવે તેમ કરવું જોઇએ છે. એવી સ્થિતિ પ્રાપ્ત નહિ થાય ત્યાં લગી આ બધા આદર્શનરૂપ શાબ્દિક સુધારા તે કેવળ મનોમયજ રહેવાના, એનું પ્રત્યક્ષ પરિણામ કંઇ પણ નહિ નિપજવાનું. પોતાનો છૂટકારો યાને પોતાનો ઉદ્ધાર લોકોએ પોતેજ કરી લેવાનો આ જમાનો છે. અને એ કાર્ય સાધતાં હિંદુસ્થાન જેવા–અત્યાર સુધી રાજ્ય શાસિત અને રાજ્યાશ્રયી–દેશને વિશેષે કરીને કંઇક વાર લાગશે ખરી.

પ્રશ્નઃ—આપને લાગે છે કે હિંદુસમાજ પાશ્ચાત્ય રીત–રીવાજોનું યશસ્વી રીતે અનુકરણ કરી શકે ?

સ્વામીઃ—ના, સંપૂર્ણ રીતે તો નહિજ. મારૂં એમ માનવું છે કે **હિંદુઓની આધ્યાત્મિક ભાવનામાં યુરોપીઅન લોકની પ્રવૃત્તિ શીલતાનું અને ઉદ્યોગમાં વ્યકત થતું ગ્રીક પ્રજાના માનસ બળનું ઉમેરણ થાય, તો હિંદુસ્તાનને માટે જેવો જોઇએ તેવો આદર્શ સમાજ ઉભો થઈ શકે.** દાખલા તરીકે, નિરર્થક વાતોના તડાકા માર્યા કરવામાં કે ખાલી કલ્પનાઓના ખ્યાલમાં પોતાની શક્તિઓનો વ્યર્થ વ્યય કરવાને બદલે આપણે તે શક્તિઓનો ઉપયોગ અંગ્રેજો પાસેથી તેમના ગુણ શીખવામાં કરીએ એટલે કે નેતાઓના હુકમનો આદર કરવામાં, ઈર્ષા અને દ્વેષ તજવામાં અવ્યાહત ઉદ્યોગ કરવામાં, અવિશ્રાંત ખંત રાખવામાં અને અડગ આત્મ વિશ્વાસના પાઠો શીખવામાં આપણી શક્તિઓ વાપરીએ એ અત્યંત આવશ્યક છે. કોઇ પણ કામમાં અમુક એક નેતાને પસંદ કર્યા પછી, સારા માઠા ગમે તે પ્રસંગે પણ, અંગ્રેજ લોક તેને ચુસ્ત રીતે વળગી રહે છે અને તેનો ગમે તેવો હુકમ પણ તેઓ તરત માથે ચઢાવે છે. ત્યારે આપણે અહિં ભારત વર્ષમાં કેવો પ્રકાર છે? બધાય આગેવાન થવા ઇચ્છે છે, અને આજ્ઞાધારક થવા કોઇજ ઇચ્છતું નથી. બધાય

પાલખીમાં બેસવા માગે છે, પછી ભલેને ઉંચકનારના અભાવે જરાકે પ્રગતિ ન થાય! પરંતુ એ પ્રકાર બહુ અનિષ્ટ છે. પોતાની આજ્ઞા બીજા પાસે પળાવાની ઇચ્છા કરવા પહેલાં દરેક જણે પોતે આજ્ઞા પાળતાં શીખવું જોઇએ. આજ્ઞાનું પાલન કરતાં આવડયા વગર આજ્ઞા કરવાની પાત્રતા આવવાનો સંભવજ નથી. વળી આપણી અદેખાઇનો તો અંતજ નથી. કહેવત છે કે "નબળા ઢોરને બગાઇઓ ઘણી" તેવીજ રીતે **એક હિંદુ જેમ વધારે નબળો હશે તેમ તેનામાં ઇર્ષ્યા અને અદેખાઇ વધારે હશે.** હિંદુઓમાંથી જ્યાંસુધી આ ઇર્ષાનો અંત નહિ આવે અને અનુભવી નેતાઓનાં વેણને શિરસાવંદ્ય ગણી તેનો સાદર કરતાં નહિ આવડે ત્યાં સુધી તેમનામાં વ્યવસ્થા શક્તિનો જન્મ થવો સંભવતો નથી અને ત્યાં સુધી સમાજતંત્ર સુઘટિત અને સુવ્યવસ્થિત થવાની આશા પણ ફોક છે. તેમજ અત્યારે આપણો સમાજ જે નિરાશાજનક અસ્તવ્યસ્ત દશામાં છે તે ત્યાં લગી તેમજ રહેવાનો, અને આશાની પરંપરામાં અટવાતાં આપણા હાથે કંઇ પણ સંગીન કાર્ય નહિ નિપજવાનું. યુરોપ પાસેથી હિંદે બાહ્ય પ્રકૃતિને વશ કરતાં અને હિંદ પાસેથી યુરોપે આંતર પ્રકૃતિપર વિજય મેળવતાં શીખવાનું છે, એમ પરસ્પર શીખી લીધા પછીજ હિંદુ અને યુરોપીઅનોનો ભેદ નિર્મૂળ થશે. અને તેને સ્થાને બાહ્યાન્તર પ્રકૃતિ-સૃષ્ટિપર સત્તા ધરાવતી આદર્શ મનુષ્ય જાત દૃષ્ટિગોચર થશે. આપણે માનવ જાતિનું એક પાસું ખીલવ્યું છે, ત્યારે તેમણે બીજું પાસું વિકસાવ્યું છે. હવે, એ બંનેનું સંઘટ્ટન થવાની જરૂર છે. આપણા ધર્મનો મહામંત્ર જે "મુક્તિ" એમાં વસ્તુતઃ કાયિક, માનસિક અને આધ્યાત્મિક એ ત્રણે મુક્તિનો અર્થ સમાયલો છે.

પ્રશ્નઃ—સ્વામીજી! સંસ્કાર વિધિને ધર્મ સાથે શો અને કેટલો સંબંધ છે વારૂ?

સ્વામી:—સંસ્કાર વિધિઓ યાને કર્મકાણ્ડ એ આપણા ધર્મનું બાલોદ્યાન ( કિન્ડરગાર્ટન ) છે. એટલે કે બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપવાની કિન્ડરગાર્ટનની પદ્ધતિની પેઠે ગમ્મત સાથે ધર્મનાં તત્વો સમજાવવાને માટે વિધિઓની વ્યવસ્થા છે. જગતની અત્યારની સ્થિતિમાં તેમની આવશ્યકતા અનિવાર્ય છે, છતાં લોકોને નવીન અને તાજા વિધિઓની યોજના કરી આપવી ઘટે છે. વિચારશીલ ડાહ્યા મનુષ્યોના મંડળે એ કામ ઉપાડી લેવું જોઇએ. જૂના વિધિઓના પરિત્યાગપૂર્વક નવીન વિધિઓની યોજના થવી જોઇએ.

પ્રશ્ન:—ત્યારે તો આપ વિધિ સંસ્કારોના વિધ્વંસના હિમાયતી છો, નહિ વારૂ ?

સ્વામી:—ના, ખચિતજ નહિ. મારો મુખ મંત્ર " મંડન " છે " ખંડન " નહિ. વિધિઓનું હુ વિધાન અને પ્રતિપાદન કરૂં છું, ખંડન કરતો નથી. માત્ર એટલુંજ કે વર્તમાન પ્રચલિત વિધિઓમાંથી દેશકાળને યોગ્ય નવીન વિધિઓ વિકસાવી કાઢવી. પ્રત્યેક વસ્તુમાં વિકાસની અનંત શક્તિ રહેલી છે એમ હું માનું છું. એક પરમાણુની પૂઠે પણ સમસ્ત વિશ્વની વિશાળ શક્તિ રહેલી છે. હિંદુ જાતિના સમગ્ર ઈતિહાસમાં કોઇ પણ સ્થળે તમને ખંડનના કે સમૂલોચ્છેદના પ્રયત્ન થયેલા નહિ જણાય, જ્યાં જોશો ત્યાં નિર્માણના ને મંડનના જ પ્રયત્નો નજરે પડશે. બૌદ્ધોએ ખંડનનો પ્રયત્ન આદર્યો, તો નફામાં તેમને ભારતમાંથી દેશવટો મળ્યો. શ્રીમદ્ શંકર, રામાનુજ, મધ્વ, અને ચૈતન્ય સરખા જે જે અનેક સમર્થ સુધારકો આપણે અહિં થઇ ગયા છે તે તે તમામ નિર્માયક હતા અને પોતપોતાના સમય સંજોગોને અનુસરી તેઓએ ઘટતા ફેરફાર કર્યા હતા. મૂળનો નાશ ન કરતાં દેશકાળને રૂચતી નવીનતા નિર્માણ કરવાનું તેમનું બરદ હતું. કાર્ય કરવાની આપણા લોકની આ એક ખૂબી છે. આ-

પણા અર્વાચીન સુધારકો આપણી આ અસલ રીતને છોડી પાશ્ચાત્યોની ખંડન પદ્ધતિનો પ્રયોગ કરે છે, પણ એ પદ્ધતિથી કોઇને કદાપિ લાભ થયો નથી અને થશે પણ નહિ. આપણા આધુનિક સુધારકોમાં નિર્માયક બુદ્ધિનો ફક્ત એકજ સુધારક પાકયો છે અને તે બીજો કોઇ નહિ પણ રાજારામ મોહનરાય છે. હિંદુ જાતિની પ્રગતિ સદાસર્વદા વેદાન્ત તત્વોના સાક્ષાત્કારના માર્ગ તરફજ થતી રહી છે. આર્ય-હિંદુ જીવનની સઘળી તવારીખ **संपत्तौ विपत्तौच** સર્વ સમયમાં વેદાન્તના ઉચ્ચ આદર્શોના સાક્ષાત્કાર માટેના આર્ય પ્રજાના મથનનીજ સાક્ષી પૂરે છે. અર્થાત્ કે આર્યોનો ઇતિહાસ વેદાન્તગત ઉચ્ચ ભાવનાઓનો સાક્ષાત્કાર કરવાના અસ્ખલિત પ્રયત્નનોજ બનેલો છે. વૈદિક ભાવનાની ઉપેક્ષા કરતા સુધારક મત કે પંથે જયારે જયારે માથું ઉંચકયું છે ત્યારે ત્યારે તેને ચૂર્ણ વિચૂર્ણજ થવું પડયું છે.

પ્રશ્ન:—આપનો અહિંનો કાર્યક્રમ કેવી જાતનો છે વારૂ ?

સ્વામી:—વેદાન્તનાં તત્વો મનુષ્ય માત્રના-પછી ભલેને તે સંત હોય કે પાપી હોય, વિદ્વાન હોય કે ભોઠ હોય, બ્રાહ્મણ હોય કે ચાંડાલ હોય-પ્રત્યેકના નિત્ય જીવનમાં ઉતારવાં, એવી મારી યોજના છે. એ યોજનાને અમલમાં લાવવા સારૂ એક મદ્રાસમાં અને એક કલકત્તામાં એમ બે સંસ્થાઓ કાઢવા હું માગું છું.

ત્યાર પછી અમારા પ્રતિનિધિએ તેઓશ્રીને હિંદી રાજકારસ્થાન સંબંધી કેટલાક પ્રશ્નો પૂછયા, પણ તેનો ઉત્તર સ્વામીશ્રીના મુખમાંથી બહાર નિકળે તે પહેલાં તો આગગાડી સુસવાટા મારતી ' ઇગમોર ' પ્લૅટફૉર્મપર દાખલ થઇ ગઇ અને ઉતરવાની ધામધમાં સ્વામીજીના મુખેથી ઉત્તરરૂપે જે કંઇ કર્ણગોચર થયું. તેનો ભાવાર્થ એટલોજ હતો કે તેઓશ્રી હિંદી કિંવા યુરોપીઅન રાજકીય પ્રકરણોથી કેવળ બહિર્મુખ હતા. અત્રે એ મુલાકાત ખલાસ થઇ.

---

# ૭—પાશ્ચાત્ય પ્રદેશમાં પહેલવહેલા હિંદુ સંન્યાસીએ કરેલું ધર્મ પ્રચારનું કાર્ય અને હિંદના પુનરૂદ્ધારની તેની યોજના.

—••—

( 'મદ્રાસ ટાઇમ્સ', ફેબ્રુઆરી–૧૮૯૭ )

છેલ્લાં થોડાં અઠવાડિયાંથી મદ્રાસનો હિંદુસમાજ જગદ્વિખ્યાત મહાન હિંદુ સાધુ "સ્વામી વિવેકાનન્દ"ના આવાગમનની કાગને ડોળે રાહ જોઇ રહ્યો છે. અત્યારે તો નાનાં મોટાં સર્વ કોઇના હોઠપર તેઓ-શ્રીનુંજ નામ રમી રહ્યું છે. નિશાળમાં, પાઠશાળામાં, અદાલતમાં, ડક્કા-પર, મહેલ્લાઓમાં, તેમ ચોરા–ચૌટાઓમાં, જ્યાં જુઓ ત્યાં શતાવધિ જીજ્ઞાસુ જીવડાઓ પરસ્પર એકજ પ્રશ્ન પૂછતા માલમ પડે છે; અને તે પ્રશ્ન એજ કે–" સ્વામીજી ક્યારે પધારશે ? " યુનિવર્સિટીની પરીક્ષા આપવા આવેલા બહારગામના અનેક વિદ્યાર્થીઓ પરીક્ષાનું કામ પતી ગયા છતાં સ્વામીજીની રાહ જોતા અત્રે પડી રહ્યા છે; અને તત્કાળ ઘેર પાછા ફરવાનો તેમના માબાપ અને વાલીઓ તરફથી તગાદો થયા છતાં વીશીવાળાઓનાં બીલ ચઢાવ્યે જાય છે. હવે થોડાજ દિવસમાં સ્વામીજી આ તરફ આવી પહોંચશે. આપણા ઇલાકામાં અન્ય સ્થ-ળોએ તેઓશ્રીનો જે રીતે સત્કાર થયો છે તે જોતાં, તેઓશ્રીના સ્વા-ગત માટે અત્રે જે તૈયારીઓ અને સમારંભો ચાલી રહ્યા છે તે જોતાં, કર્નાન કિલ્લો કે જે સ્થળ એ મહાપુરૂષના નિવાસ સ્થાન માટે નક્કી કરવામાં આવ્યું છે અને જ્યાં સમસ્ત હિંદુ સમાજ તરફથી તેઓશ્રીનું જાહેર આદરાતિથ્ય થનાર છે ત્યાં આગળ બંધાતી વિજય કમાનો જોતાં, તથા માનનીય ન્યાયમૂર્તિ સુબ્રામનીયા આયર સરખા

અગ્રેસર હિંદુ શહેરીઓ સ્વામીશ્રીના સ્વાગત માટેની આ હીલચાલમાં જે રસ ભર્યો ભાગ લે છે તે જોતાં તો સ્વામીશ્રીનું સ્વાગત આ શહેરમાં બહુ ભવ્ય અને દબદબાભર્યું થશે એમાં તો શક નહિ. સ્વામીજીની અંદર રહેલા ઉત્કૃષ્ટ ગુણોને ઓળખી લઈ તેમને શિકાગો મોકલી આપવાનું સૌથી પ્રથમ માન મદ્રાસનેજ મળ્યું છે; અને હવે માતૃભૂમિની કૂખને દીપાવી આવતા હિંદ મૈયાના એ સત્પુત્રને વધાવી લેવાનું માન પણ મદ્રાસનેજ પાછું મળશે. જન્મભૂમિના જશને જગતમાં ઝળકાવવા, તેના ગૌરવને દિગંતમાં ગજાવવા અને તેની કીર્તિની કાલિમા ભુંસી નાંખી તેના માનઆબરૂ વધારવા પરદેશમાં જેણે ભગીરથ પ્રયત્ન આદર્યા છે એવા એ નિઃશંક મહાપુરૂષનું સ્વાગત કરવાનો પ્રસંગ મદ્રાસને પુનઃ પ્રાપ્ત થાય છે એ ખરેખર અહોભાગ્યની વાત છે. ચાર વરસની વાતપર સ્વામીજી જ્યારે અહિં પહેલવહેલા પધાર્યા હતા, ત્યારે વસ્તુતઃ તેઓ એક અજ્ઞાત વ્યક્તિ હતા; ન તો કોઇ એમને ઝાઝું ઓળખતું કે ન તો કોઇ પારખતું. 'સેંટ-થોમ' માં આવેલા એક અજાણ્યા બંગલામાં તેઓ પ્રાયઃ બે મહિના રહ્યા હશે. દરમ્યાન આગંતુકો આગળ તેઓ ધાર્મિક વિષયોપર સંભાષણ કરતા હતા અને જેમની ઇચ્છા અને જીજ્ઞાસા હોય તેવાઓને બોધ આપતા હતા. એ વખતે સ્વામીજીનો શ્રોતાસમૂહ બહુ નાનો હતો; છતાં તે વખતે પણ કેટલાક સુશિક્ષિત વિચક્ષણ બુદ્ધિના યુવકોના કળવામાં સ્વામીશ્રીની અદ્દ્ભુત શક્તિ આવી ગઇ હતી અને દીર્ઘદષ્ટિપૂર્વક તેઓએ ભવિષ્ય વર્ત્યું હતું કે; " આ નરમાં એક એવી શક્તિ રહેલી છે કે જે તેને બીજા બધાને માથે સ્થાપશે અને એના યોગે એ મનુષ્યજાતિનો મહાન નેતા થવા ભાગ્યશાળી થશે. " આ તરૂણો સ્વામીજી વિષે બોલતાં " અમારા સ્વામી " એવા લાડકા શબ્દનો પ્રયોગ કરતા; અને તેથી લોકો તેમને " ઉંધે રસ્તે ચઢેલા " "આડે

માર્ગે દોરવાયેલા " " અંધ શ્રદ્ધાળુ " " શેખચલ્લી " વગેરે વગેરે કહી નિંદતા હતા. અત્યારે એ " પોતાના સ્વામી " ને યુરોપ—અમેરિકા જેવા આઘેના મૂલકોમાં અપૂર્વ કીર્તિ મેળવી આવતા જોઈ આ તરૂણોના આનંદ અને સંતોષ માયા માતા નથી. એ તરૂણ પ્રશંસકોને પોતાનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડેલું જોઇ અત્યારે જે આનંદાનુભવ થાય છે—જે સંતોષ અને ધન્યતા ભાસે છે તે અપૂર્વ છે—રે ! પારાવાર છે. સ્વામીજીનું બિરુદ યાને સ્વીકૃત કાર્ય શુદ્ધ ધાર્મિક છે. એઓશ્રીનું દૃઢ માનવું છે કે ધાર્મિકતાનું જાહેર સ્થળ અને આધ્યાત્મિકતાની માતૃભૂમિ જે હિંદુસ્થાન તેને માટે આગળ બહુ ઉજળું ભવિષ્ય આવે છે. વળી વેદાન્તના સર્વોત્કૃષ્ટ તત્ત્વોની કદર પાશ્ચાત્ય પ્રજા વધારે ને વધારે કરતી થશે એવી એમને સંપૂર્ણ આશા છે. " પરસ્પર સ્હાયભૂત થાઓ, લડો નહિ " " સાંધો, પણ તોડો નહિ " " એક રાગ કરો, સલાહ શાંતિ રાખો અને કંકાસને ટાળો" એ એમના જીવન મંત્રો છે. પરધર્મીઓને એમની સાથે વિચારમાં ગમે તેટલો મતભેદ હશે છતાં પણ " હિંદુઓની ઉજળી બાજુ " પાશ્ચાત્ય પ્રજા સમક્ષ સમર્થ રીતે માંડવામાં અને " હિંદુઓની અંદર રહેલા સદ્‌ગુણો " પ્રત્યે પશ્ચિમવાસીઓનું ધ્યાન ખેંચવામાં તેઓશ્રીએ પોતાના સ્વદેશની અપૂર્વ સેવા બજાવી છે એની ના પાડવા જેટલી ધૃષ્ટતા તો ભાગ્યેજ કોઈનામાં હશે. પોતાની માન્યતા પ્રમાણેની ધાર્મિક શાંતિના સંદેશનો પશ્ચિમના મુલકોમાં પ્રચાર કરવા કાજે, સમુદ્રપાર જવાની હામ ભીડનાર સૌથી પ્રથમ હિંદુ સંન્યાસી તરીકે તેઓશ્રીનું નામ સદાસર્વદા યાદગાર રહેશે.

પશ્ચિમમાં એમના કાર્યને કેવો યશ મળ્યો છે તેની હકીકત કઢાવવા સારૂ અમારા પત્રનો બાતમીદાર સ્વામી વિવેકાનન્દની મુલાકાતે ગયો હતો. સ્વામીજીએ તેનો બહુ આદરસત્કાર કરી પોતાની

બાજુમાં ખુરસીપર બેઠક આપી હતી. સ્વામીજીએ વસ્ત્રમાં ભગવા રંગનો જભ્ભો પહેર્યો હતો. તેમની મુખમુદ્રા પ્રશાંત, ગંભીર અને ભવ્ય હતી; અને મિજાજ ખુશ હોઇ જીજ્ઞાસુ તરફથી પૂછવામાં આવતા હરકોઇ પ્રશ્નના ઉત્તર આપવા અનુકૂળ હોય એમ દેખાતું હતું. સ્વામીજીની સાથે થયેલી વાતચીત અમારા બાતમીદારે ટૂંકાક્ષરી ( શૉર્ટ-હેન્ડ ) માં નોંધી લીધેલી તે અમે સાઘંત નીચે આપીએ છીએઃ—

પ્રશ્નઃ—આપના પૂર્વજીવન વિષે થોડીક હકીકત જાણવાની જીજ્ઞાસા કરી શકું, સ્વામીજી ?

સ્વામીજીઃ—કલકત્તામાં હું વિદ્યાર્થીજીવન ગાળતો હતો તે સમયે પણ મારી વૃત્તિ ધર્મ તરફ સવિશેષ હતી. મારી જીંદગીના તે સમયમાં પણ મારામાં અન્વેષણ બુદ્ધિ હયાત હતી, પ્રત્યેક બાબતને ઝીણવટથી અને ટીકાત્મક બુદ્ધિથી જોવાની મને ટેવ હતી. ખાલી શબ્દો મારા મનનું સમાધાન કરી શકતા નહિ. પાછળથી મને શ્રી રામકૃષ્ણ પરમહંસનો ભેટો થયો. તેઓશ્રીના સહવાસમાં હું લાંબો સમય રહ્યો અને તેમનાં શ્રી ચરણોમાંજ મેં ધર્મનું જ્ઞાન સંપાદન કર્યું. મારા પિતાશ્રીના મરણ પશ્ચાત સમસ્ત હિંદ દેશમાં પ્રવાસ કરવાનો મેં ક્રમ આરંભ્યો અને કલકત્તામાં એક નાનો સરખો મઠ પણ સ્થાપ્યો. પ્રવાસ દરમ્યાન મારે મદ્રાસમાં આવવું થયું. ત્યાં આગળ મને મ્હૈસુરના મર્હુમ મહારાજા અને રામનદના રાજસાહેબનો ભેટો થતાં તેઓશ્રીએ મને આશ્રય આપ્યો.

પ્રશ્નઃ—વારૂ, પણ હિંદુ ધર્મનો સદેશ પશ્ચિમના મુલકોમાં લઇ જવાનુ આપને ક્યાંથી સૂઝ્યું ? એમાં આપનો શો હેતુ હતો ?

સ્વામીજીઃ—મારે અનુભવ મેળવવો હતો. અમારી રાષ્ટ્રીય અવનતિનાં મૂળ કારણો વિષે મારો એવો ખ્યાલ છે કે અમારા લોકો બીજી પ્રજાઓ સાથે જોઇએ તેવા ભળતા નથી—અતડા રહે છે—અને એજ

અમારી અવનતિનું એક માત્ર કારણ છે. અમારા વિચારો–અમારી નોંધોની તુલના કરી જોવાનો અમને કદી પ્રસંગજ નહોતો મળતો. અમારી સ્થિતિ કૂપમંડૂક જેવી હતી.

પ્રશ્નઃ—પશ્ચિમમાં આપે પ્રવાસ તો ઠીક કર્યો લાગે છે?

સ્વામીજીઃ—હા; જર્મની, ફ્રાન્સ, ઇત્યાદિ યુરોપના ઘણા ખરા દેશોમાં હું જઇ આવ્યો છું; પરંતુ મારા કાર્યના મુખ્ય ક્ષેત્રો તો ઇંગ્લંડ અને અમેરિકાજ હતા. અર્થાત્ કે મેં કંઇ પણ સંગીન કાર્ય કર્યું હોય તો એ બે દેશોમાંજ. પ્રથમ તો મારી સ્થિતિ મને બહુ અગવડ ભરી લાગી; કેમકે મારા જવા પહેલાં અત્રેથી કેટલાક પાદરીઓ ત્યાં જઇ પહોંચી હિંદુઓના હિતશત્રુનું કામ કરવા મંડી પડયા હતા. તેઓ તરફથી મને બહુ વિરોધ નડયો. ધર્મ અને નીતિની બાબતમાં હિંદુ પ્રજા જગતની સર્વ પ્રજાઓમાં હજાર દરજ્જે શ્રેષ્ઠ છે અને એ વિષયમાં બીજી કોઈ પ્રજાઓ સાથે હિંદુઓનો મુકાબલો સરખો કરવો એ તેમને બટ્ટો લગાડવા જેવું છે એમ મારૂં માનવું છે. પ્રથમ તો ત્યાં ઘણા જણ મારી સામે પડયા, મારી કંઇ કંઇ નિંદાઓ કરી અને 'હું એક ધૂતારો–ઠગ છું, મારો જનાનો સુંદર સ્ત્રીઓથી ભરપૂર છે અને અડધી પલટણ થાય એટલાં તો મારે છૈયાં છોકરાં છે' વગેરે કંઇ કંઇ સાવ હડહડતાં જૂઠાણાં મારી સામે ઉભાં કર્યા; પણ આ પાદરીઓ ધર્મના નામે ઇંગ્લંડમાં કેટલું કરી શકે તેમ છે તેનું માપ મારા અનુભવમાં થોડાજ સમયમાં આવી ગયું. ઇંગ્લંડમાં પાદરીની બહુ ગણત્રી નથી. સામી છાતીએ ત્યાં કોઇ પણ બહાર પડયું નહિ; બધાયે પુઠ પાછળજ બળાપો કરતા. મી. હ્યુંડ નામનો એક પાદરી મારી બદબોઇ કરવા અમેરિકા ગયો હતો; પણ અમેરિકામાં મારી લોકપ્રિયતા એટલી બધી સજ્જડ હતી કે ત્યાંના લોકોએ તેને કોઇુંજ આપ્યું નહિ. ત્યાં એને કોઈ શ્રોતાજ મળ્યો નહિ. ઇંગ્લંડ પાછા ફરતાં

મેં ધાર્યું કે આ પાદરી પેટનો બળ્યો મારી સામે ઈંગ્લંડમાં કોલાહલ મચાવશે ખરો, પણ એવું કંઈજ બનવા પામ્યું નહિ. ' ટ્રુથ ' નામના પત્રે એ પૂર્વેજ એની બોલતી બંધ કરી દીધી હતી. ઈંગ્લંડનો સમાજભેદ હિંદુઓના જ્ઞાતિભેદ કરતાં પણ વધારે તીવ્ર છે. ઈંગ્લંડના તમામ મિશનરીઓ ( પાદરીઓ ) ' જેન્ટલમેન ' એટલે કે કુલીન વર્ગમાંથી ઉતરી આવેલા હોય છે, એ પ્રકાર અન્ય દેશના પાદરીઓમાં નથી હોતો. તેઓ મારા પ્રત્યે અત્યંત મમતા અને સહાનુભૂતિ ધરાવતા હતા. મને લાગે છે કે ઈંગ્લંડના ત્રીસેક ધર્માધ્યક્ષો તો ધાર્મિક વિવાદના સર્વ મુદ્દાઓપર મારી સાથે સર્વથા એકમત થયા છે. કેટલાક અંગ્રેજ પાદરીઓને કેટલીક બાબતમાં મારી સાથે મતભેદ હોવા છતાં તેઓ મારી પૂઠ પાછળ બદબોઈ કરતા નહિ તેમ અંધારામાં મારો જાન લેવા પણ પ્રયત્ન કરતા નહિ, એ જોઇ મને ખરેખર બહુ સાનંદાશ્ચર્ય થતું. જ્ઞાતિવ્યવસ્થા તથા વંશપરંપરાગત સભ્યતા અને શિષ્ટતાનુંજ એ શુભ પરિણામ છે.

પ્રશ્નઃ—પશ્ચિમમાં આપને કેટલા પ્રમાણમાં યશ મળ્યો છે તે કહેવા કૃપા કરશો, સ્વામીજી ?

સ્વામીજીઃ—અમેરિકામાં અનેક લોકોનો સમભાવ અને સહાનુભૂતિ મેળવવા હું શક્તિમાન થયો છું—ઇંગ્લંડ કરતાં તો અવશ્ય ઘણાંજ વધારે. અધમજાત પાદરીઓના નિંદાત્મક પ્રયત્નોથી તો મારા કાર્યની સિદ્ધિમાં મને ઓર સરલતા મળતી. હિંદમાંથી વાટ ખર્ચી પૂરતાંજ મને નાણાં મળ્યાં હતાં અને તે થોડા સમયમાં ખલાસ થઈ જવાથી મારી પાસે ખર્ચી ખુટી ગઇ હતી; તેથી ત્યાં પણ મને અત્રેની માફકજ લોકાશ્રયપર રહેવાનું પ્રાપ્ત થયું હતું. અમેરિકન લોકો બહુજ સત્કારશીલ છે, આદરાતિથ્ય કરવામાં તેમનો નંબર પહેલો છે. અમેરિકાની લોકવસ્તીનો માત્ર ત્રીજે ભાગજ ક્રિશ્ચિયન ધર્મ પાળેછે. બાકીનાને કોઇ ધર્મજ નથી,

એટલે કે તે પોતાને કોઇપણ પંથના તરીકે ઓળખાવતા નથી; છતાં અમેરિકામાં સરસમાં સરસ ધર્મશીલ મનુષ્યો કોઇ ઠેકાણેથી પણ જો મળી આવે તો તે આ ધર્મવિહીન–વિપંથી લોકો–માંથીજ. ઇંગ્લંડનું કામ વધારે સંગીન થયું હોય એમ મને લાગે છે. કદાચ કાલેજ મારૂં મૃત્યુ થાય અને બીજો કોઇ સન્યાસી મારાથી ત્યાં ન મોકલી શકાય તોપણ ઇંગ્લંડનું કાર્ય ચાલ્યા કરશે, એ બંધ નહિ પડે. અંગ્રેજ લોક બહુ સારા છે. પોતાની લાગણીઓને સંયમમાં કેમ રાખવી તે અંગ્રેજ બચ્ચો બચપણથીજ શીખે છે. અંગ્રેજનું મસ્તિષ્ક જરા જડ હોય છે ખરૂં, ફ્રેંચ કે અમેરિકન લોક જેવી ચપળતા તેનામાં નથી હોતી; છતાં કાર્ય કુશળતા અને કર્તૃત્વ શક્તિની બાબતમાં તો અંગ્રેજો સર્વને માથે ટપી જાય તેમ છે. ત્યાગની ભાવના યથાર્થ સમજવાને માટે અમેરિકન લોક હજી પૂરતા પુખ્ત નથી; એને માટે અમેરિકન પ્રજા હજી બાલ્યાવસ્થામાંજ છે એમ કહીએ તો ચાલે. ઇંગ્લંડ ધન વૈભવની વિપુલતા સેંકડો વરસથી ભોગવતાં ભોગવતાં ઓચાઇ ગયું છે અને તેથી ત્યાં અનેક લોક ત્યાગને માટે અત્યારે તૈયાર છે. ઇંગ્લંડમાં મેં મારૂં પહેલું વ્યાખ્યાન આપ્યું ત્યારે મારા શ્રોતાવર્ગમાં ફક્ત વીસ કે ત્રીસ જણાંજ હતાં. એ નાના વર્ગે (કલાસે) પોતાનું કામ મારી ગેરહાજરીમાં પણ ચાલુ રાખ્યું હતું અને અમેરિકાથી હું ફરી પાછો ઇંગ્લંડ ગયો ત્યારે મારો શ્રોતાવર્ગ વધીને એક હજાર સુધી પહોંચ્યો હતો. અમેરિકામા મને એના કરતાં પણ વધારે મોટો શ્રોતાવર્ગ મળતો હતો. આનું કારણ એ હતું કે અમેરિકામાં મેં લગભગ ત્રણ વરસ ગાળ્યાં હતાં ત્યારે ઇંગ્લંડમાં મારી કામગીરી માત્ર એકજ વરસની હતી. એક અમેરિકામાં અને એક ઇંગ્લંડમાં, એમ બે સન્યાસીઓને મૂક્યા છે; અને એવી રીતે બીજા દેશોમાં પણ સન્યાસીઓ મોકલી આપવાનો મારો ઇરાદો છે. અંગ્રેજ લોક જબરજસ્ત કામ કરનારા છે. એમની

આગળ અમુક એક વિચાર મૂકો અને જો તે વિચાર એકવાર તેમના મગજમાં ખુચી ગયો, તો પછી તે નિરર્થક નહિ જવાનો એની ખાત્રી રાખવી. અત્રે–આ દેશમાં–લોકોએ વેદોને તરછોડયા છે; અને તેમનું **બધું તત્ત્વજ્ઞાન રસોડામાંજ આવી રહ્યું છે. હિંદુઓનો ધર્મ અત્યારે “અડશો મા, તમે અભડાશો”** નોજ થઈ રહ્યો છે. સ્પર્શાસ્પર્શમાંજ તેમના ધર્મની ‘અથેતિ’ થઇ રહી છે, એ જાતનો ધર્મ અંગ્રેજ લોકને કદીયે ગ્રાહ્ય થાય તેમ નથી. બાકી અમારા પૂર્વજોના વિચારો અને તેમણે ખોળી કાઢેલા જીવનદાયી અજબ સિદ્ધાંતો તો દરેક પ્રજાને ગ્રાહ્ય થાય તેવા છે. અંગ્રેજી દેવળોમાંની પ્રચંડ તોપોરૂપ ઇંગ્લંડના શ્રેષ્ઠ ધર્માધિકારીઓએ મને અનેકધા કહ્યું હતું કે; વેદાન્ત ધર્મને મેં બાઇબલમાંજ લાવી મૂક્યો છે. પ્રચલિત હિંદુ ધર્મ કનિષ્ટ પ્રકારનો છે–મૂળનું ભ્રષ્ટ સ્વરૂપ છે. ઈંગ્લંડમાં અત્યારે એક પણ તત્ત્વજ્ઞાનનું પુસ્તક એવું નથી લખાતું કે જેમાં વેદાન્ત તત્ત્વોનો ઈશારો ન હોય. હર્બર્ટ સ્પેન્સરના ગ્રંથોમાં પણ વેદાંત પુષ્કળ મળી આવે છે. ‘અદ્વૈતવાદ’ એ આ જમાનાનો સર્વમાન્ય સિદ્ધાંત છે. દરેક જણ તેની વાતો કરે છે: પણ માત્ર અમેરિકા અને યુરોપમાંજ લોકો તેના સાક્ષાત્કાર માટે મંથન કરતા જણાય છે. હિંદુઓ વિષે બોલતાં યુરોપીઅનો નાક ચઢાવે છે અને ઘૃણા બતાવે છે; પણ તેમ છતાં હિંદુઓએ કથેલાં સત્યો તેમને ગળે ખુશીથી ઉતરે છે. પ્રોફેસર મેક્ષમુલર એક સમર્થ વેદાન્તી છે અને તેણે વેદાન્તના ક્ષેત્રમાં ઘણું સરસ કાર્ય કર્યું છે. ‘પુનર્જન્મ’ના સિદ્ધાંતમાં તેમને આસ્થા છે.

પ્રશ્નઃ—હિંદુસ્થાનના પુનરૂદ્ધાર માટે આપ શું કરવા ધારો છો?

સ્વામીજીઃ—ઉત્તમ વર્ણવાળાઓએ કરેલી અન્ય વર્ણોની–શુદ્ર, સ્ત્રી, તેમજ અત્યજ વર્ગોરૂપ દેશના ઘણા મોટા ભાગનાં મનુષ્યોની અવહેલના અથવા તિરસ્કાર એને હું મહાન રાષ્ટ્રીય પાતક ગણું છું અને

અમારી અવનતિનાં અનેક મોટાં કારણોમાં એ પણ એક મોટું કારણ છે. એ બહુજનસમાજના યોગક્ષેમની–શિક્ષણ, પોષણની–પૂર્વવત્ યથાર્થ સંભાળ લેવાશે નહિ ત્યાં સુધી રાજકીય ચળવળોનાં ગાડેગાડાં પણ નિરર્થક જવાનાં. એવા માત્ર એકલા રાજકીય પ્રયત્નોથી કશોએ દહાડો નથી વળવાનો. એ લોકોજ–એ બહુજનસમાજજ–એ ગામડીયા બંધુઓજ–આપણી કેળવણીની સંસ્થાઓ નીભાવે છે, આપણાં મંદિરો અને દેવાલયો બાંધે છે અને આપણા કરતાં આતિથ્ય, પ્રમાણિકતા, સહનશીલતા, શરીર બળ ૪૦ ગુણો વધુ ધરાવે છે; અને તે છતાં અફસોસ કે બદલામાં તેમને જંગલી ગણવામાં આવે છે–લત્તા પ્રહાર થાય છે. શરમની વાત છે કે તેમને ખરેખરી રીતે આપણી ગુલામગીરીજ કરવી પડે છે. હિંદુસ્તાનના પુનરૂદ્ધાર માટે જો આપણને આકાંક્ષા હોય તો આ લોકો માટે આપણે પ્રાયશ્ચિત દાખલ તેમની સેવાનું કામ કરવાની ખાસ અગત્ય છે. એ માટે પ્રથમ તો હું તરૂણ ઉપદેશકો તૈયાર કરવાની બે સંસ્થાઓ ઉઘાડવા માગુ છું–એક કલકત્તામાં અને એક મદ્રાસમાં. કલકત્તાની સંસ્થા માટે જોઇતા નાણાં મારી પાસે તૈયાર છે. મારા કાર્ય માટે જોઇતાં નાણાં મને ઇંગ્લંડવાસીઓ પણ પૂરાં પાડશે.

તરૂણ પેઢીમાં–હાલની ઉછરતી પ્રજામાં મારો વિશ્વાસ છે, એમાંથીજ મારે જોઇતા કાર્યસાધકો મને મળશે. સિંહના બળથી તેઓ બધું કાર્ય સિદ્ધ કરશે. મેં યોજના ઘડી કાઢી છે, કાર્યની રૂપરેખા દોરી છે અને મારૂં પોતાનું જીવન એને માટે સમર્પણ કર્યું છે. મને પોતાને એ કાર્યમાં યશ નહિ મળે તો મારી પુઠે તે કાર્ય સિદ્ધ કરવા કોઈ વધારે સારો–વધારે લાયક જુવાન નીકળી આવશે. મને પોતાને તો એ કાર્યની સિદ્ધિ અર્થે પ્રયત્ન કરવામાં–મથન કરવામાંજ સંતોષ થશે. આપણા લોકો જે એક સવાલ ચુકવ-

વાનો છે તે એ કે લોકોને-બહુજનસમાજને તેમના હકકો સુપ્રત કરવા. તમારો ધર્મ અત્યાર સુધીમાં જગતની દૃષ્ટિએ પડેલા સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે; છતાં તમારા બહુજનસમાજને-સ્ત્રી, શૂદ્ર, અંત્યજાદિ વર્ગને ભાગ તો તેનાં છેક નિઃસત્વ-સુકાં છાલ પાંદડાં રૂપી ટાહલાંજ આવે છે. એના ફળ તરીકે તમને પણ ખરા સત્વની મઝા મળતી નથી. મીઠા સ્વાદિષ્ટ જલનો ઝરો તમારી સોડેજ અખંડિત વહેતો હોવા છતાં એમને બિચારાંને તો તમે ખાળકુંડીનું ગંધાતુ પાણીજ પાઓ છો; અને પરિણામે તમારે ભાગ પણ તે સડેલી દુર્ગંધજ આવે છે. આપણો એક મદ્રાસી ગ્રેજ્યુએટ એક પછાત કોમ વાળાને અડકતાં આંચકો ખાશે, પણ પોતાની કેળવણી માટે તેની પાસેથી પૈસા કઢાવવા તે તૈયાર રહેશે. એટલા માટેજ પ્રથમ હું આપણા પછાત લોકોને ધાર્મિક અને ભૌતિક બાબતોનું જ્ઞાન આપી શકે એવા ઉપદેશકો તૈયાર કરવા માટેની આ બે સંસ્થાઓ ખોલવા માગુ છું. રફતે રફતે તેઓ એક મથકથી બીજે મથક ફેલાશે અને એમ કરતાં અંતે આખું હિંદુસ્તાન વ્યાપી કાઢશે. પ્રભુની અંદર શ્રદ્ધા હોવાની પૂર્વેજ આત્મ-શ્રદ્ધા હોવાની અત્યંત આવશ્યકતા છે; પણ મુશ્કેલી એ છે કે દિવસે દિવસે આપણી આત્મશ્રદ્ધા લય પામતી જાય છે. સુધારકો સામે મારે કંઇ પણ વાંધો હોય તો તે આજ છે. જૂના વિચારના લોકો આચાર વિચારમાં સ્થૂલ અને જડભરત જેવા હોવા છતાં તેમનામાં આત્મ-શ્રદ્ધા અને આત્મબળ સવિશેષ છે; ત્યારે સુધારકો તો માત્ર યુરોપીઅનોના હાથનાં દુર્બળ રમકડાંજ છે, તેઓ યુરોપીઅનોના નચાવ્યા નાચે છે અને એ રીતે તેમના મિથ્યા ગર્વને બહેકાવે છે. ઇતર દેશના પછાત વર્ગોના મુકાબલામાં તો આપણા અહીંના પછાત વર્ગો દેવતુલ્ય છે. આપણો આ હિંદુસ્થાન દેશજ એક માત્ર એવો છે કે જેમાં ગરીબાવસ્થા કે નિર્ધનતાને પાપ કે ગુન્હો માનવામાં નથી

આવતો. આપણા પછાત વર્ગો શારીરિક તેમજ માનસિક સ્થિતિમાં પણ સરસ છે; પણ આપણે ઉચ્ચ વર્ગનાઓએ તેમને એટલી હદ સુધી તરછોડયા છે, તેમની એટલી બધી અવહેલના કરી છે કે જેથી તેમનામાં આત્મશ્રદ્ધાને નામે મીંડું વળ્યું છે. તેમની અંદરની આત્મનિષ્ઠાનો સમૂળગો લોપ થયો છે. તેઓ એમ માનતા થયા છે કે દાસત્વ કરવાનેજ તેઓ સરજાયા છે અને દાસત્વમાંજ તેમણે બધો જન્મારો પૂરો કરવાનો છે. આ લોકોને તેમના પોતાના હક્કો પાછા સોંપો અને તેમના પોતાના હક્કોના જોરેજ તેમને જીવવા દો. અમેરિકન શિષ્ટતાની મહત્તા અને બલિહારી આજ બાબતમાં રહી છે. એક આયર્લંડવાસીની અમેરિકાની જમીનપર પ્રથમ પગ મૂકતી વખતની સ્થિતિ અને અમેરિકાની ભૂમિમાં થોડા માસ રહ્યા પછીની સ્થિતિની સરખામણી કરી જોશો તો આ મુદ્દો સહજ સમજી શકાશે. ધુંટણ ફરી ગયલા, અડધા ભૂખમરાથી પેટ ચપટ બેસી ગયેલું, ટેકા માટે હાથમાં લાકડી અને ખભે ગાભા જેવાં થોડાંક કપડાંની પોટલી—કયાં એ વહાણમાંથી પ્રથમ ઉતરતી વખતની સ્થિતિ અને કયાં થોડાજ વખતમાં તેજ માણસ છાતી કાઢીને પૂર્ણ ધમકથી અહીં તહીં ફરે છે એ સ્થિતિ ? આવા ફેરફારનું કારણ શું ? કારણ માત્ર એટલુંજ કે જે દેશમાંથી એ આવ્યો છે ત્યાં એ ગુલામી અવસ્થામાં હતો અને હવે એ જે દેશમાં આવ્યો છે ત્યાં એ એક બંધુ છે ખાત્રીથી માનજો કે આત્મા અમર, અનંત અને સર્વ શક્તિમાન છે. કેળવણીની મારી ભાવના ગુરૂ સાથેના અંગત પરિચય વધારનારા 'ગુરૂ ગૃહવાસ' ની તરફેણમાં છે. ગુરૂ સાથેના ગાઢા સહવાસ વગર સત્ય શિક્ષણનો સંભવજ નથી. તમારી આ યુનિવર્સિટીઓજ જુઓને ! તેમને નીકળ્યે આજ કાલ કરતાં પચાસ વર્ષ થઇ ગયાં છતાં તેમણે શું કર્યું છે ? એકેક અસલ જ્ઞાનીનો નર તો એમણે અદ્યાપિ પેદા કર્યોજ નથી !

તેમની કામગીરી કેવળ પરીક્ષા લેવામાંજ પરિસમાપ્ત થાય છે. સાર્વજનિક સુખને અર્થે સ્વાર્થને પરિહરવાનો ભાવ આપણી પ્રજામાં હજી વિકસ્યોજ નથી એમ કહીએ તો ચાલે.

પ્રશ્નઃ—મીસીસ બીસાંટ અને થીઓસોફી વિષે આપનો કેવો મત છે વારૂ ?

સ્વામીજીઃ—મીસીસ બીસાંટ એક ભલી બાઇ છે. લન્ડનમાં હતો ત્યારે મેં એના લૉજમાં એક વ્યાખ્યાન આપ્યું હતું. એ બાઇ સાથે ઝાઝો પરિચય ન હોવાથી એના સંબંધે મને ઝાઝી જાતમાહીતી નથી. આપણા ધર્મ વિષેનું એ બાઇનું જ્ઞાન બહુ મર્યાદિત છે; તેનું જ્ઞાન થોડી અહીંથી, થોડી તહીંથી એમ છૂટી છવાઇ મેળવેલી માહીતી પૂરતુંજ છે; ધર્મનો સંપૂર્ણ–શૃંખલાબદ્ધ અભ્યાસ કરવાનો એને હજી અવકાશજ મળ્યો નથી. તે એક અત્યંત નિખાલસ હૃદયની બાઇ છે એ તો એના કટ્ટામાં કટ્ટા દુશ્મનને પણ કબૂલ કરવું પડશે. ઈંગ્લંડમાં તે એક ઉત્તમ વક્ત્રી લેખાય છે. તે એક સન્યાસિની છે એટલે કે સંસારને એણે ત્યજ્યો છે; પણ એના મહાત્મા અને કુટહુમીઓમાં મને મુદ્દલ શ્રદ્ધા નથી. થીઓસોફી સાથેનો સંબંધ છોડી દઇ, પોતાનાજ પગપર ઉભી રહીને પોતાને યોગ્ય લાગતાં સત્યો તે લોક સમક્ષ મૂકે તો વધારે સારૂં !

સામાજિક સુધારણા વિષે વાત નીકળતાં વિધવા વિવાહ સંબંધમાં સ્વામીજીએ પોતાનો અભિપ્રાય આ પ્રમાણે આપ્યોઃ–"વિધવાઓને મળતા પતિઓની સંખ્યા ઉપરથીજ જેની શ્રદ્ધા, નિષ્ઠા અને કર્ત્તવ્યપરાયણતા અંકાતી હોય એવી પ્રજા તો મારે હજી જોવાનીજ છે! અર્થાત્ કે એવી કોઇ પ્રજા અદ્યાપિ ભૂતળમાં થઇ નથી કે જેની શ્રદ્ધા, નિષ્ઠા અને કર્તવ્યશીલતાનું માપ તેની વિધવાઓને મળતા ધણીઓની સંખ્યાપરથી થતું હોય."

નીચે બીજાં અનેક જણ સ્વામીજીની મુલાકાત માટે ટાંપતાં હતાં એ વાતની અમારા બાતમીદારને ખબર હોવાથી અત્રે તેણે પોતાના કાર્યને સમેટી લીધું; અને પત્રકારની કંટાળા ભરેલી ચૂંથણીને આધીન થવાની મમતાપૂર્વક સંમતિ આપવા માટે સ્વામીજીનો અનેકધા આભાર માની તેણે ત્યાંથી રૂખસત લીધી.

અત્રે એ પણ કહેવું જોઇએ કે સ્વામીજીની સાથે મિસ્ટર અને મિસિસ સેવિયર, કોલંબો નિવાસી બૌદ્ધમાર્ગી ટી. જી. હેરિસન તથા મિસ્ટર જે. જે. ગુડવીન આવેલાં છે. સેવિયર દંપતી હિમાલયમાં વસવાના હેતુથી આવેલાં લાગે છે. ત્યાં આગળ સ્વામીજીના પાશ્ચાત્ય શિષ્યો પૈકી હિંદુસ્તાનમાં રહેવા ઇચ્છનારાઓ માટે એક આશ્રમ બાંધવાનો તેમનો ઇરાદો છે. એ સેવિયર દંપતી વીસ વર્ષથી કોઇ પણ વિશિષ્ટ ધર્મનાં અનુયાયી નહતાં; કેમકે પશ્ચિમમાં પ્રવર્તતા અને ઉપદેશાતા કોઈ પણ પંથથી તેમના મનનું સંપૂર્ણ સમાધાન થતું નહોતું; પણ સ્વામી વિવેકાનંદજીની વ્યાખ્યાનમાળા સાંભળતાં હૃદય અને બુદ્ધિનું સંપૂર્ણ સમાધાન કરતો ધર્મ પોતાને મળ્યો હોય એમ તેમને લાગ્યું અને તેનો તેમણે સ્વીકાર પણ કર્યો. તે સમયથી તેઓ સ્વામીજીની સંગેજ રહ્યાં છે અને સ્વિત્ઝર્લંડ, જર્મની, ઇટાલી વગેરે દેશોમાં થઇને છેવટે સ્વામીજી સાથે અત્રે આવ્યાં છે. મિસ્ટર ગુડવીન ઇંગ્લંડનો એક બાહોશ પત્રકાર છે. તેને આજથી ચૌદ માસપર ન્યુયૉર્ક નગરમાં સ્વામીજીનો પ્રથમ મિલાપ થયો હતો અને ત્યારથીજ તેણે તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું છે. તેણે પોતાનો પત્રકારનો ધંધો મૂકી દીધો છે અને સ્વામીજીની તહેનાતમાં રહી તેઓશ્રીના વ્યાખ્યાનોની ટુંકાક્ષરી (શૉર્ટહેન્ડ) માં નોંધ લેવામાંજ પોતાને ધન્ય માને છે. તેઓ યથાર્થ રીતે સ્વામીજીના એક સાચા શિષ્ય છે અને બાકીનું સમસ્ત જીવન સ્વામીજીના સહવાસમાંજ ગાળવાની તેમની ઉત્કટ અભિલાષા છે.



## ૮–રાષ્ટ્રીય ધરતીપર હિંદુધર્મની પુનર્જાગૃતિ.

( 'પ્રબુદ્ધ ભારત,' સપ્ટેંબર–૧૮૯૮ ).

અમારા પ્રતિનિધિએ થોડા વખતપર લીધેલી સ્વામીશ્રી વિવેકાનંદની મુલાકાતમાં એ મહાત્માને એક પ્રશ્ન એવો પૂછવામાં આવ્યો હતો કે, " આપની પ્રવૃત્તિનું ખાસ લક્ષણ શું છે ? " સ્વામીજીએ તત્કાળ જવાબ આપ્યો હતો કે, "દિગ્વિજય–ધાર્મિક દિગ્વિજય. મહાત્મા બુદ્ધના સમય પછી બીજા અનેક મતમતાંતરો ભારતવર્ષમાં ઉદ્ભવ્યા છે; અને તેમણે પોતપોતાની વિજયપતાકા જગતભરમાં ફરકાવી છે, પરંતુ એણી તરફ અટકની અને આમ સમુદ્રની મર્યાદાને ઓળંગી જગતને ધાર્મિક જુસ્સાથી વ્યાપી કાઢવાનો યાને જગતમાં ધર્મપ્રચાર કરવાનો પ્રયત્ન કરનાર તો બુદ્ધ પછી પ્રથમ અમેજ છીએ. "

પ્રશ્નઃ—ત્યારે ખુદ હિંદુસ્થાનના સંબંધમાં આપની પ્રવૃત્તિનો ઉદ્દેશ શો છે વારૂ ?

સ્વામીજીઃ—હિંદુ ધર્મના સર્વસામાન્ય તત્ત્વોનું સંશોધન કરી હિંદુઓમાં રાષ્ટ્રીય ચેતના જાગ્રત કરવી. અત્યારે " હિંદુ " એ નામથી ઓળખાતા ત્રણ પક્ષો હિંદમાં છેઃ–(૧) સાવ જૂના વિચારના, (૨) મુસલમાની સમયના સુધારક પંથાનુયાયી અને (૩) આધુનિક સમયના સુધારક મતાવલંબી. સેતુબંધથી શ્રીનગર પર્યંતના સકળ હિંદુઓ એકજ વાતમાં માત્ર સહમત છે અને તે એ કે "ગોમાંસ ભક્ષણ નહિ કરવું "

પ્રશ્નઃ—અને વેદો માટેની ભક્તિપૂર્વક શ્રદ્ધાના સંબંધમાં નહિ કે ?

સ્વામીજીઃ—ના, ખચિતજ નહિ. અને એજ શ્રદ્ધા પુનરપિ જાગૃત

કરવા અમારૂં મંથન છે. બુદ્ધનું કાર્ય હિંદની રગોમાં હજી એકરસ થયું નથી, ભારતવર્ષથી હજી તે પૂરૂં જીરવાયું નથી. એ મહાપુરૂષની વાણીથી ભારત મુગ્ધ બન્યું ખરૂં; પણ તેના યોગે એનામાં ચેતના તો નજ આવી.

પ્રશ્ન:—બૌદ્ધ ધર્મની આ મહત્તા હિંદમાં હાલ કયા રૂપમાં દેખાય છે વારૂ ? અર્થાત્ કે બૌદ્ધ ધર્મની શી અસરો હિંદમાં અત્યારે રહી છે વારૂ ?

સ્વામીજી:—ઓહ ! એની મહત્તા સ્પષ્ટ છે, એની અસરો અસંખ્ય છે. એ તો તમને ખબરજ હશે કે હિંદ ભૂમિ કોઇ પણ ચીજ વ્યર્થ જવા દેતી નથી; માત્ર એટલુંજ કે પ્રત્યેક વસ્તુને જીરવતાં એને જરાવાર લાગે છે. હિંદની ભૂમિમાં નાંખેલું બી મોડું વ્હેલું ઉગ્યા વગર રહેતું નથી, તેમ કોઇ પણ બાબતની અસર પણ તેના પર મોડી વ્હેલી થયા વગર રહેતી નથી. બુદ્ધે ' પશુયજ્ઞ ' ની પદ્ધતિને ફટકો માર્યો અને યજ્ઞમાં થતો પશુવધ હિંદમાંથી અસ્તગત થયો તે આજની ઘડીને કાલનો દહાડો. વળી, બુદ્ધે આજ્ઞા કરી કે " ગોવધ મા કરો " અને પરિણામે ગોવધ કરવાનું આપણે માટે અત્યારે કેવળ અશક્ય થઈ પડ્યું છે.

પ્રશ્ન:—હિંદુઓના ત્રણ પક્ષો આપે જણાવ્યા તેમાં કયા પક્ષના આપ પોતે છો, સ્વામીજી ?

સ્વામીજી:—ત્રણેય પક્ષનો. અમે છીએ તો પુરાણપ્રિય જૂના વિચારના; પણ " અડશો મા, તમે અભડાશો " યાને આભડછેટના તત્ત્વનો અમે સર્વથા ઇનકાર કરીએ છીએ. એ જાતનો ધર્મ તે ખરો હિંદુ ધર્મજ નથી. આપણા કોઇ પણ ધર્મગ્રંથમાં એનું પ્રતિપાદન થયેલું નથી; તે તો માત્ર એક અવૈદિક જૂની અંધશ્રદ્ધા છે અને તેણે આપણી રાષ્ટ્રીય કાર્યક્ષમતા અને પ્રગતિનો રોધ કર્યો છે.

પ્રશ્નઃ—ત્યારે આપ જેને માટે ખરેખરા તલસો છો તે રાષ્ટ્રીય કાર્યક્ષમતા અને રાષ્ટ્રીય પ્રગતિ છે, નહિ વારૂ?

સ્વામીજીઃ—એમાં વળી શક શો ? અન્ય આર્ય પ્રજાઓની પ્રગતિ થયે જાય અને હિંદુસ્તાનજ માત્ર પાછળ પડી રહે એનું કંઇ કારણ ? બુદ્ધિમાં શું તે કોઈ રીતે ઉતરે તેમ છે ? કે દક્ષતામાં કંઇ કમી છે ? એના અદ્દભુત કલાકૌશલ્ય, એનું પ્રૌઢું ગણિતશાસ્ત્ર, એનું ઉચ્ચ તત્ત્વજ્ઞાન વગેરે તરફ દૃષ્ટિપાત કર્યા પછી શું તમે આ સવાલોનો જવાબ ' હકાર ' માં આપી શકશો ? હિંદે કરવાનું માત્ર એટલું જ છે કે તેણે ઘારણમાંથી મુક્ત થઇ, કુંભકર્ણ જેવી લાંબી નિદ્રાના પરિત્યાગપૂર્વક રાષ્ટ્ર પંક્તિમાં પોતાનું યોગ્યસ્થાન પ્રાપ્ત કરવું.

પ્રશ્નઃ—પણ હિંદનું આંતર્જીવન અદ્યાપિપર્યંત બહુ ઉમદા અને ગહન છે; તો પછી તેને પ્રવૃત્તિપરાયણ કરવા જતાં એનો આ ઉમદા ગુણ-એનો એક મહાન્ ખજાનો નષ્ટ થવાનો આપને ડર નથી રહેતો શું ?

સ્વામીજીઃ—ના, જરા જેટલો પણ નહિ. ભૂતકાળના ઇતિહાસે ભારતનું આંતર્જીવન ( એટલે આધ્યાત્મિકતા ) અને પશ્ચિમનું બાહ્ય જીવન ( એટલે કે પ્રવૃત્તિપરાયણતા ) વિકસાવ્યા કર્યું છે. અત્યાર સુધી આ બે વાનાં ભિન્ન હતાં; પણ હવે એ બંનેની દોસ્તીનો-સમાગમનો સમય આવી પહોંચ્યો છે. રામકૃષ્ણ પરમહંસનું આધ્યાત્મિક જીવન સંપૂર્ણાંશે ખીલેલું હતું, તેમનું જીવન નિવૃત્તિમય હતું; છતાં બાહ્યદૃષ્ટિએ તેમના જેવો પ્રવૃત્તિપરાયણ પણ અન્ય કોણ હતો ? અર્થાત્ કે પરમાર્થ જ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચ્યા છતાં જગતના વ્યવહારને તેઓ સાવ વિસરી ગયા નહોતા. એજ એનું રહસ્ય છે. તમારા જીવનને મહાસાગર જેવું ઉંડું ભલે બનાવો, છતાં તે સાથે તેને આકાશ જેવું વિશાળ બનાવવા પણ ચૂકો નહિ. તાત્પર્ય કે આંતર

તેમ બાહ્ય જીવનની ઉન્નતિ પણ સાધો અને તેમાં વિષમતા ન આવવા દો.

સ્વામીએ વિશેષમાં કહ્યું કે: " ઘણીવાર એવી વિચિત્ર ઘટના જોવામાં આવે છે કે આંતર્જીવન ( આધ્યાત્મિક જ્ઞાન ) બહુજ સરસ પ્રમાણમાં વિકસેલું હોય છે, છતાં બાહ્ય સ્થિત્તિ ( ઐહિક વૈભવ ) બહુજ ક્ષુદ્ર અને મર્યાદિત હોય છે. પણ આ સંજોગ આકસ્મિક છે એમ થવુંજ કે હોવુંજ જોઇએ એવું કંઈ નથી. અતએવ આપણે હિંદવાસીઓ પોતાની જાતને ઠેકાણે લાવીશું એટલે આખું જગત્ એની મેળે ઠેકાણે આવી જશે. કેમકે આપણે બધા એકજ છીએ.

પ્રશ્ન:—આપનાં છેલ્લાં વચનો વળી બીજા એક પ્રશ્નને જન્મ આપે છે. રામકૃષ્ણ પરમહંસને આપે આ જાગૃત થયલા હિંદુધર્મના અંગભૂત વર્ણવ્યા તે કયા અર્થમાં વારૂ ? અર્થાત્ કે તેમનામાં આવી જાતની જાગૃતિ ઉત્પન્ન થઈ હતી એની શું સાબીતિ ?

સ્વામિ:—તે સાબિત કરવાનું કામ મારૂં નથી. વ્યક્તિને ઉદ્દેશી હું કદીએ કંઈ કહેતોજ નથી, વ્યક્તિઓના ગુણાનુવાદ હું કદીયે ગાતો નથી. હા, હું એટલું તો કહું છું કે મારૂં પોતાનું જીવન એ મહાત્માના અનુગ્રહથી અંકિત થયેલું છે, મારી આંતરજાગૃતિ એ મહાત્માનેજ આભારી છે. બીજાઓનાં જીવનપર એ મહાનુભાવ વ્યક્તિનો કેવો અને કેટલો પ્રભાવ પડયો છે એનો નિર્ણય દરેકે પોતપોતાની મેળે કરી લેવાનો છે. અમુક એક વ્યક્તિ ગમે તેટલી મહાન હોય છતાં તેના એકલાજ દ્વારા સમસ્ત જગતમાં સ્ફુર્તિ અને પ્રેરણા પ્રસરે એવું કંઈ નથી. પ્રત્યેક પેઢીમાં નૂતન પ્રેરણા અને નૂતન સ્ફુર્તિનો ઉદય થવો જોઇએ. આપણે સઘળાજ પ્રભુના અંશો છીએ.

પ્રતિ:—આપે લીધેલી તસ્દી માટે હું આપનો ઓશીંગણ છું. હવે હું આપને ફક્ત એકજ પ્રશ્ન પૂછીશ. આપના પોતાના લોકોના

સંબંધમાં આપની પ્રવૃત્તિ અને હીલચાલનાં વલણ અને ઉદ્દેશનો આપે સ્પષ્ટ શબ્દોમાં ખ્યાલ આપ્યો છે. તો શું તેવીજ રીતે આપના એકંદર કાર્યની પદ્ધતિઓનો ચિતાર આપવા આપ કૃપા ન કરો ?

સ્વામીઃ—અમારી પદ્ધતિ બહુ સ્હેલથી સમજાવી શકાય તેવી છે. રાષ્ટ્રીય જીવન પુનઃ સચેતન કરવાનો અમારો પ્રયાસ છે અને તેમાંજ અમારી સકળ કાર્ય પદ્ધતિઓની ઇતિશ્રી રહેલી છે. બુદ્ધે ત્યાગને ઉપદેશ્યો, વૈરાગ્ય વૃત્તિનો પ્રચાર કર્યો, ભારતે તે કાને ધર્યો–સ્વીકાર્યો અને છતાં છ સૈકાંમાંતો તેના ઐહિક વૈભવની વિપુલતાને કળશ ચઢયો–તેની સમૃદ્ધિ વધતી વધતી પરાકાષ્ઠાએ જઇ પહોંચી. રહસ્ય બધું અહિંજ રહ્યું છે. ત્યાગ અને સેવા એ બે હિંદના રાષ્ટ્રીય ધ્યેયો છે. એ બે દિશામાં પુર્ણ પ્રગતિ થતાં, એ બે ભાવોની રેલમછેલ થતાં, બાકીનું બધું આપો આપ આવી મળશે. ધાર્મિકતાની ધ્વજા–અધ્યાત્મ જ્ઞાનની પતાકા ભારત વર્ષમાં જેટલી પણ ઉંચે ચઢે તેટલી ઓછી છે. એમાંજ ભારતનો ઉદ્ધાર છે, એજ ઉદ્ધારની મુખ્ય ચાવી છે.

## ભારતના સ્ત્રી સમાજની ભૂત, વર્તમાન અને ભાવિ સ્થિતિ.

( પ્રબુદ્ધ ભારત, ડિસેમ્બર, ૧૮૯૮. )

અમારો પ્રતિનિધિ લખે છે કે “ આપના ( સંપાદકના ) હુકમ અનુસાર આર્યાવર્તની અબળાઓની ભૂત, વર્તમાન અને ભાવિ સ્થિતિ વિષે સ્વામીજીના વિચાર જાણી લેવા ખાતર મારે તેઓશ્રીની મુલાકાત લેવાની હતી. મને તે પ્રસંગ અંતે એક રવિવારના પ્રભાતે હિમગિરિના એક સુંદર ખીણ પ્રદેશમાં પ્રાપ્ત થયો.

"સ્વામીજીનું સાનિધ્ય પ્રાપ્ત થતાં મેં તેઓશ્રીને મારો આશય જણાવ્યો એટલે તેઓશ્રીએ તત્કાળ તેનો સ્વીકાર કરતાં કહ્યું 'ચાલો આપણે બહાર ફરીએ,' અને તદનુસાર અમે સૃષ્ટિદેવીના સુંદરમાં સુંદર અને અત્યંત મનોહર દૃશ્યોથી ભરપૂર સ્થાનોમાં વિચરવા માંડયું.

"અમારા માર્ગમાં કોઇ સ્થાને પ્રભાતકાલિન બાલસૂર્યનાં કોમળ કિરણોની તેજસ્વી ચાદર પથરાયેલી હતી, તો કોઇ સ્થાને સુંદર વૃક્ષ ઘટાઓની સુમનોહર શીતળ છાયા આવી રહી હતી. એવા મનોરમ્ય માર્ગે પસાર થતાં થતાં અમે કોઇવાર સુંદર શાંત ગામડાઓની શોભાથી તો કોઇવાર રૂષ્ટપુષ્ટ ગ્રામ્ય બાલકોની નિર્દોષ ક્રીડાથી આનંદ પામતા, લણવાને તૈયાર થઇ રહેલા ધાન્યોથી સુશોભિત સોનેરી ખેતરોમાં થઇ આગળ ચાલ્યા. માર્ગમાં કયાંક ગગનચુંબી ઉંચાં તરૂવરોની સુંદર વનરાજિ શોભી રહી હતી તો ક્યાંક ખુલ્લાં ખેતરોમાં ગ્રામ્ય બાલિકાઓનાં જૂથ ચમરીદાર મકાઇના સાંઠા દાતરડાં વતી ચપચપ કાપી કાઢી, કાપેલા સાંઠાના ભારા બાંધી હિમકાળ માટે સંઘરો કરવા ઘેર લઇ જવાની દોડધામ કરી રહ્યાં હતાં. એવાં ચિત્રવિચિત્ર મનોહર દૃશ્યોથી મુદિત થતાં અમે એક સેબફળ (સફરજન) ના બગીચામાં આવી પહોંચ્યા. ત્યાં ઠેક ઠેકાણે કિરમજી રંગના સુસ્વાદુ ફળોના ઢગલા ઝાડ તળે પડયા હતા અને તેમને વીણી વીણીને વર્ગવાર ગોઠવવાનું કામ ચાલી રહ્યું હતું. ત્યાંથી આગળ ચાલતાં, અમે પુનઃ ખુલ્લા મેદાનમાં આવી લાગ્યા. મેદાનની સામેજ હિમગિરિની અભેદ્ય દીવાલ આવી રહી હતી. બરફથી ઢંકાયલાં તેનાં ઉંચાં શિખરો સફેદ વાદળાંને ભેદી ગગન સાથે વાતો કરી રહ્યાં હતાં. દેખાવ ખરેખર! બહુજ રમ્ય હતો!

"અત્યાર સુધી અમે નિસ્તબ્ધતાપૂર્વક વનશ્રીનું પાન કરતાં ચાલ્યા આવ્યા હતા. અત્રે એ નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને સ્વામીજી

બોલ્યા, "આર્ય અને સેમિટિક જાતિઓના લોકોની સ્ત્રી વિષયક ભાવનાઓ પરસ્પર વિપરિત છે. એ બન્નેની ભાવનાઓ વચ્ચે આકાશ પાતાળનું અંતર છે. સેમિટિક જાતિના લોકોમાં સ્ત્રીની હાજરી ધર્મ-કાર્યમાં વિઘ્નરૂપ મનાય છે. એ લોકો સ્ત્રીને હાથે કોઈ પણ ધર્મકાર્ય કરવા દેતા નથી–અરે! આહાર માટે એકાદા પક્ષીને મારવાનો પણ તેને અધિકાર નથી; ત્યારે આર્ય લોકોમાં એનાથી ઉલટોજ પ્રકાર છે. અર્ધાંગનાની હાજરી વગર કોઇપણ ધર્મકાર્ય આર્ય પુરૂષથી કરી શકાતું નથી, આર્યના પ્રત્યેક ધર્મકાર્યમાં પત્નિની હાજરી આવશ્યક છે."

"સ્વામીજીના આવા અણધાર્યા વિસ્તૃત વિધાનથી ચોકીને મેં પૂછ્યું 'ત્યારે શું હિંદુધર્મ એ આર્યધર્મ નહિ, સ્વામીજી?' સ્વામીજીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો કે 'પ્રચલિત હિંદુધર્મ મોટે ભાગે પૌરાણિક છે એટલે કે તેનો ઉદ્ભવ બૌદ્ધધર્મના અવનતિકાળમાં થયેલો હોઇ તે બૌદ્ધ ધર્મ પછી પ્રચારમાં આવેલો છે. આપણામાં નિત્ય નૈમિત્તિ હોમ જેવી વૈદિકક્રિયાનો સ્ત્રીને અધિકાર છે એટલુંજ નહિ પણ એવી વૈદિકક્રિયામાં ધર્મપત્નિની હાજરી અનિવાર્ય મનાઇ છે, ત્યારે તેજ સ્ત્રીને–તેજ ધર્મપત્નીને શાલિગ્રામશિલાને સ્પર્શ સુદ્ધાં કરવાનો અધિકાર નથી. આ ભેદનું સ્પષ્ટીકરણ કરતાં સ્વામી દયાનંદ સરસ્વતી કહે છે કે શાલિગ્રામ પૂજાનો યાને મૂર્તિપૂજાનો પ્રકાર પછવાડેથી પૌરાણિક કાળમાં દાખલ થયો છે અને એજ એક બાબત પ્રચલિત હિંદુધર્મ શુદ્ધ વૈદિક ન હોતાં પૌરાણિક હોવાની સાબીતી છે.'

"ત્યારે આપણામાં સ્ત્રી વિષયક જે અસમાનતા દષ્ટિગોચર થાય છે તે સર્વથા બૌદ્ધધર્મને આભારી છે, એમ આપનું માનવું નહિ વારૂ?" મેં પૂછ્યું.

"અલબત, આપણામાં જ્યાં જ્યાં એવો અસમાન ભાવ દેખાય

છે ત્યાં ત્યાં તે બૌદ્ધ ધર્મનુંજ પરિણામ છે, એતો નિર્વિવાદ છે. તેમ છતાં યુરોપીઅન ટીકાકારો એ અસમાનતાને જે મહાભારત સ્વરૂપ આપે છે અને જે કાગનો વાઘ કરી બતાવે છે તે સર્વથા સત્ય નથી. એમના એવા અતિશયોક્તિ ભર્યા વિદ્વાનોથી છેતરાઈ જઈ આપણે આપણી બુદ્ધિને બ્હેર મારી જવા દેવી ન જોઈએ, તેમ એ બાબતમાં એ લોક જે કંઈ કહે તે પૂર્વદિશા માની સ્વીકારી લેવું ન જોઇએ. ખરી હકીકત એમ છે કે દેશકાળની પરિસ્થિતિને લઇ સ્ત્રીઓના સંરક્ષણનો ભાર આજ અનેક શતકોથી આપણે માથે આવી પડ્યો છે અને સ્ત્રીઓનું સંરક્ષણ કરવું એ પુરૂષોની એક પવિત્ર ફરજ મનાઇ છે. તેથી પ્રસંગોપાત આપણે જે જે રીતરિવાજો ઘડવા પડ્યા છે તે બધાય સ્ત્રીસંરક્ષણના આ તત્ત્વને ધ્યાનમાં રાખીનેજ ઘડાયા છે. આપણી રૂઢિઓનું ખરૂં રહસ્ય આ છે. અર્થાત્ કે આપણી રૂઢીઓમાં સ્ત્રી વિષયક જે અસમાનતા દેખાય છે તેનું ખરૂં કારણ દેશકાળની પરિસ્થિતિ યાને સંજોગો છે અને નહિ કે આપણે સ્ત્રીઓને કોઇ રીતે ઉતરતી ગણીએ છીએ કિંવા તેમની યોગ્યતા ઓછી આંકીએ છીએ તે." સ્વામીએ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

"ત્યારે આપણા સમાજમાં અત્યારે સ્ત્રીઓનું જે સ્થાન છે યાને સ્ત્રીઓની જે યોગ્યતા છે તે સંપૂર્ણ સંતોષકારક હોય એમ આપને લાગે છે કે શું, સ્વામીજી ?" મેં પૂછ્યું.

સ્વામીએ ઉત્તર આપ્યો—"અલબત નહિજ. પણ સ્ત્રીઓના કાર્યમાં હાથ ઘાલવાનો આપણો અધિકાર તેમને શિક્ષણ આપી સુયોગ્ય બનાવવા પુરતોજ છે. તેથી વિશેષ તેમના કામમાં માથું મારવાનો આપણને હક નથી. પોતાના સવાલોનું પોતાને મન ગમતી રીતે તેઓ પોતેજ નિરાકરણ કરી શકે તેવી સ્થિતિ તેમને પ્રાપ્ત કરાવી આપવી, એટલીજ માત્ર સ્ત્રીવિષયક પ્રશ્નોના સંબંધમાં આપણી કામગીરી. પછી

તે પ્રશ્નોને ઉકેલવાનું કામ સ્ત્રીઓએ જાતેજ કરી લેવાનું છે અને તે તેઓ કરશેજ. સ્ત્રીઓ સિવાય તે પ્રશ્નોનું નિરાકરણ બીજા કોઇથી થઇ શકે તેમ નથી અને તે બીજા કોઇએ કરવું જોઇએ પણ નહિ. આપણી આર્ય અબળાઓ એ કામ માટે જગત્માંની બીજી કોઇ પણ અબળા જાતિ જેટલીજ લાયકાત ધરાવે છે અને પોતાના એ કામમાં તેઓ અન્ય દેશીય અબળાઓથી કોઇ પણ રીતે ગાંજી જાય તેમ નથી."

"આપણામાં જણાતી આ માઠી અસર (સ્ત્રી વિષયક અસમાનવૃત્તિ) બૌદ્ધધર્મને આભારી હોવાનું આપે જણાવ્યું તે કેવી રીતે ?" મેં પૂછ્યું.

"બૌદ્ધધર્મનું પતન થતાં તે હિંદુ ધર્મમાં દાખલ થઇ. પ્રત્યેક હીલચાલ યશસ્વી થવામાં કોઇને કોઇ વિશિષ્ટતા યાને અસાધારણ તત્ત્વ કારણભૂત હોય છે. પણ તેના પતનકાળમાં તેજ તેની વિશિષ્ટતા–તેજ તેની અલૌકિક ખાસીયત તેની દુર્બળતાનું મુખ્ય કેન્દ્ર બને છે. માનવકૂળમણિ ભગવાન બુદ્ધનામાં વ્યવસ્થાશક્તિ ખરેખર ! બહુ અલૌકિક પ્રકારની હતી અને એજ અલૌકિકતાના યોગે તેમણે સારા જગતને ઝુકાવ્યું હતું તથા વિશ્વભરમાં વિજય ડંકો વગડાવ્યો હતો. પણ એમનો ધર્મ સંન્યસ્ત કોટિનો હતો અર્થાત્ કે સંન્યાસ અને વૈરાગ્ય એ એમના ધર્મના મુખ્ય આધારસ્તંભ હતા, તેથી એનું અનિષ્ટ પરિણામ એ થયું કે સાધુ–શ્રમણોનો વેશ સુદ્ધાં વંદનીય મનાવા લાગ્યો. વળી સાધુ–સાધ્વીઓએ એકજ સ્થળમાં નિરનિરાળા મઠ બાંધી વસવાની પ્રથા પણ પ્રથમ તેમણેજ દાખલ કરી. આ પ્રથાનું અનિવાર્ય પરિણામ એ થયું કે સ્ત્રીઓને ધીરે ધીરે ગૌણત્વ પ્રાપ્ત થતું ગયું; કારણ કે મઠ વ્યવસ્થાના નિયમાનુસાર મોટમોટી મઠાધિકારિણીઓથી પણ અમુક અમુક મઠાધિપતિઓની સલાહ અને સંમતિ સિવાય કોઇ મહત્વનું ડગ ભરી શકાતું નહિ. આ જાતની કડક વ્યવ-

સ્થાથી ધર્મમાં સંગીનતા આણવાનો તાત્કાલિક હેતુ સિદ્ધ થયો ખરો, પણ તેના ભાવિ પરિણામો બહુ માઠાં આવ્યાં, જેનો કડવો અનુભવ આપણે અત્યારે લઇ રહ્યા છીએ ! ”

“ પરંતુ સંન્યાસ તો વેદોને પણ માન્ય છે ને ? ” મેં શંકા કરી.

“ અલબત, વેદોને તે માન્ય છેજ, પરંતુ તેમાં સ્ત્રીપુરૂષ પરત્વે બિલકુલ ભેદદષ્ટિ નથી. દાખલા તરીકે, મહારાજા જનક વિદેહીના દરબારમાં યાજ્ઞવલ્ક્ય મુનિને પૂછાયલા પ્રશ્નનો પ્રસંગ યાદ કરો. પરીક્ષક મંડળીમાં એક બ્રહ્મચારિણી સ્ત્રીજ મુખ્ય હતી. તે મહાન વક્ત્રી હોઇ બ્રહ્મવાદિનીના નામથી પ્રસિદ્ધ હતી. પ્રશ્નો પૂછતી વેળાની તેની વાણી, અહા શું પ્રગલ્ભ ! તે કહે છે કે “ કુશળ બાણાવળીના હાથમાં જેમ બે તેજસ્વી બાણો હોય તેમ મારા આ બે પ્રશ્નો છે.” તેની સ્ત્રીજાતિ વિષે એ સ્થળે રજ પણ ટીકા કરવામાં આવી નથી. અર્થાત્ કે વૈદિક સમયમાં સ્ત્રીપુરૂષ વચ્ચેનો અસમાન ભાવ અસ્તિત્વમાંજ નહોતો અને પુરૂષોની સભામાં સ્ત્રીઓ ભાગ લે, કિંબહુના પુરૂષો સામે વાદવિવાદમાં ઉતરે એ પ્રકાર તે સમયમાં અસામાન્ય કે આક્ષેપાર્હ મનાતો નહોતો. વળી, પ્રાચીનકાળમાં આપણાં અરણ્યસ્થ વિદ્યાપીઠોમાં છોકરા છોકરીઓ સંબંધી જે સમભાવ વર્તતો હતો તેના કરતાં વધારે સબળ પુરાવો તે આ બાબતમાં બીજો શો હોઇ શકે ? આપણાં સંસ્કૃત નાટકો વાંચો–અભિજ્ઞાન શાકુન્તલ વાંચો અને પછી કહો કે અંગ્રેજ કવિ ‘ ટેનિસન ’ ની ‘ પ્રિન્સેસ ’ આપણને વધારે શીખવાડી શકે તેમ છે ખરી ? ” સ્વામીજીએ શંકાનું સમાધાન કરતાં જણાવ્યું.

“ આપણા ગત ગૌરવનો તાદૃશ્ય ચિતાર ખડો કરવાની આપની છટા કંઇ ઓરજ છે, સ્વામીજી ! ” મારાથી પ્રશંસા થઇ ગઇ.

સ્વામીજીએ નમ્ર ભાવે ઉત્તર વાળ્યોઃ—“ એનું કારણ કદાચ એ હશે કે મેં જગતની બંને બાજુનું નિરીક્ષણ કર્યું છે તથા મારી એવી

ખાત્રી થયલી છે કે જે જાતિએ સીતા જેવું સ્ત્રીરત્ન પેદા કર્યું છે તે જાતિની નારીપ્રતિષ્ઠા અને સ્ત્રીવિષયક આદર બુદ્ધિ પૃથ્વીતલ પર સર્વથા ચઢિયાતી છે; એની બરાબરી કોઇથી થઇ શકે તેમ નથી. અરે એવા ઉમદા સ્ત્રીરત્નની ભાવનાજ માત્ર આ વાત સિદ્ધ કરવા બસ હતી. એવા આદર્શ રમણી રત્નોનું આજે પણ પૂજ્યભાવે થતું સ્મરણ આર્યોની અબળા જાતિ પ્રત્યેની માનબુદ્ધિ સ્પષ્ટ વ્યક્ત કરે છે. પાશ્ચાત્ય સ્ત્રીસમાજની પીઠે કાયદાના સૂત્રે બાંધેલા એવા અનેક જાતના બોજા લદાયલા છે કે જેનો આપણા સ્ત્રીસમાજને સ્વપ્ને પણ ખ્યાલ નથી–રે! તેની ગંધ પણ નહિ હોય! આપણામાં દોષો અને અપવાદો છે, તેની ના નહિ, પણ તેમ તો તેમનામાં પણ છે. આપણે આ વાત કદી વિસરવી જોઇતી નથી કે ભૂતળપર સર્વત્ર પ્રેમ, મૃદુતા અને પ્રામાણિકતા પ્રદર્શિત કરવાનોજ એક સરખો પ્રયત્ન ચાલી રહ્યો છે અને ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય રીતરિવાજો એ હૃદયસ્થ ભાવોના પ્રકટીકરણ માટેના ધોરી રસ્તાજ માત્ર છે. ગૃહવ્યવસ્થા અને કૌટુંબિક જીવનની બાબતમાં તો હું વગર અચકાયે કહીશ કે આપણી આર્ય રીતિ નીતિ જગત્‌માં સૌ કરતાં અનેકધા સરસ છે."

"ત્યારે, સ્વામીજી, આપણા સ્ત્રી વર્ગને નિરાકરણ કરવા જેવા કોઇ પ્રશ્નો છે ખરા કે નહિ?" મેં પૂછયું.

"અલબત છેજ; અને તે પણ, અનેક અને ઘણા ગંભીર હોવા છતાં, 'સુશિક્ષણ'ના જાદુઇ મંત્રથી જેનું સમાધાન ન થઇ શકે એવો તો એક પણ નથી. તથાપિ ખેદની વાત એ છે કે ખરી જાતના શિક્ષણનો ખ્યાલ પણ આપણામાં હજી પ્રગટયો નથી." સ્વામીએ સ્પષ્ટીકરણ કર્યું.

"શિક્ષણની વ્યાખ્યા આપ કેવી કરો છો વારૂ?" મેં પૂછયું.

સ્વામીજીએ સ્મિતહાસ્ય પૂર્વક જવાબ આપ્યો, "કોઇ પણ ચી

જની વ્યાખ્યા તો હું કદાપિ કરતોજ નથી. છતાં એની સમજૂત એવી આપી શકાય ખરી કે શિક્ષણ એટલે માત્ર શબ્દજ્ઞાન કે શબ્દોનો સંગ્રહજ નહિ, પણ બુદ્ધિશક્તિનો વિકાસ કિંવા વ્યક્તિઓને પોતાની ઇચ્છાશક્તિ સત્ય માર્ગે સંપૂર્ણ અને સફળ રીતે વાપરતા શીખવવું તે. એવા સત્ય શિક્ષણના યોગેજ મહાન અને નિડર સન્નારીઓની ભારતને જે ખોટ છે તે પૂરી પડશે. તેમજ સીતા, સાવિત્રી અને અહલ્યાબાઇ, સંગમીતા, લીલાવતી અને મીરાંબાઇ જેવાં યશસ્વી રમણી રત્નોની પરંપરાને આગળ ચાલુ રાખવાને યોગ્ય તથા વિશુદ્ધ, નિઃસ્વાર્થ અને પ્રભુપાદામ્બુજના સ્પર્શથી પ્રાપ્ત થતા સામર્થ્યથી યુક્ત હોવાના સબબે, વીર જનેતા થવાને લાયક ગૌરવવતી વીર વનિતાઓ પણ એજ સુશિક્ષણના સાધનથી પેદા થઇ શકશે."

"ત્યારે તો આપ એમ માનો છો કે શિક્ષણની અંદર ધર્મનું તત્ત્વ હોવું જોઇએ, નહિ વારૂ?"

"ધર્મને તો હું શિક્ષણના આત્માવત્ લેખું છું. ધર્મના તત્ત્વ વગરનું શિક્ષણ એ જીવ વગરના ખોળિયા જેવું છે." સ્વામીજીએ ગંભીરતા પૂર્વક જવાબ આપ્યો. "છતાં ધ્યાનમાં રાખો કે ધર્મ એટલે મારા તમારા કે ઇતર કોઇના ધર્મવિષયક મત નહિ, હો! એવી રીતે બીજાના મત તેના મન પર જબરીયાત ઠસાવવાનો પ્રયત્ન કરવાથી તો ધર્મશિક્ષણનો હેતુ જરાયે નહિ સરે. વિદ્યાર્થીઓને અન્ય વિષયો શીખવાડતી વેળા શિક્ષકો જેમ તેમની અત્યાર આગમચ બંધાયલી કલ્પનાઓને લક્ષમાં લઇને તેમને પોષક થાય તેવી પદ્ધતિએ કામ લે છે તેમ આ બાબતમાં પણ સ્ત્રીની શક્તિને ધ્યાનમાં લઇ તેણીની ચાલુ વિચાર સરણીને ઝાઝો આધાર ન પહોંચતાં છતાં તેણી પોતે સ્વયં-વિકાસ સાધવા શક્તિમતી બને તેવી વ્યવસ્થા થવી જોઇએ, એવો મારો અભિપ્રાય છે."

"પણ સ્ત્રીઓ માટે માતૃત્વ અને પત્નિત્વના ઉચ્ચતમ પદો ઉતારી પાડીને તથા એ સંબંધોને મળવા ઇચ્છતીઓને ગળે તે ઓઢ ડીને ધર્મે બ્રહ્મચર્યનું જે ગૌરવ કર્યું છે તેથી સ્ત્રીજાતિના ઉન્નતિ ક પર ખરેખર પ્રત્યક્ષ ફટકો પડયો છે, એમ મને તો લાગે છે." માારા હૃદયસ્થ ભાવને પ્રગટ કર્યો.

પ્રત્યુત્તર આપતાં સ્વામીજી બોલ્યા કે "તમારે યાદ રાખ જોઇએ છે કે ધર્મ, સ્ત્રીઓના સંબંધમાં બ્રહ્મચર્યનું જેવું અને જેટ ગૌરવ કરે છે તેવું અને તેટલુંજ પુરૂષોના સંબંધમાં પણ છે; એમાં ન્યુનાધિકતાનો અંશ મુદ્દલ નથી. વિશેષમાં તમા પ્રશ્નપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે તમારા મનમાં કંઇક પ ગુંચવાડો છે. હિંદુધર્મ મનુષ્ય પ્રાણી માટે કેવળ એકજ કર્ત પ્રતિપાદન કરે છે અને તે એજ કે અનિત્યતાની અંદર નિત્યતા સાક્ષાત્કાર કરવો. હવે, આ કર્ત્તવ્ય અમુક એકજ રીતે સિદ્ધ થઇ શકે એમ કહેવાની છાતી તો કોઇ ચલાવી શકે તેમ નથી. લગ્ન કે બ્રહ ચર્ય, પાપ કે પુણ્ય, જ્ઞાન કે અજ્ઞાન-એ પૈકી જેનાથી પણ લક્ષ્ય સિદ્ધિ થઇ શકે તેમ હોય તે યોગ્ય અને ઇષ્ટજ છે. અર્થાત્ કે સદ પૈકી ગમે તેનું અવલંબન કરવાને વાંધો નથી; આપણને તો મ આપણા ઇષ્ટની સિદ્ધિ થવા સાથેજ કામ છે. જેના જેના વડે ઇષ્ટ સિદ્ધિ થઇ શકે તે તે બધા માર્ગો એક સરખાજ ગૌરવાસ્પદ હિંદુ અને બૌદ્ધધર્મ વચ્ચેનો મોટો વિરોધ અત્રે આ બાબતમાંજ રહ્યો કેમકે બૌદ્ધધર્મનુ મુખ્ય ધ્યેય દૃશ્ય જગતની અસારતા અને અ ત્યતાનો સાક્ષાત્કાર કરવાનું છે-જેને સિદ્ધ કરવાની રીત, સામાન્ય ર કહીએ તો, કેવળ એકજ છે. મહાભારતમાંની પેલા તરૂણ તપસ્વી વાર્તા તમને સાંભરે છે કે તે પોતાના ક્રોધાગ્નિમાં ઝાડપરના બે પ (એક કાગડો અને એક બગલો)-ને બાળી ભસ્મીભૂત કરવામાં સ

થતાં પોતાની અધ્યાત્મિક શક્તિઓ યાને સિદ્ધિઓના ગર્વથી કેવો ફુલાઇ ગયો હતો ? પણ જ્યારે તે તરૂણ યોગી શહેરમાં ગયો ત્યારે પ્રથમ તો પોતાના માંદા ભરથારની સેવામાં પ્રવૃત્ત થયલી પતિવ્રતા સાધ્વી આગળ અને ત્યાર પછીથી ધર્મવ્યાધ નામના મહાન પિતૃભક્ત ખાટકી આગળ તેનો એ ગર્વનો ગોળો કેવો ગળી ગયો હતો તે સાંભરે છે ને ? અને એમ થવાનું કારણ શું હતું, તો કે એ પતિપરાયણા સાધ્વી અને એ પિતૃભક્ત ખાટકી–બંનેને તેમની પોતાની શુદ્ધ કર્ત્તવ્યપરાયણતાના યોગે જે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું હતું તેની આગળ એ તરૂણ તપસ્વીનું જ્ઞાન પોકળ હતું ! કેમ, આ પ્રસંગ બરાબર યાદ છે ને ? વાતનું રહસ્ય એ છે કે પોતપોતાના કર્ત્તવ્ય–ક્ષેત્રમાં શુદ્ધ નિષ્ઠા પૂર્વક મચ્યા રહેવાથી ઉત્તમોત્તમ ઇષ્ટની પ્રાપ્તિ થઇ શકે છે અને એવી જાતની કર્ત્તવ્યનિષ્ઠા એજ ખરા ગૌરવનું કારણ છે.”

“ તો પછી આપણા આ ભારતવર્ષની સ્ત્રીઓને આપ શો ઉપદેશ આપવાના ? ” મેં પૂછ્યું.

“ કેમ વળી ? ” સ્વામીજીએ ઉત્તેજીત થઇને કહ્યું, “ જે ઉપદેશ હું પુરૂષોને આપું છું તેજ અને તેવીજ જાતનો ઉપદેશ તેમને પણ આપવાનો. જેમકેઃ—‘ હિંદભૂમિમાં અને હિંદુ ધર્મમાં આકીન રાખો, શરીરે બળવાન અને સશક્ત બનો, હૃદયમાંથી નિરાશાને દૂર કરો, લજ્જા પરહરો, તથા સર્વદા યાદ રાખો કે જગતના અન્ય લોકો પાસેથી હિંદુઓએ જેટલું લેવાનું છે તેના કરતાં તેમને આપવાનું તેમની પાસે અતિશય વધારે છે.”



# ૧૦–હિંદુધર્મની મર્યાદાઓ.

( પ્રબુદ્ધ ભારત, એપ્રિલ, ૧૮૯૯ )

અન્ય ધર્મીઓને તેમજ એકવાર હિંદુ ધર્મમાંથી વટલી ગ
લાઓને પુનઃ હિંદુ ધર્મમાં લેવાના સંબંધમાં સ્વામીજીના શા વિચ
છે તે જાણી લેવા સારૂ તેઓશ્રીની મુલાકાત લેવાની થયેલી સં
દકની સૂચનાનું પાલન કરીને પ્રતિનિધિ લખે છે કે " એક સાયંક
ગંગા નદીપરના એક નૌકાગૃહના તૂતકપર મેં મુલાકાતનો પ્રસ
મેળવ્યો. રાત પડી ગઈ હતી અને અમારી નૌકા શ્રીરામકૃષ્ણમઠ
ઘાટમાં લંગારવામાં આવી હતી. સ્વામીજી અત્રે આ સમયે મ
સાથે વાર્તાલાપ કરવા મઠમાંથી પધાર્યા. સમય અને સ્થળ બ
મનોરંજક હતાં. ઉપર માથાપર ચકચકિત તારલીઆથી શોભતું સ્
સ્વચ્છ આકાશ અને નીચે ચોપાસ ગંભીર ભાવે વહેતાં ગંગાજી
પાણી ! બાજુમાંજ ઝાંખા અજવાળાવાળું મઠનું મકાન ઉભું
અને તેની પાછળ તાડ તેમજ બીજાં ઘટાદાર ઉંચાં વૃક્ષો ડોકી
કરી કરી મઠને લગતા બાગની પ્રતીતિ કરાવતા હતા. "

મેંજ પ્રથમ વાતની શરૂઆત કરતાં કહ્યું કે " સ્વામીજી
હિંદુધર્મમાંથી એકવાર વટલાઇ ગયલાંઓને ફરી પાછાં શુદ્ધ કર
હિંદુધર્મમાં લેઇ શકાય કે કેમ એ સંબંધી આપના વિચાર જા
લેવા એ મારી આજની મુલાકાતનો ઉદ્દેશ છે, તો તે સંબંધમાં આ
પોતાનો અભિપ્રાય જણાવવા કૃપા કરશો ? "

" બેશક, તેમને પાછા લેઇ શકાય એટલુંજ નહિ, પણ લેવ
જોઇએ. " સ્વામીજીએ પ્રત્યુત્તરમાં જણાવ્યું.

કોઇ ઉંડો વિચાર કરતા હોય એમ ગંભીર ભાવે તેઓ થોડી વાર બેસી રહ્યા. ત્યાર પછી પાછા તેઓ ફરી કહેવા લાગ્યા "વળી, જો તેમ નહિ થશે તો આપણી સંખ્યા ઘણી ઘટી જશે. જૂનામાં જૂના મુસલમાન ઇતિહાસકાર 'ફેરિસ્તા' ના આધારે એમ કહેવામાં આવે છે કે મુસલમાનો પહેલવહેલા આપણા દેશમાં આવ્યા તે વખતે હિંદુઓની લોક સંખ્યા ૬૦ કરોડની હતી. તેને ઠેકાણે અત્યારે આપણી સંખ્યા માત્ર વીસેક કરોડ જેટલી છે. તેમાં વળી મ્હોટું કારણ એ રહી છે કે હિંદુ ધર્મમાંથી જેટલા વટલાઇ જાય છે તેટલા પુરતો આપણી સંખ્યામાં ઘટાડો થાય છે તો થાય છે, પણ હિંદુ ધર્મના પ્રતિપક્ષીઓની સંખ્યામાં તેટલા પુરતો સામો વધારો પણ થાય છે. આમ બેવડું નુકશાન થાય છે.

"વળી, ધ્યાનમાં લેવા જેવું છે કે અત્યારે ઇસ્લામ અને ઇસાઇ ધર્મોમાં હિંદુધર્મભ્રષ્ટોની જે સંખ્યા છે તેમાં ઘણો મોટો ભાગતો તલવારના જોરે એટલે કે બળાત્કારે વટલેલાનો, અગર તો તેમના વંશજોનો બનેલો છે. સ્વખુશીથી વટલેલાની સંખ્યા બહુ થોડી છે. તેથી આવાઓને પોતાના મૂળ હિંદુધર્મમાં પુનઃ આવતાં સદંતર અટકાયત કરવી અને તેમની સામે અશક્યતાઓની અભેદ્ય દીવાલો ઉભી કરવી એ ચોખ્ખો અન્યાય છે. વળી, મૂળથીજ પરધર્મી હોય એવાં, અગર તો એવાંઓને પેટે જન્મેલાંના સંબંધમાં પણ તમે પૂછો છો, નહિ વારૂ ? ઠીક, એ સંબંધમાં હું એટલુંજ કહીશ કે ભૂત કાળમાં આપણે એવાં જન્મસિદ્ધ પરધર્મીઓને જથ્થાબંધ હિંદુ ધર્મમાં સ્વીકારેલાં છે અને એ ક્રમ અત્યારે પણ ચાલુ જ છે. મારૂં આ કથન મૂળની અનાર્ય જાતિઓના, સરહદપારની પરધર્મી પ્રજાઓના તથા મુસલમાન પહેલાંના લગભગ તમામ વિજેતાઓના સંબંધમાં લાગુ પડે છે; એટલું જ નહિ, પણ મારા મત પ્રમાણે તો

પુરાણોની અંદર જે જે જાતિઓનો ખાસ ઉલ્લેખ કરવામાં આવેલો છે તે તે તમામ જાતિઓને પણ તે લાગુ પડે છે. તે જાતિઓના લોક મૂળ પરધર્મી હોઇ પાછળથી તેમનો આ પ્રમાણે હિંદુધર્મમાં સ્વીકાર કરાયો છે, એમ મારૂં માનવું છે. સ્વખુશીથી પરધર્મમાં વટલાઇ ગયેલાંઓ પોતાના મૂળ હિંદુધર્મમાં પાછાં આવવા માગે તેમના સંબંધમાં પ્રાયશ્ચિતવિધિ બેશક ઉચિત કહેવાય; પરંતુ કાશ્મીર અને નેપાળ જેવા સ્થાનોમાં વિજેતાઓના જૂલમને વશ થઇ વટલાયલા, કિંવા હિંદુ થવા ઇચ્છતા જન્મસિદ્ધ પરધર્મીઓ પૈકી જેઓ સ્વેચ્છાપૂર્વક હિંદુધર્મમાં આવવા માગતા હોય તેમના સંબંધમાં તો તેવું પ્રાયશ્ચિત સર્વથા ઉચિત નથીજ."

"પણ ત્યારે એ લોકો કઇ જ્ઞાતિના ગણાવાના, સ્વામીજી ? તેમની કોઇ પણ જ્ઞાતિ તો ઠરવીજ જોઈએ; તે સિવાય તેમની ગણના હિંદુઓના મહાજનમાં કદાપિ કાળે નહિ થવાની; એમ છે તો પછી હિંદુ સમાજમાં આપણે તેમને ઉચિત સ્થાન કયું આપીશું ?" મેં બ્હીતાં બ્હીતાં પૂછ્યું.

સ્વામીજીએ શાંત ચિત્તે જવાબ આપ્યો:—"હિંદુ ધર્મમાંથી વટલેલાઓ, અલબત પોતપોતાની મૂળની જ્ઞાતિઓને પ્રાપ્ત થશે અને નવા આગંતુકો પોતપોતાની નવીન જ્ઞાતો નિર્માણ કરી લેશે. વૈષ્ણવ સંપ્રદાયમાં પૂર્વે એ પ્રમાણે થયેલું છે, એ તો તમારા સ્મરણમાં હશે જ. જૂદી જૂદી ન્યાતો અને જૂદા જૂદા દેશ–ધર્મના લોકો–એ વૈષ્ણવ ધર્મના વાવટા તળે એકત્ર થઇને પોતાની અલાયદી ન્યાત નિર્માણ કરી શકયા તો કરી શકયા, પણ વળી એ ન્યાત હિંદુ સમાજમાં પ્રતિષ્ઠિત પણ ગણાઇ. રામાનુજથી માંડીને તે ઠેઠ ચૈતન્ય સુધીના સર્વ વૈષ્ણવ આચાર્યોએ એજ પ્રમાણે કર્યું છે."

" વારૂ, પણ આ નવીન ન્યાતના લોકોની વરણીપરણીની શી વ્યવસ્થા ? " મેં પૂછ્યું.

" કેમ વળી ? અત્યારે થાય છે તેવીજ રીતે પોતપોતામાં તેઓ કન્યાઓ આપશે લેશે." સ્વામીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો.

" અને નામનું શું ? " મેં વળી પૂછ્યું. " મને લાગે છે કે પરધર્મીઓ અને વટલી ગયલા હિંદુઓનાં આ હિંદુ નામો બદલીને તેમનું નવેસર નામાભિધાન કરવું પડશે. તો આપ તેમને જ્ઞાતિ સૂચક નામો આપશો કે શી રીતે ? "

સ્વામીજીએ વિચાર પૂર્વક જવાબ આપ્યો " બેશક, નામમાં તો બહુ રહસ્ય રહ્યું છે ! "

નામાભિધાનનો આ પ્રશ્ન તેમણે આટલેથીજ પતાવ્યો અને એ સંબંધમાં તેઓ વિશેષ કહેવા નહોતા માગતા. તેથી મેં બીજો પ્રશ્ન પૂછ્યો કે " સ્વામીજી ! આ નવા આગંતુકોને હિંદુ ધર્મના અનેક મતમતાંતરો પૈકી પોતાને મન ગમતો મત પસંદ કરી લેવાની છૂટ આપવી કે પછી તેમને અમુક એક માર્ગ નિયત કરી આપવો ? "

મારા આ પ્રશ્નથી સ્વામીજી જરા મિજાજ ખોયા જેવું કરી બોલ્યા–" કેવો ગાંડો પ્રશ્ન ! એમાં વળી પૂછવું'તું શું ? પોતાને મનગમતો પંથ પસંદ કરી લેવાની તેમને પોતાને છૂટ રહેશેજ. કેમકે પ્રત્યેક માણસને પોતાને મનગમતો પંથ પસંદ કરી લેવાની છૂટ મળતી બંધ પડી કે હિંદુ ધર્મનો બધો સિદ્ધાંતજ ઢળી પડ્યો સમજવો. ઇષ્ટના સ્વાતંત્ર્યમાંજ હિંદુ ધર્મનું ખરૂં હાર્દ રહેલું છે. "

સ્વામીજીના આ ઉદ્‌ગાર મને બહુ વજનદાર લાગ્યા, કારણકે હિંદુ ધર્મના સર્વમાન્ય સિદ્ધાંતોનો સશાસ્ત્રીય રીતે સહાનુભૂતિપૂર્વક અભ્યાસ કરવા પાછળ તેમણે જેટલાં વર્ષો ગાળ્યાં છે તેટલાં, હું ધારૂં

છું કે ચાલુ જમાનામાં બીજા કોઈ પણ મનુષ્યે નહિ ગાળ્યાં હોય. અને વળી " ઇષ્ટ સ્વાતંત્ર્ય " નો સિદ્ધાંત એવો તો વિશાળ છે કે તેમાં આખું જગત્ નું જગત્ સમાઇ જાય. "

હવે, વાતોનું વ્હેણ બીજા વિષયો તરફ વળ્યું; અને ત્યાર પછી થોડી વારે આ મહાન ધર્મધુરંધર ઉપદેશક મારી વિદાય લઇ ઉભા થયા અને પોતાનું ફાનસ ઉઠાવી મઠપ્રતિ પ્રયાણ કરી ગયા; અને હું, ગંગાજીનો અનિશ્ચિત જળમાર્ગ કાપતો તથા લંગર નાંખી પડેલાં નાનાં મોટાં અનેક હોડકાં વટાવતો, બનતી ઝડપે કલકત્તા પાછો ફર્યો.





# વ્યાખ્યાનો અને વાર્તાલાપો.

## ૧—કર્મયોગ.

શારીરિક અને માનસિક પદાર્થોથી આત્માને અલગ કરવો યાને એ પદાર્થોના પાશથી આત્માને પર લઇ જવો એ કર્મયોગમાં ધ્યેય છે. એ ધ્યેય સધાતાં, આત્માને એમ જ લાગશે કે તે સદા સર્વદા સર્વ પદાર્થોથી પર અને સુખરૂપજ હતો અને પોતાના સુખને અર્થે તેને અન્ય કશાની પણ જરૂર નહોતી. સુખને માટે જ્યાં લગી આપણને બીજા કોઇ પણ પ્રાણી કે પદાર્થની જરૂર પડે છે ત્યાં લગી આપણે બંધાયેલા છીએ—પરતંત્ર ગુલામ છીએ. આ પ્રમાણે પુરૂષની જ્યારે ખાત્રી થાય છે કે પોતે સ્વતંત્ર છે અને પોતાની પૂર્ણતા માટે તેને કશાની અગત્ય નથી તથા આ પ્રકૃતિ—ઉપાધિ કેવળ અનાવશ્યક છે, ત્યારે તેને કૈવલ્ય પદની પ્રાપ્તિ થાય છે.

મનુષ્યો પૈસાના પૂજારી—થોડાક ડૉલરો પાછળ ગાંડાતુર—અની પોતાના મનુષ્ય બાંધવોને છેતરવામાં પણ પાછી પાની કરતા નથી; પરંતુ જો તેઓ પોતાની એ વૃત્તિને કાબુમાં રાખે તો થોડાંજ વર્ષોમાં તેમનું ચારિત્ર અને પ્રતિષ્ઠા એવાં ઉત્તમ ખીલે કે તેના યોગે, મરજી હોય તો, તેમને લાખો ડૉલરો આપોઆપ આવી મળે, એટલુંજ

નહિ, પણ તેમની ઇચ્છાશક્તિમાં સમગ્ર વિશ્વપર અખત્યાર ચલાવવાનું સામર્થ્ય પણ આવે. પણ-પણ આપણે બધાજ આવા મૂર્ખા છીએ !

પોતાની ભૂલો અને ખામીઓને જગત્ આગળ કહ્યા કરવાથી લાભ શો ? એમ કીધાથી તેઓ કંઇ જતી રહેવાની નથી, કે તેમનો કોઈ રીતે પ્રતિકાર થઈ શકનાર નથી. કરેલાં કર્મો તો ભોગવ્યેજ છૂટકો, તેમ થઇ ગયેલી ભૂલો બદલ મનુષ્યે સહન કરવુંજ પડવાનું; ભવિષ્યના હિતને માટે હવે પ્રયત્ન કરીને વધારે સારાં કર્મો કરવાં એજ ખરો માર્ગ છે પ્રયત્નશીલ અને સશક્ત મનુષ્ય પ્રત્યેજ દુનિયા સહાનુભૂતિ અને સમભાવ ધરાવે છે.

કોઇ પણ જાતના કર્મને તુચ્છ કે હલકું માનવાનું નથી. એક માણસ હલકું કામ-સેવા ચાકરી જેવું કરે છે તેટલાજ કારણથી, ઉચ્ચ કામ ( શેઠાઈ વગેરે ) કરનાર કરતાં તે હલકો છે એમ ન માનવું. **મનુષ્ય જે કામ કરે છે તેપરથી નહિ પણ તે જે રીતિએ પોતાનું કામ કરે છે તે રીતપરથી તેને હલકો કે ઉત્તમ કહેવો જોઇએ.** કામ કરવાની રીત અને તે કરવાની તેની શક્તિ એ બેજ મનુષ્યની, ખરેખર ! કસોટી છે. થોડામાં થોડી મુદતમાં સુંદર અને મજબૂત પગરખાંની જોડ બનાવી શકનાર મોચી તેના ધંધા અને કામના પ્રમાણમાં, જન્મભર હંમેશાં ખાલી અર્થરહિત પટપટારો કર્યા કરનાર પ્રોફેસર કરતાં વધારે સારો છે.

પ્રત્યેક કર્મ પવિત્ર છે ને નિષ્કામતાપૂર્વકની ' કર્મનિષ્ઠા ' એ પણ ઇશ્વરભક્તિનું ઉંચામાં ઉંચું સ્વરૂપ છે. **બદ્ધજનોના વિમુઢ અને અજ્ઞાનાવૃત્ત જીવાત્માઓને જાગૃત અને મુક્ત કરવામાં એવી ઉચ્ચ કોટીની કર્મનિષ્ઠા, ખરેખર ! ઘણીજ મદદગાર થાય છે.**

**જે કર્મ આપણી અત્યંત નિકટમાં છે યાને જે કર્મ અત્યારે**

આપણા હાથપર છે તેને બરાબર કરવાથી આપણે પોતાની જાતને વધારે બળવાન બનાવીએ છીએ; અને એ રીતે આપણા બળમાં રફતે રફતે વધારો કર્યા કરવાથી આપણે એવી સ્થિતિને પણ પ્રાપ્ત થઇ શકીએ કે જ્યાં રહીને આપણે આ મનુષ્ય જીવનમાં અને સમાજમાં અત્યંત ઇચ્છનીય અને પ્રતિષ્ઠિત મનાયલાં કર્મો કરવાને પણ ખાસ અધિકારી થઈએ.

પ્રકૃતિ–યાને કુદરતનો ન્યાય એક સરખો કડક અને સીધો છે.

**પ્રત્યેક વિજયવંત મનુષ્યની પાછળ કોઇને કોઇ ઠેકાણે પ્રચંડ નીતિ અને પ્રચંડ સહૃદયતા રહેલી હોવીજ જોઇએ.** તેના જીવન સાફલ્યનું તેજ ખરેખરૂં કારણ છે. કદાચ તે સંપૂર્ણ નિઃસ્વાર્થી નહિ હોય, તોપણ તેની વૃત્તિ તો તે તરફ ઢળતી હશે ખરીજ. જો તે સંપૂર્ણ નિઃસ્વાર્થી હોત તો તેનું સાફલ્ય પણ ભગવાન્ બુદ્ધ કે મહાત્મા ક્રાઇસ્ટ જેવુંજ પ્રૌઢ હોત. **નિઃસ્વાર્થતાના પ્રમાણમાંજ સફળતાનું પ્રમાણ રહેલું હોય છે.** આદમ જાતના ખરા–મહાન નેતાઓનું કાર્યક્ષેત્ર સભામંડપો કરતાં કંઇક જુદાજ પ્રકારનું હોય છે.

આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ છતાં કોઇ પણ કાર્ય એવું તો નજ થઇ શકે કે જે સંપૂર્ણ શુદ્ધ હોય કિંવા સર્વથા અશુદ્ધ હોય. શુદ્ધતા અને અશુદ્ધતાનો અર્થ આ ઠેકાણે ઉપદ્રવ અને અનુપદ્રવ કરવાનો છે. **બીજાને જરાપણ ઉપદ્રવ કર્યા સિવાય તો આપણે શ્વાસોચ્છ્વાસ પણ ચલવી શકીએ નહિ અને જીવી પણ શકીએ નહિ;** ખોરાકનો પ્રત્યેક કોળીઓ આપણે બીજાના મોંઢામાંથીજ પડાવીએ છીએ. આપણાં જીવન કોઇને કોઇ બીજા જીવોને જરાતરા પણ બાજુ હડસેલી મેલે છે, પછી તે જીવો મનુષ્ય હોય, પ્રાણી હોય, કે અત્યંત સૂક્ષ્મ જંતુ હોય. બાબત એમ હોવાથી એ

વાત સ્વતઃ સિદ્ધ થાય છે કે સંપૂર્ણતા કર્મથી કદાપિ પ્રાપ્ત થઇ શકે તેમ નથી. જન્મોના જન્મો આપણે એ પાછળ ગાળીએ અને વિશ્વના અંતપર્યંત એને એ માથાકૂટ કર્યા કરીએ, તોપણ આ વિકટ ગલીકુંચીમાંથી નિકળવાનો રસ્તો લાધે તેમ નથી; આપણે ગમે તેટલા મથીશું, ગમે તેટલા આગળ જઇશું, તોપણ તેનો અંત આવનાર નથી.

જે માણસ સ્વતંત્ર રીતે **નિષ્કામ ભાવે કર્મ કરે છે તે પરિણામની પરવા કરતો નથી.** જે પરાધીન બદલો મેળવવાની ઇચ્છાનો ગુલામ છે તેને ફટકાની પણ જરૂર રહે છે; નોકર હોય છે તેજ પગારની ગરજ કરે છે. તેવાજ પ્રકાર બધી જાતનાં જીવન સંબંધમાં છે. દાખલા તરીકે જાહેરજીવન લ્યો. જાહેરવક્તાને કાં તો થોડીક પ્રશંસા જોઇએ છે કિંવા થોડાક ફિટકાર અને ધુત્કાર જોઇએ છે. એને જો તમે એનાથી વંચિત એક ખૂણામાં રાખી મૂકશો તો એનું મોત નીપજશે, કેમકે એને તેની જરૂર છે. આ પ્રમાણેનું કર્મ તે ગુલામી અવસ્થાનું છે. આવા સંજોગોમાં કંઇક બદલાની ઇચ્છા રાખવી એ એનો બીજો સ્વભાવ થઇ પડે છે. બીજો નંબર નોકરના કામનો આવે છે; એને કંઇક મહેનતાણું જોઇએ છે. 'હું આ આપું છું અને તમે મને પેલું આપો.' "હું કામની ખાતર કામ કરૂં છું" એમ કહેવું સહેલુ છે પણ એ કથનને આચારમાં મૂકવું બહુજ અઘરૂં છે. **"કામની ખાતરજ જે કામ" કરી શકતો હોય એવા નરનાં દર્શન કરવા માટે હું મારા હાથ પગ પર ( પશુની માફક ) ચાલતો વીશ માઇલ સુધી જાઉં.** ( એવો તેનો મહિમા છે ) ઘણે ખરે ઠેકાણે કંઇ પણ હેતુ રહેલો હોય છે. પછી એ હેતુ દ્રવ્ય નહિ હોય તો સત્તા હશે, સત્તા નહિ હોય તો બીજો કોઇ ફાયદો હશે. એમ કોઇને કોઇ પણ હેતુ હોય છેજ. તમે મારા મિત્ર છો, અથવા તો હું તમારે માટે અને તમારી સાથે કામ કરવાની ઇચ્છા

ધરાવું છું, ઇ. કહીને વારંવાર હું મારી શુદ્ધનિષ્ઠાની પ્રતિજ્ઞાપૂર્વક ખાત્રી પણ આપતો હોઉં, પણ વળી એમ પણ કહેતો ચાલું કે "પણ જો જો! મારી સાથે સહમત થવાની તમારી ખાત્રી હોવી જોઇએ! નહિ તો હું તમારી પરવા નહિ કરૂં, કે તમારી સાથે નહિ રહું!" આવી જાતનું સહેતુક કર્મજ માણસને દુઃખ ઉપજાવે છે. જે કર્મ આપણે આપણા પોતાના મનના માલીક રહીનેજ કરીએ છીએ તેજ કર્મ અનાસક્તિ અને સુખ પેદા કરે છે.

મનુષ્યોએ જે મહાન્ પાઠ શીખવાનો છે તે એ છે કે "હું એવું કોઇ એક જબરૂં માપ નથી કે જેના યોગે સમગ્ર વિશ્વની તુલના થઈ શકે. પ્રત્યેક માણસની તુલના તેના પોતાના વિચારથી, પ્રત્યેક જાતિની તુલના તે જાતિના પોતાના ધોરણ અને ધ્યેયથી અને પ્રત્યેક દેશની પ્રત્યેક રૂઢિની તુલના તેની પોતાની દલીલ અને સ્થિતિ સંજોગોથી થવી જોઇએ. અમેરિકન રૂઢિઓ અમેરિકન લોકો જે સ્થિતિ સંજોગોમાં રહે છે તેનું પરિણામ છે અને હિંદુ રીતિરિવાજો હિંદુઓ જે પરિસ્થિતિમાં રહે છે તેનું પરિણામ છે; અને તેવોજ પ્રકાર ચીન, જાપાન, ઈંગ્લંડ વગેરે તમામ દેશોના સંબંધમાં છે.

આપણે જે સ્થિતિ માટે યોગ્ય છીએ. તે સ્થિતિમાં મુકાયલા આપણે પોતાને જોઇએ છીએ, દરેક લખોટો (બિલિયર્ડની રમતમાં) પોતપોતાનું સ્થાન ખોળી કાઢે છે; અને જો કોઇનામાં બીજા કરતાં કોઇ યોગ્યતા વધારે હોય છે, તો દુનિયા તેને પણ ખોળીજ કાઢશે. આ વિશ્વની વ્યવસ્થામાં એ ક્રમ ચાલુજ છે. માટે ખાલી રોદણાં રડવામાં કંઇ માલ નથી. કોઇ માણસ ખરાબ હોય, દુષ્ટ હોય અને એવાજ બીજા દુર્ગુણોનો ભંડાર હોય છતાં જો તે ધનાઢ્ય હોય તો તેનામાં અમુક ગુણો એવા રહેલા હોવા જોઇએ કે જેના યોગે તે શ્રીમંત થઈ શકયો; બીજા મનુષ્યમાં પણ જો તે ગુણ હશે તો તે

પણ ધનવાન થશે. લઢાલઢી અને બળાપો કરવાથી શું ફાયદો છે? એમ કીધાથી વસ્તુસ્થિતિ સુધરવામાં આપણને જરાકે મદદ મળે તેમ નથી. જે માણસ પોતાને ભાગ આવેલા નાના સરખા કામ સામે ફરિયાદ કરે છે તે બધાજ સામે એમ કરશે. નિરંતર એવી ફરિયાદ—એવો બળાપો કર્યા કરવાથી એનું જીવન ક્લેશમય બનશે અને એનાં બધાંજ કામ વણસશે એટલે કે બગડશે. પરંતુ જે માણસ આવી પડેલા કાર્યની ધુંસરી ગરદનપર ઉપાડીને મુંગે મોઢે પોતાનું કાર્ય બજાવતો ચાલ્યો જાય છે તેનેજ સુખશાંતિ જણાશે અને દિનપ્રતિદિન વધારે ને વધારે ઉંચાં કર્મ તેને ભાગ આવતાં જશે.

## ૨—મતાંધતા યાને ઝનુન.

ધર્માંધ અથવા ઝનુની માણસો વિવિધ પ્રકારના હોય છે. કેટલાકનું ઝનુન મદ્યપાન વિરૂદ્ધ પ્રબળ હોય છે તો વળી કેટલાકનું ધુમ્રપાન વિરૂદ્ધ હોઇ તેઓ એમજ ધારે છે કે માણસો જો ધુમ્રપાન કરવાનું ત્યાગી દેતો જગત એક હજાર વર્ષ જેટલું આગળ ધપે! સ્ત્રીઓ સામાન્ય રીતે આવા પ્રકારની ઝનુની હોય છે. એક દહાડો અત્રે આ વર્ગમાં એક તરૂણ સ્ત્રી આવી હતી. શિકાગો નગરમાં મજૂરવર્ગના લોકોને ગાયનવાદન અને અંગકસરત શીખવાડવા સારૂ સંસ્થાની યોજના કરનાર મહિલાઓ પૈકીની તે એક હતી. એક દહાડો એ યુવતી જગતના અનર્થો વિષે વાતો કરતી હતી તેમાં એણે એમ જણાવ્યું કે “એનો ઉપાય હું જાણું છું.” તે ઉપરથી મેં સવાલ કર્યો કે “કેવી રીતે તમે જાણો છો?” અને લાગલો તેણે જવાબ આપતાં સામો સવાલ કર્યો.

"હલ હાઉસ આપે જોયું છે?' તેને મન 'હલ હાઉસ' એ જગતમાં માનવ જાતિને માથે જેટલાં જેટલાં દુઃખો છે તે બધાંનું એક માત્ર રામબાણ ઔષધ છે! આવા માણસોના મનમાં કોઇને કોઇ આવું ભૂત સજ્જડ ભરાઈ બેઠેલું હોય છે. મને તેને માટે દિલગીરી થાય છે. હિંદુસ્તાનમાં કેટલાક ઝનુનીઓ બસ એમજ માને છે કે એકવાર રંડાયા પછી સ્રીથી જો પાછું ફરી પરણી શકાય, તો તેથી બધોજ અનર્થ મટી જાય! આનું નામજ મતાંધતા અથવા ઝનુન છે.

જ્યારે હું છોકરવાદ હતો ત્યારે મને એમ લાગતું કે ઝનુન અથવા મતાંધતા એ પણ કાર્યનું એક આવશ્યક અંગ છે, પણ પછી જેમ જેમ મોટો થતો જાઉં છું તેમ તેમ મારી ખાત્રી થતી જાય છે કે તેવું કશું નથી.

કોઇ સ્ત્રી એવી પણ હોય કે જે ચોરી કરતી હોય અને પારકાની કોથળી લેઇને ભાગી જવામાં કંઈ વાંધો ન ગણતી હોય; પણ તે પોતે ધૂમ્રપાન કરતી નહિ હોય. તેટલા ઉપરથી તેણી ધૂમ્રપાનવિષે બહુજ ઝનુની બને છે અને કોઇ પુરૂષ ધૂમ્રપાન કરતો જણાતાંજ તેનો પિત્તો ઉછળી આવીને તેના વિષે પોતાનો સખ્ત અણગમો બતાવે છે. કોઇ પુરૂષ એવો હોય કે જે લોકોને છેતરવાનોજ ધંધો માંડી બેઠો હોય, વિશ્વાસને તો જરાયે પાત્ર ન હોય, એના સહવાસમાં કોઇ સ્રીની આબરૂ સુરક્ષિત રહી શકે નહિ–એવો એ લંપટ હોય; છતાં એમ પણ હોય કે એ છટ્ટીનો ઉખડેલ દારૂને સ્પર્શ સુદ્ધાં ન કરતો હોય! એવી સ્થિતિમાં તેને, જે માણુસ દારૂ પીતો હશે તે ગમે તેવો સદ્‌ગુણી હશે તોપણ વિસાત વિનાનો લાગશે. એની અંદર એને કશુંયે સારૂં જણાવાનું નહિ! પોતે જે બધી દુષ્કૃતિઓ કરે છે તેનું જાણે કંઇજ નહિ! આ જાતની સ્વાર્થપરાયણતા અને એકદેશીયતા મનુષ્યોમાં નૈસર્ગિક છે–મનુષ્યોનો એ સ્વભાવ છે.

વળી, આ પણ એક ધ્યાનમાં રાખવું જોઇએ કે વિશ્વનું શાસન કરનાર હજાર હાથનો ધણી–પ્રભુ બેઠો છે, તેણે જગતને કાંઇ આપણી દયાપર છોડયું નથી. સર્વ શક્તિમાન પરમેશ્વર પોતે તેનો શાસક અને પોષક છે અને આ મદ્યપાન નિષેધક, ધૂમ્રપાન નિષેધક અને સકળ પ્રકારના લગ્ન વિષયક ઝનુનીઓના પ્રયત્નો વગર પણ તે ચાલુજ રહેશે. કદાચને આ બધા મતાંધો મરી જઇને અસ્તંગત થઇ જાય તોપણ તેથી વિશ્વની સ્થિતિ–ગતિમાં જરાયે અંતરાય આવે તેમ નથી.

તમે એ વળી ક્યાં નથી જાણતા કે તમારા લોકના પોતાના ઇતિહાસમાં 'મે ફ્લાવર' લોકો કેવા બહાર પડયા હતા અને તેઓ પોતાને 'પ્યુરિટન' કહી ઓળખાવા લાગ્યા હતા! તેઓ જાતે હતા પણ બહુ પવિત્ર અને ભલા, પરંતુ આખરે તેમણે બીજા લોકોપર અત્યાચાર ગુજારવા માંડયો. માનવજાતના સર્વ ઇતિહાસમાં એવોજ પ્રકાર છે. અત્યાચારથી જેઓ આઘા ને આઘા રહેતા હોય છે તેઓ પણ અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થતાં બીજાઓ ઉપર અત્યાચાર કરવા મંડી પડે છે.

સેંકડે નેવુ ટકા કેસોમાં મતાંધો યાને ઝનુનીઓનાં જીવન ખરાબ હોવાનો સંભવ છે, અથવા તો તેઓ બદહજમીથી પીડાતા હોય છે, કિંવા એવાજ બીજા કોઈ રોગથી ગ્રસ્ત હોય છે. આસ્તે આસ્તે વૈદ્ય–ડૉક્ટરોને પણ પ્રતીત થશે કે મતાંધતા કિંવા ઝનુન એ એક પ્રકારનો રોગ છે. મને એનો પુષ્કળ અનુભવ થયો છે. પ્રભુ મને એમાંથી બચાવે!

મારો અનુભવ એમ કહે છે કે સર્વ જાતના ઝનુની સુધારાથી અલગ રહેવું એ વધારે ડહાપણભર્યું છે. જગત્ ધીમું ચાલે છે, તો ભલે તેને ધીમુંજ ચાલવા દો. તમે શા માટે ઉતાવળા થાઓ છો? તમે તમારે સારી પેઠે આરામ લ્યો અને તમારા જ્ઞાનતંતુઓને બરા-

ખર ઠેકાણે રાખો; તમને પોતાને રૂચતો ખોરાક તમે ખાઓ અને દુનિયા પ્રત્યે સહાનુભૂતિ ધરાવો. ઝનુનીઓ કેવળ ઝેરજ—ધિક્કારજ ઉત્પન્ન કરે છે. તમે શું એમ ધારો છો કે મદ્યપાન નિષેધક ઝનુની માણસો આ બિચારા દારૂડીઆ લોકોને ખરેખર ચાહે છે? ઝનુની માત્ર ઝનુનીજ હોય છે, કેમકે તેને પોતાને તેના બદલામાં કંઇક મળવાની અપેક્ષા હોય છે. તકરાર કે વિરોધ સમાપ્ત થતાંજ તે ફાયદો ખોળવા મંડી પડે છે. આવા મતાંધીઓના સંસર્ગમાંથી જ્યારે તમે વિખૂટા પડશો ત્યારેજ તમને વાસ્તવિક રીતે ચાહતાં અને સહાનુભૂતિ ધરાવતાં આવડશે. અને જેમ જેમ એ પ્રેમ અને સમભાવવૃત્તિ તમારામાં વધતી જશે તેમ તેમ આ બાપડા જીવો પ્રત્યેની તમારી ધિક્કારવૃત્તિ ઓછી થતી જશે. ઉલટપક્ષે તમે તેમના દોષો માટે અનુકંપા ધરતા થશો. દારૂડીઆ પ્રત્યે સહાનુભૂતિ ધરવાનું અને એ પણ તમારા જેવોજ એક મનુષ્ય છે એમ જાણવાનું તમારે માટે શક્ય થશે. પછી જે અનેક સંજોગો તેને અધોગતિ તરફ ઘસડી જાય છે તે જાણવાનો તમે પ્રયત્ન કરશો અને તમને એમ પણ લાગશે કે એને સ્થાને જો તમે હોત તો કદાચ આત્મઘાત પણ કરી બેઠા હોત. અત્રે મને એક બનાવ સાંભરી આવે છે. એક સ્ત્રી હતી, તેનો ધણી અતિશે દારૂડીઓ હતો. તેના એમ થઇજવા વિષે તેણીએ મારા મોઢે રાવ ખાધી. મેં જવાબમાં કહ્યું, "બાઇ, તમારા જેવી જો વીસ કરોડ પત્નીઓ હોય તો સઘળાજ મારીદા દારૂબાજ થઇ જાય." મારી ખાતરજમા થઇ છે કે દારૂડીઆઓનો મોટો ભાગ તેમની પોતાની ભાર્યાઓજ પેદા કરે છે. એટલે કે કુભાર્યાઓના કંકાસ અને ત્રાસથી કંટાળીને એ બિચારાઓ એ બુરી લતમાં ઝંપલાવેલા હોય છે. મારૂં કામ એવું છે કે ખરાને ખરૂં કહી દેવું અને કોઇની ખુશામત કે વ્યાજસ્તુતિ ન કરવી. આવી વંઠેલ વનિતાઓ જેમના મનમાંથી 'ખમો' અને 'ખમા કરો' અથવા

'સહો' અને 'માફ કરો' એ બે શબ્દો સદાને માટે જતા રહ્યા છે, સ્વાતંત્ર્ય વિષેના જેમના ખોટા ખ્યાલો તેમને બસ એમજ મનાવે છે કે પુરૂષોએ તેમના ચરણ તળાસવા જોઇએ તેમને ન ગમતી વાતનો મરદોને મુખે સણસારો પણ થતાંમાં તો તેઓ ધુરકાધુરક કરી મેલે છે—આવી ભ્રમિષ્ટ ભામાઓ જગતને સંહારનાર વિષવત્ બનતી જાય છે અને તેઓ જગતના અર્ધા મરદોને આત્મહત્યારા નથી કરી મેલતી એજ આશ્ચર્ય છે! આવી વસ્તુસ્થિતિ જારી રહેવી ન જોઇએ. જીવનને તેઓ જેટલું સરળ માને છે તેટલું તે નથી; તે બહુજ ગંભીર છે, તેનું કામ તો બહુ બાંકુ છે!

મનુષ્યમાં શ્રદ્ધા હોવી જોઇએ, એટલુંજ નહિ પરંતુ તે શ્રદ્ધા સમજયુક્ત પણ હોવી જોઇએ. પ્રત્યેક વસ્તુ માણસ પાસે મનાવવાથી અને કરાવવાથી તો તે ગાંડો થઇ જાય! એકવાર મારા તરફ એક પુસ્તક ભેટ આવ્યું હતું; તેમાં એવું કહેલું હતું કે એમાં લખેલું બધુંજ મારે માનવું. તેમાં એવું કહ્યું હતું કે આત્માબાત્મા કંઇ છે નહિ, પણ સ્વર્ગમાં દેવ દેવીઓ છે અને આપણા પ્રત્યેક જણના મસ્તિષ્કમાંથી પ્રકાશનો એકેક દોરડો સ્વર્ગમાં જાય છે! લેખિકાએ આ બધી વાત કેવી રીતે જાણી? કે તેણીને એવી સ્ફુરણા થઇ હતી અને તે તેને મારી પાસે પણ મનાવવી હતી. અને મેં તે માનવા ના પાડી એટલે તેણે કહ્યું કે "તમે બહુ નઠારા માણસ હોવા જોઇએ; તમારે માટે આશા નથી." આનું નામજ મતાંધતા કે ઝનુન!

# ૩–કાર્ય એજ ઇશ્વરભક્તિ છે.

ઉત્તમોત્તમ પદે પહોંચેલો મનુષ્ય કાર્ય કરી શકતો નથી, કેમકે તેનામાં કોઇ બંધનકર્તા તત્ત્વ, કોઇ આસક્તિ, કોઈ અજ્ઞાન હોતાં નથી. એમ કહેવાય છે કે એકવાર એક વહાણ લોહચુંબક ધાતુના ખડકપર થઇને પસાર થઇ ગયું. પરિણામે તેના બધા ખીલા, ચાપડા વગેરે લોખંડી સામાન લોહચુંબકના જોરે બહાર ખેંચાઇ આવ્યો અને તે વહાણના ટુકડે ટુકડા થઇ ગયા. કડાકૂટ બધી અજ્ઞાનમાંજ રહી છે; કારણકે, વાસ્તવિક રીતે જોતાં, આપણે સઘળાંજ નાસ્તિક છીએ. ખરા આસ્તિકો કાર્ય કરી શકતા નથી, તેઓને કાર્ય કરવાનું હોતુંજ નથી. થોડા કે ઘણા પણ આપણે નાસ્તિક છીએ. આપણે ઇશ્વરને જોઇ શકતા નથી કે તેનામાં શ્રદ્ધા ધરી શકતા નથી. આપણે માટે તો તે ઇ–શ–વ–ર–એ ચાર અક્ષરોજ છે, એ સિવાય વિશેષ કંઇજ અર્થ નથી. હા, કેટલીક પળો એવી આવે છે ખરી કે જ્યારે તે આપણી નજદીક હોવાનું આપણને લાગે છે, પણ વળી પાછા આપણે નીચે ખાડામાં ઢળી પડીએ છીએ. પ્રભુનું દર્શન કરી શકો–પ્રભુનો સાક્ષાત્કાર પામો–તો પછી પ્રયત્ન કિંવા માથાફોડ કોણે કોને માટે કરવાની રહી ? પ્રભુને મદદ કરવી ! અમારી સંસ્કૃત ભાષામાં કહેવત છે કે "વિશ્વનિયંતા શિલ્પશાસ્ત્રીને શું આપણે બાંધકામ કરતા શીખવીશું ?" માટે જેઓ પ્રભુમય અથવા તો પ્રભુમય થવાના અંતરંગ અભ્યાસમાં રહ્યા કરીને કાર્ય નથી કરતા તેજ મનુષ્યોમાં સર્વોત્તમ છે. જગત્ વિષે અને "પ્રભુને આપણે બધા કેવી રીતે મદદ કરી શકીએ", "પ્રભુને કાજે આમ કરો કે તેમ કરો" વગેરે જેવાં બેવકુફીભર્યાં વચનો હવે પછી ફરી તમારા જોવા–સાંભળવામાં આવે, ત્યારે મારૂં આ કથન યાદ કરજો. એવ

વિચારોજ મનમાં ન લાવો. તમે જે જે કામ કરોછો તે બધું અધિષ્ઠાન નિષ્ટ છે, તમારા પંડના ફાયદા માટે જ તમે તે કરોછો. પ્રભુ કોઇ ખાડામાં પડયો નથી, તેમ તેમાંથી નીકળવા તે તમારી કે મારી સહાયની અપેક્ષા ધરતો નથી; કિંવા દવાખાનું કે એવુંજ બીજું કંઇ તેને પોતાના સુખ અર્થે આપણી પાસે કરાવાની જરૂરજ નથી. **તે તમને કામ કરવાની છુટ આપે છે–આ સંસારરૂપી મહાન અખાડામાં તમારા સ્નાયુઓને કસવાને તે તમને સવડ આપે છે તે નહિં કે તેને પોતાને મદદ કરવા માટે; પણ તમારી પોતાની જાતને તમે મદદ કરી શકો તેટલા માટેજ.** શું તમે એમ માનોછો કે તમારા આધારના અભાવે એક કીડી સરખી મરી જશે? કેવો હડહડતો ઇશ્વરદ્રોહ! જગતને તમારી જરા જેટલી પણ પરવા નથી. જગત્ તો ચાલ્યાજ કરે છે, તમે તો તેમાં મહાસાગરમાંના ટીપા સમાન છો. પ્રભુની સત્તા–સ્ફુર્તિ વિના એક પાંદડું પણ હાલતું નથી, વાયુ પણ વાતો નથી. પ્રભુપ્રીત્યર્થ–**અને નહિ કે તેને સહાય કરવા માટે–કામ કરવાની આપણને સવડ અને છુટ મળી છે તેજ આપણાં અહોભાગ્ય સમજો.** આ "મદદ–સહાય" એ શબ્દને તમારા મનમાંથી દેશવટો દ્યો. તમારાથી મદદ કરી શકાય તેમ છેજ નહિ. અને એમ કહેવું એજ ઇશ્વિર દ્રોહ છે–પ્રભુની નિંદા છે. તમારી પોતાનીજ હયાતી અને સ્થિતિ એ દીનદયાળની મરજી અનુરૂપ છે. તમારૂં કહેવું શું એમ છે કે તમે એને મદદ કરોછો? ના, ના, તમે તો તમારૂં ભલું થવા માટે તેની ભક્તિ કે પૂજા કરો છો. કૂતરાને એક લોચો ધાન કે બટકું રોટલો જ્યારે તમે નાંખો છો ત્યારે તમે, તે કૂતરાને પ્રભુ તરીકે પૂજો છો. પ્રભુ તે કુતરામાં રહ્યો છે–પ્રભુ કૂતરૂં છે–તે સર્વ કંઇ છે અને સર્વ કોઇમાં છે. તેને ભજવાની–તેની ભકિત અને પૂજા કરવાની આપણને છૂટ મળી છે. સકળ વિશ્વના

સંબંધમાં એવો ભક્તિપૂર્ણ ભાવ ધારો, એટલે સંપૂર્ણ અનાસક્તિનો ઉદ્‌ભવ થશે. તમારૂં કર્ત્તવ્ય તે આ હોવું જોઇએ. કામની ખરી ઢબતો આ છે. કર્મયોગનું આ રહસ્ય છે.

## ૪—અહેતુક કાર્ય.

કલકત્તા નગરના બાગબઝાર લતામાં રામકાન્ત બોઝના મહોલ્લામાં આવેલા ૫૭ નંબરના મકાનમાં તા. ૨૦ માર્ચ ૧૮૯૮ના રોજ ભરાયલી શ્રી રામકૃષ્ણ મિશનની બેતાળીસમી બેઠકમાં સ્વામી વિવેકાનંદે "અહેતુક યાને હેતુરહિત કાર્ય" એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. તેનો સારાંશ નીચે મુજબ:—

શ્રીમદ્ ભગવદ્‌ગીતા પહેલવહેલી ઉપદેશાઇ તે સમયે બે પક્ષો વચ્ચે સજજડ વિરોધ ચાલી રહ્યા હતો; એક પક્ષની એવી માન્યતા હતી કે વૈદિકયજ્ઞો, પશુયજ્ઞો અને એવાંજ બીજાં કર્મોમાં સમસ્ત ધર્મ આવી જાય છે. બીજો પક્ષ જગતને એમ કહેતો કે અસંખ્ય અશ્વો અને બીજાં ઢોરની હિંસા કરવી તે ધર્મ ન કહેવાય. બીજા પક્ષના લોકોમાં ઘણે ભાગે સંન્યાસીઓ હતા અને તેઓ જ્ઞાનમાર્ગના અનુયાયી હતા. તેઓની માન્યતા એવી હતી કે સર્વ કર્મના પરિત્યાગ પૂર્વક આત્મજ્ઞાન સંપાદન કરવું એજ માત્ર મોક્ષનો રસ્તો છે. અહેતુક કાર્યના પોતાના મહાન સિદ્ધાંતને ઉપદેશીને ગીતાકારે આ બે વિરોધી પક્ષોનું સમાધાન કર્યું.

ઘણાં જણના એવો અભિપ્રાય છે કે ગીતા મહાભારતની જોડે લખાઇ નથી, પણ તે તેમાં પાછળથી ઉમેરાઇ છે. આ અનુમાન સત્ય નથી. ગીતાજીનાં વિશિષ્ટ બોધવચનો મહાભારતમાં ઠેકઠેકાણે ગુંથાયલાં નજરે પડે છે. તેથી ગીતા એ મહાભારતનું અંગ નથી એમ કહી

એને રદ કરવામાં આવે તો પછી મહાભારતના જે જે બીજા ભાગોમાં એનો ઉપદેશ સમાવિષ્ટ થયો હોય તે તે બધા ભાગો પણ રદ બાતલ થવા જોઇએ.

હવે, અહેતુક કાર્ય યાને હેતુરહિત કાર્ય કરવું એટલે શું ? સાંપ્રત કાળમાં ઘણાકો એનો એવો અર્થ સમજે છે કે માણસે એવી રીતે કામ કરવું કે જેથી સુખ દુઃખની ભાવના તેના મનને સ્પર્શી શકે નહિ. આ જો એનો ખરો અર્થ હોય તો તો પછી પશુઓનું કાર્ય અહેતુક છે એમ કહેવું પડે. કેટલાંક પ્રાણીઓ પોતાના પેટનાંજ બચ્ચાં-ઓને મારી ખાય છે અને તેમ કરતાં તેમને રંચપણ દુઃખની લાગણી થતી નથી. વાટપાડુ-લુટારાઓ બીજાઓનો માલ લૂટી લઈ તેમને પાયમાલ કરી નાખે છે, પણ તેમ કરતાં જો તેઓ સુખ દુઃખની લાગણીથી કેવળ બહિર્મુખ રહી શકે, તો પછી તેઓ પણ અહેતુક ભાવનાથીજ કામ કરતા કહેવાય! એનો અર્થ જો એવોજ હોય તો તો પછી પાષાણ જેવા કઠણ હૈયાના, ઘોરતમ ગુન્હેગારો અહેતુક કાર્ય કરે છે એમ માનવું પડે. ભીંતોને સુખ દુઃખની લાગણી નથી હોતી, તેમ પાષાણને પણ તે નથી હોતી; અને તે પરથી એમ ન કહી શકાય કે તેઓ અહેતુક ભાવથી કાર્ય કરે છે. ઉપરોક્ત અર્થમાં તો આ અહેતુક કાર્યનો સિદ્ધાંત દુષ્ટોના હાથમાં કાતીલ શસ્ત્રજ થઇ પડે. તેઓ પોતાનાં દુષ્ટ કૃત્યો કરવાનું જારી રાખે અને તે સાથે જાહેર કરે કે તેઓ પોતે અહેતુક કાર્ય કરી રહ્યા છે. અહે-તુક કાર્ય કરવું એનો અર્થ જો એવોજ થતો હોય તો તો ગીતાના ઉપદેશથી એક ભયંકર સિદ્ધાંતનુંજ પ્રતિપાદન થયું ગણાય; પરંતુ એનો અર્થ ખચિતજ એવો નથી. વળી જરા આગળ ચાલી જો આપણે ગીતાની સાથે સંબંધ ધરાવતાં પાત્રોનાં જીવન તપાસીશું તો જણાશે કે તેઓ કંઇ જૂદી તરેહનુંજ જીવન ગાળતા હતા. અર્જુને

રણાંગણમાં ભીષ્મ અને દ્રોણને સંહાર્યા, પણ તે સાથે પોતાની સ્વાર્થ-ભાવના, ક્ષુદ્ર વાસનાઓ અને અહંભાવનો કંઇ લાખોવાર ભોગ આપ્યો.

ગીતા કર્મયોગ શીખવાડે છે. આપણે યોગની સહાયથી કાર્ય કરવું જોઇએ. એવા કર્મયોગમાં અહંભાવનું અસ્તિત્વ હોતું નથી. મનુષ્ય જ્યારે યોગની સહાયથી કર્મમય બનીને કર્મ કરે છે ત્યારે હું આ કરૂં છું—હું કલ્યાણું કરૂં છું એવી વૃત્તિ જ તેનામાં હોતી નથી. પાશ્ચાત્ય લોકો આ નથી સમજતા. તેઓ કહે છે કે અહંવૃત્તિ જો જાગૃત ન હોય યાને આ અહંભાવ જો નષ્ટ થઇ જાય તો પછી માણસથી કાર્યજ કેવી રીતે થઇ શકે ? પરંતુ હકીકત એથી ઉલટીજ છે. મનુષ્ય જ્યારે અહંભાવ ભુલી જઇને એકનિષ્ઠાથી કામ કરે છે, ત્યારે જે કાર્ય થાય છે તે ઉલટું બહુજ સારૂં થાય છે. આનો અનુભવ તો પ્રત્યેક જણને પોતપોતાના જીવનમાં છેજ કે પાચનકાર્ય વગેરે કેટલાંક કાર્યો આપણે અર્ધચેતન અવસ્થામાં કરીએ છીએ, બીજાં કેટલાક કાર્યો ચેતના પૂર્વક કરીએ છીએ અને બીજાં કેટલાંક જાણે સમાધિમગ્ન થઇને કરીએ છીએ; ને તે વખતે ‘અહં’ ની જાગૃતિ રહેતી નથી. ચિત્રકાર જો અહંભાવ ભૂલી જઇને પોતાના ચિત્રકાર્યમાં તલ્લીન થઇ જાય યાને ચિત્રમય બની જાય તોજ તે સર્વોત્કૃષ્ટ ચિત્રો આલેખવા સમર્થ થાય. ઉત્તમ રસોયો પોતાનું બધું ધ્યાન પોતાની રસોઇની વાનીઓમાંજ પરોવે છે અને તેટલા સમય માટે પોતાનું બીજું બધું ભાન ભૂલી જાય છે. પણ આ રીતે તેઓ જે કામમાં ટેવાઈ ગયેલા હોય છે તે એકજ કામ સંપૂર્ણ અને સારી રીતે કરવાને તેઓ સમર્થ હોય છે. ગીતાનો ઉપદેશ એવો છે કે બધાંજ કાર્યો એવી રીતે કરવાં જોઇએ. યોગ વડે જેણે પરમાત્મા સાથે એકતા સાધી છે, તે મનુષ્ય પોતાનાં બધાંજ કાર્યો એવી રીતે એકતાનથી કરે છે અને તેમાં કોઇ

**જાતનો સ્વાર્થ રાખતો નથી.** આવી તરેહના કાર્યથી જગતને ફાયદોજ થાય છે, તેનાથી ગેરલાભ થવાની વકીજ નથી.

પ્રત્યેક કાર્યના પરિણામમાં સારા નરતાનો ભાગ હોય છે. એવું કોઇ પણ સારૂં કામ નથી કે જેમાં દોષનો એક પાસ પણ ન હોય! જેવી રીતે અગ્નિની આસપાસ ધુમાડો રહ્યો હોય છે તેવી રીતે દરેક કાર્યની પાછળ કંઇ ને કંઇ દોષ પણ વળગેલોજ હોય છે. માટે આપણે **એવાં કામો હાથ ધરવાં જોઇએ કે જેમાં સારાનું પ્રમાણ વધારેમાં વધારે હોય અને દોષનો ભાગ ઓછામાં ઓછો હોય.** અર્જુને ભીષ્મ અને દ્રોણને માર્યા; જો એમ ન કરાયું હોત તો દુર્યોધન જીતાત નહિ, દુર્યોધન જીતાત નહિ તો ધર્મના ઉપર અધર્મ ફાવી જાત; અને એ રીતે દેશ ઉપર ભારે આફત આવી પડત, દેશનાં શાસનસૂત્રો મદોન્મત્ત અન્યાયી રાજમંડળ બથાવી પાડત અને પ્રજાની મોટી કમબખ્તી થાત. એજ પ્રમાણે શ્રી કૃષ્ણે કંસ, જરાસંઘ ઇત્યાદિ જૂલમગારોને સંહાર્યા; પણ એ મહાનુભાવનું એક પણ કાર્ય તેમના પોતાના અંગત લાભ માટે નહોતું કરવામાં આવ્યું. તેમનું એકેએક કાર્ય અન્યના શ્રેય અર્થેજ હતું. દીવાના પ્રકાશે આપણે ગીતાજી વાંચીએ છીએ, પણ તે સાથે તેની જ્યોતમાં પડી કંઇક જંતુઓ ભસ્મીભૂત થાય છે. આ ઉપરથી સમજાય છે કે પ્રત્યેક કાર્યની પાછળ કંઇકતો દોષ રહ્યોજ હોય છે જે લોકો પોતાનો અહંભાવ ભૂલી જઇને કામ કરે છે તેઓ દોષ ભાગથી અલિપ્ત રહે છે, કારણ કે તેઓ જે કાર્ય કરે છે તે જગતના શ્રેય અર્થે હોય છે. અહેતુક ભાવે કામ કર્યાથી–અનાસક્ત રહી કર્મ આચર્યાથી સર્વોત્તમ સુખ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. કર્મયોગનું આ રહસ્ય ભગવાન શ્રી કૃષ્ણે ગીતાજીમાં ઉપદેશ્યું છે.



# ૫–સાધનો યાને ઉચ્ચજીવનની તૈયારીઓ.

સુષુપ્તિ ફાવે છે તો અધઃપાત થાય છે; જાગૃતિ ફાવે છે તો ઉન્નતિ થાય છે. તેથી આપણે સુષુપ્તિને આવવા દેવી ન જોઇએ. અત્રે–પોતાના દેહમાંજ અભ્યાસનું પ્રથમ કાર્ય રહેલું છે. છતાં આપણે આપણા પડોશીના રીતરસ્તા સુધારવામાં બેહદ ગુંથાઇ જઇએ છીએ એજ મુશ્કેલી છે. આપણે આપણા પોતાના દેહથીજ આરંભ કરવો જોઇએ. આપણાં હૃદય, યકૃત વગેરે સઘળા અવયવો સુષુપ્તિમાં છે; તેમને પાછા જાગૃતમાં આણો, તેમનાપર અંકુશ સ્થાપો, કે જેથી ફરી તેઓ તમારા હુકમોનું પરિપાલન કરે અને તમારી મરજી અનુ-રૂપ વર્તે. એક સમય એવો હતો કે જ્યારે યકૃતપર આપણી સત્તા હતી. આપણે પણ ગાયની પેઠે આપણી આખી ત્વચા કંપાવી શકતા હતા. મહાભારત પ્રયાસથી અને કઠણ અભ્યાસથી તે સત્તા પાછી સંપાદન કરેલાં મેં ઘણાં માણસો જોયાં છે. એક વખત છાપ પડી તે પડી–પછી તે ભુંસાવાની નહિ. ડૂબી ગયેલી બધી પ્રવૃત્તિઓ–કર્મનાં વિસ્તૃત મહાસાગરને–પાછી પ્રાપ્ત કરો. આપણા મહાન્ અભ્યાસનું આ પ્રથમ અંગ છે અને તે આપણા સામાજિક શ્રેય અર્થે અત્યંત આ-વશ્યક છે. બીજા હાથપર એ પણ ખરૂં કે બધોજ વખત–બારે પ્હોર ને બત્રીસે ઘડી–નિરપેક્ષ જ્ઞાનનોજ અભ્યાસ ન કરાયા કરવો જોઇએ.

અભ્યાસનું એક બીજું અંગ છે, જે આપણા સામાજિક જીવ-નમાં એટલું બધું અગત્યનું નથી; પણ મોક્ષમાર્ગમાં તે ખાસ સાધન રૂપ છે. તેનું પરોક્ષ કાર્ય આત્માને મુક્ત કરવાનું, અંધારામાં મસાલ ધરી અજવાળું પાડવાનું, પછવાડે રહેલું સાફ કરવાનું, અંધકારને ભેદીને આપણને આગળ ચલાવવાનું છે. એ અંતિમ લક્ષ્ય છે–પરમ જ્ઞાન છે. એ પરમ અવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે આનો આજ

મનુષ્ય ભગવદ્રૂપ બને છે, મુક્ત થાય છે; અને આવી રીતે બધાને ટપી જઈને કેળવાયલા મન આગળ વિશ્વ પોતાનાં સઘળાં રહસ્યો ધીરે ધીરે સમર્પણ કરવા માંડશે. કુદરતની પોથી એક પછી એક અધ્યાય કરીને પૂરી ઉકેલાશે; પરિણામે લક્ષ્યની સિદ્ધિ થશે અને આપણે આ જીવન–મૃત્યુની ખાણરૂપ ભવસાગરમાંથી નીકળીને એવા સ્થાનને પ્રાપ્ત થઈશું કે જ્યાં જન્મ, મરણ, જરા, વ્યાધિ ઈ. કોઇ પણ વિકારો છેજ નહિ. આપણે તે વારે સત–ચિદ્–આનંદના જ્ઞાતા થઈશું અને સચ્ચિદાનંદ સ્વરૂપ બનીશું. આ દશા પ્રાપ્ત કરવામાં સૌથી પ્રથમ જેની જરૂર છે તે શાંત અને સ્વસ્થ જીવનની છે. એકલા ગુજરાનની પ્રાપ્તિ પાછળજ અથવા તો વિલાસ કે સંગ્રહ અર્થેજ જો મારે આખો દહાડો ભટકાયા કરવાનું હોય, તો પછી મને આ જીવનમાં બીજું કંઈ વધારે ઉન્નત પ્રાપ્ત થવું અસંભવિતજ છે. જેની તમને ખરેખરી જરૂર હોય, જેના વગર તમને ખરેખર ચાલીજ શકે તેમ નહોય એવી કોઈ ચીજ તમને ન પ્રાપ્ત થઇ હોય એવું કદી બન્યું છે? ના, એમ બનેજ નહિ. કેમકે જરૂરીયાતજ શરીરને જન્મ આપે છે. તમારા મસ્તકમાં આંખોના નામથી ઓળખાતા જે બે ખાડા છે તે તેજનાજ પાડેલા છે. જો તેજનું અસ્તિત્વ નહોત તો તમને આંખો પણ નહોત. ધ્વનિએ કાન બનાવ્યા છે. જોવાની વસ્તુ જોવાની ઇંદ્રિ કરતાં પ્રથમ હયાતિમાં આવી હતી. થોડાક લાખ વરસમાં કે એથીયે કદાચ વહેલાં, વિદ્યુત અને એવાજ બીજા પદાર્થો જોવાની શક્તિવાળી બીજી વધુ ઇંદ્રિયો પણ આપણને પ્રાપ્ત થાય તો નવાઈ નથી. સ્વસ્થ ચિત્તને કોઇ અભિલાષાજ નથી હોતી. ઇચ્છાની તૃપ્તિ કરનારી ચીજ જગતમાં અસ્તિત્વમાં હોયા સિવાય ઇચ્છાનો ઉદ્ભવજ થાય નહિ. એ બહાર જગતમાં રહેલી ચીજ શરીરમાં જાણે ભોક પાડે છે અને તે દ્વારા તે મનમાં પેસવાનો પ્રયત્ન કરે છે. તેથી જ્યારે શાંત અને

સ્વસ્થ જીવનની ઇચ્છા–કે જેમાં મનના વિકાસની સઘળીજ અનુકૂળતા
લી છે–તે ઇચ્છાનો ઉદ્‌ભવ થશે ત્યારે નક્કી જાણજો કે તે ઇચ્છા
પરિપૂર્ણ થશેજ થશે. મારો એ અનુભવ છે અને તે તમે ખાત્રીથી
માનો. તેની સિદ્ધિ, પછી ભલે હજારો વર્ષે થાય, પણ થશે તો ખરીજ.
ઇચ્છાને ચુસ્ત વળગી રહો; ઇચ્છાની વસ્તુ તમારે માટે અગાઉથી
તૈયાર હોત નહિ, તો તમને તેને માટે તીવ્ર આકાંક્ષા થાતજ નહિ.
અલબત, તમારે એતો સમજવું જોઇએ કે ઇચ્છા ઇચ્છા વચ્ચે ફેર છે.
એક ગુરૂદેવે શિષ્યપ્રતિ કહ્યું–" બચ્ચા, પ્રભુને માટે જો તું તલસીશ
તો પ્રભુ તારી કને અવશ્ય આવશે. " શિષ્ય ગુરૂનું કહેવું પરિપૂર્ણ
સમજ્યો નહિ. પછી એક દહાડો ગુરૂ શિષ્ય બંને નદીએ નહાવા
ગયા, ત્યાં ગુરૂએ શિષ્યને આજ્ઞા કરી કે " ડૂબકી માર " અને શિષ્યે
તે આજ્ઞા તુરત માથે ચઢાવી ડૂબકી મારી. એટલે તત્ક્ષણ ગુરૂ તેના
પર ચઢી બેઠા અને તેને નીચેથી ઉપર ચસકવા દીધો નહિ. પછી
તરફડીઆં મારતાં મારતાં જ્યારે શિષ્યનો દમ નાકે આવ્યો ત્યારે
તેને છોડી મેલ્યો અને પૂછ્યું " કેમ, બચ્ચા! ત્યાં તને કેવું લાગ્યું?"
શિષ્યે જવાબ આપ્યો કે " અરે! મહારાજ, શું કહું? હવાના
એક દમ માટે મને ત્યાં સજ્જડ તાલાવેલી થતી હતી. " ગુરૂએ
પૂછ્યું " પ્રભુને માટે એવી તાલાવેલી થાય છે ખરી? " શિષ્યે કહ્યું
" ના, મહારાજ " ત્યારે ગુરૂએ કહ્યું કે " ઇશ્વરને માટે એવીજ
તાલાવેલી રાખ, એટલે તને તે ખસુસ આવી મળશે. "

જેના વગર આપણે જીવી શકીએજ નહિ તે આપણને મળ્યા
વગર નજ રહે. જો તે આપણને નજ મળે, તો આપણું જીવન પણ
નજ ટકે. જો તમારે યોગી થવું હોયતો તમારે મુક્ત થવું જોઇએ
અને પોતાની જાતને એવી પરિસ્થિતિમાં મૂકવી જોઇએ કે જ્યાં તમે
એકલા અને સર્વ પ્રકારની ચિંતાથી મુક્ત હો. જે જન સુખી અને

સુંદર જીવન ભોગવવાની આકાંક્ષા ધરતાં છતાં આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખે છે તે પેલા મૂર્ખા જેવો છે કે જેણે નદી પાર જવાની ઇચ્છાથી કાચબાને લાકડાનું ઢીમચું સમજી બાથમાં ભીડયો હતો. " પ્રભુનું ધામ અને પ્રભુની નેકીને પ્રથમ પ્રાપ્ત કરો, એટલે આ બધી વસ્તુઓ તો એની મેળે તમારી પાસે ચાલી આવશે. " **જેને કશાની પરવા નથી હોતી તેની પાસે બધુંજ આવે છે. त्यागे तेनी आगे ने मागे तेथी आघे.** ભાગ્યદેવી એ નખરાંબાજ નારી જેવી છે; જે તેની ઇચ્છા કરે છે તેના સામું યે તે ભાળતી નથી, પણ જે તેની ઉપેક્ષા કરે છે તેનાં ચરણોમાં પડી આળોટે છે. જે માણસને પૈસાની પરવા નથી હોતી તેની આગળ પૈસાજ પૈસા ચાલ્યા આવે છે અને જાણે પૈસાના વરસાદ વરસી રહે છે; તેવીજ રીતે કીર્તિ પણ પુષ્કળ આવે છે અને તે એટલે સુધી કે તે અંતે ત્રાસરૂપ ને ભારરૂપ થઇ પડે છે. ધણી થઇ શકનાર પાસેજ આ સઘળું આવે છે. ગુલામ રહેનારને એમાંનું કંઇજ કદી મળતું નથી. **ધણી તે છે કે જે તેના વિના (ધન અને કીર્તિ વિના) રહી શકે છે;** જેનું જીવન સંસારની ક્ષુદ્ર અને તુચ્છ વસ્તુઓપર જરાકે આધાર નથી રાખતું. **આદર્શ–અને તે પણ એકજ આદર્શ માટે જીવો. તે આદર્શને એવો તો મહાન, એવો તો સંગીન થવા દો કે જેથી મનમાં કોઇપણ બીજો ભાવ રહેવા ન પામે–બીજા કશાને માટે મનમાં અવકાશજ ન રહે કે બીજું વિચારવાને માટે વખત પણ ન રહે.**

પૈસાદાર થવાની ઇચ્છાને ખાતર કેટલા બધા માણસો પોતાનો સર્વ ઉત્સાહ, સમય, મગજશક્તિ, શરીર, વગેરે તમામ વસ્તુઓનો ભોગ આપે છે ! તેઓને નાસ્તો કરવાને પણ વખત નથી મળતો ! પ્હો ફાટતાંમાંતો તેઓ બહાર નીકળી પડી કામપર ચઢી જાય છે !

આ જાતના લોકોમાં સેંકડે નેવું ટકા તો બિચારા પ્રયત્નમાં ને પ્રયત્ન-માંજ મૃત્યુને ભેટે છે અને બાકીના થોડાકોને પૈસા મળે છે ત્યારે તેઓ તે ભોગવવા શક્તિમાન નથી રહેતા ! વાહ ! કેવું મજેનું ! મારૂં કહેવું એમ નથી કે પૈસાદાર થવા પ્રયત્ન કરવો એ ખરાબ છે. તે પ્રયત્ન ખરેખર ચમત્કારી છે, અજબ છે. કેમ, તે શું બતાવે છે ? તે બતાવે છે કે પૈસા માટે જેવો અને જેટલો ઉત્સાહ અને તરફડાટ મનુષ્યમાં હોય છે તેવો અને તેટલોજ ઉત્સાહ અને તરફડાટ મુક્તિ માટે પણ હોઇ શકે. આપણે જાણીએ છીએ કે મરતી વેળા આપણને પૈસો વગેરે તમામ ચીજ જ્યાંની ત્યાં છોડીને જવું પડવાનું છે અને તેમ છતાં તેમને માટે મરાતાં ફાંફાં અને ખર્ચાતી શક્તિ જુઓ. તો પછી આપણે તેના તેજ મનુષ્યોએ 'જે વસ્તુ કદાપિ નાશ ન પામતાં સદા સર્વદા આપણી પાસેને પાસે રહેવાનીછે' તેને મેળવવા એના કરતાં સહસ્ત્રગણા જોર અને ઉત્સાહને કામે ન લગાડવાં જોઈએ કે ? કેમકે મૃત્યુ પછી તેજ એક માત્ર આપણો મહાન્ મિત્ર છે. આપણાં શુભ કૃત્યો—આપણી પોતાની ધાર્મિક શ્રેષ્ઠતાજ આપણી સંગાથે આવે છે. બાકી બધાં વેવલાં છે, બધુંજ અહિંઆં શરીર સાથે પાછળ પડયું રહે છે.

**" આદર્શ માટેની તાલાવેલી." બસ આદર્શની સિદ્ધિને માટે એજ એક સર્વથી પહેલું અને મોટામાં મોટું પગથિયું છે. તે પછી તો બધું સ્હેલું ને સરળજ આવે છે.** આ સત્ય હિંદુબુદ્ધિએ શોધી કાઢયું છે; ત્યાં એટલે કે હિંદુસ્થાનમાં સત્યની શોધમાં મનુષ્યો ગમે તેટલો લાંબો પંથ પણ કાપે છે; પરંતુ અહિં—પશ્ચિમમાં મુસ્કેલી એ છે કે પ્રત્યેક વસ્તુ અતિશય સ્હેલી કર-વામાં આવે છે. તમારા પાશ્ચાત્ય લોકોનો મહાન્ ઉદ્દેશ ' સત્ય ' નથી પણ ' વ્યવહાર વિકાસ ' છે. પ્રયાસ—તરફડાટ એ તો એક મહાન્ પાઠ છે. ધ્યાનમાં રાખો કે આ જીંદગીમાં મોટો લાભ હોય તો તે

'પ્રયાસ' છે. એમાં થઇનેજ આપણે આગળ વધી શકીએ તેમ છીએ. સ્વર્ગમાં જવાનો જો કોઈ માર્ગ હોય તો તે નર્કમાં થઇનેજ. "નર્કમાં થઇને સ્વર્ગમાં" એજ હંમેશાં રીત છે. જીવાત્મા જ્યારે પરિસ્થિતિ અને સંજોગો સાથે ઝગડી રહેછે અને તેમ કરતાં કરતાં તેને દેહનો ત્યાગ કરવો પડે છે; કેં હજારોવાર એવા દેહત્યાગ કરવા પડે છે; છતાં તેથી હિંમત ન હારતાં ફરીને ફરી પ્રયાસ આદર્યાજ કરે છે–ત્યારેજ પછી આત્મા પ્રચંડરૂપમાં બહાર પડે છે અને જે આદર્શ માટે પોતે અત્યાર સુધી મથતો હતો તેના પ્રત્યે ઉપહાસની દૃષ્ટિએ જુએ છે. કેમકે ત્યારે તે જોઇ શકે છે કે તે આદર્શ કરતાં તે પોતેજ કેટલો બધો મોટો છે! તેને જણાય છે કે હુંજ સર્વના પરિણામ રૂપ છું, હુંજ પરમાત્મા છું. બસ! આગળ બીજું કંઈજ નથી, કેમકે મારા પોતાના સ્વરૂપ સાથે સરખાવવા જેવું હવે છેજ શું? સુવર્ણની થેલી શું હવે મારો આદર્શ હોઈ શકે? અવશ્ય જ નહિ. મારો આત્મા એજ મારો સર્વોત્કૃષ્ટ આદર્શ છે. મારા સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એજ હવે મારા જીવનનું એકમાત્ર લક્ષ્યબિંદુ છે.

સર્વથા અનર્થમય હોય એવી તો કોઇ ચીજ નથી. પ્રભુની પેઠે સેતાનને માટે પણ જગ્યા આ જગતમાં છેજ; નહિ તો તે અત્રે હોતજ નહિ. હમણાંજ હું કહી ગયો તેમ "સ્વર્ગમાં જવાય છે તે નર્કની વાટેજ." આપણી ભૂલોને માટે પણ આ જગતમાં અવકાશ છે. માટે બસ ચલાવો! આંખો મીંચીને ચલાવે જાઓ. જો તમે અગાઉ કોઈ ભૂલોજ ન કરી હોત તો અત્યારે તમે છો તેવા હોઇ શકતજ નહિ. માટે એ ભૂલોએ તો છૂપા દેવદૂતોની ગરજ સારી છે. દુઃખને પણ વધાવો ને સુખને પણ વધાવો! તમારૂં શું થશે તેની કાળજીજ ન કરો. આદર્શને–બસ નક્કી કરેલા આદર્શનેજ વળગી રહો!

આગળ ધપો! ક્ષુદ્ર ભૂલો અને તુચ્છ બાબતો તરફ પાછું વાળીને ન જુઓ! આપણા યુદ્ધક્ષેત્રમાં ભૂલોની ધૂળ તો ઉડવીજ જોઇએ. જેઓ એટલી બધી કોમળ પ્રકૃતિના હોય કે તેમનાથી એ ધૂળ સહન ન થઇ શકે, તેઓ ભલે યુદ્ધની હરોળમાંથી પલાયન કરે.

તો પછી પ્રબળ પ્રયાસ, ઉગ્ર નિશ્ચય–ઐહિક પદાર્થોની પ્રાપ્તિ અર્થે કરવામાં આવતા નિશ્ચય અને પ્રયાસથી કંઇ શતાવધિગણો વધારે ઉગ્ર નિશ્ચય–અને પુરૂષાર્થ એ સૌથી પહેલું અને મોટામાં મોટું સાધન છે.

અને ત્યારબાદ, તેની સાથેસાથેજ આદર્શના ચિંતનની પણ જરૂર છે. ચિંતન પણ મુખ્ય સાધન છે. ચિંતન કરો! ચિંતન અપૂર્વ વસ્તુ છે. ચિંતનશીલ મન એ આધ્યાત્મિક જીવનનું નિકટમાં નિકટનું પગથિયું છે. સઘળી જડતાના પાસથી મુક્ત થઇને આત્મા જ્યારે સ્વરૂપચિંતનમાં મગ્ન બને છે, તેજ એક એવી પળ છે કે જ્યારે આપણે પંચ મહાભૂતના પાસથી સર્વથા મુક્ત હોઇએ છીએ–અહા! શો તે આત્માનો અદ્દ્ભુત ઠાઠ!

શરીર આપણો શત્રુ છે તેમ મિત્ર પણ છે. તમારા પૈકી કયો માણસ એવો છે કે જે દુઃખનો સાક્ષાત્કાર ખમી શકે? અને એવો કયો છે કે જે દુઃખનો દેખાવ કેવળ ચિત્રમાં ન જોઇ શકે? ચિત્ર સાથે આપણે એકરૂપ થતા નથી તેનું કારણ કે આપણે જાણીએ છીએ કે તે માત્ર ચિત્રજ છે; તે આપણને સુખ કરી શકે તેમ નથી તેમ ઇજા પણ કરી શકે તેમ નથી. ચિત્રપટપરના ભયંકરમાં ભયંકર દેખાવથી પણ આપણને આનંદાનુભવ થાય છે; અને આપણે ચિત્રકારની ચાતુરીનાં વખાણ કરીએ છીએ, તેની કલ્પનાશક્તિથી આપણે હેરત પામીએ છીએ. જો કે જે દેખાવ તે ચીતરે છે તે અત્યંત ભયંકર હોય છે. એજ રહસ્ય છે, એજ અનાસક્તિ છે, એવાજ અનાસક્ત-સાક્ષી બનો.

'હું સાક્ષી છું' એ ભાવને જ્યાં સુધી તમે ન પામો ત્યાં સુધી પ્રાણુયામ, યોગાભ્યાસ, વગેરે નિષ્ફળજ છે. જુલમગારનો જુલમી હાથ તમારી ગળચીપર પડયો હોય તે વખતે પણ કહો કે "હું સાક્ષી છું! હું સાક્ષી છું!" કહો કે "હું અદૃશ્ય આત્મા છું; કોઈપણ બાહ્ય વસ્તુ મને સ્પર્શી શકે તેમ નથી." જ્યારે તમારા મનમાં દુષ્ટ વિચારો માથું ઉંચકે ત્યારે તેમના માથામાં મોટા હથોડાના ઘા મારતા હો તેમ જાપ જપો કે–"હું પરમાત્મા છું! હું સાક્ષી છું! હું સચ્ચિદાનંદ છું! મારે કરવાનું કે ભોગવવાનું કંઈજ કારણ નથી. મારૂં સઘળુંજ કામ પતી ગયું છે, હું સાક્ષી છું. હું મારા ચિત્રગૃહમાં ખડો છું–આ વિશ્વ મારૂં સંગ્રહસ્થાન છે, હું આ એક પછી એક ચીતરાતાં ચિત્રોને નિહાળું છું. ભલાં કે બુરાં પણ તેઓ બધાંજ સુંદર છે. હું અદ્‌ભુત ચાતુર્ય જોઉં છું, પણ તે બધું એકજ છે. અહા! શું અખંડ જ્યોતિ તે મહાન્ ચિત્રકારની! વસ્તુતઃ કંઈજ નથી–મરજી નથી તેમ ઇચ્છાયે નથી. તેજ સર્વસ્વ છે. તે–તેણી–શક્તિ માતાજ સર્વ ક્રીડા કરેછે અને આપણે બધાં તેનાં રમકડાં છીએ–આ ક્રીડામાં એનાં નિમિત્તો છીએ! આ જગતમાં કોઈને કોઈવાર તે ભીખારીના વેશમાં મૂકે છે, તો બીજી ઘડીએ રાજાના વેશમાં મૂકે છે અને ત્રીજી ક્ષણે વળી સાધુનો વેશ પહેરાવે છે તો ફરીથી વળી તેને સેતાનના વસ્ત્રમાં સજ્જ કરે છે. શક્તિમાતાને તેની લીલામાં ઉપયોગ આવવાને આપણે જૂદા જૂદા વેશ ધારી રહ્યા છીએ."

બાળક જ્યારે રમતમાં મશ્ગુલ હોય છે ત્યારે માતા તેને હાંક પાડે તોપણ તે આવતું નથી. પરંતુ રમત પૂરી થઈ રહે છે કે લાગલુંજ તે દોડતું દોડતું માતાની સોડમાં ભરાય છે અને ત્યારે પછી તે 'નકાર' ઉચ્ચારતું નથી. તેમ આપણા જીવનમાં પણ એવી પળો આવે છે કે જ્યારે આપણને એમ લાગે છે કે આપણી રમત હવે

પૂરી થઇ છે અને માતાની સુખી સોડમાં દોડી જવાનું આપણને મન થાય છે; ત્યારે પછી સંસારની સર્વ ખટપટની આપણે માટે કંઇજ કિંમત નહિ રહે. સ્ત્રીઓ, પુરૂષો, છૈયાંછોકરાં, ધનમાલ, નામ-કીર્તિ, જીવનના આનંદ અને ગૌરવો, નસિયતો અને વિજયો—એમાંનું કંઇજ નહિ રહે અને આખું જીવન નાટકરૂપ ભાસશે. આપણે તે વખતે માત્ર એક એવી અનંત નાદ લહરી ચાલી રહેલી જોઇશું કે જેનો છેડો નથી કે કોઇ મુકરર લક્ષ્ય નથી, તેમ તે ક્યાં ચાલે છે તેનું આપણને ભાન પણ નથી. ફક્ત આટલુંજ આપણે કહીશું:—" બસ અમારી રમત સમાપ્ત થઈ છે."

## ૬—બ્રહ્માંડ અને આત્મા.

સૃષ્ટિમાં સર્વ કંઇ વસ્તુસ્થિતિઓ પોતાનાં સૂક્ષ્મ બીજકમાંથી ઉદ્ભવે છે, વૃદ્ધિંગત થાય છે, અમુક વખત સુધી ટકે છે અને પાછી પોતાના મૂળ સૂક્ષ્મ સ્વરૂપમાં—બીજમાં—તે લય પામે છે. ઉદાહરણ તરીકે આપણી આ પૃથ્વી. તે મૂળ નિહારિકા ( નેબ્યુલા )માંથી પેદા થઇ છે, અને ઠરતાં ઠરતાં અત્યારે તેનું આવું ઘટ્ટ પડ બંધાયું છે કે જેના ઉપર આપણે વસીએ છીએ. ભવિષ્યમાં ફરી તેના ટુકડા ભુકલા થઇ જશે અને પોતાના મૂળ નિહારિકા સ્વરૂપને પ્રાપ્ત થશે. વિશ્વમાં સર્વત્ર આવી ઘટના ચાલી રહી છે અને તે અનાદિકાળથી એમજ ચાલે છે. એજ મનુષ્યનો, પ્રકૃતિનો અને જીંદગીનો સંપૂર્ણ ઇતિહાસ છે.

પ્રત્યેક ઉત્ક્રાન્તિની પૂર્વે આવર્તન રહેલું હોય છે યાને પ્રત્યેક કાર્યની પહેલાં તેનું કારણ અસ્તિત્વમાં આવેલું હોય છે. સમગ્ર ઝાડ તેના આદિ કારણ બીજમાં રહેલું છે. આખું મનુષ્યપ્રાણી એક વીર્ય-

જંતુમાં ( પ્રોટોપ્લાઝમમાં ) સાંગોપાંગ મોજુદ છે. આ આખું બ્રહ્માંડ પણ તેના સૂક્ષ્મ બ્રહ્માંડ સ્વરૂપમાં હાજર છે. દરેક વસ્તુ તેના કારણમાં—તેના સૂક્ષ્મ સ્વરૂપમાં જેમની તેમ રહેલી છે. આ ઉત્ક્રાન્તિ અગર ક્રમે ક્રમે સ્થૂલરૂપમાં પ્રકટીકરણ થવાની ક્રિયા સાચી છે, પણ પ્રત્યેક બાબતમાં પ્રકટીકરણની પૂર્વે આવર્ત્તન તો ખરૂંજ ખરૂં. આ સમગ્ર બ્રહ્માંડ અત્યારે દેખાય છે તેવું પ્રકટ થયું તે પહેલાં તેના આવર્ત્ત-સ્વરૂપમાં તે હોવુંજ જોઇએ અને અત્યારે તેના વિવિધ રૂપોમાં તે પ્રકટ થયું છે તે પણ પાછું તેમાં સમાઈ જવાને માટેજ. દાખલા તરીકે એક નાના છોડવાનું જીવન તપાસીએ. આપણને જણાય છે કે છોડવાને છોડવાનું એકત્વ આપનાર એમાં બે બાબતો રહેલી છે—( ૧ ) વૃદ્ધિ અને વિકાસ, ( ૨ ) ક્ષય અને નાશ. આ બન્ને મળીને એકત્વ પેદા કરે છે અને તે એકત્વજ તે છોડવાનું જીવન છે. તેથી આ છોડવાના જીવનને જીવન સાંકળની એક માત્ર કડી તરીકે લઇને, બુદ્દબુદ ( પ્રોટોપ્લાઝમ )માં શરૂ થતી અને સંપૂર્ણ મનુષ્યમાં પરિણત થતી આખી જીવન પરંપરા આપણે તપાસીએ. એક અખંડ જીવન-સાંકળની મનુષ્ય એ એક કડી માત્ર છે અને વિવિધ પશુઓ, ક્ષુદ્ર પ્રાણીઓ તથા ઉદ્દભિજ્જ, એ તેની બીજી કડીઓ છે. હવે જે સૂક્ષ્મ અંશોમાંથી એ બધાં ઉદ્દભવ્યાં છે તે મૂળ તરફ પાછા વળો અને આખી પરંપરાને એકજ જીવન તરીકે લ્યો; અને તમને જણાશે કે અત્રે જણાતી પ્રત્યેક ઉત્ક્રાન્તિ એવી કોઇક વસ્તુનું આવર્ત્તન છે કે જે વસ્તુ એ ઉત્ક્રાન્તિની શરૂઆત પૂર્વે પણ હયાત હતી.

જેમાંથી ઉત્પત્તિ તેમાંજ લય. આ બ્રહ્માંડનો અંત શો ? તો કે જ્ઞાન, કેમ ખરૂં ને ? ઉત્ક્રાન્તવાદીઓના મત પ્રમાણે પણ સૃષ્ટિમાં જે સૌથી છેલ્લું ઉત્ક્રાન્ત થવાનું છે તે જ્ઞાન છે. એમ હોવાથી સૃષ્ટિનું કારણ અને આરંભસ્વરૂપ પણ તેજ હોવું જોઈએ. આરંભમાં

તે જ્ઞાન અવ્યક્ત સ્વરૂપમાં હોય છે અને અંતમાં તે ઉત્ક્રાન્તિ પામી સ્ફુટ થયલું હોય છે. તેથી કરી બ્રહ્માંડમાં વ્યક્ત થતું એકંદર જ્ઞાન તે અવ્યક્ત સમષ્ટિજ્ઞાનનો આવિર્ભાવ હોવો જોઇએ અને આ સર્વવ્યાપક સમષ્ટિજ્ઞાનનેજ આપણે બ્રહ્મ કે ઇશ્વર કહી ઓળખીએ થીએ. એજ બ્રહ્મમાંથી શાસ્ત્રો કહે છે તેમ આપણી ઉત્પત્તિ થઈ છે અને એમાંજ પાછા આપણે લય પામવાનું છે. એને તમે બીજા ગમે તે નામથી ભલે ઓળખો, છતાં આરંભમાં તે અનંતવ્યાપક જ્ઞાનના અસ્તિત્વની તો તમારાથી ના પાડી શકાય તેમ છેજ નહિ.

સંયુક્ત પદાર્થ એ શું છે? સંયુક્ત પદાર્થ એ છે કે જેમાં જૂદાં જૂદાં કારણો ભેગાં મળીને કાર્યમાં પરિણત થયાં છે. તેથી આ સંયુક્ત પદાર્થો કાર્ય કારણના નિયમની કક્ષામાંજ સંભવી શકે; જ્યાં સુધી કાર્ય કારણના નિયમોની સત્તા ચાલી શકે છે ત્યાં સુધીજ સંયોજનો અને સંમિશ્રણો હોઇ શકે. તેનાથી પર સંયુક્તતાની વાત કરવી અશક્ય છે, કેમકે ત્યાં કોઈ નિયમ લાગુ પડતો નથી. જે બ્રહ્માંડ આપણે જોઇએ છીએ, અનુભવીએ છીએ, તર્કીએ છીએ અને કલ્પીએ છીએ, તેમાંજ માત્ર નિયમનું જોર ચાલે છે, તેની પેલી તરફ નિયમ બિયમનો ભાસ સરખો યે નથી. જે આપણે અનુભવી શકીએ છીએ કે કલ્પી શકીએ છીએ, તેજ આપણું બ્રહ્માંડ છે અને આપણે તેજ અનુભવી શકીએ છીએ કે જે આપણા પ્રત્યક્ષ દૃષ્ટિપથમાં છે તથા તેજ કલ્પી શકીએ છીએ કે જે આપણા મનમાં છે. જે કંઈ શરીરની પર છે તે ઇંદ્રિયોથી પણ પર છે, તથા જે મનથી પર છે તે કલ્પનાથી પણ અતીત છે; અને તેથી આપણા બ્રહ્માંડથી પણ અતીત છે અને તેથી કાર્ય કારણના નિયમથી પણ અતીત છે. મનુષ્યનો આત્મા કાર્ય કારણના નિયમથી અતીત હોવાથી તે સંયુકત પદાર્થ નથી, તેમ કોઇ કારણનું કાર્ય પણ નથી અને તેથી નિત્ય મુકત છે

તથા નિયમબદ્ધ પ્રત્યેક પદાર્થનો અધિષ્ઠાતા છે. આત્મા સંયુક્ત પદાર્થ ન હોવાથી તેને કદી મૃત્યુ નથી, કેમકે મૃત્યુ એટલે મૂળ ઘટકાવયવોમાં પરિણુત થવું અને નાશ એટલે આદિ કારણુમાં લય પામવું. તેને મૃત્યુ નથી તેથી જીવન પણુ નથી, કારણુ જીવન અને મૃત્યુ એ બંને એકજ વસ્તુના જુદા જુદા આવિર્ભાવો છે; અર્થાત્ કે આત્મા જીવન મૃત્યુથી પર છે. તમે કદી જન્મ્યા નથી અને કદી મરશો પણુ નહિ. જન્મ અને મરણુનો શરીર જોડેજ સંબંધ છે.

એકત્વવાદનો સિદ્ધાંત એવું પ્રતિપાદન કરે છે કે જે કંઇ અસ્તિત્વમાં છે તે આ બ્રહ્માંડજ; સ્થૂળ કે સૂક્ષ્મ જે કંઇ છે તે અહિંજ છે; કાર્ય અને કારણુ બંને અત્રેજ છે; સમજાૂતી અને જ્ઞાન પણુ અહિંજ છે. વ્યષ્ટિ તરીકે જે ઓળખાય છે તે સમષ્ટિનુંજ બારીક રૂપમાં પુનરાવર્તન છે. આપણુા પોતાના આત્માના અભ્યાસથી આપણુને બ્રહ્માંડનો ખ્યાલ આવે છે અને જે આપણુા આત્માના સંબંધમાં સત્ય છે તેજ બાહ્યજગતના સંબંધમાં પણુ સત્ય ઠરે છે. સ્વર્ગ અને એવાંજ બીજાં વિવિધ સ્થાનકોની કલ્પનાઓ, જો સત્યજ હોય તો તે પણુ આ બ્રહ્માંડમાંજ છે. તેઓ સઘળાં મળીનેજ આ એકત્વ—આ સમષ્ટિને ઉત્પન્ન કરે છે. તેથી પ્રથમ ખ્યાલ તો આ ત્રિવિધ નાના નાના અંશોના બનેલા આખાનો—સમષ્ટિનો કરવાનો છે; અને આપણે પ્રત્યેક વ્યકિતતો એ સમષ્ટિના અંશરૂપ છીએ. વ્યક્ત સ્વરૂપોમાં આપણે નિરનિરાળાં ભાસીએ છીએ, પણુ વસ્તુતઃ તો આપણે એકજ છીએ. આ સમષ્ટિથી—આ આખાથી આપણે પોતાની જાતને જેટલી જુદી માનીએ છીએ તેટલા આપણે વધારે દુઃખી થઇએ છીએ. તેથી ફરી ' અદ્વૈત ' એજ નીતિવિદ્યાનો પાયો છે.



## ૭—કળા.

કુદરતની ઝીણામાં ઝીણી બાબતોની નકલ એ ગ્રીક કળાનું રહસ્ય છે, ત્યારે આદર્શનું આલેખન એ હિંદુ કળાનું રહસ્ય છે. માંસનો એકાદ ટુકડો ચિતરવો હોય તો તેમાં ગ્રીક ચિત્રકાર પોતાની બધીજ શક્તિ કામે લગાડે છે અને તેમાં એટલો બધો યશસ્વી નીવડે છે કે તેને જોતાંજ ખરૂં માંસ સમજી કૂતરો તે કરડવા ધસી જવાની ભૂલ કરે છે. હવે આમ કેવળ કુદરતની નકલ કરવા પાછળજ માણસે આટલા બધા મચી પડવામાં ફાયદો શું છે ? કૂતરા આગળ ખરાજ માંસનો ટૂકડો શા માટે ન મૂકવો ?

બીજી તરફ, આદર્શનું—અલૌકિકતાનું આલેખન કરવાની હિંદુઓની ભાવના પણ ચિત્રવિચિત્ર પૂતળાં ચિતરવામાંજ અવનત થયેલી છે. ખરી કળા તો કમળપુષ્પ સાથે સરખાવી શકાય, કે જે જમીનમાંથી ઉદ્ભવે છે, જમીનમાંથી પોતાનો ખોરાક લે છે, જમીનની સાથે સંસર્ગમાં છે અને છતાં તે ( તેની પૂર્ણ વિકાસની સ્થિતિમાં ) જમીનથી બિલકુલ અધ્ધર છે. એજ પ્રમાણે કળાએ કુદરતના સંસર્ગમાં તો રહેવુંજ જોઈએ—અને જ્યાં જ્યાં એ સંસર્ગથી દૂર થવાય છે ત્યાં ત્યાં કળાનું અધઃપતન પણ થાય છે—છતાં તે કુદરતથી અતીત પણ હોવીજ જોઇએ.

સૌંદર્યનું આલેખન તે કળા છે. આ કળા સર્વ બાબતોમાં આવી શકે. ' સ્થાપત્ય ' એટલે કે શિલ્પ ( આર્કિટેક્ચર ) અને ' મકાન ' એ બે શબ્દો વચ્ચેનો તફાવત એ છે કે પહેલો શબ્દ ભાવસૂચક છે ત્યારે બીજો શબ્દ આર્થિક તત્ત્વોપર નિર્માણ થયલું બાંધકામ છે. કોઇ પણ પદાર્થની કિંમત તેની ભાવ દર્શાવવાની શક્તિ પરજ અવલંબેલી છે. અમારા ગુરૂદેવ શ્રી રામકૃષ્ણમાં કળાચાતુરી બહુ ઉત્તમ

પ્રકારે ખીલેલી હતી અને તેઓશ્રી કહેતા કે એ ચાતુરી સિવાય કોઈ પણ યથાર્થ ધાર્મિક થઇ શકે નહિ.

## ૮—ભાષા.

'સરળતા' એ ભાષાનું રહસ્ય છે. મારા ગુરૂદેવની ભાષા એ મારો ભાષાનો આદર્શ છે. તેઓશ્રીની ભાષા બહુજ ઘરગથુ છતાં બહુજ ભાવપૂર્ણ હતી. જે વિચાર દર્શાવવા માંગતા હોઇએ તે વિચાર ભાષાએ બરાબર દર્શાવવો જોઇએ.

બંગાળી ભાષાને આટલા ટૂંક સમયમાં સંપૂર્ણ ભાષા બનાવી દેવાનો થતો પ્રયત્ન તેને ઉલટી છિન્નભિન્ન અને શુષ્ક બનાવી દેશે. ખરૂં કહીએ તો તેમાં ક્રિયાપદોજ નથી. માઇકલ મધુસુદન દત્તે આ ખામી પૂરવાનો પોતાનાં કાવ્યોમાં પ્રયત્ન કર્યો છે. બંગાળામાં સૌથી મોટો કવિ " કંકણુ " થયો. સંસ્કૃત ભાષામાં સૌથી ઉત્તમ ગદ્ય ભગવાન પાતંજલિનું મહાભાષ્ય છે. એની ભાષા બહુ જુસ્સાદાર છે. હિતોપદેશની ભાષા ખરાબ નથી, પરંતુ **કાદમ્બરીની ભાષા તો સંસ્કૃત ભાષાની અધોગતિનોજ નમુનો છે.** બંગાળી ભાષાની રચના અને ખીલવણી સંસ્કૃતની ઢબપર ન કરતાં પાલીની ઢબપર થવી જોઇએ, કેમકે પાલીની સાથે તેને અત્યંત સામ્ય છે. તથાપિ પારિભાષિક શબ્દો નવા નિપજાવતી વખતે અથવા તો બંગાળીમાં એનું ભાષાંતર કરતી વખતે તો તેમને માટે બધા સંસ્કૃત શબ્દોજ વાપરવાનો પ્રયત્ન થવો જોઇએ. આ કામને માટે જો સંસ્કૃત કોષોમાંથી એવા બધા પારિભાષિક શબ્દો તારવી કાઢવામાં આવે તો તેથી બંગાળી ભાષાના બંધારણમાં ઘણી સહાય મળે.

# ૯—સંન્યાસી.

---

સંન્યાસી શબ્દનું વિવેચન કરતાં, બોસ્ટન નગરમાં આપેલા એક વ્યાખ્યાનમાં સ્વામીજી બોલ્યા કેઃ—

મનુષ્ય પોતે જે આશ્રમમાં જન્મ્યો છે તે આશ્રમની તમામ ફરજો જ્યારે તે સંપૂર્ણ બજાવી રહે છે, તેની મહત્વાકાંક્ષા જ્યારે તેને આધ્યાત્મિક જીવન ગાળવા અને ધનમાલ, નામકીર્તિ વગેરે ઐહિક વાસનાઓને સદંતર ત્યજી દેવા પ્રેરે છે, તથા સંસારના ખરા સ્વરૂપને જોવાની તેની આંતરદૃષ્ટિ ખીલતાં સંસારની અનિત્યતા, સંસારના ઝગડા, સંસારની દુગ્ધા અને તેના ક્ષુદ્ર બદલાનું તેને જ્યારે યથાર્થ ભાન થાય છે, ત્યારે તે આ બધાથી દૂર ભાગે છે અને ત્યારે પછી તે સત્ય સ્વરૂપ, શાશ્વત પ્રેમ, અને પ્રાણી માત્રના આશ્રયસ્થાન પ્રભુની ખોળ કરવા માંડે છે. તે માણસ સંસારનાં સઘળાંજ માન, પાન, માલ ખજાનાના સંપૂર્ણ ત્યાગપૂર્વક સંન્યાસ ગ્રહણ કરે છે અને પરોપકારમય જીવન ગાળતો, આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિ માટે ખંતપૂર્વક પ્રયત્ન કરતો, પ્રેમ અને દયાભાવમાં શ્રેષ્ઠતા મેળવવા મથતો અને અવિનાશી આંતરજ્ઞાન પ્રાપ્ત કરતો કરતો સંસારમાં ઘતસ્તતઃ વિચરે છે. કંઇ વર્ષોના તપ, દમ, ધ્યાન અને ધારણાને અંતે જ્ઞાન રૂપી મુક્તાફળો મેળવ્યા પછી તેનો વારો ગુરૂ બનવાનો આવે છે અને પોતાના જ્ઞાન અને અનુગ્રહનો લાભ પોતાના શિષ્યોને—દીક્ષિત તેમજ અદીક્ષિત મનુષ્યોને જેમને જોઇતો હોય તેમને ઉદારતાપૂર્વક આપે છે.

સંન્યાસીને કોઈપણ વિશિષ્ટ ધર્મ હોઈ શકતો નથી, કેમકે તેનું જીવન સ્વતંત્ર વિચારોનું છે અને તે બધાજ ધર્મોમાંથી સાર ગ્રહણ

કરે છે; તેનું જીવન કેવળ સિદ્ધાંત અને તર્કવિતર્ક કિંવા માન્યતાનું નથી, પણ સાક્ષાત્કારનું છે; એને સ્થાપિત મત જેવું કંઇજ હોતું નથી.



## ૧૭–સંન્યાસી અને ગૃહસ્થ.



સંન્યાસીનાં કામોમાં સંસારી માણસોનો અવાજ ન હોવો જોઇએ. સંન્યાસીઓએ શ્રીમંતો સાથે કંઇ પણ નિસ્બત ન રાખતાં રંક–અજ્ઞાનવર્ગ પ્રતિજ પોતાનું કર્તવ્ય બજાવવાનું છે. તેણે ગરીબો સાથે સ્નેહભાવ અને મમતાપૂર્વક વર્તવું જોઈએ, તેની સભાળ લેવી જોઇએ તથા પોતાનાથી બને તેવી અને બને તેટલી તેમની સેવા આનંદપૂર્વક બજાવવી જોઇએ. શ્રીમંતોની સભાવના કરવી અને આશ્રય માટે તેમને વળગતા ફરવું એ બે બાબત આજકાલ આપણા દેશના એકંદર સંન્યાસી વર્ગના વિનાશનો હેતુ થઇ પડી છે. સાચા સંન્યાસીએ કાળજીપૂર્વક એવા વર્તનથી અળગા રહેવું જોઇએ. એવી વર્તણુક તો કોઇ બજારૂ સ્ત્રી યાને વારાંગનાનેજ શોભે તેમ છે. જેણે સંસારનો ત્યાગ કર્યો છે એવા સંન્યાસીને તો તે નજ શોભે. કનક–કામિનીમાં રાત દહાડો રત રહેનારો માણસ. કનક–કામિનીનો પરિત્યાગ એજ જેનું લક્ષણ અને ભૂષણ છે એવા સંન્યાસીનો ભક્ત કેવી રીતે થઇ શકે ? શ્રી રામકૃષ્ણ અશ્રુપાતપૂર્વક માતાજીની પ્રાર્થના કરતા કે " હે મા ! જેનામાં કામ–કાંચનનો જરા જેટલો પણ પાસ નહોય તેવાનેજ તું કૃપા કરીને મારી પાસે વાતો કરવા મોકલજે, કારણ કે સંસારપરાયણ જનો સાથે વાતો કરતાં મારા હોઠ બળે છે. " તેઓશ્રી વળી એમ પણ કહેતા કે " સંસારરત તેમજ અપવિત્ર મનુષ્યોનો સ્પર્શ મારાથી

સહન થઇ શકતો નથી. ” સંન્યાસીઓમાં શિરોમણિ એવા સાચા સંન્યાસીને સંસારી જન કદાપિ બોધ આપી શકે નહિ; અને સંસારીજન કદાપિ પણ સંપૂર્ણ સરળ કિંવા નિશ્પ્રપંચ હોતો નથી; કેમકે તેને પોતાનો કોઇને કોઇ સ્વાર્થ સાધવાનો હોય છેજ. જો ભગવાન પોતે ગૃહસ્થ તરીકે અવતરે તો તેમને પણ હું સંપૂર્ણ નિશ્પ્રપંચી તરીકે કદી ન માનું. ગૃહસ્થ જ્યારે કોઇ ધર્મપંથના નેતાનું અથવા આચાર્યનું પદ સ્વીકારે છે ત્યારે તે ધર્મ અથવા સિદ્ધાંતના આચ્છાદન તળે તે પોતાના સ્વાર્થી હેતુઓને છુપાવીને ધર્મના નામે તે સ્વાર્થી હેતુઓને સિદ્ધ કરવાનોજ ક્રમ ચલાવે છે અને એનું પરિણામ એ થાય છે કે તે ધર્મપંથમાં સડો પેસી તેને છેક ભીતર સુધી કોરી નાંખે છે. ગૃહસ્થોના નેતૃત્વ તળેની બધીજ ધાર્મિક હીલચાલોની એજ દશા થઇ છે. સંન્યાસ વગર ધર્મની સ્થિતિ કદી પણ સંભવતી નથી.

અત્રે સ્વામીજીને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે—“ ‘કાંચનનો ત્યાગ’ એનો અર્થ આપણે સંન્યાસી લોકોએ શું સમજવાનો છે ? ” તેના જવાબમાં સ્વામીજીએ નીચે પ્રમાણે કહ્યું:—

“ અમુક હેતુઓની સિદ્ધિ અર્થે આપણે અમુક સાધનો કામે લગાડવાં પડે છે. આ સાધનો દેશ, કાળ, વ્યક્તિત્વ વગેરેની અપેક્ષાએ નિરનિરાળાં હોય છે, પણ હેતુ તો સદા બદલાયા વગરનો—એકનો એકજ રહે છે. સંન્યાસીની બાબતમાં આત્મોદ્ધાર અને જગત્ કલ્યાણ—**आत्मनः मोक्षार्थं जगद्धिताय च**—એ હેતુ છે, અને તે હેતુને સિદ્ધ કરવાના માર્ગોમાં સંન્યાસ સૌથી અગત્યનો માર્ગ છે. યાદ રાખો કે ‘ સંન્યાસ ’ સર્વ તરેહના સ્વાર્થી હેતુઓના સમૂળગા અભાવમાંજ રહેલો છે અને નહિ કે કેવળ બાહ્ય સંસર્ગથી અળગા રહેવામાં. એટલે કે પારકા પાસે રાખેલા પોતાના પૈસાનો સ્પર્શ કરવાનું પોતે ન રાખે

પણ તેજ પૈસાના જોરે પ્રાપ્ત થતા સઘળા લાભોનો ઉપભોગ કરવાને ચૂકે નહિ–શું એ તે સંન્યાસ છે ? નહિ રે નહિ, આ જાતના વર્તનને સંન્યાસ કહી શકાયજ નહિ. ગૃહસ્થ લોકો જ્યારે મન્વાદિ નીતિકારોની આજ્ઞાઓનું ચુસ્ત રીતે પરિપાલન કરતા હતા તે કાળે સંન્યાસીઓના ઉપરોકત બે હેતુઓ સિદ્ધ થવામાં મધુકરી યાને ભિક્ષાવૃત્તિની પ્રણાલિકાથી ઘણી સ્હાય મળતી હતી; કેમકે તે વખતે પ્રત્યેક ગૃહસ્થ રોજ પોતાના આહારમાંથી અમુક ભાગ ત્યાગી–સંન્યાસીના આતિથ્ય માટે જૂદો કાઢતો. સાંપ્રત સમયમાં પરિસ્થિતિ અત્યંત પલટાઇ ગઇ છે અને તેમાં બંગાળામાં તો ખાસ કરીને મધુકરીની પદ્ધતિને નામે મીંડું વળ્યું છે. બંગાળામાં અત્યારે મધુકરીપર ગુજરાન ચલાવવાનો પ્રયત્ન કરવો એ શકિતનો કેવળ અપવ્યય કરવા જેવું છે. ભિક્ષાનો આદેશ એ ઉપરોકત બે હેતુઓની સિદ્ધિ માટેનું સાધન છે ખરૂં, પણ હાલમાં હવે તેનાથી હેતુ સરે તેમ નથી. પરિસ્થિતિ આમ હોવાથી જો સંન્યાસી પોતે કેવળ જીંદગીની જરૂરિયાતો પુરતી જોગવાઇ રાખે અને પોતાની તમામ શકિત જે હેતુ અર્થે પોતે સંન્યાસ ગ્રહણ કર્યો હોય તે હેતુની સિદ્ધિ પાછળ ગાળે, તો તેથી સંન્યાસના સિદ્ધાંતને કોઇ જાતનો બાધ આવે તેમ નથી. અજ્ઞાનતા પૂર્વક સાધનોનેજ અતિશય મહત્વ આપી દેવાથી ગોટાળો ઉભો થાય છે. મૂળ હેતુ યાને ધ્યેય કદી વિસરાવો ન જોઇએ. ”

# ૧૧–અધિકારીવાદના અનર્થો.

એક સમયે વાતો કરતાંકરતાં ' અધિકારીવાદ ' અથવા તો વિશિષ્ટ હક્કો અને અધિકારોના સિદ્ધાંત વિષે વાત નીકળી, એટલે સ્વામીજી તે સિદ્ધાંતના પરિણામ રૂપ અનર્થોનું આવેશથી વિવેચન કરતાં બોલ્યાઃ—

અસલના ઋષિમુનિઓ માટે મને અત્યંત આદર બુદ્ધિ હોવા છતાં લોકોને બોધ આપવાની તેમની પદ્ધતિનો તિરસ્કાર કર્યા વગર મારાથી નથી રહેવાતું. તેઓ અમુક અમુક બાબતો કરવાની લોકોને હંમેશાં આજ્ઞા કરતા, પરંતુ તેમ શામાટે કરવું જોઇએ તેનો ખુલાસો ન આપવાની તેઓ સદા સાવચેતી રાખતા. આ પદ્ધતિ છેકજ અપકારી હોઇ મનુષ્યોને પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવામાં સહાયભૂત થવાને બદલે તેણે તેમના મનમાં અર્થરહિત મિથ્યા પ્રલાપોનો ખીચડો કર્યો છે. હેતુને લોકોથી ગુપ્ત રાખવાના બ્હાનામાં તેઓ એમ કહેતા કે લોકો એને માટે અધિકારી નહિ હોવાથી તેમણે કદાચ તે તેમના આગળ જાહેર કર્યો હોત તો પણ તેનો ખરો અર્થ તેમનાથી સમજી ન શકાત. આ અધિકારીવાદ એ શુદ્ધ સ્વાર્થવૃત્તિનુંજ પરિણામ છે. તેઓ સારી પેઠે જાણુતા હતા કે પોતાના ખાસ વિષયથી લોકોને જો તેઓ ભોમિયા કરી દેશે તો ઉપદેશક અને ગુરૂ તરીકેનું પોતાનું સર્વોપરી પદ જતું રહેશે. તેથીજ આ અધિકારીવાદના સિદ્ધાંતનું સમર્થન કરવાની આટલી બધી તેમની ખટપટ ! એ ઉમદા પાઠોને ગ્રહણ કરવા માટે જો કોઇ મનુષ્ય અત્યંત અશક્ત જણાતો હોય તો તેનામાં ઉચ્ચ વિષયોને સમજી શકવાની શક્તિ ખીલે એટલા માટે તમારે વધારે પ્રયાસ કરવો જોઇએ; અને નહિ કે તેની ઉપેક્ષા કરવી યા તો તેની બુદ્ધિને કેળવવા ઓછો પ્રયત્ન કરવો. માનવ આત્મામાં અનંત

શક્યતાઓ રહેલી છે, એ પ્રચંડ સત્યને અધિકારીવકાદના આ પક્ષ-પાતીઓ વિસરી ગયા—રે ! એ સત્યની તેમણે અવજ્ઞા કરી. જ્ઞાનનું દાન જો લોકોની માતૃભાષામાં કરવામાં આવે તો તે પ્રત્યેક જણથી ગ્રહણ કરી શકાય તેમ છે. જે ઉપદેશક શ્રોતાઓનાં મન નથી જીતી શકતો કિંવા તેમની શંકાનું નિવારણ નથી કરી શકતો તેણે 'ઉચ્ચ તત્ત્વજ્ઞાન સામાન્યજનો માટે નથી ' એ દલીલ આગળ કરી લોકોનો દોષ કાઢવાને બદલે તથા તેમને અજ્ઞાન અને વ્હેમમાં સડયા કરવાનું ફરમાવવાને બદલે તેણે પોતેજ લોકોને તેમની માતૃભાષામાં સમજાવ-વાની પોતાની અશક્તિ માટે શોક કરવો જોઇએ. નબળા યાને સા-માન્ય લોકો ગુંચવાડામાં પડશે, એવો ભય રાખ્યા વિના સત્ય હોય તે બેધડક કહી નાંખો. મનુષ્યો સ્વાર્થી છે, બીજાઓ ઉપરનો પોતાનો અધિકાર અને વસીલો નષ્ટ થઇ જવાની ધાસ્તીના માર્યા તેઓ પોતાના જ્ઞાનની સપાટીપર બીજાને આવવા દેવા માગતા નથી. તેઓની દલીલ એ છે કે ' સર્વોત્કૃષ્ટ અધ્યાત્મ તત્ત્વોનું જ્ઞાન દુર્બળ ચિત્તના મનુષ્યોની બુદ્ધિમાં ભ્રમ પેદા કરશે.' તે આશયનો તેમનો શ્લોક આ પ્રમાણે છે:—

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
योजयेत सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥

" કર્મમાં આસક્તિવાળા અજ્ઞાનીઓના ચિત્તમાં ( જ્ઞાન શીખ-વાડી ) બુદ્ધિ ભેદ પેદા ન કરવો; પંડિત જને તેમને કર્મોમાં વળ-ગાડેલા રાખવા. "

' પ્રકાશ વધારે અંધારૂં લાવે છે ' એ આત્મવિરોધક કથનને હું માની શકતો નથી. એ તો જાણે સચ્ચિદાનંદ મહાસાગરમાં મુક્તિ અને અમરતાના જળનિધિમાં ડૂબતાં જીવ જાય એના જેવું લાગે છે.

કેવું પાગલ ! કેવું અસંગત ! જ્ઞાન એટલે અજ્ઞાનથી જન્મતા દોષોથી મુક્તિ. તો પછી જ્ઞાન દોષનો માર્ગ તૈયાર કરે !—જ્ઞાનદાન ઘોટાળો પેદા કરે !—શું એ શક્ય છે ? ખરી બાબત એમ છે કે લોકોનું માન ખોઇ બેસવાની ભીતિથી ખરાં સત્યો છે તેવાં કહી દેવાની તેમનામાં હિંમત નથી. તેથી તેઓ સનાતન શાશ્વત સત્યો અને લોકોની અર્થ વિહીન વ્હેમી માન્યતાઓ, એ બે વચ્ચે તોડજોડ કાઢવાનો પ્રયત્ન કરે છે, અને એમ કરતાં એક નવીન સિદ્ધાંત ઉભો કરે છે કે લોકાચાર અને દેશાચારને સર્વથા માનવાજ જોઇએ. એવી કોઇ પણ તોડજોડ આપણને ન જોઇએ ! સફેદો લગાડી આણેલી સુંદરતાનો ખોટો ડોળ ન જોઇએ ! મુડદાને ફૂલોના ઢગલા તળે ઢાંકવાનો પ્રયત્ન થવો ન જોઇએ ! ' **तथापि लोकाचारो**—' વગેરેથી શરૂ થતા અનર્થ પૂર્ણ શ્લોકોને તિલાંજલિ આપો. આવી જાતના સમાધાનથી—આવી જાતની તોડજોડથી પરિણામ એ થાય છે કે ભવ્ય સત્યો હોય છે તે સપાટાબંધ કચરાના ઢગલા તળે ઢંકાઇ જાય છે અને તેમને સ્થાને હડહડતાં જૂઠાણાં શુદ્ધ સત્યો તરીકે આતુરતાપૂર્વક આગળ કરાય છે. શ્રીકૃષ્ણે આવી નિડરતાથી ઉપદેશેલાં ગીતાનાં પ્રૌઢાં સત્યોપર પણ ત્યાર પછીના જમાનાના શિષ્યોને હાથે ઉપરોક્ત સમાધાન યાને તોડજોડનો ઢોળ ચઢ્યો છે, અને તેથી પરિણામ એ થયું છે કે દુનિયાભરમાં સર્વમાન્ય આ શ્રેષ્ઠ ધર્મગ્રંથમાં પણ ઘણી બાબતો અત્યારે એવી ઘુસી ગયેલી છે કે જે મનુષ્યોને ઉંધે રસ્તે દોરી જાય છે.

આ તોડજોડનો પ્રયત્ન એ અતિ નિંદ્ય અને છેકજ બાયલાપણાનું પરિણામ છે. ભીરૂતાને ત્યાગી નિડર બનો ! મારાં વત્સોએ સૌથી પ્રથમ નિડર અને હિંમતવાન બનવું જોઇએ. તોડજોડની—સમાધાનની કોઇ પણ સબબસર જરા સરખી પણ વાત ન કરો. ઉત્તમોત્તમ સત્યો તેમનાં શુદ્ધ સ્વરૂપમાં ચોગરદમ ઉપદેશો. તમારૂં માન ખોઇ બેસવાની

કિંવા દુઃખદ અણુરાગ ઉત્પન્ન થવાની ધાસ્તી ન રાખો. ખાત્રી રાખ-જો કે સત્યને વ્હેતું મેલવાની અનેક લાલચો આવે છતાં જો તમે સત્યને સેવ્યા કરશો તો તમારામાં કંઈ એવું દિવ્ય બળ આવશે કે જેના પ્રભાવને લીધે તમે જેને સત્ય ન માનતા હો એવી વાતો તમારી આગળ કહેતાં મનુષ્યો ધ્રુજશે. સતત ચૌદ વર્ષ લગી સત્યનું ચુસ્ત-રીતે અચળ વૃત્તિથી પરિસેવન કરી શકશો તો પછી તમે જે કંઈ કહેશો તે લોકો ખાત્રીથી વધાવી લેશે. એ રીતે તમે જનતા ઉપર આશિર્વાદના ઓધ વ્હેવડાવશો, મોટામાં મોટો ઉપકાર કરશો, તેમનાં બંધનો કાપશો અને આખા રાષ્ટ્રને ઉન્નતિ પથપર આણુશો.

---

## ૧૨–ભક્તિ યોગ.

---

દ્વૈતવાદી એમ માને છે કે તમને નીતિવાન કરવાને સારૂ પ્રભુ પોતે દંડો લઇને તમારી સાથેનો સાથે રહેવો જોઇએ, કે જેથી તમે વિપથગામી થતાં તુરતજ તે તમને શિક્ષા કરી શકે; એ કેવું ?! ધારો કે ભાડુતી ગાડીનો એક ખરાબમાં ખરાબ ઘોડો કે જે ચાબુ-કના સપાટા વિના ચાલતોજ નથી અને જે એવા ફટકા ખાવાને ટેવાયલો છે–તે આપણને વ્યાખ્યાન આપે છે; તે મનુષ્યો વિષે બોલવા માંડે છે, અને કહે છે કે તેઓ (એટલે કે મનુષ્યો) બહુજ અનીતિ-વાન હોવાં જોઇએ. શામાટે ? તો કે " હું જાણું છું કે તેમને નિય-મિત ફટકારવામાં આવતા નથી ! " હવે ખરી વાતતો એજ છે કે ફટકાની ધાસ્તી તો મનુષ્યને ઉલટો વધારે અનીતિવાન બનાવે છે.

પરમેશ્વર છે અને તે સર્વવ્યાપક છે એમ તો તમે બધાજ કહો છો. તો હવે આંખો બંધ કરો અને વિચારો કે તે કોણ અને કેવો છે. તમને શું જણાય છે ? તેની સર્વ વ્યાપકતાનો ખ્યાલ તમારા

મનમાં લાવવા માટે તમે કાંતો સમુદ્રનો, કાંતો ભુરા આકાશનો, કાંતો સીમના વિસ્તારનો કે એવીજ બીજી કોઇ પોતાની જીંદગીમાં જોયેલી ચીજોનોજ વિચાર કરતા હશો. જો એમજ હોય તો તો પ્રભુ સર્વવ્યાપક છે એનો કંઇજ અર્થ તમે સમજતા નથી, તેજ પ્રમાણે પ્રભુના બીજા બધા ગુણોના સંબંધમાં પણ સમજી લેવું. હું તમને ત્યારેજ પ્રભુના ભક્ત કહીશ કે જ્યારે તમે એ વિચારનો સાક્ષાત્કાર કરવા શક્તિમાન થયા હો. તે પહેલાં તો भ+क्त-ध+र्म-એમ શબ્દોની જોડણી સિવાય વિશેષ કંઇજ નથી. સાક્ષાત્કારની આવી શક્તિ હોવી યા મેળવવી એજ ધર્મ છે; ગમે તેટલા સિદ્ધાંતો, ફીલસુફીઓ, કે નીતિનાં થોથાં તમે તમારા ભેજાંમાં ઠાંસી ઠાંસીને ભર્યાં હોય તેથી શું થઇ ગયું ? એનું કંઇજ મહત્ત્વ નથી. તમે જેવા છો અને જેનો તમે સાક્ષાત્કાર કર્યો છે એજ મહત્ત્વની વાત છે.

'સાકાર પરમેશ્વર' એ માયાની જાળમાંથી જોવાયલો નિરાકાર પરમાત્માજ છે. પંચ જ્ઞાનેન્દ્રિયોની સ્હાયથી જ્યારે આપણે તેને પામીએ છીએ ત્યારે આપણને તે સાકાર સ્વરૂપમાંજ માત્ર દેખાય છે. જ્ઞાતા પોતેજ પોતાનો જ્ઞેય શી રીતે હોઇ શકે ? કિંતુ તેનો પડછાયો–તેનો આભાસ પડી શકે છે ખરો, જો 'દૃષ્ય સ્વરૂપ પ્રાપ્તિ' જેવું કંઇ કહી શકાતું હોય તો એજ છે. તેથી કરીને એ પડછાયાનું–એ આભાસનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ–પોતાને સાકારત્વ પ્રાપ્ત કરાવવાનો આત્માનો એ પ્રયત્ન–એજ સાકાર પરમેશ્વર છે. પરમાત્મા એ શાશ્વત આંતરિક વિષય છે, અને તેને દૃષ્ય સ્વરૂપમાં લાવવા માટે આપણો અસ્ખલિત પ્રયાસ છે. એ પ્રયાસના યોગેજ આ દૃષ્ય બ્રહ્માંડ કે જેને આપણે પ્રકૃતિ વગેરે કહીએ છીએ તેની ઉત્પત્તિ છે. પણ એ બધા દુર્બળ પ્રયત્નો છે. આત્માનું સર્વોત્કૃષ્ટ દૃષ્ય સ્વરૂપ ( મનુષ્યો માટે શક્ય હોય તો તે ) સાકાર પરમાત્મા છે. આ સાકારત્વ પ્રાપ્ત કરાવવાની ક્રિયા તે આપણી

પોતાની પ્રકૃતિનો આવિર્ભાવ કરવાનો યાને પોતાનું સ્વરૂપ પોતે પીછાનવાનો પ્રયત્ન છે. સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિ આ બધાજ અનુભવો આત્માને દેખાડે છે, અને જ્યારે તેને સત્ય અનુભવની પ્રાપ્તિ થઇ રહે છે ત્યારે તેને પોતાના સ્વરૂપનું ભાન પણ થવા માંડે છે. અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે આત્મા પોતેજ પોતાના સ્વરૂપનું ભાન કરવા મથે છે. પરંતુ દીર્ઘ મંથન પછી તેને સમજાય છે કે મનોમય (આંતરિક) વિષય તે સદા મનોમયજ રહેવાનો; અને એવું સમજાયા પછી તે અનાસક્તિને સેવવા માંડે છે અને મુક્ત થાય છે.

મનુષ્ય જ્યારે એ સંપૂર્ણ અવસ્થાને પામે છે ત્યારે તેનું સ્વરૂપ પણ સાકાર પરમાત્માના જેવુંજ હોય છે. "હું અને મારો પિતા એક છીએ." તે જાણે છે કે પોતે બ્રહ્મ-નિરાકાર કૈવલ્યની સાથે એકરસ છે, અને સંસારમાં તેનો વ્યવહાર સાકાર પરમાત્માની લીલાવતજ છે. મોટા મોટા નૃપવરો પણ કોઇ કોઇવાર રમકડાં સાથે રમે છે તેમ તે પણ સંસારમાં ક્રીડા માત્રજ કરે છે.

કેટલીક ભ્રમણાઓ-કલ્પનાઓ એવી હોય છે કે જે બીજીનાં બંધનોને તોડવામાં સહાયરૂપ થાય છે. આ આખું બ્રહ્માંડ કલ્પનામયજ છે, પણ કલ્પનાઓનું એક જૂથ બીજા જૂથને સુધારે છે. જેઓ આપણને એમ કહે છે કે સંસારમાં તો પાપ, શોક અને મૃત્યુ જ ભર્યાં છે અને તે ખરેખર ભીષણ છે. પરંતુ બીજી જાતના લોકો જેઓ કહે છે કે "તું પવિત્ર છે, પ્રભુનું અસ્તિત્વ છે, દુઃખ નામે નથી" તેઓ સારા છે અને બીજાનાં બંધન તોડવામાં તેઓ મદદગાર થાય છે. માયારૂપ સાંકળની સમસ્ત કડીઓ તોડી શકે એવી સર્વોત્કૃષ્ટ કલ્પના તો સાકાર પરમાત્માનીજ છે.

મંદિરમાં જઇને 'પ્રભો! ફલાણાની તું સંભાળ લેજે અને ઢીંકણું મને આપ! હે નાથ! હું તને મારી ક્ષુદ્ર પ્રાર્થના સમર્પું છું

અને તું મને નિત્યની જરૂરિયાતની અમુક વસ્તુ આપ! પ્રભો! મારૂં માથું દુ:ખતું મટાડો" વગેરે વગેરે વદવું તે ભક્તિ નથી. એતો ધર્મનું અધમાધમ સ્વરૂપ છે. કર્મનો એ નિકૃષ્ટ પ્રકાર છે. શરીર અને તેની જરૂરિયાતોને સંતોષવાના પ્રયત્નમાંજ મનુષ્ય જો પોતાની સર્વ માનસિક શક્તિને વાપરી નાંખે તો પછી એનામાં ને પશુમાં ફેર શો છે તે મને બતાવો. ભક્તિ એ એક બહુ ઉમદા ચીજ છે, સ્વર્ગની કામના કરતાં પણ તે વધારે ઉમદા છે. સ્વર્ગની ભાવના એવી છે કે તે અનહદ સુખો ભોગવવાનું સ્થાનક છે, તોપછી એ તે ઈશ્વર શી રીતે હોઇ શકે?

મૂર્ખા હોય છે તેઓજ ઇંદ્રિયજન્ય ભોગો પાછળ ધસે છે. ઇંદ્રિયોની તૃપ્તિમાંજ આયુષ્ય વીતાડવું સ્હેલું છે. ખાવા, પીવા અને લ્હેર મારવાની જૂની ધરેડમાં ઘસડાવું એ એના કરતાં પણ સ્હેલું છે; પણ આ આધુનિક ફીલસુફો તમને જે કહેવા માગે છે તે એ કે આવાં સુખોની ઇચ્છાપર 'ધર્મ' ની છાપ મારો. તેમનો આ સિદ્ધાંત ભયંકર છે. ઇંદ્રિયોની પરિતૃપ્તિમાં મૃત્યુ રહેલું છે. આત્માના સમતલપરનું જીવન એજ ખરૂં જીવન છે, બાકીનાં બધાં જીવન મૃત્યુ છે; આ સમસ્ત દ્રશ્યાદ્રશ્ય જીવનો એ તો એક અખાડારૂપ છે. ખરૂં જીવન ભોગવવા માટે તો આપણે તેનાથી પર જવું જોઇએ.

"અડશો માં તમો અભડાશો" એજ જ્યાં સુધી તમારો ધર્મ છે અને 'રસોઇનું પાત્ર' એજ જ્યાં સુધી તમારો દેવ છે, ત્યાં સુધી તમારી આધ્યાત્મિક ઉન્નતિ સંભવતી નથી.

પંથો પંથો વચ્ચેના ક્ષુદ્ર મતભેદો એ કેવળ શબ્દોનાં અર્થરહિત ચૂંથણાંજ છે; એમાં દૈવત જેવું કંઇજ નથી. પ્રત્યેક જણ એમ માને છે કે "આ મારો સ્વતંત્ર વિચાર છે" અને બધાંને પોતાની મરજી અનુરૂપ વર્તાવવા માગે છે. ઝગડાની ઉત્પત્તિ થાય છે તે આ રીતે.

બીજાની ટીકા કરતી વખતે આપણે મૂર્ખતા એ કરીએ છીએ

કે આપણા જીવનના એક વિશિષ્ટ ઉજળા મુદ્દાનેજ આપણે પોતાનું સમસ્ત જીવન કલ્પી લઇએ છીએ, અને તેની જોડે સામાવાળાના જીવનના કાળા મુદ્દાઓની તુલના કરીએ છીએ, એવી રીતે આપણે વ્યક્તિઓને યથાર્થ પીછાનવામાં ભુલથાપ ખાઇએ છીએ.

ઝનુન અને ધર્માંધતાના યોગે કોઇપિણ ધર્મનો જલદીથી પ્રચાર થઇ શકે એ નિર્વિવાદ વાતછે, પણ પાયો તો તેજ ધર્મનો સુદૃઢ અને નક્કર હોય છે કે જે પ્રત્યેક મનુષ્યને મત સ્વાતંત્ર્ય આપી ઉન્નત પથગામી બનાવે છે. આ રીતિ મંદ છે પણ તે મક્કમ છે.

ભારત વર્ષને પ્રથમ આધ્યાત્મિક-ધાર્મિક વિચારોથી ભરી કાઢો એટલે બીજા વિચારો સૌ પાછળ પાછળ ચાલ્યા આવશે. આધ્યાત્મિકતા અને અધ્યાત્મ જ્ઞાનનું દાન એજ સોથી શ્રેષ્ઠ દાન છે, કેમકે તે અનેક જન્મોની પરંપરાથી ઉગારે છે; બીજા નંબરનું વિદ્યાદાન છે; ત્રીજું દાન જીવન દાન છે; અને ચોથું દાન અન્ન દાન છે. સાધનો—એટલે કે સાક્ષાત્કાર માટે તપ, દમ વગેરે—નું આચરણ કરતાં દેહ પડે તો પડવા દો; તેથી શું થઈ ગયું ?

સાધુઓના સતત સહવાસથી વખત આવ્યે સાક્ષાત્કારની સિદ્ધિ અવશ્ય થશે.-

એવા પણ પ્રસંગો બને છે કે જ્યારે મનુષ્ય સમજી શકે છે કે પાણીનું કમંડળ ભરી આપીને કરેલી મનુષ્ય સેવાનું મહત્વ પણ હજારો વારના ધ્યાન કરતાં વધારે છે.

જે મનુષ્ય કમંડળ બરાબર રીતે ભરી શકે છે તેજ ધ્યાન પણ બરાબર રીતે ધરી શકે છે.

દેવો એટલે ઉત્કૃષ્ટ વિકાસ પામેલા મૃત મનુષ્યોની વિભૂતિઓ સિવાય બીજું કંઇજ નથી. આપણને તેમની કનેથા મદદ મળી શકે છે. હરકોઇ મનુષ્ય આચાર્યપદને પ્રાપ્ત ન થઈ શકે પણ હરકોઇ જણ

મુક્તતો થઇ શકે. મુક્તાત્માને આખું જગત્ સ્વપ્નવત્ ભાસે છે, પણ આચાર્યે તો એ બેઉ સ્થિતિઓની મધ્યમાં ઉભા રહેવાનું છે. સંસારના અસ્તિત્વનું ભાન તેને હોવુંજ જોઇએ, નહિતો એણે ઉપદેશજ શા માટે આપવો જોઇએ ? વળી જો સંસારની સ્વપ્નવતતાનો એને સાક્ષાત્કાર ન થયો હોય, તો એ સામાન્ય મનુષ્ય કરતાં કોઇ રીતે ચઢીઆતો પણ હોતો નથી અને તેવો માણસ બીજાઓને શીખવી પણ શું શકે ? ગુરૂને શિષ્યના પાપનો અમુક ભાર સહન કરવો પડે છે; અને એજ કારણથી સમર્થ આચાર્યોના અંગમાં પણ રોગો અને બીજી પીડાઓ દેખાવ દે છે. આમ હોવાથી જો તે આચાર્ય અપૂર્ણ હોય છે તો તે પીડાઓ તેના મનપર પણ હુમલો કરે છે અને તેનું પતન થાય છે. માટે આચાર્ય થવું એ મહા વસમું છે.

આચાર્ય થવા કરતાં જીવનમુક્ત થવું એ પ્રમાણમાં વધારે સ્હેલું છે. કારણ કે જીવન્મુક્તતો સંસારને સ્વપ્નવત્ જાણી બેસી રહે છે, એને પછી સંસાર સાથે કંઇજ લેવા દેવા નથી રહેતી; પરંતુ આચાર્યને તો સંસાર સ્વપ્નવત્ જાણ્યા છતાં તેમાં રહીને કામ કરવું પડે છે. જેની મારફત દિવ્ય શક્તિ કામ કરે તેજ આચાર્ય છે. જે શરીરમાં રહી મનુષ્ય આચાર્ય બને છે તે શરીર એટલે કે આચાર્યનું શરીર ઇતર કોઈ પણ મનુષ્યના શરીર કરતાં બહુ નિરાળું હોય છે. તે શરીરને સંપૂર્ણ સ્થિતિમાં રાખવાનું તો એક શાસ્ત્ર છે. તેની અવયવ રચના બહુ નાજુક હોય છે, તેનાપર બહુ સપાટાબંધ અસર થાય છે અને તેનામાં આનંદ અને શોકની લાગણી બહુજ સતેજ હોય છે. તે અલૌકિક હોય છે, સામાન્ય નિયમના અપવાદરૂપ હોય છે.

જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં આપણને જણાય છે કે વિજય મળે છે તે અંતરસ્થ વ્યક્તિનેજ મળે છે, અને વ્યક્તિત્વ એજ સઘળા વિજયનું રહસ્ય છે.

નદિયાના અવતારી પુરૂષ ભગવાન શ્રી કૃષ્ણચૈતન્યના જેવો લાગણીનો સર્વોત્કૃષ્ટ વિકાસ અન્યત્ર કયાંય પણ જોવામાં આવતો નથી.

શ્રી રામકૃષ્ણ એતો એક શકિત છે. તેમનો સિદ્ધાંત અમુક છે કે તમુક છે એવું તમારે ન ધારવું પણ તેઓ એક શકિત છે, અને તેમના શિષ્યોમાં રહીને તે અદ્યાપિ પણ જગતમાં કાર્ય કરે છે. મેં તેમને વિચારોમાં આગળ વધતા જોયા હતા. તેઓ હજીયે વધે છે. શ્રી રામકૃષ્ણ એ જીવનમુકત અને આચાર્ય બંને હતા.

## ૧૪ જ્ઞાનયોગ.

બધાજ આત્માઓ ક્રીડા-લીલા કરે છે, પછી કેટલાક જાણપૂર્વક અને કેટલાક અણજાણતાં; જાણપૂર્વક ક્રીડા કરતાં શીખવી તેનુંજ નામ ધર્મ છે.

જે નિયમ આપણા સાંસારિક જીવનને લાગુ પડે છે તેજ નિયમ આપણા ધાર્મિક અને આધ્યાત્મિક જીવનને પણ લાગુ પડે છે. નિયમ એકજ છે, સર્વ સામાન્ય છે. ધર્મ એક નિયમથી દોરાય છે અને સંસાર બીજા નિયમથી, એવું છેજ નહિ. મનુષ્ય અને રાક્ષસ એ બન્ને ઇશ્વરના સ્વરૂપથી ભિન્ન સ્થિતિના છતાં તેના પોતાનાજ જૂદા જૂદા કળા-અંશો છે.

મરણ પછી પણ આપણે જીવીએ છીએ એ વાતની સાબીતિ મેળવવા પાશ્ચાત્ય જ્ઞાનીઓ, તત્વવેત્તાઓ અને વૈજ્ઞાનીકો દરેક ચીજની ફેંદફેંદા કરી રહ્યા છે! કીટલીમાં એ કેવું તોફાન! એના કરતાં ઉચ્ચતર બાબતોનો વિચાર કરવાનો છે. ' આપણે મરી જઇએ છીએ ' એજ કેવો બેવકુફી ભર્યો વ્હેમ છે! આપણે કદીએ મરી જતાજ નથી. એ કહેવા સારૂ કોઇ ધર્મ ગુરૂઓની, પવિત્રાત્માઓની, કે જીન-ખવી-

સોની અગત્ય નથી. બધાં સત્યોમાં એ સૌથી સરસ સ્વતઃ સિદ્ધ સત્ય છે. કોઇ પણ મનુષ્ય પોતાના વિનાશની કલ્પના સરખી ન કરી શકે. અમરતાની ભાવનાજ મનુષ્યમાં કુદરતી છે.

જ્યાં જ્યાં જીવન છે ત્યાં ત્યાં મૃત્યુ પણ છે. જીવન એ મૃત્યુનો પડછાયો છે અને મૃત્યુ એ જીવનનો પડછાયો છે, એ બે વચ્ચેની મર્યાદા રેખા એટલી બધી તો સૂક્ષ્મ છે કે તેનો નિર્ણયજ ન કરી શકાય, એટલી બધી કપરી છે કે તેને બુદ્ધિમાં ન ઉતારી શકાય, અને કદાચ તેમ થાય તો તેને વળગી રહેવું તો અત્યંત કપરૂં છે.

આપણે સદા સીધી ને સીધી રેખામાં ચાલ્યા જઇએ છીએ એ જાતના શાશ્વત્ પ્રગતિવાદમાં મને શ્રદ્ધા નથી. એ મત એટલો બધો અર્થ રહિત છે કે તે માની શકાયજ નહિ. એવી કોઇ પણ ગતિ નથી કે જે નિરંતર સીધી લીટીમાંજ થયા કરે. સીધી લીટીને આગળ અને આગળ અતૂટ લંબાવ્યા કરીએ તો તે વર્તુલ બને છે. અને એ માટે પ્રેરેલું બળ વર્તુલ પૂરૂં કરીને પોતાના આદિ સ્થાનપર–મૂળ બિંદુપરજ પાછું આવે છે.

સીધી લીટીમાં કોઇ પ્રગતિજ નથી. દરેક જીવાત્મા જાણે વર્તુ-લમાંજ ફરે છે અને તે તેને પૂરૂં કરવું પડશે, અને કોઇ પણ જીવાત્મા એટલો બધો નીચો નહિ ઉતરી પડે કે જ્યાંથી ફરી તેને ઉંચે ચઢ-વાનો વારોજ ન આવે. તે ભલેને સડેડાટ નીચેજ ઉતર્યા કરે પણ વર્તુલ પૂરૂં કરવાને તેને ઉર્ધ્વગામી વાંક પણ લેવોજ પડવાનો. આપણે બધા એકજ સામાન્ય કેન્દ્ર ( મધ્ય બિન્દુ ) માંથી બહાર પડયા છીએ અને વર્તુલ પુરૂં ફરી રહીને પાછા તેજ કેન્દ્રમાં આવીશું આ કેન્દ્ર તે ઇશ્વર છે.

પ્રત્યેક જીવાત્મા એક વર્તુલ છે. જે સ્થાને એનું શરીર છે તે સ્થાન એનું કેન્દ્ર છે, અને એની પ્રવૃત્તિનો આવિર્ભાવ પણ ત્યાંજ

થાય છે. તમે પોતે માત્ર એકજ બિન્દુમાં સુગઠિત થયા છો એટલીજ જો કે તમને ખબર છે છતાં પણ તમે સર્વ વ્યાપક છો. તે બિંદુએ પંચ મહાભૂતોના અંશોને લઇને તેનું એક યંત્ર બનાવ્યું છે અને તે દ્વારા પોતાને વ્યકત કરે છે. જેના દ્વારા તે પોતાને વ્યકત કરે છે તે શરીર કહેવાય છે. તમે સર્વત્ર છો. જ્યારે એક શરીર કે યંત્ર તમને છોડી જાય છે, ત્યારે કેન્દ્ર આગળ વધીને જડના બીજા અંશો—સૂક્ષ્મ કે સ્થુળ—ગ્રહે છે, અને તેમના દ્વારા કાર્ય આગળ ચલાવે છે. આ વાત મનુષ્યની થઇ. હવે, ઇશ્વર કેવો છે ? ઇશ્વર એ એક એવું વર્તુલ છે કે જેનું પરિઘ અપરિમિત છે, કિંબહુના ક્યાંય નથી, અને કેન્દ્ર સર્વત્ર છે. એ વર્તુલનું પ્રત્યેક બિન્દુ સજીવ છે, સજ્ઞાન છે, ચંચળ છે અને સરખીજ રીતે કામ કરી રહેલ છે. આપણા મર્યાદિત જીવાત્મા-ઓની બાબતમાં ફકત એકજ બિંદુ સજ્ઞાન છે અને તેજ બિંદુ આઘું પાછું થયા કરે છે.

જીવાત્મા પણ એક વર્તુલ હોઇને તેનું પરિઘ પણ અપરિમિત છે, કિન્તુ તેનું કેન્દ્ર કોઇ પણ શરીરમાં છે. મૃત્યુ એતો કેવળ કેન્દ્રની ફેરફારીજ છે. ઉપર કહ્યું તેમ ઇશ્વરના વર્તુલનું પરિઘ અપરિમિત અને કેન્દ્ર સર્વત્ર છે. તેથી જ્યારે આપણે શરીરના પરિમિત કેન્દ્રમાંથી મુક્ત થઇ શકીશું ત્યારે આપણને ઇશ્વરનો—આપણા ખરા સ્વરૂપનો સાક્ષાત્કાર થશે.

એક પ્રચંડ નદી સમુદ્ર પ્રતિ વહી રહી છે અને પોતાના પૃષ્ઠ ભાગપર અહિં તહિં વિખરાયલા કાગળના ટુકડા તથા ઘાસનાં તણ-ખલાં પોતાની સાથે ઘસડતી જાય છે. એ ટુકડાઓ અને તણખલાંઓ પાછાં પોતાના મૂળ સ્થાને જવાને બહુએ ફાંફાં મારે છતાં અંતે તો તેમને સમુદ્રના જળમાં વહી ગયા વગર છૂટકો નથી થતો. તેવીજ રીતે તમે, હું અને આખી સૃષ્ટિ—એ નાનાં તણખલાં પેઠે—જીવનના

મહાસાગર પ્રતિ, સંપૂર્ણતા પ્રતિ, અને ઇશ્વર પ્રતિ જોસબંધ તણાઇએ છીએ. આપણે પાછા ફરવાનાં ગમે તેટલાં ફાંફાં મારીએ, કિંવા વ્હેણની વિરૂદ્ધ તરીએ કે બીજી અનેક ચેષ્ટાઓ કરીએ, પણ અંતે આપણને જીવન અને આનંદના આ મહાન સમુદ્રમાં જઇને ભળવુંજ પડવાનું.

જ્ઞાન એટલે ' પંથ રહિતપણું ' અર્થાત્ કે જ્ઞાનને કોઇ પંથ હોતો નથી; પણ એનો અર્થ એમ નથી કે તે પંથોને ધિક્કારે છે. એનો અર્થ તો એટલોજ થાય છે કે પંથોની સપાટી કરતાં વધારે ઉંચી પાયરી પ્રાપ્ત થઇ છે. જ્ઞાની ( ખરો તત્ત્વવિદ્ ) કશાનો નાશ કરવાનો યત્ન કરતો નથી પણ સર્વને મદદ કરે છે. બધીજ નદીઓ પોતાનાં જળ સમુદ્રમાં ફેંકે છે અને એક બની જાય છે. તેવીજ રીતે બધા પંથો જ્ઞાનમાં પરિણત થઈ એક બનવા જોઇએ.

જ્ઞાન ઉપદેશે છે કે સંસારપરથી આસક્તિ કાઢી નાખવી, પણ તેથી એમ નથી ઠરતું કે તેનો તિરસ્કાર કરવો. સંસારમાં રહેવા છતાં સંસારમય ન હોવું એ સંન્યાસની—વૈરાગ્યની કસોટી છે.

બધું જ્ઞાન આપણામાં મૂળથીજ ભરેલું છે. એથી ઉલટી સ્થિતિ મારા સમજવામાં નથી આવતી. તમે અને હું એ જો સમુદ્રનાં નાનાં મોજાંરૂપ છીએ તો પછી તે સમુદ્ર એ આપણી આંતરીક સ્થિતિ છે—ભૂમિકા છે. અન્ન ( દ્રવ્ય ), મન અને આત્મા, એમની વચ્ચે વાસ્તવિક જોતાં કંઈજ તફાવત નથી. તેઓ એકજ પરમ તત્ત્વને અનુભવવાના ભિન્ન ભિન્ન ભાવો છે. આ એકનું એક જગત્ જૂદાં જૂદાં રૂપમાં જણાય છે; પંચેન્દ્રિયોને તે જડમય જણાય છે, દુષ્ટાત્માઓને તે નર્કવત્ લાગે છે, પવિત્રાત્માઓને મન તે સ્વર્ગ છે, અને અવધુત સિદ્ધોને મન તે ઇશ્વર છે.

બ્રહ્મ એજ માત્ર સત્ય વસ્તુ છે એ વાતનો ઇંદ્રિયજન્ય પ્રયોગ

કરી શકાય તેમ નથી: પણ આપણે એટલું તો બતાવી શકીએ કે મનુષ્ય છેવટે જો કોઇ પણ નિર્ણયપર આવી શકે તો તે ફક્ત આજ છે. દાખલા તરીકે, પ્રત્યેક વસ્તુમાં–સામાન્ય વસ્તુઓમાં સુદ્ધાં–આ ઐક્ય હોવુંજ જોઇએ. મનુષ્યોનાં વ્યક્ત સ્વરૂપોપરથી એક સામાન્ય સિધ્ધાંત નિષ્પન્ન થયેલો છે. આપણે કહીએ :છીએ કે જગતમાં જણાતું બધું વૈચિત્ર્ય નામ અને રૂપથી ઉત્પન્ન થયેલું છે; છતાં જ્યારે આપણે તે નામ અને રૂપને પકડવા કે જૂદાં કરવા માગીએ છીએ ત્યારે તેનો ક્યાંય પત્તો ખાતો નથી. નામ અથવા રૂપ અથવા કારણો જેવું ઇલાયદું આપણને કંઇજ જણાતું નથી. આ ચમત્કાર તે માયા છે–તે એવું કંઇ છે કે જેનું શબ્દ સિવાય બીજું કંઈ અસ્તિત્વજ નથી ! ઉદાહરણાર્થ સમુદ્રનું મોજું લઇએ. તે મોજું ત્યાં સુધીજ અસ્તિત્વમાં હોય છે કે જ્યાં સુધી વાયુના ઠેલાથી પાણીનો તેટલો જથો મોજાના રૂપમાં રહે છે; પણ જેવું તે નીચે પડે છે અને સમુદ્રમાં સમાઈ જાય છે કે તરતજ તે નામશેષ થાય છે. પરન્તુ પાણીનો બધો જથો, તેના રૂપપર એટલો બધો આધાર ન રાખતાં મોજાનું રૂપ સંપૂર્ણ મટી જાય છે ત્યારે પણ સમુદ્ર તો રહે છેજ.

સત્ય વસ્તુ એકજ છે. મન રૂપી પવનજ તેને અનેક રૂપમાં દેખાડે છે. જ્યારે આપણે વિવિધતા જોઇએ છીએ ત્યારે એકતા નથી હોતી; અને જેવી એકતા જણાય છે કે લાગલીજ વિવિધતા અદૃશ્ય થાય છે. હંમેશના જીવનવ્યવહારમાં પણ જ્યારે તમે ઐક્ય જુઓછો ત્યારે વૈચિત્ર્યનો ભાસ તમને નથી થતો. એ એક વિલક્ષણ પણ સત્ય વાત છે કે અમેરિકન અમેરિકન વચ્ચે એક ચીનાને, અને ચીના ચીના વચ્ચે તમોને ( અમેરિકનને ) દેખાવમાં તફાવત જેવું નહિ જણાય.

મનજ વસ્તુઓને જ્ઞેય બનાવે છે એ વાત સિદ્ધ થઇ શકે તેમ

છે. વિશિષ્ટ વિશિષ્ટ ગુણોવાળી વસ્તુઓજ માત્ર એવી છે કે જે દ્રશ્ય યાને જ્ઞેયના ક્ષેત્રમાં આવી શકે. જે વસ્તુ ગુણાતિત છે તે જ્ઞેય નથી બનતી. દૃષ્ટાંત તરીકે ધારો કે અજ્ઞાત અને અજ્ઞેય એવું એક બાહ્ય જગત્ છે. જ્યારે હું તેના તરફ જોઉં છું ત્યારે તે **ક્ષ×મન** છે. હું જ્યારે તે જગતને જાણવાની ઇચ્છા કરૂંછું ત્યારે મારૂં મન તેની પોણા ભાગની માહીતિ આપે છે. અભ્યંતર જગત્ **ય×મન** છે, અને બાહ્ય જગત્ **ક્ષ×મન** છે. બાહ્ય કિંવા અભ્યંતર જગતમાં બધો ભિન્નભાવ મનથી પેદા થાય છે, અને જે અસ્તિત્વમાં છે તે તો અજ્ઞાન અને અજ્ઞેય છે. અર્થાત્ કે તે જ્ઞાનની કક્ષાની બહાર છે; અને જે જ્ઞાન કક્ષાની બહાર છે તેને ભિન્નભાવપણું હોઇ શકેજ નહિ. તેથી આ બાહ્ય **ક્ષ** અને અભ્યંતર **ય** એ બેઉ એકજ છે, અને તેથી ખરી વસ્તુ એકજ છે.

ઇશ્વર તર્ક વિતર્ક કરતો નથી. જો તમે જ્ઞાતા હો તો શામાટે તમે તર્ક વિતર્ક કરો ? થોડાંક સત્યોનું જ્ઞાન મેળવવા આપણે કમી-કીટ પેઠે પેટે ઘસડાતાં જવું પડે, અને વારે વારે બધું નીચે ઢળી પડે અને આપણી મહેનત વ્યર્થ જાય એ નબળાઇની નિશાની છે. આત્મા, મન તેમજ બીજા બધાયમાં પ્રતિબિમ્બિત થાય છે. આત્મા નો પ્રકાશજ મનને સચેતન બનાવે છે. પ્રત્યેક વસ્તુ આત્માનુંજ પ્રતિબિમ્બ છે. મન બધાં આયના છે. જેને તમે પ્રેમ, ભય, દ્વેષ, પુણ્ય, પાપ વગેરે કહી ઓળખો છો તે બધાં પણ આત્માનાંજ પ્રતિબિમ્બ છે. પ્રતિબિમ્બક યાને આયનો અધમ અથવા હલકી જાતનો હોય છે ત્યારેજ પ્રતિબિમ્બ પણ ખરાબ હોય છે.

ખરૂં અસ્તિત્વ આવિર્ભાવ રહિત છે. આપણે તેને કલ્પી શકીએ તેમ નથી; કેમકે કલ્પના આપણે મન વડેજ કરી શકીએ છીએ અને મનતો પોતેજ આવિર્ભાવ છે. તેનું ગૌરવજ એ છે કે તે

અકલ્પનીય છે. આપણે યાદ રાખવું જોઇએ છે કે જીવનમાં પ્રકાશનાં નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ મોજાં આપણને નથી જણાતાં, પણ તેઓ અસ્તિત્વરૂપી ગોળાના સામસામેના ધ્રુવ છે. કેટલીક વસ્તુઓ એવી છે કે જે આપણે અત્યારે નથી જાણતા હોતા છતાં ઇચ્છીએ તો જાણી શકીએ. માત્ર અજ્ઞાનના કારણેજ આપણે તે નથી જાણતા. ત્યારે કેટલીક વસ્તુઓ એવી છે કે જે આપણે કદાપિ નહિ જાણી શકીએ, કેમકે તેઓ જ્ઞાન સાગરનાં ઉંચામાં ઉંચાં મોજાં કરતાં પણ વધારે ઉંચે છે. જ્ઞાન ત્યાં અશક્ય થશે. પરંતુ આપણે તે ન જાણી શકીએ છતાં પણ આપણે સર્વદા સનાતન સ્વરૂપ તો છીએજ. કલ્પના મર્યાદિત છે એ બાબતજ તેના અસ્તિત્વનો પાયો છે. દૃષ્ટાંત તરીકે, મારામાં મારા પોતા કરતાં કોઇ પણ ચીજ વિશેષ નિશ્ચિત નથી; અને છતાં મને તેનો શરીર કે મન, સુખી કે દુઃખી, પુરૂષ કે સ્ત્રી એટલોજ ખ્યાલ આવી શકે છે. તેની સાથેજ હું તેને તેના વાસ્તવિક રૂપમાં વિચારવા પ્રયત્ન કરૂં છું અને મને જણાય છે કે તેને નીચે ઘસડી લાવ્યા સિવાય તેમ કરવાનો બીજો રસ્તો નથી; તથાપિ મને તે સત્ય વસ્તુની ખાત્રી છે. “ પતિને પત્ની વ્હાય છે તે પતિની ખાતર નહિ પણ તેની અંદર રહેલા આત્માની ખાતર. તે આત્મા વડે આત્માનેજ વ્હાય છે. તેમજ પતિ, પત્નીને વ્હાય છે તે પણ પત્નીની ખાતર નહિ, પણ આત્મા વડે આત્માનેજ વ્હાય છે. ” અને એ સત્ય વસ્તુવડેજ આપણે બાજુનું બધું જાણી શકીએ છીએ; છતાં આપણે તેને કલ્પી શકતા નથી. જ્ઞાતાને આપણે કેવી રીતે જાણી શકીએ ? જો જાણીએ તો પછી તે જ્ઞાતા શેની જ્ઞેય બની જાય; તેને દૃશ્ય સ્વરૂપ પ્રાપ્ત થાય.

પરમ પદને પહોંચેલો મનુષ્ય પૂકારે છે કે “ હું રાજાઓનો પણ રાજા છું; મારા કરતાં વધારે ઉંચો રાજા કોઇજ નથી. હું દેવોનો

પણ દેવ છું; મારા કરતાં વધારે ઉંચો દેવ બીજો કોઇજ નથી ! હુંજ એક છું, બીજો કોઇજ નથી. एकोऽहं । अद्वितियोऽहम् ॥" વેદાન્તનો આ એકત્વવાદ અનેક જણને બહુ ભીષણ લાગે છે. પણ તે તેમના વ્હેમને લીધે છે.

આપણે સદાસર્વદા સુખમય અને આનંદમય આત્મા છીએ, આપણે શોક કરવો ન જોઇએ. આત્માને શોક ન હોય. આપણે આપણી કલ્પનાસૃષ્ટિમાં એવું કલ્પીએ છીએ કે ઇશ્વર પોતાના આસનપર બેઠો બેઠો દયાનો માર્યો રડે છે; જો એ સાચું હોયતો એવા રડતા ઇશ્વરને પ્રાપ્ત કરવામાં કંઇજ હાંસલ નથી. પણ ઇશ્વરને રડવુંજ પડે શામાટે ? રડવું એતો નબળાઇની—બંધનની નિશાની છે.

પરાત્પર પરમાત્માને ખોળો, પરમાત્માનેજ હંમેશાં ખોળો, કારણકે પરમાત્મામાંજ અનંત સુખ રહેલું છે. જો હું શિકાર કરૂં તો સિંહનોજ કરૂં. જો હું લૂટું તો રાજાનોજ ખજાનો લૂટું. " લૂટવો તો ભંડાર અને મારવો તો વાઘ." માટે ખોળો તો પરમાત્માનેજ ખોળો.

જે અપરિમેય અને અનિર્વચનીય છે, જે હૃદયના ઉંડાણમાંજ માત્ર જોઇ શકાય છે, જે તુલનાતીત છે, સીમાતીત છે, અવિકારી છે અને જે ભુરા આકાશ જેવો અનત છે તે પવિત્રતામય પરમાત્માને ઓળખો, તેનેજ ખોળો—બીજા કશાયને ખોળો માં !

જેને પ્રકૃતિનાં પરિવર્તન પીડી શકતાં નથી, જેનો વિચાર વિચાર ક્ષેત્રની મર્યાદા બહાર છે, જે અપરિવર્તનશીલ છે, જે અચળ છે, જેનું બધાં શાસ્ત્રો મોટેથી વર્ણન કરે છે, જેને સઘળા યતિ મુનિઓ ભજે છે એવા પુરણ પુરૂષોત્તમનેજ, ઓ પવિત્ર આત્મા ! તું ખોળ, બીજી સર્વ આળપંપાળ મેલી દે !

તુલનાથી તે પર છે, અનંત છે, એક છે ! તુલનાની શક્યતાજ ત્યાં નથી. ઉપર જળ, નીચે જળ, ડાબે જમણે પણ જળ જળ;

તે જળપર નથી મોજું કે નથી તરંગ, સઘળું શાંતિમય છે, સઘળુંજ આનંદમય છે. એવો સચ્ચિદાનંદ તારા હૃદયમાં પ્રગટશે. બીજા કશાને તું ખોળ નહિ !

અરે ભાઇ, તું રડે છે શામાટે? તારે માટે નથી મરણ કે નથી વ્યાધિ; નથી દુઃખ કે નથી દુર્ભાગ્ય; ભાઇ ! તું રડે છે શામાટે ? તારે માટે વિકાર કે વિનાશ સૃજાયેજ નથી. તું તો કૈવલ્ય બ્રહ્મ છે.

‘ ઇશ્વર શું છે તે હું જાણું છું, પણ હું તેનું તમારી આગળ વર્ણન કરી શકતો નથી ’ એ કહેવું પણ ખોટું; અને ‘ ઇશ્વર કેવો છે તે હું જાણતો નથી તો પછી તેનું વર્ણન શી રીતે કરી શકું ’ એ પણ ખોટું. ભાઇ ! શું તું જોતો નથી કે તું તે છે–તું તે છે ! ઇશ્વરને અહિં તહિં ખોળતો શામાટે ફરે છે ? ખોળ નહિ, અને તુંજ ઇશ્વર છે. તું તારૂં પોતાનું સ્વરૂપ ઓળખ !

હે વિભો ! તુંજ અમારો પિતા છે, માતા છે, ને પ્યારો મિત્ર છે. તુંજ બ્રહ્માંડનો ભાર વહન કરે છે. તો અમને અમારી જીંદગીનો ભાર વહેચામાં, હે નાથ ! તું સહાય કર. તુંજ અમારો બંધુ છે, આશક છે, સ્વામી અને તુંજ આપે પોતે છીએ !

———:o:———

## ૧૫–માયાનું કારણ.

‘ માયાનું કારણ શું ? ’—એ પ્રશ્ન છેલ્લાં ત્રણ હજાર વર્ષોથી પૂછાતો આવ્યો છે; અને તેનો જે એક માત્ર જવાબ છે તે એ છે કે જ્યારે દુનિયા તર્કસિદ્ધ પ્રશ્ન ઘડી કાઢવા સમર્થ થશે ત્યારે અમે તેનો જવાબ આપીશું. પ્રશ્ન અસંગત છે. અમારી દલીલ એ છે કે કૈવલ્ય બ્રહ્મ આ અકૈવલ્ય બન્યો છે તે માત્ર ઉપર

ઉપરથીજ. નિર્ગુણ સગુણ થયો છે તે ફક્ત માયામાંજ; વાસ્તવમાં નહિજ. પરમાત્મા નિર્ગુણ છે તે વાતના સ્વીકાર સાથેજ આપણે સ્વીકારી લઇએ છીએ કે કૈવલ્ય ઉપર બીજા કશાની ક્રિયા ચાલી શકતી નથી. તે અકારણજન્ય છે તેનો અર્થ પણ એ થાય છે કે તેના પોતાની બહારનું કંઈ પણ તેનાપર અસર કરી શકે તેમ નથી. નિર્ગુણમાં દિક્, કાલ કે કાર્ય–કારણ કંઇ હોઇ શકતું નથી. આ વાતનો સ્વીકાર કરતાં તમારો પ્રશ્ન એવો થશે કે "જે કાર્ય–કારણના નિયમથી અતીત છે તેને આમ રૂપાંતર પામવાનું શું કારણ મળ્યું?" તમારો આ પ્રશ્ન માત્ર સગુણ સ્થિતિમાંજ શકય છે, પણ તમે તો એ પ્રશ્ન સગુણમાંથી લો છો અને નિર્ગુણને અનુલક્ષીને પૂછો છો! એ પ્રશ્ન ત્યારેજ પુછાય કે જ્યારે નિર્ગુણ, નિર્ગુણ ફીટીને સગુણ બને અને દિક, કાલ અને કાર્ય–કારણની અસર તળે આવે. આપણે માત્ર એટલુંજ કહી શકીએ કે અજ્ઞાન માયાને ઉત્પન્ન કરે છે. તમારો પ્રશ્ન અસંભાવ્ય છે. કૈવલ્યમાં કંઇ પણ ક્રિયા ચાલી શકેજ નહિ, કેમકે કારણનો અભાવ છે. નહિ કે અમે જાણતા નથી કિંવા અમે અજ્ઞાન છીએ, તેથી સમજાવી શકતા નથી; પણ તે જ્ઞાનથી અતીત છે અને તેને જ્ઞાનની સપાટીપર આણી શકાય તેમ નથી. "મને ખબર નથી" એ શબ્દો આપણે બે અર્થમાં વાપરી શકીએ. એક અર્થ એવો થાય કે આપણે જ્ઞાનથી હેઠે છીએ અને બીજો એવો થાય કે જ્ઞેય વસ્તુ જ્ઞાનથી પર છે. ક્ષ કિરણો હવે પ્રસિદ્ધ થયાં છે. તેનાં કારણો સંબંધમાં હજી વિવાદ ચાલે છે, પણ અમારી એટલી તો ખાત્રી છે કે આપણે તે મોડા વ્હેલાં પણ જાણીશુંજ. અહિંઆં આપણે કહી શકીએ કે આપણે ક્ષ કિરણો વિષે જાણતા નથી. પરંતુ કૈવલ્ય બ્રહ્મ વિષે તો આપણે જાણી શકતાજ નથી. ક્ષ કિરણોની બાબતમાં પ્રકાર એવો છે કે આપણને તેની ખબર નથી તોપણ તે જ્ઞાનની કક્ષાની અંદર

છે; માત્ર એટલુંજ કે હાલ આપણને તે વિષે ખબર નથી. પણ બીજી બાબતમાં એટલે કે કૈવલ્યના સંબંધમાં તો જ્ઞેય વસ્તુ જ્ઞાનથી એટલી બધી અતીત છે કે તેની જ્ઞેય અવસ્થાજ ટળી જાય છે. 'જ્ઞાતાને' જ્ઞેય કયા સાધનથી બનાવી શકાય? તમે તે સદા સર્વદા તમેજ છો, અને તમારી જાતને તમે પરોક્ષ રૂપ ન આપી શકો–દ્રશ્ય ન બનાવી શકો. અમરતા સિદ્ધ કરવામાં આપણા તત્ત્વવેત્તાઓએ વાપરેલી દલીલોમાં આ એક હતી. હું મૃત અવસ્થામાં પડયો છું એવું ધારી લેવા જો મારે પ્રયત્ન કરવો હોય તો મારે કેવી કલ્પના કરવી પડે? એવી કે હું ઉપર ઉભો રહીને નીચે મારા પોતાના તરફ, કોઇ મૃતદેહ તરફ જોઉં છું. અર્થાત્ કે હું મારા પોતાના જ્ઞાતા સ્વરૂપને તો જ્ઞેય–દ્રશ્ય દશામાં નથીજ લાવી શકતો.

---

## ૧૬–ઉત્ક્રાન્તિ.*

આકાશ અને પ્રાણનું દશ્યરૂપમાં પ્રક્ષેપ પામવું અને પાછું પોતાના સૂક્ષ્મ કારણમાં વિલીન થવું એ બાબતમાં હિંદુ વિચાર અને આધુનિક વિજ્ઞાન વચ્ચે બહુજ સામ્ય છે. આધુનિક વૈજ્ઞાનિકોને તેમનો ઉત્ક્રાન્તિવાદ છે, તેવીજ રીતે યોગીઓને પણ છે. પણ મને લાગે છે કે ઉત્ક્રાન્તિ વિષયની યોગી લોકોની સમજણ એ બેમાં વધારે સારી છે. "એક યોનિમાંથી બીજી યોનિમાં રૂપાન્તર પામવું તે પ્રકૃતિની

* આના પહેલાંની તથા પછીની કેટલીક નોંધો તા. ૨૨ અને ૨૪ માર્ચ, ૧૮૯૬ ના દિવસોએ હાર્વર્ડ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સાથેની બપોરની વાતોમાં પૂછાયલા પ્રશ્નોના સ્વામીજીએ આપેલા જવાબો ઉપરથી લીધેલી છે. સિવાય, કેટલાક અપ્રસિદ્ધ વ્યાખ્યાનો અને સંભાષણોની નોંધ અને સાર પણ એમાં ઉમેરવામાં આવ્યો છે.

ભરતીને લઇને થાય છે." તાત્પર્ય કે આપણે એક યોનિમાંથી બીજીમાં એમ યોન્યંતર પામતા આવીએ છીએ અને મનુષ્ય યોનિ સર્વ યોનિઓમાં શ્રેષ્ઠ છે. પાતંજલિ આ "પ્રકૃતિની ભરતી" ને ખેડુત લોકોની ખેતરોને રવાણુ કરવાની ક્રિયાની ઉપમા આપી સમજાવે છે. આપણી કેળવણી અને પ્રગતિનો અર્થ એટલોજ થાય છે કે માર્ગ-માંથી અંતરાયોને ખસેડી નાંખવા, એટલે દિવ્ય જ્ઞાન એની મેળેજ સ્ફુરશે. કેમકે એમ સ્ફુરવું એ એનો સહજ સ્વભાવછે. આમાં જીવન-કલહને બિલકુલ અવકાશ નથી. જીવનના દુઃખદ અનુભવો તો માર્ગમાં અંતરાય કર્તા છે અને તેમનો સમૂળગો ધ્વંસ થઇ શકે તેમ છે. તેઓ ઉત્ક્રાન્તિ માટે કંઇ આવશ્યક નથી. તેઓ સમૂળા હોય નહિ તોપણુ આપણી પ્રગતિ થઇ શકે. કેમકે આવિર્ભાવ પામવું એતો વસ્તુ માત્રનું સાહજિક લક્ષણુ છે. ગતિ યાને વેગ બહારથી નથી આવતો પણુ અંદરજ પ્રકટે છે. પ્રત્યેક જીવમાં સકળ સંસ્કારો (અનુ-ભવો) મૂળથીજ ગોટો પીંડો થઈ રહેલા હોય છે અને એ બધા-માંથી જેમને અનુકૂળ સંજોગો પ્રાપ્ત થશે તેઓજ માત્ર બહાર પ્રક-ટશે. બાહ્ય ચીજો તો માત્ર પરિસ્થિતિ અને સંજોગોજ મેળવી આપે છે. આ સ્પર્ધાસ્પર્ધી, કજીઆ બખેડા અને અનર્થો જે આપણે જોઇએ છીએ તે કાંઇ આવર્ત્તન કે આદિ કારણુની અસર નથી પણ તેઓ તો માર્ગમાં આવે છે. તેઓ સમૂળગાં ન હોય તોપણુ મનુષ્ય આગળ વધીને ઇશ્વર સ્વરૂપમાં ઉત્ક્રાન્ત થઇ શકે. કેમકે અનાવૃત્ત થઇને પ્રકટ થવું એતો ઇશ્વરનો સહજ સ્વભાવ છે. મારે મનતો સ્પર્ધાના એ ભયં-કર વાદને બદલે આ વિચારસરણી વધારે આશાપ્રદ લાગે છે. ઇતિહાસ હું જેમ જેમ વધારે જોતો જાઉં છું તેમ તેમ મને તે વિચાર (સ્પર્ધાનો) ખોટો ને ખોટોજ જણાતો જાય છે. કેટલાક જણુ કહે છે કે જો મનુષ્ય, મનુષ્ય સાથે લડત વઢત નહિતો મનુષ્ય-

જાતિની પ્રગતિ ન થાત. હું પણ પહેલાં એમ ધારતો હતો, પણ હવે જણાય છે કે પ્રત્યેક વિગ્રહ કે લડાઈએ માનવપ્રગતિને આગળ ધકેલવાને બદલે પચાસ પચાસ વર્ષ પાછીજ પાડી છે. એક સમય હવે એવો આવશે કે જ્યારે મનુષ્યો ઇતિહાસ જૂદા દૃષ્ટિબિંદુથી શીખશે અને જોશે કે સ્પર્ધા એ ઉત્ક્રાન્તિનું કારણ કે કાર્ય જરા પણ નથી, પણ માર્ગમાં માત્ર બાધકર્તાજ છે; તેમ ઉત્ક્રાન્તિ માટે તેની આવશ્યકતા પણ બિલકુલ નથી.

આ વિષયમાં ભગવાન પાતંજલિનોજ સિદ્ધાંત માત્ર એક એવો છે કે જે બુદ્ધિમાનોને રૂચતો આવે. આધુનિક પદ્ધતિ કેટલો બધો અનર્થ ઉપજાવે છે! એને આશરે દરેક દુષ્ટાત્માને દુષ્ટ થવાનો જાણે પરવાનોજ મળ્યો હોય છે! આ દેશમાં (અમેરિકામાં) મેં પ્રાકૃતિક વિજ્ઞાનવિદોને એમ કહેતાં સાંભળ્યા છે કે સઘળાજ ગુન્હેગારોનો સમૂળગો ઉચ્છેદ કરી નાંખવો જોઇએ, સમાજમાંથી ગુન્હાઓને નિર્મૂળ કરવાનો એજ એક રસ્તો છે. આ સંજોગો બાધક નીવડે ખરા, પણ પ્રગતિ માટે આવશ્યક તો નથીજ. વળી સ્પર્ધાની રીતમાં અત્યંત ભયંકર વાત તો એછે કે એમાં એક જણને સંજોગો ઉપર વિજય મળે પણ તેના બદલામાં હજારોનો કચ્ચરઘાણ વળી જાય. તેથી તે રીત અત્યંત અનર્થકારક છે. જેનાથી એક જણનેજ માત્ર ફાયદો થાય અને બીજા મોટા ભાગને નુકશાન થાય તે ચીજ સારી ન હોઈ શકે. પાતંજલિ કહે છે કે આ બધા કજીઆ બખેડા આપણા અજ્ઞાનને લઇનેજ છે; તેઓ ઉત્ક્રાન્તિ માટે આવશ્યક નથી અને મનુષ્યની ઉત્ક્રાન્તિના અંગભૂત પણ નથી. આપણું અધૈર્યજ એમનું ઉત્પાદક છે. બહાર નીકળવાનો રસ્તો કાઢવા જેટલું આપણામાં ધૈર્ય નથી હોતું. દાખલા તરીકે પ્રેક્ષક વર્ગથી ચિકાર કોઈ નાટકશાળામાં આગ લાગે છે ત્યારે થોડાકજ માત્ર નાસી છૂટે છે. બાકીના બીજા બહાર ધસી આવવાની ધમાધમીમા એક બીજાને

ચગદી નાંખે છે. એ ચગદંચગદા મકાનના બચાવ માટે કિંવા જે એ ત્રણ જણાં નાસી છૂટયાં તેમના છૂટકારા માટે આવશ્યક નહોતી. જો બધાં જણ ધીરે ધીરે નિકળ્યા હોત તો કોઇના વાળને પણ ઇજા પહોંચી નહોત. જીવનમાં પણ એવોજ પ્રકાર છે. દરવાજા આપણા માટે ખુલ્લા છે અને સ્પર્ધા ને બખેડા વગર આપણે બધાયે બહાર નિકળી જઇ શકીએ તેમ છીએ છતાં આપણે બાથંબાથા અને બખેડા કરીએ છીએ. એ બખેડા—એ બાથંબાથા આપણે આપણા અજ્ઞાનથી, આપણા અધૈર્યથી પેદા કરીએ છીએ; આપણે બેહદ ઉતાવળ કરીએ છીએ. આપણી જાતને શાંત રાખવી અને આપણે આપણા પોતાના પગપર ઉભારહેવું એમાંજ સઘળો સર્વોત્કૃષ્ટ સ્ફોટ સમાયો છે.

## ૧૭—બૌદ્ધ ધર્મ અને વેદાન્ત.

વેદાન્ત ફીલસુફી એ બૌદ્ધ ધર્મનો તેમજ હિંદુસ્તાનમાં બીજી બધી બાબતોનો પાયો છે; પરંતુ આધુનિક સંપ્રદાયની અદ્વૈત ફીલસુફી તરીકે આપણે જેને આલેખીએ છીએ તેમાં તો બૌદ્ધ ધર્મનાં અનેક તત્વો સમાવિષ્ટ થયેલાં છે. અલબત, હિંદુઓ—એટલે કે જૂના વિચારના પુરાણપ્રિય હિંદુઓને એ વાત માન્ય નહિ થાય, કેમકે તેમને મન બૌદ્ધો નાસ્તિક છે; પણ તેમાં નાસ્તિકો સુદ્ધાનો સમાવેશ થઇ શકે તેવી રીતે એ સિદ્ધાંતને વિશાળ બનાવવાનો બુદ્ધિપૂર્વક પ્રયત્ન થયેલો છે.

વેદાન્તને બૌદ્ધ ધર્મ સાથે કંઈ તકરાર છેજ નહિ. વેદાન્તની ભાવનાજ સઘળાને પરસ્પર એક રાગ બનાવવાની છે. ઉત્તર પ્રદેશના

બૌધ્ધો સાથે આપણને કોઇ તકરાર જેવું છેજ નહિ. પણ બ્રમ્હા અને સિયામના તથા દક્ષિણ પ્રદેશોના બૌધ્ધોનું એમ કહેવું છે કેઃ—

આ જગત્ કિંવા પ્રપંચ અસત્ છે એ વાત સાચી, પણ એના પાછળ સત્ કિંવા બ્રહ્મ છે એવું પ્રતિપાદન કરવાનો આપણો શો હક્ક છે ? એ સંબંધમાં વેદાન્ત જે જવાબ આપે છે તે એટલોજ કે એ કથન ખોટું છે. વેદાન્ત એવો કદીજ વાદ કરતું નથી કે સત્ અને અસત્ એવાં બે જગતો છે. જગત તો કેવળ એકજ છે. ઇંદ્રિયોથી જોતાં તે દૃષ્ય ( સત્ય ) છે. પણ ખરી રીતે તો તે સદાકાળ માટે મિથ્યા છે. રજ્જુસર્પ ન્યાયમાં જે માણસ રજ્જુને રજ્જુ તરીકે જુએ છે તેને સર્પનો ભાસ નથી રહેતો. તે કાંતો રજ્જુ હોય કે કાંતો સર્પ હોય, પણ બન્નેતો હોઇ શકેજ નહિ. તેથી બૌધો કહે છે કે આપણે બે જગત માનીએ છીએ તે તદ્દન ખોટું છે. તેમને ગમે તો ભલે તે જગતને દૃશ્ય સમજે. તેમ કરવાનો તેમને અધિકાર છે, પણ તે સત્ કિંવા બ્રહ્મમય છે, એમ કહેવાનો બીજાને હક્કજ નથી એમ કહેવાનો તેમને અધિકારજ નથી.

બૌદ્ધ ધર્મ દૃશ્ય વિષય સિવાય બીજા કશાને નથી સ્વીકારતો. એકલા દૃશ્ય વિષયોમાં વાસના છે; અને વાસના છે તેજ આ બધું ઉત્પન્ન કરે છે. આધુનિક વેદાન્તીઓ આ વાત બિલકુલ સ્વીકારતા નથી. આપણે કહીએ છીએ કે એવું કંઇક છે કે જે ઇચ્છા બને છે. અર્થાત્ કે 'ઇચ્છા' એ પેદા થયેલી સંયુક્ત ચીજ છે, મૂળ વસ્તુ નથી. હવે બાહ્ય દૃશ્ય પદાર્થ વગર કોઈ પણ ઇચ્છા સંભવી શકેજ નહિં. તેથી આપણે જોઈએ છીએ કે 'ઇચ્છાએ આ જગત્ ઉત્પન્ન કર્યું' એ આખો વાદજ ખોટો ઠરે છે—એ સ્થિતિજ અસંભવિત છે. એમ થઇ પણ શી રીતે શકે ? બાહ્ય પ્રોત્સાહન કે ઉદ્દીપન વગર ઇચ્છા ઉદ્‌ભવી કદી જાણી છે ? ઉદ્દીપન અને પ્રોત્સાહન વગર અથવા અર્વા-

ચીન ફીલસુફોની ભાષામાં કહીએ તો જ્ઞાનતંતુના ઉદ્દીપન વગર ઇચ્છા ઉદ્‌ભવી શકતીજ નથી. ઇચ્છા એ જ્ઞાન તંતુઓ યાને મગજનું એક જાતનું પ્રતિકાર્ય છે, જેને સાંખ્ય તત્ત્વવિદો 'બુદ્ધિ' કહે છે. આ પ્રતિક્રિયાની પૂર્વે ક્રિયા હોવીજ જોઇએ. અને ક્રિયા હોય તો બાહ્ય જગતની પૂર્વભાવના પણ હોવીજ જોઇએ, એટલે કે ક્રિયાની પૂર્વે બાહ્ય જગત્ હોવું જોઇએ. બાહ્ય જગત ન હોવતો સ્વાભાવિક રીતેજ ઇચ્છા પણ ન હોય; અને છતાં તમારા સિદ્ધાન્ત પ્રમાણે તો 'ઇચ્છા' એજ જગત્ ઉત્પન્ન કીધું છે. અર્થાત્ કે એ વાદ અસંગત છે.

ત્યારે તમે પુછશો કે 'ઇચ્છા'ને કોણ ઉત્પન્ન કરે છે ? તો કે 'ઇચ્છા' એ જગત્‌ની સહજીવી છે યાને જગત્‌ની સાથેજ એના અસ્તિત્વનો સંબંધ છે. જે નિમિત્ત–જે શક્તિ જગત્ ઉત્પન્ન કરે છે તેજ નિમિત્ત અને તેજ શક્તિનો 'ઇચ્છા' પણ એક ચમત્કાર છે. પણ ફીલસુફીએ ત્યાં થંભવું ન જોઇએ. 'ઇચ્છા' એ સર્વથા પૌરૂષેય છે; તેથી અમે જર્મન પંડિત શોપનહોર સાથે પણ સહમત થઇ શકતા નથી. 'ઇચ્છા' એ સંયુક્ત ચીજ છે–બાહ્ય અને અભ્યંતર પદાર્થોનું મિશ્રણ છે. ધારો કે કોઇ મનુષ્ય ઇંદ્રિયો રહિત જન્મે છે, તો પછી તેનામાં 'ઇચ્છા' મુદ્દલે નહિ હોય. માટે ઇચ્છા ઉત્પન્ન થવામાં કંઇક બહારનું પણ જોઇએ છે અને કંઇક શક્તિ મગજ અંતરમાંથી પ્રાપ્ત કરે છે; તેથી કરીને 'ઇચ્છા' એ સંયુક્ત ચીજ છે અને તે વળી આ દીવાલ કે બીજા કોઇ પદાર્થના જેવી ને જેટલીજ સંયુક્ત. જર્મન પંડિતોના આવા 'ઇચ્છાવાદ' સાથે પણ અમે બિલકુલ સહમત થતા નથી. ઇચ્છા પોતે એક ચમત્કાર છે અને તે કૈવલ્ય હોઇ શકેજ નહિં. અનેક પ્રક્ષેપો પૈકીનો તે પણ એક પ્રક્ષેપ છે. કંઇ એવું છે કે જે પોતે 'ઇચ્છા' ન હોતાં ઇચ્છા તરીકે દેખા

દે છે. મને તે સમજાય છે. પણ ' ઇચ્છા ' એજ સર્વ વસ્તુઓ તરીકે વ્યકત થાય છે એ વાત મારાથી માની શકાતી નથી. કેમકે જગતથી વિભિન્ન હોય એવું ઇચ્છાનું કોઇ સ્વરૂપ ખ્યાલમાં આવી શકતું નથી. જ્યારે તે ' કંઈ ' કે જે ' મુક્તિ ' છે તે ' ઇચ્છા ' રૂપે બને છે ત્યારે તે દિક્, કાલ અને કાર્ય-કારણનું પરિણામ હોય છે. કૅન્ટનું પ્રથક્કરણ લ્યો. ' ઇચ્છા ' દિક્, કાલ અને કાર્ય-કારણની મર્યાદાની અંદર છે. તો પછી તે કૈવલ્ય કિંવા બ્રહ્મ કેવી રીતે હોઇ શકે ? કાળના અભાવે ઇચ્છા કરી શકાયજ નહિ.

આપણે તમામ વિચારોને જો બંધ પાડી શકીએ તોજ આપણે જાણી શકીએ કે આપણે વિચારાતીત છીએ. નિષેધથીજ આપણે એ સ્થિતિને પ્રાપ્ત થઇ શકીએ. એ રીતે બધાજ દશ્યવિષયો-સકળ આવિર્ભાવોનો અભાવ થતાં થતાં છેવટે જે કંઇ બાકી રહે તેજ એ છે-**કૈવલ્યબ્રહ્મ** છે. તે અનિર્વચનીય છે, અવ્યકત પણ છે, કેમકે વ્યકત થતાં તો એ પાછી ઇચ્છા બની જાય.

## ૧૮-વેદાન્ત વિજ્ઞાન.

વેદાન્તીઓ કહે છે કે મનુષ્ય જન્મતોયે નથી ને મરતોયે નથી, સ્વર્ગમાંયે નથી જતો ને નર્કમાંયે નથી જતો અને પુનર્જન્મ પણ આત્માના સંબંધમાં તો વસ્તુતઃ કલ્પિત વાત છે આત્મા સર્વ વ્યાપક છે, તો પછી એને આવવાનું કયાં ને જવાનું કયાં ? આ જન્મ મરણો તો માત્ર પ્રકૃતિનાજ ફેરફારો છે કે જેને આપણે આપણા પોતાના વિકાર ગણી લેવાની ભૂલ કરીએ છીએ.

પુનર્જન્મ એ પ્રકૃતિનું પ્રકટીકરણ છે અને અંતરસ્થ પરમાત્માનો આવિર્ભાવ છે.

વેદાન્ત કહે છે કે પ્રત્યેક શરીર તેનાં ભૂત કર્મોના આધારપર ઘડાય છે અને જે જન્મે આપણે આપણાં સમસ્ત કર્મોનાસાક્ષી બનવાને શક્તિમાન થઇએ છીએ ત્યારે આપણે મુક્ત થયા સમજવા. એ છેલ્લા જન્મમાં મુક્ત થવાની ઇચ્છા બચપણથીજ ધાર્મિક વૃત્તિનું રૂપ પકડે છે અને પછી થોડાંજ વર્ષોમાં સઘળું સત્ય તેના આગળ ચોખુંચટ થઇ જાય છે.

આત્માને આપણે આ શબ્દોમાં વર્ણવીશું. આ આત્માને તલવાર કાપી શકતી નથી કે ભાલો ભેદી શકતો નથી; અગ્નિ એને બાળી શકતો નથી કે જળ એને ઓગાળી શકતું નથી; એ અવિનાશી, ને સર્વવ્યાપક છે. એને માટે શોક કરો મા. આમ છતાં ધારીએ કે તે બહુ ખરાબ થયો હશે તો વખત જતાં તે સારો પણ થશેજ. મુખ્ય સિદ્ધાન્ત એ છે કે પ્રત્યેકને માટે શાશ્વત મુક્તિ છેજ. પ્રત્યેક તેને પ્રાપ્ત થશેજ. મુક્ત થવાની કામનાથી પ્રેરાઇ આપણે પ્રયત્ન કરવાનો છે. મુક્ત થવાની કામના સિવાયની બીજી બધી કામનાઓ માયાવી છે–ઐન્દ્રજાલિક છે. વધારે બંધન કરનારી છે. પ્રત્યેક શુભ કાર્ય વેદાન્તના અભિપ્રાયમાં મુક્તિના આવિર્ભાવરૂપ છે.

દુનિયામાંથી અનર્થ માત્ર નાશ પામી જશે એવો એક વખત આવશે, એવું હું નથી માનતો. એમ બનેજ શી રીતે ? આ સંસારરૂપ ઝરો અવ્યાહતપણે ચાલુજ છે. જથાબંધ પાણી એક છેડેથી વહી જાય છે પરંતુ તેવીજ રીતે બીજે છેડેથી પાછું નવું આવતુંજ જાય છે.

વેદાન્ત, વળી કહે છે કે તમે પવિત્ર અને પૂર્ણ છો, તથા શુભ–અશુભ ( કિંવા પાપ–પૂણ્ય ) થી પર એવી જે સ્થિતિ છે, તે સ્થિતિજ તમારૂં પોતાનું સત્ય સ્વરૂપ છે. તે સ્વરૂપ શુભ કિંવા પૂણ્ય કરતાં બહુ વધારે શ્રેષ્ઠ છે. પૂણ્ય તો પાપ કરતાં વધારે સારૂં એટલું જ.

અમારામાં પાપનો કોઇ વાદજ નથી. અમે તેને અજ્ઞાન કહીએ છીએ. અન્ય જનો સાથેનો વ્યવહાર, સર્વનીતિશાસ્ત્ર, તે દૃશ્ય જગતમાંજ સંભવે છે. સત્યના અત્યંત સંપૂર્ણ કથન તરીકે અજ્ઞાન જેવી બાબતો અમે ઇશ્વરને લાગુ પાડવાનો વિચાર સુદ્ધાં ન કરીએ. ઇશ્વર વિષે બોલતાં અમે કહીએ છીએ કે તે સત્, ચિત્ અને આનંદ છે. એના વિષેનો કોઇપણ વિચાર કે વર્ણનનો પ્રયત્ન એને કૈવલ્ય મટાડીને દૃશ્ય વિષય બનાવશે અને એ રીતે એના સ્વરૂપને બાધ આવશે.

એક બાબત સ્મરણમાં રાખવાની છે: **सोऽहम्** યાને હું પરબ્રહ્મ છું, એ વચન જગતના ઇંદ્રિયજન્ય વ્યવહારમાં લાગુ ન પાડી શકાય. જગતના વ્યવહારમાં જો તમે એમ કરો તો પછી દુષ્કૃત્ય કરતાં તમને કોણ રોકશે ? તેથી આ પરબ્રહ્મતાનું વચન કેવળ આમુષ્મિક વ્યવહારમાંજ ઉચ્ચારી શકાય. અર્થાત્ કે જગત્‌નું મિથ્યાત્વ અનુભવ સિદ્ધ થયા બાદજ તેમ થઈ શકે. જો હું પરબ્રહ્મ હોઉં તો હું ઇંદ્રિયોના સર્વ વિકારોથી પર છું અને તેથી દુષ્કૃત્ય નજ કરૂં. અલબત નીતિ અથવા સદાચાર કંઇ માનવ જીવનનુ અંતિમ ધ્યેય નથી પણ મુક્તિને સંપાદન કરવાનું સાધનજ છે. વેદાન્ત કહે છે કે મનુષ્યને ભગવત્ સ્વારૂપ્યનો સાક્ષાત્કાર કરાવવાનો ‘ યોગ ’ એક માર્ગ છે. વળી વેદાન્ત કહે છે તેમ અંતરની મુક્તિ સધાતાં એ સિદ્ધ થાય છે અને પછી તેના આગળ બીજું બધુંજ ગૌણ બની જાય છે. સદાચારને નીતિ એ પછી પોતપોતાનાં યોગ્ય સ્થાનોમાં ગોઠવાઇ જાય છે.

અદ્વૈત સિદ્ધાન્તની વિરૂદ્ધની સર્વ ટીકાનો સાર એટલોજ છે કે તે ઈંદ્રિયજન્ય ભોગોને ઉત્તેજન નથી આપતો. અને અમે તે વાત હર્ષથી સ્વીકારીએ છીએ.

વેદાન્તની પદ્ધતિ ભીષણ નિરાશાવાદથી શરૂ થઇને સાચા આ-

શાવાદમાં પરિણામ પામે છે. અમે ઇંદ્રિયગમ્ય પદાર્થોના આશાવાદનો અસ્વીકાર કરીએ છીએ, પણ ઇંદ્રિયાતીત પરમસત્યના આશાવાદનું પ્રતિપાદન કરીએ છીએ. અમે એમ કહીએ છીએ કે સાચું સુખ ઈંદ્રિયોના વિષય ભોગોમાં નથી રહ્યું પણ ઈંદ્રિયોથી પર રહ્યું છે: અને તે મનુષ્ય માત્રમાં છે. જે જાતનો આશાવાદ અમે દુનીઆના પ્રવર્તતો જોઈએ છીએ તે જાતનો આશાવાદ તો ઈંદ્રિયોદ્વારા વિનાશનુંજ કારણ નીવડશે. અમારી ફીલસુફીમાં યાને અમારા વેદાન્તમાં નિગ્રહની અત્યંત મહત્તા છે. ઇંદ્રિયોનો અસ્વીકાર એટલેજ સત્ય સ્વરૂપનો સ્વીકાર; ઐન્દ્રિક જગતનો અસ્વીકાર કરવામાં વેદાન્ત નિરાશાવાદી છે, પણ સત્ય જગત્‌નું પ્રતિપાદન કરવામાં તે અત્યંત આશાવાદી છે.

મનુષ્યની તર્કશક્તિ યાને બુદ્ધિનો વેદાન્ત સ્વીકાર કરે છે. જો કે તે કહે છે કે બુદ્ધિ કરતાં પણ કંઇક બીજુ વધારે ઉંચું તત્વ છે; પણ માર્ગ બુદ્ધિદ્વારાજ રહેલો છે.

સઘળા જૂના વહેમોને હાંકી કાઢવા સારૂ આપણને બુદ્ધિની જરૂર છે; અને પછી બાકી જે રહે છે તે વેદાન્ત છે. એક સુંદર સંસ્કૃત કાવ્ય છે તેમાં એક મહાત્મા પોતાને ઉદ્દેશીને કહે છે કે "મારા મિત્ર, તું શામાટે રડે છે ? તારે માટે ભય કે મૃત્યુ નથી. તું શામાટે શોક કરે છે ? તારે માટે દુઃખ કે વિપત નથી, કેમકે તું તો આ અમાપ અનંત આકાશ જેવો તારા સ્વરૂપમાં અવિકારી છે. રંગબેરંગી વાદળાંઓ તેના આગળ આવે છે, થોડી વાર ક્રીડા કરે છે અને પાછાં અદૃશ્ય થાય છે છતાં આકાશ તો તેનું તેજ રહે છે. તારે તો માત્ર વાદળાં વિખેરી નાંખવાનુંજ કામ કરવાનું છે.

આપણે તો માત્ર બારણાં ખોલીને રસ્તોજ ચોકખો કરવાનો છે. પાણીનો પ્રવાહ તો પોતાના સ્વાભાવિક ગુણથી પોતાની મેળેજ ધસી આવશે અને બધુંજ ભરી કાઢશે, પાણી તો તૈયારજ છે.

મનુષ્ય બહુધા જાગ્રત છે, થોડોક સુષુમ છે અને જાગ્રદવસ્થાની પણ પેલી પાર જવાની તેનામાં શકિત છે. પરંતુ જ્યારે આપણે મનુષ્ય-ખરા મનુષ્ય બનીએ ત્યારેજ આપણે બધી રીતે બુદ્ધિથી પર થઈ શકીએ. ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ એ શબ્દોનો પ્રયોગ આ વ્યાવહારિક અસત્ જગતમાંજ માત્ર થઇ શકે. સત્ય જગતમાં યાને બ્રહ્મના સાક્ષાત્કાર પછી એવો પ્રયોગ પરસ્પર વિરોધીજ થઇ પડે, કેમકે ત્યાં પછી એવો ભિન્ન ભાવ શકયજ નથી. વ્યકત સમગ્ર સૃષ્ટિમાં મનુષ્ય એ ચિદ્શકિતનો સર્વોત્કૃષ્ટ આવિર્ભાવ છે. વેદાન્તીઓ કહે છે કે મનુષ્ય દેવો કરતાં પણ ચઢિયાતો છે. કેમકે દેવોને પણ મોડું વ્હેલું મરણને શરણ થવું પડશે અને પુનઃ મનુષ્ય થઇ અવતરવું પડશે, અને મનુષ્યદેહમાંજ માત્ર તેઓ પૂર્ણતાને મેળવી શકશે.

અમે સંપ્રદાય ઉભા કરીએ છીએ એ વાત સાચી, પણ તે સાથે સ્વીકારવું પડે છે કે તે સંપૂર્ણ તો નથી, કેમકે સત્ય વસ્તુ સર્વ પ્રકારના સંપ્રદાયો અને પદ્ધતિઓથી પર છે. અમે અમારા સંપ્રદાયોને બીજા સંપ્રદાયો સાથે સરખાવવા તત્પર છીએ અને અમારોજ સંપ્રદાય માત્ર બુદ્ધિગમ્ય અને ન્યાયસિદ્ધ છે, એમ સિદ્ધ કરી બતાવવા પણ તૈયાર છીએ; છતાં પણ તે સંપૂર્ણ તો નથીજ. કેમકે બુદ્ધિ પોતેજ સંપૂર્ણ નથી. તથાપિ સૌથી વધારે તર્કસિદ્ધ અને બુધ્ધિગમ્ય એવો કોઈ માર્ગ મનુષ્યબુદ્ધિ માટે શકય હોય તો તે માત્ર અમારો વેદાન્ત માર્ગજ છે

અમુક અંશે એ વાત સાચી છે કે દઢતા મેળવવા ખાતર સંપ્રદાયે ફેલાવું જોઇએ. વેદાન્તના જેટલો બીજો કોઈ પણ સંપ્રદાય વ્યાપક નથી. અત્યારે પણ વેદાન્તનું ખરૂં શિક્ષણ તો અંગત સંસર્ગથીજ આવે છે. એકલા વાંચનના જથાથી મનુષ્યો--ખરા નિઃશંક મનુષ્યો બનતા નથી; જે ખરા મનુષ્યો થઇ

ગયા છે તેઓ પણ જાતીય સંસર્ગથીજ તેમ થયા હતા. ખરૂં છે કે એવા ખરા મનુષ્યો બહુજ થોડા છે, પણ તેમની સંખ્યા વધવા છતાં પણ એમતો ન માની શકો કે એવો એક દિવસ આવશે કે જ્યારે આપણે બધાજ પંડિતો અને ફીલસુફો થઇ જઇશું.' જગતમાં સઘળે સુખજ સુખ થઇ રહેશે અને દુઃખ નામે નહિ રહે એવો કોઈ દિવસ આવશે એવું પણ અમે નથી માનતા.

કોઇ કોઇવાર આપણને એવી કોઈ અલૌકિક આનંદની એકાદ ક્ષણનો અનુભવ થાય છે કે જ્યારે આપણે કંઇ પણ ઇચ્છતા નથી, કંઇજ કરતા નથી અને આનંદ સિવાય અન્ય કોઇ ચીજ જાણતા પણ નથી. પછી તે ઘડી જતી રહે છે અને આપણે પાછો જગતના ચિતારને આપણી દૃષ્ટિ સમક્ષ પસાર થતો જોઇએ છીએ ત્યારે પણ એમજ જાણીએ છીએ કે આ બધું તે ઇશ્વર કે જે સર્વ ચીજોની ગુપ્ત સ્થિતિ—પીઠ છે તેનાપર થયેલું પચરંગી જડાવ કામજ છે—ઇશ્વરરૂપી પટપર ચિત્રાયલા આકારોજ માત્ર છે ને વાસ્તવમાં તો પટજ પટ છે !

વળી વેદાન્ત એમ પણ શીખવે છે કે નિર્વાણ અહિં અને અત્યારેજ મેળવી શકાય. તેની પ્રાપ્તિ માટે મરણ સુધી વાટ જોવાની રહેતી નથી. નિર્વાણ એટલે કે આત્માનો સાક્ષાત્કાર; અને એકવાર—માત્ર એકજ ક્ષણ—તેનો અનુભવ થયા બાદ મનુષ્ય કદી પણ દૃશ્યના મૃગજળથી નહિ ભોળવાય. આંખો હોવાથી દૃશ્ય જગત્ તો દેખાવાનુંજ; પણ મનથી આપણે જાણીએ છીએ કે તે ખરેખર શું છે. તેનું ખરૂં સ્વરૂપ આપણને જણાઇ ચૂકયું હોય છે. આત્મા કે જે અવિકારી છે તેને માયાનો પડદો ઢાંકે છે. પડદો ઉઘડતાં આપણે આત્માને તેની પછવાડે નિહાળીએ છીએ. જે કાંઈ વિકાર છે તે બધો પડદામાંજ છે. સંતપુરૂષમાં તે પડદો પાતળો હોય છે અને તે એટલો પાતળો કે તેની પછવાડે રહેલી સત્ય વસ્તુ તેની અંદરથી દેખાય.

પાપાત્મામાં તે પડદો જાડો હોય છે અને તે એવો જાડો હોય છે કે સતપુરૂષની માફક એની પાછળ પણ આત્મા રહેલો છે એ સત્યનું વિસ્મરણજ થઇ જાય છે. એ પડદો સ્વરૂપાવસ્થા સમયે સંપૂર્ણતઃ દૂર થઈ જાય છે ત્યારેજ જણાય છે કે વાસ્તવિક રીતે તેનું અસ્તિત્વજ નથી અને આપણે આત્મા સિવાય અન્ય કંઇજ નહોતા અને નથી. ત્યારે તે પડદો ભૂલાઇ સુદ્ધાં જાય છે. આ છીયે, આ હતા, આ નથી, એવા વિચાર માત્રને પણ ત્યાં અવકાશ હોતો નથી; બસ જે કાંઇ કહો તે તેજ! સચ્ચિદાનંદ!!

જીવનમાં આ ભેદના બે દેખાવો છે, તે આ પ્રમાણેઃ—એકતો એ કે જે મનુષ્ય સત્ય આત્માને ઓળખતો હોય છે તે કશાથી લેપાતો નથી. બીજું કે એવો મનુષ્ય એકલો પણ આખા જગતનું કલ્યાણ કરી શકે છે. બીજાઓનું કલ્યાણ કરવાનો ખરો હેતુ તેને સમજાઈ ચૂકયો હોય છે. બધે એકજ તત્ત્વ વ્યાપેલું—પોતાનેજ વ્યાપેલો તે જાણે છે, એનું નામ અહંકાર ન કહેવાય; પણ તેજ ખરી નિઃસ્વાર્થતા છે સમષ્ટિનું જ્ઞાન છે, વ્યષ્ટિનું નહિ. પ્રેમ અને સમભાવનો પ્રત્યેક પ્રસંગ આ સમષ્ટિનુંજ પ્રતિપાદન છે. " હું નહિ, પણ તું. " અન્યને મદદ કરો કેમકે હું એનામાં છું અને એ મારામાં છે—એક ભાવ જણાવવાની વેદાન્તની આ રીત છે. **માત્ર ખરો વેદાન્તીજ કોઈ પણ જાતના કચવાટ વગર અન્યના શ્રેય અર્થે જીવન સમાર્પણ ખરા અર્થમાં કરી શકશે.** કેમકે તેને ખબર હોય છે કે તે મરશે નહિ. સૃષ્ટિમાં જ્યાં સુધી એક પણ જંતુ જીવતું છે ત્યાં સુધી એ જીવતો છે; જ્યાં સુધી એક પણ મોઢું ખાતું હોય છે ત્યાં સુધી એ ખાય છે. એ રીતે તે અન્યનું કલ્યાણ કર્યેજ જાય છે અને શરીરસંભાળના આધુનિક વિચારોને આડે આવવા દઇને તે કદી અચકાતો નથી. આત્મનિગ્રહની આ સ્થિતિએ મનુષ્ય જ્યારે પહોંચે છે ત્યારે તે નૈતિક ઝગડાથી તેમ બીજા બધાથી પણ

પર બને છે. અત્યંત વિદ્વાનમાં, ગાયમાં, કૂતરામાં અને દુઃખીમાં તે વિદ્વાન, ગાય, કૂતરૂં કે દુઃખીને નથી જોતો પણ તે બધાંયમાં એકજ ચિદંશને વિલસી રહેલો જુએ છે. જગતમાં તેજ માત્ર સાચો સુખી છે; અને જે મનુષ્યે આ જીવનમાંજ તે એકતાને મેળવી છે જીતી છે, તેણે સમસ્ત વિદ્યમાનતાને–દુનિયાને જીતી છે; તે જીવન્મુક્ત છે. ઇશ્વર શુદ્ધ છે તેથી એવો મનુષ્ય ઇશ્વરમાંજ જીવતો કહેવાય છે. જીસસ કહે છે " એ બ્રહ્મ થયો તે પહેલાંનો હું છું. " એનો અર્થ એવો છે કે જીસસ અને એના જેવા બીજા મુક્તાત્માઓ છે; અને નેઝેરથના જીસસે મનુષ્યાવતાર ધારણ કર્યો તે તેના પોતાનાં કર્મોના યોગે નહિ, પણ માનવસૃષ્ટિનું કલ્યાણ કરવા અર્થે. મનુષ્ય મુક્ત થતાં એની બધીજ ક્રિયા બંધ પડે છે અને એ મૃતપિંડવત્ થાય છે એવું કંઇ છેજ નહિ; પણ ઉલટો બીજા કરતાં તેતો વધારે ચપળ બને છે, કારણ કે બીજાં બધાં પરતંત્ર સ્થિતિમાં બળાત્કારવશાતજ ક્રિયા કરેછે ત્યારે તે પોતે સ્વતંત્ર સ્થિતિમાં સ્વેચ્છાપૂર્વક કર્મ કરે છે.

ઇશ્વરથી જો આપણે અભિન્ન હોઇએ, તો પછી શું આપણને વ્યક્તિત્વ નથી ? અવશ્ય છે અને તે ઇશ્વરજ છે. આપણું વ્યક્તિત્વ ઇશ્વરજ છે. આ વ્યક્તિત્વ તે અત્યારે તમારે છે તે નહિ હો ! તે વ્યક્તિત્વ એટલે એક જેના ભાગલા ન થઇ શકે. પણ આને તમે વ્યક્તિત્વ પણ શી રીતે કહી શકો ? એક ઘડી તમે એક રીતે વિચારો છો, તો બીજી ઘડીએ વળી બીજી રીતે વિચારો છો અને વળી બીજી બે ઘડી રહીને ત્રીજી રીતે વિચારો છો. એ વ્યક્તિત્વ એવું છે કે જે વિકૃત થતું નથી, બધી વસ્તુઓથી પર છે અને અવિકારી છે. આજે ક્ષુદ્ર વ્યક્તિત્વના અભિમાનમાં લોકો તણાઇ જાય છે તે ને તેજ વ્યક્તિત્વની સ્થિતિ નિત્ય રહે તોતો અત્યંત ભયાનક થઇ પડે. કેમકે પછી તો ચોર તે હંમેશાં ચોરજ રહે અને દરોગો તે હંમેશાં

દરોગોજ રહે. બાળકને મરતાં સુધી બાળકજ રહેવું પડે. ખરૂં વ્યક્તિત્વ તો એછે કે જે કદાપિ વિકાર પામતું નથી અને કદી પામશે પણ નહિ; અને એવું વ્યક્તિત્વ તે આપણો પોતાનોજ અંતરાત્મા-શુદ્ધાત્મા-નિત્યાત્મા છે. આપણે પોતેજ છીએ. વેદાન્ત એ એક વિશાળ મહાસાગર છે. મહા સાગરની સપાટીપર જેમ મોટી મનવાર અને મછવો એક સંગાથે તરી શકે છે, તેવીજ રીતે વેદાન્ત રૂપી મહાસાગરમાં ખરો યોગી મુર્તિપુજકોની પાસે પણ હોઇ શકે કિંવા હડહડતા નાસ્તિક પાસે પણ સ્થિતિ કરી શકે. વળી આ વેદાન્ત મહાસાગરમાં શરીરભાવથી પણ હિંદુ, મુસલમાન, પારસી, અગર ખ્રિસ્તિ બધાંય એકજ પરમ પિતાનાંજ સંતાનો છે.

---

## ૧૯-કાયદો અને મુકિત.

જે માણસ જીવન મુક્ત છે તેને માટે 'કર્તવ્ય' નો કંઇ અર્થજ રહેતો નથી. કેમકે નામ અને રૂપ સાથેનું તાદાત્મ્યજ આ જગતનો અને કર્તવ્યનો જન્મ આપે છે.

વેદાન્તમાં પ્રયત્નને અવકાશ છે, પણ ભયને નથી. તમારૂં પોતાનું સત્ય સ્વરૂપ તમે સમજવા માંડશો એટલે બધાજ ભયો નાશ પામી જશે. અને જો એમ ધારશો કે તમે બંધાયલા છો, તો બંધાયલાજ રહેશો. જો એમ માનશો કે તમે મુક્ત છો, તો તમે મુક્ત થશો. અલબત્ત આ માન્યતા ઉપરઉપરની નહિ પણ મનન અને નિધ્યાસનપૂર્વકની-સંશય વિપર્યય રહિતજ હોવી જોઇએ.

માયાબદ્ધ અવસ્થામાંજ કેટલાક મુકિત માની લે છે, પણ તે જાતની મુકિત તે ખરા મુકિત નથી પણ તેનો આભાસ માત્રજ છે.

'કુદરતના કાયદાઓને આધીન થવું તેનું નામ મુક્તિ' એ વિચાર સાથે પણ મારો સહમત નથી. એમ કહેવાનો શો અર્થ છે તે મારા કળ્યામાં નથી આવતું. માનવ પ્રગતિના ઇતિહાસ ઉપરથી તો કુદરતની અવગણનાથીજ પ્રગતિ થયાનું જણાઇ આવે છે. કોઇ એમ કહેશે કે નિકૃષ્ટ કાયદાઓપર વિજય મેળવાયો તે ઉત્કૃષ્ટ કાયદાઓના યોગેજ. પરંતુ તેમાંયે વિજેતાનું મનતો મુક્ત થવાનેજ ફાંફાં મારતું હતું; અને જેવું તેને જણાયું કે એ મંથન પણ કાયદાને આભારી હતું, કે લાગલું તેને પણ જીતવાની મરજી કરી. અર્થાત્ કે પ્રત્યેક પ્રસંગમાં મુક્તિ એજ આદર્શ હોય છે. વૃક્ષો છે તે કુદરતના નિયમોનું કાંઇપણ ઉલ્લંઘન કરતાં નથી. ગાયને ચોરી કરતાં મેં કદી દીઠી નથી. માછલું કદી જૂઠું બોલતું નથી. છતાં તેઓ કાંઈ મનુષ્ય કરતાં ચઢીયાતાં નથી. આ માનવજીવન એ મુક્તિનું પ્રચંડ પ્રતિપાદન છે; અને આ નિયમાધીનતાને વધારે ફાવવા દીધાથી તો આપણે ઉલટા જડ દશાનેજ પ્રાપ્ત થઇશું—પછી તે આધીનતા સમાજના ક્ષેત્રમાં હોય, કે રાજકારણમાં હોય, કે ધર્મના સંબંધમાં હોય. કાયદા અને ધારાની અતિશય વિપુલતા એતો મૃત્યુનીજ નિશાની છે. જ્યાં જ્યાં જે કોઇ સમાજમાં ધારાની અતિશય ભરપટ જણાય ત્યાં સમજવું કે તે સમાજ સત્વર નાશ પામશે. હિંદની ખાસિયતોનો જો તમે અભ્યાસ કરશો તો તમને જણાશે કે હિંદુઓના જેટલા ધારા બીજી કોઇ પણ પ્રજામાં નથી અને રાષ્ટ્રીય જીવનનું મૃત્યુ એ એનું પરિણામ થયું છે. પરંતુ હિંદુઓની એક વિલક્ષણ ભાવના હતી—ધર્મમાં તેમણે કોઇ જાતના સ્થાયી સિદ્ધાંત કે મત કદી બાંધ્યા નથી અને તેથી ધર્મનો ઘણો સારો વિકાસ થયો છે. અનંત કે શાશ્વત કાયદામાં મુક્તિ હોઇ શકેજ નહિ, કારણ શાશ્વતતત્ત્વ કાયદાની અંદર છે એમ કહેવું તે તેને અશાશ્વત—મર્યાદિત કરવા જેવું છે.

ઇશ્વરને કોઈ જાતનો હેતુ હોય એમ નથી દેખાતું; કેમકે જો તેને કોઇ હેતુ હોય, તો પછી તે મનુષ્ય કરતાં કોઇ રીતે વધારે સારો કે ઉચ્ચ નથી. એને કોઇ હેતુની શામાટે ગરજ રહેવી જોઇએ? જો એને કોઇ હેતુ હોત તો તે તેનાથી બંધાઇ જાત, તે હેતુનું તેને બંધન હોત અને તે હેતુવડે પ્રાપ્ત કરવાની વસ્તુ યા સ્થિતિ તેના પોતાના કરતાં વધારે મહાન્ હોત. દાખલા તરીકે એક સાદડી ગુંથનારો સાદડી બનાવે છે. તે બનાવવામાં તેનો હેતુ, તેને પ્રાપ્ત નથી એવી કોઇ એક બહારની વસ્તુસ્થિતિને પ્રાપ્ત કરવાનો હોય છે. હવે એવી કઇ વસ્તુસ્થિતિ છે કે જેની ઇશ્વરને આવશ્યકતા હોય? જેવી રીતે મોટામાં મોટા શહેનશાહો પણ કોઇવાર રમકડાં સાથે ખેલે છે, તેવીજ રીતે પરમાત્મા પણ આ પ્રકૃતિ સાથે ખેલી રહ્યો છે; અને આપણે જેને કાયદો કહીએ છીએ તે આજ છે. આપણે તેને કાયદો કહીએ છીએ કેમકે આપણે માત્ર એ અસ્ખલિત નાના અંશોજ જોઈ શકીએ છીએ કે જે અખંડ વહી રહ્યા છે. કાયદા વિષેની આપણી બધી ભાવનાઓ એ નાના અંશોમાંજ સમાવિષ્ટ થયેલી છે. કાયદો અથવા નિયમ અનંત છે, તથા પત્થર બધોજ વખત પડયા કરશે એમ કહેવું બેહુદું અને અર્થરહિત છે. જો સઘળો તર્ક અનુભવના પાયાપરજ રચાતો હોય તો પચાસ લાખ વરસપર પત્થર પડતો હતો કે કેમ તે કોણ જોવા ગયું છે? તેથી કાયદો એ મનુષ્ય વિષે કોઇ એવું ઠરેલું ધોરણ નથી કે જેમાંથી તે છટકી જઇ ન શકે. મનુષ્ય વિષે શાસ્ત્રનું એ પ્રતિપાદન છે કે જ્યાં આગળથી આપણે શરૂ થઇએ છીએ ત્યાં આગળજ પાછા આવીએ છીએ. ખરી રીતે તો આપણે ધીરે ધીરે કાયદાના બહાર જતા જઇએ છીએ અને સમસ્ત જીવનોના સંચિત અનુભવની સ્હાયથી અંતે તેની ચુંગાલમાંથી તદ્દન નિસરી જઇએ છીએ. ઇશ્વર અને મુક્તિમાંથી આપણો ઉદ્ભવ થયો અને

મુક્તિ અને ઇશ્વરમાંજ આપણે વિરમવાના. આ નિયમો અને કાયદાઓ તો માત્ર આ વચલી સ્થિતિમાંજ છે કે જેમાંથી આપણે પસાર થવાનું છે. અમારૂં વેદાન્ત સદાસર્વદા મુક્તિનુંજ પ્રતિપાદક છે. નિયમ કે કાયદાની કલ્પના માત્ર પણ વેદાન્તીને ભડકાવી મેલે અને કાયદાની અનંતતા તો તેને માટે બહુજ ભયાનક થઇ પડે; કેમકે પછી તો છૂટવાની કોઇ બારીજ ન રહે. કોઇ અનંત કાયદો તેને હરહંમેશને માટે અને દરેક ક્ષણને માટે બંધનકર્તા હોયજ તો પછી તેના અને એક તણખલા વચ્ચે તફાવત પણ શો રહ્યો ? કાયદાના એવા પૃથક ભાવને અમે નથી માનતા.

અમે કહીએ છીએ કે મનુષ્યે જે મેળવવાનું છે તે મુક્તિ છે અને તે મુક્તિ તે પરમેશ્વર પોતેજ છે. તે મુક્તિરૂપ પરમાત્મા અમાપ સુખરૂપ છે પણ મનુષ્ય જ્યારે તેને કોઇ અંતવાન વસ્તુમાં શોધે છે ત્યારે તેને તેની માત્ર એકાદ ચીણગારીજ–અને તે સ્વલ્પ સમય માટેજ મળે છે. ચોર જ્યારે અમુક વસ્તુ મેળવે છે, અથવા તો ગૃહસ્થ જ્યારે સ્ત્રીસંગ કરે છે ત્યારે તેને પણ સુખજ મળે છે અને ભક્ત કે જ્ઞાનીને પણ ઇશ્વરમાંથી સુખજ મળે છે; પરંતુ ચોરને તો સુખની માત્ર એક સ્વલ્પ ચીણગારીજ મળે છે અને તેના આદિ તેમજ અંતમાં દુઃખના ઢગલે ઢગલા તેને ભોગવવાના આવે છે. ભક્ત કે જ્ઞાનીને તો એક જમવા બેઠેલા ભૂખ્યા માણસને જેમ દરેક ગ્રાસે પુષ્ટિ તુષ્ટિ મળતી ચાલે છે તેમ આદિ મધ્ય અને અંતમાં સુખજ સુખ મળે છે. સુખ તે પરમેશ્વર છે, પ્રેમ પરમેશ્વર છે, મુક્તિ પરમેશ્વર છે; અને જે જે કંઇ બંધનરૂપ છે–દુઃખરૂપ છે તે ઇશ્વર નથી.

મનુષ્ય માત્રમાં મુક્તિ તો પહેલેથીજ–એકાદ કાગળના પરબીડીયામાં બંધ કરેલી હુંડીની પેઠે રહેલી છે પરંતુ તેને તેણે કાઢવી કાઢવી પડશે. તેનામાં તે છે ખરી પણ હૃદયપટપર ખુલ્લી અંકિત

ન થવાથી હરપળે તે વાત એ ભૂલી જાય છે. સમજણપૂર્વક કે વગર સમજે તેની શોધ કર્યા કરવા પાછળજ પ્રત્યેક મનુષ્યનું સમસ્ત જીવન વ્યતીત થાય છે. એમાં સુજ્ઞ અને અજ્ઞ મનુષ્ય વચ્ચે તફાવત એ છે કે પહેલો સમજણ પૂર્વક તે ક્રિયા કરે છે ત્યારે બીજો તે ક્રિયા વગર સમજે કરે છે અને તેને પરિણામે તેમના માર્ગમાં, શ્રમમાં, સમયમાં, સાધનમાં, સાધનામાં બહુજ તફાવત રહ્યા કરે છે. અણુથી માંડીને દેવ પર્યંત દરેક વ્યકિત આ મુકિતને માટેજ મથી રહી છે. અજ્ઞ માણુસને અમુક મર્યાદામાં એ મુક્તિ લાધે છે–એટલે કે ભૂખ કે તરસની શાંતિ તે મેળવે છે એટલે તે સંતુષ્ટ થાય છે. પરંતુ સુજ્ઞ જન સમજે છે કે એ શાંતિ બહુજ થોડા વખત માટે છે અને એના કરતાં વધારે સબળ બંધનને દૂર કરવાનું છે. અજ્ઞ મનુષ્યની ક્ષણિક મુકિતને તે મુદ્દલે મુકિત નહિ ગણે.

અમારા તત્ત્વવેત્તાઓના અભિપ્રાયમાં ' મુકિત ' એજ અંતિમ લક્ષ્ય છે. ' જ્ઞાન ' એ તેમનું અંતિમ લક્ષ્ય નથી થઇ શકતું. કારણ કે જ્ઞાન એ સંયુકત ચીજ છે–શકિત અને મુકિતની બનેલી સંયુકત વસ્તુ છે, જ્યારે એમાંથી ઇચ્છવા યોગ્ય વસ્તુ તો માત્ર એકલી મુક્તિ જ છે. મનુષ્ય જેને માટે ફાંફાં મારે છે ને મથે છે તેતો એજ વસ્તુ છે. એકલી શકિત હોવી તે કાંઈ મુકિત નથી. દાખલા તરીકે એક પદાર્થવિજ્ઞાની પોતાની વિજ્ઞાનશકિતના જોરે વિદ્યુતનો આંચકો એક માઇલના અંતર સુધી મોકલી શકે છે; એટલે તેની તે મહત્તાને લીધે તેના સ્મારક તરીકે તેનું એક પુતળું બનાવી જાહેર સ્થળે મૂકવામાં આવે છે; પરંતુ બીજા હાથપર કુદરત એવા આંચકાઓને અસીમ અંતર સુધી પ્રેરી શકે છે, તો પણ આપણે કુદરતનાં પૂતળાં નિર્માણ નથી કરતા કે નથી તેની એ મહાન શકિત માટે આશ્ચર્ય પણ બતાવતા મતલબકે મનુષ્ય જેટલી પોતાની શકિત વધારે છે અને

જેટલે દરજ્જે કુદરતની આધીનતામાંથી મુક્ત બને છે તેટલે દરજ્જે તેને આપણે મહાન્ ગણીએ છીએ. આ દાખલાથી સમજાશે કે માણુસને જે જરૂર છે તે કાયદાની નથી પણ કાયદાને તોડવાની શક્તિની છે. આપણે કાયદા ભંજક જ થવા માગીએ છીએ. જો તમે કાયદા અને નિયમોથી બંધાયલાજ સદા રહો તો પછી તમારી સ્થિતિ માટીના ઢેફા જેવીજ ગણાય. અત્યારે તમે કાયદાથી પર છો કિંવા નહિ એ સવાલ નથી; પણ વાસ્તવમાં આપણે કાયદાથી પર છીએ, એ વિચારના પાયાપરજ માનવ જાતિનો સમગ્ર ઇતિહાસ રચાયો છે. ઉદાહરણાર્થ ધારો કે એક માણુસ અરણ્યમાં વસે છે અને તેને શિક્ષણ કે જ્ઞાન જેવું કંઇજ મળ્યું નથી. હવે તે એક પત્થરને પડવાના કુદરતી બનાવને જુએ છે અને માને છે કે તે મુક્તિ છે. પણ જેવી એને ખબર પડે છે કે તે પડવોજ જોઇએ—પડવું એ પત્થરનો ધર્મજ છે—કે તુરતજ તે તેને કુદરત અથવા જડયાંત્રિક ક્રિયા કહે છે. હું બહાર ફળીઆમાં જાઉંયે ખરો ને ન પણ જાઉં, તેમાંજ મારૂં મનુષ્ય તરીકેનું ગૌરવ છે. જો મારી ખાત્રીજ હોય કે મારે ત્યાં જવુંજ પડશે તો હું મારી જાતને પરાધીન કરી દઉં છું અને એક યંત્રરૂપ બનું છું. કુદરત પણ તેની અનંતશક્તિ સહિત માત્ર એક યંત્રજ છે. ચૈતન્યમય જીવન તો માત્ર એ યંત્રથી મુક્ત થવામાંજ રહેલું છે. વેદાન્ત કહે છે કે એ અરણ્યવાસી માણુસનો વિચાર ખરો છે—એની ઉપલક દૃષ્ટિ બરાબર છે, પણ સમજૂતિ ખોટી છે. મનુષ્ય જાતિના આવા બધા અનુભવો પછી પણ આપણે પાછા ફરીને તેનું તેજ વિચારીશું પણ તે જરા વધારે ઠરેલ અર્થમાં વિચારીશું. ધારો કે મારે બહાર ફળીઆમાં જવું છે. ને મેં ચાલવા માંડયું. એટલામાં વળી બીજો વિચાર આવતાં તેને અનુસરતી બીજી ઇચ્છા ઉદ્ભવીને ત્યાં જવાની મને મના કરે છે અને હું થંભુ છું. આ ઇચ્છા અને ગમનની પહેલી

ઇચ્છા વચ્ચે જે વખત ગયો તે-વખતમાં જે ગમનરૂપી કાર્ય મેં કર્યું હતું તે પણ મારી ઇચ્છાને લીધેજ કર્યું હતું અને તેથી ઇચ્છામયજ તે હતું. એટલે કે ચાલવામાં અને અટકવામાં સર્વત્ર મારી ઇચ્છાનુંજ સામ્રાજ્ય પ્રવર્તિ રહ્યુ હતું. ઇચ્છા અને ક્રિયાની આ એકરૂપતાનેજ આપણે કાયદો કે નિયમ કહીએ છીએ. મારાં કાર્યોની આ એકરૂપતા, મને જણાય છે કે ઘણી ટુંકી ટુંકી અવધીઓમાં પણ વહેંચાયલી હોય છે અને તેથી મારી એ ક્રિયાઓને હું નિયમબદ્ધ નથી કહેતો; પરંતુ એમાં એટલું તો નક્કીજ છે કે હું મુક્ત સ્થિતિમાંજ કામ કરૂં છું. હું પાંચ મિનિટ ચાલું છું ખરો, પણ એ ચાલવું અને એ પાંચ મિનિટો પણ મારી ઇચ્છામયજ હતી. કેમકે તેની પૂર્વે તેમ કરવાની પ્રેરણા મને મારી ઇચ્છા તરફથીજ થઇ હતી. તેથીજ માણસ કહી શકે છે કે તે મુક્ત છે, કેમકે તેની સઘળી ક્રિયાઓ નાના નાના કાળવિભાગોમાં વહેચાયલી હોય અને તે ક્રિયાઓ ( ચાલવું અને ઉભું રહેવું, હા કહેવું અને ના કહેવું ઇત્યાદિ રૂપે ) એક બીજાથી વિરૂદ્ધ પ્રકારની હોય, છતાં પણ તે સમગ્ર કાળવિભાગોમાં અને ક્રિયાઓમાં ઇચ્છાના આધીનપણારૂપી સામ્યતા તો અવશ્યમેવ રહેલીજ હોય છે. આ સામ્યતાની સમજમાંજ મુક્તિનો વિચાર સમાયલો છે. કુદરતમાં આપણે સામ્યતાના બહુ મોટા મોટા વિભાગો પડેલા જોઇએ છીએ એટલોજ ફરક છે. બાકી આપણા અને કુદરતના બંનેના આરંભ અને અંત તો સ્વતંત્ર પ્રેરણામાંથીજ હોવા જોઇએ. 'મુક્તિની પ્રેરણા' એ છેક આરંભની પ્રેરણા હોઇને આપણામાં તે અદ્યાવધિ ચાલી આવી છે, પણ આપણા નાના નાના કાળવિભાગોની તુલનામાં એ અંતરાય લાગી છે. તાત્ત્વિક મુદ્દાઓપર પૃથક્કરણ કરતાં આપણને જણાય છે કે આપણે મુક્ત નથી તો પણ આ વટક—આ ભાવના તો ઉંડાણમાં રહેવાનીજ કે 'હું મુક્ત છું' હવે આ ભાવના—પ્રેરણા

કેવી રીતે આવે છે તેનોજ આપણે ખુલાસો કરવાનો છે.

આપણને જણાશે કે આપણી અંદર બે પ્રકારની પ્રેરણાઓ રહેલી છે. આપણી હાલની બુદ્ધિ આપણને કહે છે કે આપણી બધી ક્રિયાઓ કારણજન્ય છે, પરંતુ તેની સાથે સાથેજ તે બુદ્ધિ કરતાં પણ વધારે ઉંડાણમાં રહેલી પ્રેરણાવડે આપણે સ્વાતંત્ર્ય કિંવા મુક્તિનું પ્રતિપાદન કરીએ છીએ. આ ઘુંચનો વેદાન્ત એવો ઉકેલ કરે છે કે મનુષ્યના અભ્યંતરમાં મુક્તતા અવશ્ય છે—આત્મા ખરેખાત મુક્તજ છે. આત્માની ક્રિયાઓરૂપ જે આ દેહ અને મન તે મુક્ત નથી પણ આત્માની મુક્તતા તેમાં થઇને બહાર ઝરે છે તો ખરીજ.

પ્રતિક્રિયા ( પ્રત્યાઘાત ) કરતાં બરોબરજ આપણે ગુલામી સ્થિતિને પામીએ છીએ. એક માણસ મને ઠપકો આપે છે અને હું લાગલોજ ક્રોધના રૂપમાં તેનો પ્રત્યાઘાત કરૂં છું. આમ તે માણસે ઉછાળેલા એક નાના સરખા મોજાનો હું ગુલામ બન્યો. આવી ગુલામીમાંથી આપણે મુક્ત રહીને આપણી મુક્તિ સિદ્ધ કરવાની છે. તેઓજ ખરા મુક્તજનો છે કે જેઓ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, વિદ્વાનમાં વિદ્વાન્ અને ક્ષુદ્રમાં ક્ષુદ્ર કિંવા પામરમાં પામર અને દુષ્ટમાં દુષ્ટ મનુષ્યને પણ મનુષ્ય, વિદ્વાન કે પામર તરીકેના ભાવથી નથી જોતા પરંતુ બધાયમાં એક ઇશ્વરનેજ જુએ છે. તેવાઓએ ખરેખર આ જીવનમાં અને સંસારમાંજ સ્વર્ગને પોતીકું બનાવ્યું છે અને તેમાં પોતાનો સજ્જડ પગદંડો જમાવ્યો છે.

પરમેશ્વર પવિત્ર અને શુદ્ધ હોઇ બધા વિષે સરખો છે. તેથી એવો સુજ્ઞ સાધુ સાક્ષાત ઇશ્વરજ કહેવાશે. આ આપણું ધ્યેય છે. એ ધ્યેય પ્રતિજ આપણે જઇ રહ્યા છીએ; અને પૂજાનો હરેક પ્રકાર, માનવીનું પ્રત્યેક કાર્ય, તે એ ધ્યેયની પ્રાપ્તિનીજ રીતો છે. માણસ પૈસાની ઇચ્છા કે માગણી કરે છે તે પણ મુક્તિ માટેનોજ પ્રયત્ન છે. દારિ-

દ્રના પાશમાંથી છૂટવાનોજ તે યત્ન છે. આ પ્રમાણે માણસનું હરેક કાર્ય પૂજારૂપ છે. કેમકે તેમાં મુક્તિનીજ ભાવના જાણતાં કે અજાણતાં રહેલી છે. સઘળાં કાર્યનું વલણ પરોક્ષ કે અપરોક્ષ રીતે તેજ હોય છે. જે કાર્યો એ આદર્શ સિદ્ધ થવામાં અંતરાયકર્તા હોય તેમનોજ માત્ર ત્યાગ કરવાનો છે. જાણે કે અજાણે પણ આખુંજ વિશ્વ તે મુક્તિની—નિત્ય મુક્ત પ્રભુનીજ પૂજા કરી રહ્યું છે. અજ્ઞ મનુષ્યને બિચારાને ખબર નથી કે જ્યારે તે કોઇને શાપ આપે છે કે ગાળો ભાંડે છે ત્યારે પણ તે ઇશ્વરનેજ બીજા રૂપમાં ભજે છે; કારણ કે એ ક્રિયાઓ પણ તેઓ મુક્તિ માટેજ કરે છે. તેઓને બિચારાઓને એટલી ખબર નથી કે એમ કરવાથી—કોઇ પણ ચીજને પ્રત્યાઘાત કરવાથી તેઓ પોતાની જાતને મુક્ત કરવાને બદલે ઉલટા તે ચીજની ગુલામજ બનાવી બેસે છે. કાંટાળા ઝાંખરાને લાત મારવામા સુખ—મુક્તિ નથી મળવાની પણ દુ:ખ—બંધનજ મળવાનું—વધવાનું છે.

આપણા પોતાના મર્યાદિતપણાની ભાવનામાંથી જો આપણે મુક્ત થઈ શકીએ તો સર્વ કંઇ સિદ્ધ કરવાનું આપણે માટે શક્ય થાય તેમ છે. આમાં સવાલ માત્ર સમયનોજ છે. પણ જો એજ અંતરાય હોય તો તો તમારામાં શક્તિનો વધારો કરો અને એ રીતે સમયને ઓછો કરો. પેલા પ્રોફેસરની વાતને યાદ કરો કે જેણે આરસપહાણના વિકાસના રહસ્યનો અભ્યાસ કરીને બાર વરસની મુદતમાંજ આબેહુબ આરસપહાણ તૈયાર કર્યો હતો; જ્યારે કુદરતને તે તૈયાર કરવા પાછળ સેંકડો વરસ લાગે છે.



# પ્રશ્નોત્તરો.*



પ્રશ્ન:—હિંદુસ્થાનમાં અત્યારે તાત્ત્વિક વિચારની પ્રવૃત્તિ કેવી જાતની ચાલે છે તે વિષે કંઈક જાણવાની મારી ઉત્કંઠા છે. તો તે કહેવા કૃપા કરશો ?

ઉત્તર:—હું જણાવી ગયો છું તેમ હિંદુઓનો મોટો ભાગ વ્યવહારૂ રીતે દ્વૈતવાદી છે અને નાનો ભાગ અદ્વૈતવાદી છે. ચર્ચાનો મુખ્ય વિષય જોઇએ તો **માયા** અને **જીવ** છે. ભારતવર્ષમાંથી નીકળી હું જ્યારે આ દેશમાં ( અમેરિકામાં ) આવ્યો ત્યારે મને જણાયું કે અત્રે મજુરવર્ગના લોકો સુદ્ધાંત દેશની વર્તમાન રાજકીય પરિસ્થિતિથી સારા માહીતગાર છે; પણ મેં જ્યારે તેમને પૂછ્યું કે "ધર્મ એટલે શું ? અને અમુકઅમુક પંથના સિદ્ધાંતો શા છે" ત્યારે તેઓએ લાચારી બતાવતાં કહ્યું કે " અમે એવું તેવું કંઈ નથી જાણતા, બાકી અમે દેવળમાં તો જઇએ છીએ." હવે અમારા ભારતવર્ષમાં જો હું કોઇ ગામડીઆને જઇને પૂછું કે "અત્યારે તમારાપર કયા રાજાનો અમલ ચાલે છે ?" તો તે તરતજ જવાબ આપશે કે " મને તેની કંઇ ખબર નથી, હું તો મારે ભરવાના કર ભર્યે જાઉં છું" પણ જો હું તેને પૂછું કે " તમારો ધર્મ કીયો ?" તો તે તરતજ કહેશે કે " હું દ્વૈતવાદી છું." એટલુંજ નહિ પણ માયા અને જીવ વિષેની વિગતોમાં ઉતરવાને પણ તે તૈયાર હોય છે. તેને વાંચતાં

---

* ઇ. સ. ૧૮૯૬ ના માર્ચ માસની ૨૫ મી તારીખે અમેરિકામાં આવેલી હાર્વર્ડ યુનિવર્સિટિની 'ગ્રેજ્યુએટ ફીલોસોફીકલ સોસાઇટી' સમક્ષ 'વેદાન્ત ફીલસુફી' એ વિષયપર સ્વામીજીનું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી આ પ્રશ્નોત્તરો થયા હતા.

લખતાં જો કે નથી આવડતું હોતું, તોપણ આ બધી વાતો તે સાધુ સંતોને મોંઢે શીખ્યો હોય છે અને તે ઉપર ચર્ચા કરવી તેને બહુ ગમે છે. દિવસનાં કામથી પરવાર્યા પછી આ ખેડુતો કોઇ ઝાડ તળે ભેગા થાય છે અને માંહોમાંહ્ય આ વિષયોપર ચર્ચા ચલાવે છે.

પ્રશ્નઃ—હિંદુઓમાં 'ધર્મપરાયણતા' નો શો અર્થ સમજવામાં આવે છે વારૂ ?

ઉત્તરઃ—હાલના જમાનામાં તો તેનો અર્થ ખાન, પાન અને વરણી પરણી સંબંધમાં પોતપોતાની જ્ઞાતિના અમુક અમુક ધારા-ઓનું યથાર્થ પરિપાલન કરવું એટલોજ થાય છે. પછી ભલે તે પોતાને રૂચતો ગમે તે પંથ પાળે. ભારતવર્ષમાં અમુક એકજ સ્થાપિત ધર્મ કદાપિ હતો નહિ; અને તેથી "ધર્મપરાયણતા" ના સિદ્ધાંતો અને નિયમો ઘડનાર કોઇ મંડળ પણ કદાપિ અસ્તિત્વમાં આવ્યું નથી. સામાન્ય રીતે જે લોકો વેદોને માનતા હોય છે તેમને અમે 'ધર્મપરાયણ' કહીએ છીએ; પણ વસ્તુતઃ અમે જોઇએ છીએ કે ઘણાખરા દ્વૈતવાદી પંથો એકલા વેદો કરતાં પુરાણોમાં વધારે માને છે.

પ્રશ્નઃ—ગ્રીક લોકના સ્ટોઇક તત્ત્વજ્ઞાનપર તમારા હિંદુ તત્ત્વ-જ્ઞાનની શી અસર થવા પામી હતી વારૂ ?

ઉત્તરઃ—હિંદમાં આવેલા એલેકઝેન્ડ્રીઅન લોકોદ્વારા અમારા તત્વજ્ઞાનની છાયા સ્ટોઇક તત્વજ્ઞાનપર પડી હોય એ બહુ સંભવિત છે. ગ્રીસના મહાન્ ગણિતશાસ્ત્રી પિથેગોરાસપર સાંખ્ય વિચારોની અસર થએલી હોવાનું અનુમાન થાયછે. તે ગમે તેમ હોય, પણ અમે એટલું તો માનીએ છીએ કે વેદોના તત્વજ્ઞાનને તર્કદ્વારા એક રાગ કરવાનો સૌથી પ્રથમ પ્રયત્ન સાંખ્યદર્શનનોજ હતો. સાંખ્યના આદ્ય પ્રવર્તક ભગવાન કપિલમુનિનું નામ વેદોમાં પણ મળી આવે છે.

જેમકે-**ऋषिं कपिलं प्रसुतं यस्त्वमग्रे**-એટલે કે "તું કે જેણે પ્રથમ કપિલઋષિને પેદા કર્યા."

પ્રશ્ન:—આ સાંખ્ય તત્વજ્ઞાનને અમારા પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રો સાથે શો વિરોધ છે?

ઉત્તર:—વિરોધ જરાયે નથી. અમે તેની સાથે એકમતજ છીએ. અમારો ઉત્ક્રાન્તિનો અને આકાશ તથા પ્રાણનો સિદ્ધાંત આબે-હુબ તમારી અર્વાચીન ફીલસુફીઓના સિદ્ધાંત જેવોજ છે. ઉત્ક્રાન્તિ વિષેની તમારી માન્યતા અમારા યોગીઓનાં જીવનમાં અને અમારા સાંખ્યદર્શનમાં મળી આવે છે. દાખલા તરીકે, પ્રકૃતિના પૂરથી એક જાતિ કિંવા યોનિ બીજી જાતિમાં કિંવા યોનિમાં રૂપાંતર પામે છે, એવું પ્રતિપાદન કરતાં પતંજલિએ કહ્યું છે કે-**जात्यन्तर परिणामः प्रकृत्यापुरात्**; માત્ર સમજૂતીની રીતમાંજ તે તમારા દર્શનકારોથી જૂદો પડે છે. ઉત્ક્રાન્તિ વિષયક તેની (પતંજલિની) સમજૂતી આધ્યાત્મિક છે. તે કહે છે કે જેવી રીતે કોઇ ખેડૂતને પોતાના ખેતર પાસે થઇને વહેતી નહેરમાંથી પોતાના ખેતરમાં પાણી લેવું હોય તો તેને માત્ર તેના માર્ગમાંનો બંધજ ઉઠાવી લેવાનો હોય છે-**निमित्त-मप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिक वत्**-તેવીજ રીતે દરેક મનુષ્ય અનંત તો છેજ, માત્ર બાહ્યબંધનો અને સંજોગોજ તેને અંદરનો અંદર પૂરી રાખે છે તથા પોતાનું ખરૂં સ્વરૂપ વ્યક્ત કરતાં અટકાવે છે, પણ જેવા એ પ્રતિબંધો દૂર ખસેડી નાંખવામાં આવે છે કે તરતજ તે બહાર ધસી આવે છે અને પોતાના ખરા સ્વરૂપમાં વ્યક્ત થાય છે. પ્રાણીની અંદર એટલે કે પશુયોનિમાં મનુષ્યનું સ્વરૂપ અવ્યક્ત-અપ્રકટપણે રહેલું હોય છે તે સંજોગો અનુકૂળ આવતાંજ પોતાના શુદ્ધ માનવસ્વરૂપમાં વ્યક્ત થાય છે. અને વળી એથી વધારે સારા ને અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં મનુ-

બ્યની અંદર રહેલો ઇશ્વરભાવ પણ વ્યક્ત થાય છે. તાત્પર્ય કે નવા સિદ્ધાંતોમાં અમને વાંધા પડતું હોય કિંવા અમારે તકરાર કરવા જેવું હોય તો તે અતિ અલ્પ છે. દાખલા તરીકે ઉપલબ્ધિ કિંવા જ્ઞાન-શક્તિ વિષેનો અમારો સાંખ્ય સિદ્ધાંત અર્વાચીન 'પ્રાણીગુણધર્મ વિદ્યા' (ફીઝીઓલોજી) ના સિદ્ધાંતથી થોડોકજ જુદો પડે છે.

પ્રશ્ન:—પણ તમારી રીત જુદી છે, નહિ?

ઉત્તર:—હા, અમે દાવા સાથે કહીએ છીએ કે 'મનઃશક્તિ-ઓની એકાગ્રતા' એજ જ્ઞાનપ્રાપ્તિનો એક માત્ર માર્ગ છે. ભૌતિક વિદ્યામાં મનની એકાગ્રતાનો અર્થ એવો થાય છે કે મનને પોતાના આત્મા પ્રતિ આકર્ષવું. મનની આવી જાતની એકાગ્રતાને અમે યોગ કહીએ છીએ.

પ્રશ્ન:—યોગાવસ્થામાં આ સિદ્ધાંતોનું સત્ય પ્રત્યક્ષ થાય છે ખરૂં?

ઉત્તર:—યોગી લોકો તો ઘણો મોટો દાવો કરે છે. તેઓ ખાત્રીપૂર્વક કહે છે કે મનની એકાગ્રતાથી યાને યોગથી બ્રહ્માંડમાંનું એકે એક સત્ય-બાહ્ય તેમજ અભ્યંતર-મનને પ્રત્યક્ષ થાય છે.

પ્રશ્ન:—આ બ્રહ્માંડના સંબંધમાં અદ્વૈતવાદીનો શો મત હોય છે વારૂ?

ઉત્તર:—અદ્વૈતવાદીનું કહેવું એમ થશે કે આ સઘળું બ્રહ્માંડ તેમજ બીજી સર્વ સચરાચર ચીજોનું અસ્તિત્વ કેવળ માયામાંજ કિંવા દેખવામાંજ રહેલું છે અને વાસ્તવમાં તેઓનું અસ્તિત્વ છેજ નહિ. આપણે માયાના પાશમાં બંધાયેલા છીએ ત્યાં સુધીજ આ આભાસો આપણા જોવામાં આવે છે. આ આભાસોમાં વસ્તુઓ અમુક નિય-મિત ક્રમમાં આવે છે અને જાય છે. પરંતુ તેમના મૂળમાં તેમજ અંતમાં નિયમ કે ક્રમ જેવું કંઇજ હોતું નથી, કેવળ મુક્તિજ છે.

પ્રશ્ન:—અદ્વૈતવાદ દ્વૈતવાદનો વિરોધી છે કે કેમ?

ઉત્તરઃ—ઉપનિષદોની રચના અમુક વ્યવસ્થિત રૂપમાં ન હોવાથી તત્વવેત્તાઓની જ્યારે પણ કોઇ મત સ્થાપન કરવાની મરજી થાય ત્યારે પોતાને મનગમતાં ઉપનિષદોનો આધાર લેવાનું સુગમ પડતું હતું. કોઇ પણ ધર્મપંથની રચનામાં ઉપનિષદોનો આધાર આપવા સિવાય તો ચાલે તેમજ ન હતું. ઉપનિષદોને બાજુ રહેવા દઇને કોઈ પણ ધર્મપંથ ઉભો કરવો અને પાયાને ટાળી અદ્ધર મકાન ઉભું કરવું એ બે બરાબર હતું. તત્વજ્ઞાનના જૂદા જૂદા જેટલા પ્રકારો છે તે બધાયનાં મૂળ ઉપનિષદોમાં આપણને મળી આવે તેમ છે. તમારા પ્રશ્નના નિરાકરણમાં અમે એટલુંજ કહીશું કે અદ્વૈતવાદ દ્વૈતવાદનો જરાયે વિરોધી નથી, પણ પ્રભુપ્રાપ્તિનાં ત્રણ પગથિયાંમાંનું તે એક પગથિયુંજ છે. તેમાં પ્રથમ પગથિયું દ્વૈતવાદ છે. તેને વટાવ્યા પછી મનુષ્ય તેના કરતાં વધારે ઉંચું પગથિયું જે એકતરફી દ્વૈતવાદનું છે તેને પહોંચે છે અને ત્યાંથી છેલ્લા પગથિયે જઈ વિશ્વ સાથેની પોતાની અભિન્નતાનો અનુભવ કરે છે. માટે એ ત્રણ પગથિયાં એક બીજાનાં વિરોધી નથી પણ પરસ્પર પોષકજ છે.

પ્રશ્નઃ—માયા કિંવા અજ્ઞાનનું અસ્તિત્વ શા કારણે છે ?

ઉત્તરઃ—કાર્યકારણની મર્યાદા ( માયા ) ની બહારથી "શા માટે-કેમ ?" એમ પૂછી શકાયજ નહિ. માયાની અંદરજ માત્ર તેમ થઇ શકે. માટે અમે કહીએ છીએ કે જ્યારે તર્કસંગત રીતે એ પ્રશ્નને પૂછવામાં આવશે ત્યારે અમે તેનો પ્રત્યુત્તર આપીશું. તે પહેલાં ઉત્તર આપવાનો અમને કોઇ અધિકાર નથી.

પ્રશ્નઃ—સાકાર પરમેશ્વરને માયાનું આવરણ લાગુ પડે છે કે કેમ ?

ઉત્તરઃ—હા; પરંતુ સાકાર પરમેશ્વર પણ માયાના આવરણમાં થઈને દેખાતો કૈવલ્યબ્રહ્મજ છે. એ કૈવલ્યબ્રહ્મ જ્યારે પ્રકૃતિને આધીન હોય છે ત્યારે તે જીવાત્મા નામથી ઓળખાય છે; અને તે

જ્યારે પ્રકૃતિ ઉપર અધિકાર ચલાવે છે યાને પ્રકૃતિને પોતાને વશ વર્તાવે છે ત્યારે ઇશ્વર કિંવા સાકાર પરમાત્માના નામે ઓળખાય છે. જો કોઇ શખ્સ અહિં પૃથ્વીપરથી સૂર્યને તેના યથાર્થ સ્વરૂપમાં જોવા સારૂ પ્રયાણ કરે, તો પ્રથમ તો તેને તે નાનો સરખો જણાશે; પણ તે જેમ જેમ આગળ જતો જશે તેમ તેમ તે તેને મોટો ને મોટો જણાતો જશે અને એમ કરતાં અંતે જ્યારે તે સાક્ષાત્ સૂર્ય સમક્ષ જઇ પહોંચશે ત્યારેજ તેને સૂર્યનારાયણની ખરી વિશાળતા દૃગ્ગોચર થશે. તેના પ્રયાણની પ્રત્યેક પાયરીમાં દેખીતી રીતે તેને જૂદો જૂદો સૂર્ય જણાતો હતો; છતાં આપણી ખાત્રી છે કે તે એકનો એકજ સૂર્ય નિહાળતો હતો. તેવી રીતે આ સર્વ સ્થાવર જંગમ પદાર્થો એક માત્ર કૈવલ્યબ્રહ્મનાજ આભાસો છે અને આભાસ તરીકે તેઓ સત્ય છે. એમાંનો એકે આભાસ ખોટો નથી, પણ આપણે માત્ર એટલું તો કહી શકીએ કે તે સર્વ નીચી પાયરીઓ છે.

પ્રશ્ન:—કૈવલ્યબ્રહ્મને કળી શકવાની ખાસ રીતિ કઇ છે ?

ઉત્તરઃ—એને કળવાની રીતિઓ બે છે. એક ભાવસૂચક અને બીજી અભાવસૂચક. ભાવસૂચક રીતિ તે કે જેમાં થઇને જગત્ સમસ્ત પ્રયાણ કરી રહ્યું છે–અર્થાત્ કે પ્રેમની. આ પ્રેમના પરીધને અનિશ્ચિતપણે વધાર્યે જવાથી આપણે અનન્ય વિશ્વપ્રેમને પામીએ છીએ. બીજી રીતિ **नेति नेति** (આ નહિ, આ નહિ) ની છે–એટલે કે મનને ચલિત કરવાનો પ્રયત્ન કરનાર પ્રત્યેક ઉર્મિને મનમાંજ સમાવી દઇને અભિષ્ટનાજ ધકધ્યાનમાં ચકચૂર રહેવું. એમ કરતાં છેવટે મન મરી ગયા જેવું થાય છે અને સત્ય વસ્તુ આપોઆપ પ્રગટ થાય છે. આને અમે સમાધિ કહીએ છીએ.

પ્રશ્ન:—ત્યારે તો એમજ કહોને કે કારણ કાર્યમાં અથવા કર્તા કર્મમાં સમાઇ જાય છે !

ઉત્તરઃ—કારણ કાર્યમાં કિંવા કર્તા કર્મમાં નહિ, પણ કાર્ય કારણમાં કિંવા કર્મ કર્તામાં સમાઈ જાય છે. વસ્તુતઃ આ સૃષ્ટિનો ક્ષય થાય છે અને બાકીમાં માત્ર 'હું'જ રહે છે.

પ્રશ્નઃ—અમારા કેટલાક જર્મન પંડિતોનો એવો મત છે કે હિંદમાં પ્રવર્તતો ભક્તિમાર્ગનો આખો સિધ્ધાંત બહુધા પાશ્ચાત્ય ભાવનાનુંજ પરિણામ છે. આપ તે સંબંધમાં શું કહો છો?

ઉત્તરઃ—મને એમાં જરીકે તથ્ય નથી જણાતું-એ કેવળ તૂત છે, મનનો ઉઠાવેલો ગોળો છે. હિંદુઓની ભક્તિ તે પાશ્ચાત્યોની ભક્તિ જેવી છેજ નહિ. અમારી ભક્તિની પ્રધાન ભાવના તો એ છે કે ભય જેવી કોઈ ચીજજ નથી. ઈશ્વર સદાસર્વદા પ્રેમ સ્વરૂપજ છે; ભય સ્વરૂપે તે કદાપિ નથી. અમારા ભક્તિમાર્ગમાં પહેલેથી તે ઠેઠ સુધી ઈશ્વરની ભક્તિ પ્રેમથીજ કરવાની છે, ભયથી નહિ. અમારી ભક્તિમાં ભયની ઝાંખી સરખી નથી હોતી; આદિથી તે અંત સુધી પ્રેમજ ઉભરાય છે. બીજું કે; તમારા જર્મન પંડિતોનું આ ઉટાંગ બીલકુલ બીન પાયેદાર છે. કેમકે અમારા જૂનામાં જૂના ઉપનિષદ્‌માં પણ ભક્તિનો ઉલ્લેખ નજરે પડે છે અને એ ઉપનિષદ્ તમારા લોકના બાઇબલ કરતાં તો અતિ ઘણું પ્રાચીન છે. સંહિતા યાને અમારાં વૈદિક સૂત્રોની અંદર પણ ભકિતનાં બીજ અઢળક છે. વળી 'ભકિત' એ શબ્દ કંઈ પાશ્ચાત્ય નથી. એ શબ્દતો શ્રધ્ધા ઉપરથી સૂચિત થયેલો છે.

પ્રશ્નઃ—વારૂ, ખ્રિસ્તિધર્મ વિષે હિંદુઓનો કેવોક અભિપ્રાય છે ?

ઉત્તરઃ—ઘણો સારો છે. વેદાન્તધર્મ અમારો એવો છે કે તેમાં બધાય સમાઈ શકે છે. અમારા હિંદુઓમાં ધર્મશિક્ષણ સંબંધી એક ખાસ ભાવના છે, ધારો કે મારે એક બાળક છે; તો હું તેને

કોઇ અમુક એક ધર્મનું શિક્ષણ નહિ આપું; પણ એને પ્રાણાયામ એટલે કે મનને એકાગ્ર કરવાનો અભ્યાસ પાડતાં અને પ્રાર્થનાની એકજ લીટી ( ગાયત્રી ) જપતાં શીખવાડીશ. પ્રાર્થના—તે પણ તમારા અર્થમાં નહિ હો ! પણ તેનો ભાવાર્થ કંઇક આવો હોય છે– "હું તેનું ધ્યાન ધરૂ છું કે જે આ સૃષ્ટિનો સરજનહાર છે: તે મારી બુદ્ધિને જ્ઞાનવડે પ્રકાશિત કરો !" આવી રીતનું તેને શિક્ષણ મળ્યા બાદ તે જૂદા જૂદા તત્ત્વવેત્તાઓ અને ગુરૂઓના ઉપદેશોને શ્રવણ કરતો ફરશે. એમ કરતાં કરતાં તે પોતાને જોઇએ તેવો ગુરૂ પસંદ કરી લેશે અને પછી તે મહાપુરૂષને પોતાના ગુરૂ તરીકે સ્વીકારી પોતે તેનો શિષ્ય થશે. તે એ મહાપુરૂષને વિનતી કરશે કે "આપ જે જાતના તત્ત્વજ્ઞાનનો બોધ કરો છો તે સર્વોત્તમ છે; માટે મને તેની દીક્ષા આપો." અમારી પ્રધાન ભાવના એવી છે કે તમારો સિદ્ધાંત તે મારો ન થઇ શકે અને મારો તે તમારો ન હોઇ શકે. દરેક જણને પોતપોતાનો મનપસંદ માર્ગ સ્વીકારવાની–પોતપોતાની મનપસંદ રીતે વિચારવાની છૂટ હોવીજ જોઇએ. મારી છોકરીની રીત એક હોય, તો છોકરાની બીજી હોય અને મારી પોતાની વળી ત્રીજી હોય. અર્થાત્ કે દરેક જણને પોતપોતાનું નિરાળું ઇષ્ટ હોય છે અને અમે દરેક તેને અમારા પોતપોતાનાજ મનમાં રાખીએ છીએ. એ સંબંધીની વાટાઘાટ કે લેવાદેવી મારી અને મારા ગુરૂની વચ્ચેજ હોય છે, કેમકે ઝઘડો ઉપસ્થિત કરવાની અમારી ઇચ્છાજ નથી હોતી. તેમ પોતાનું ઇષ્ટ બીજાને મોંઢે કહી બતાવ્યાથી પણ કંઇ લ્હાણ નથી. કેમકે દરેકને પોતપોતાનો માર્ગ પોતેજ શોધી લેવાનો હોય છે. તેથી માત્ર સર્વસામાન્ય તત્ત્વજ્ઞાન અને સર્વસામાન્ય રીતોજ સઘળાંને એક સરખી રીતે શીખવી શકાય. અત્રે એક હાસ્યજનક દૃષ્ટાંત આપું છું. મને પોતાને એક પગે ઉભા રહેવાનું ફાવતું હોય પણ

તે ઉપરથી જો હું એમ કહું કે બધાંએ તેમ કરવુંજ જોઇએ, તો તે કેવળ હાસ્યાસ્પદજ કહેવાશે. મને પોતાને તે ફાવે તેથી બધાંનેજ તે ફાવવું જોઇએ એવું ઓછુંજ છે ? તેથી જેને જેમ ફાવે તેમ એક યા બે પગનો ઉપયોગ ભલે કરે. તાત્પર્ય કે હું પોતે દ્વૈતવાદી હોઉં અને મારી અર્ધાંગના અદ્વૈતવાદી હોય તો તે કેવળ બનવાજોગ છે. મારો એકાદો દીકરો ઇસુને, બુદ્ધને કે મહમદને ભજે તો છો ભજે; જ્યાંસુધી તે જ્ઞાતિના નિયમોનું યથાર્થ પાલન કરે છે ત્યાં સુધી કોઇ જાતની હરકત નથી. કારણકે તે તેનું ઇષ્ટ છે અને ઇષ્ટની બાબતમાં તે પોતે સર્વથા સ્વતંત્ર છે.

પ્રશ્નઃ—ત્યારે બધાજ હિંદુઓ શું જ્ઞાતિબંધનને માને છે ?

ઉત્તરઃ—તેઓને તેમ કરવાની ફરજ પાડવામાં આવે છે. તેઓને ભલે તેમાં શ્રદ્ધા ન હોય તો પણ તેમણે તેનું પાલન તો કરવુંજ પડે છે.

પ્રશ્નઃ—ઠીક, ત્યારે તો આ પ્રાણાયામ અને મનની એકાગ્રતા યાને યોગની ક્રિયા હિંદુસ્થાનમાં સામાન્ય રીતે બધાજ હિંદુઓ આચરતા હશે, નહિ વારૂ ?

ઉત્તરઃ—હા; કોઈ સંપૂર્ણ વિધિ આચરે છે તો કોઇ પોતાના ધર્મની આવશ્યકતા અનુસાર અલ્પ આચરણ કરે છે. બાકી એનું આચરણ તો સર્વત્ર થાય છેજ. અમારાં હિંદુસ્થાનનાં દેવસ્થાનો તે કંઇ તમારે અહિંનાં દેવળો જેવાં નથી હોતાં. ભલેને તે બધાંય દેવસ્થાનોનો કાલે એક સામટો નાશ થઈ જાય, તોપણ તેથી અમારી ધર્મક્રિયામાં જરાકે ન્યૂનતા આવવાની નથી—અમારો ધર્મ દેવસ્થાનોના વિનાશ સાથે લોપાઇ જવાનો નથી. સ્વર્ગકામનાથી, પુત્રકામનાથી, કે એવીજ બીજી કોઇ કામનાથી પ્રેરાઈને અમારે ત્યાં કોઇ શખ્સ સાર્વજનિક દેવાલય બંધાવે છે—અર્થાત્ કે પોતાની કામનાની સિદ્ધિને

અર્થે તે મોટું સાર્વજનિક દેવાલય બંધાવે છે અને પછી તેમાં દેવની પ્રતિમાનું પ્રતિષ્ઠાપન કરી તેની સેવાપૂજાની વ્યવસ્થા રાખવા જરૂર-જોગા થોડાક પૂજારી બ્રાહ્મણોને રોકી દે છે. પૂજા વગેરે માટે મારે અગર બીજાં કોઈએ ત્યાં જવાની મુદ્દલે જરૂર નથી હોતી, કેમકે અમારી પૂજાવિધિની સગવડ અમારા દરેકના પોતપોતાના ઘરમાંજ હોય છે. દરેક ઘરમાં એક ખાસ ઓરડો એને માટે ઇલાયદો રાખેલો હોય છે અને તે દેવઘરના નામે ઓળખાય છે. ઉપનયન સંસ્કાર પછી કિંવા પોતાના ઇષ્ટધર્મની દીક્ષા લીધા પછી બાળકનું સૌથી પ્રથમ કર્ત્તવ્ય એ હોય છે કે રોજ સવારમાં સ્નાન કરીને દેવઘરમાં જઇ સંધ્યા પૂજા કરવી; અને તેની પૂજાવિધિમાં આ પ્રાણાયામ, ધ્યાન અને અમુક મંત્રનો જાપ વગેરે હોય છે. બીજી બાબત એમાં એ હોય છે કે શરીરને ટટાર ને સીધું રાખવું પડે છે. કારણ અમારી એવી માન્યતા છે કે શરીરને આરોગ્ય રાખવા માટે જરૂરી તમામ સત્તા મન શરીર ઉપર ધરાવે છે. એક જણ પરવારી રહે છે કે બીજો તેને સ્થાને આવીને પોતાની પૂજા આરંભે છે. એ રીતે પ્રત્યેક જણ સંપૂર્ણ શાંતિથી પોતાનું કર્ત્તવ્ય આટોપી લે છે. કોઇકોઇવાર એકજ દેવ-ઘરમાં ત્રણ ત્રણ ચચ્ચાર જણ સામટા બેસીને પોતપોતાની પૂજાવિધિ આચરે છે અને તેમાં એવું પણ બને કે તે દરેકની વિધિ એક બીજાથી જૂદી જૂદી હોય. આ પૂજાવિધિ અગર અમારી યથાર્થ ભાષા-મા કહીએ તો 'સંધ્યા' દિવસમાં નિદાન બે વાર આચરવામાં આવે છે.

પ્રશ્નઃ—આ જે એકતા યાને અનન્ય ભાવ વિષે આપ આટલું બધું કહોછો તે શું વ્યવહારૂ રીતે ખરેખર સાધ્ય થઇ શકે તેવું છે કે પછી કેવળ કાલ્પનિક આદર્શજ છે ?

ઉત્તરઃ—અમે કહીએ છીએ કે તે માત્ર આદર્શજ નથી પણ

સાધ્ય સત્ય છે અને અમે કહીએ છીએ કે તે સ્થિતિનો અમે સાક્ષાત્કાર સુદ્ધાં કરી શકીએ છીએ. જો માત્ર તે વાણીનોજ વિષય હોય તો પછી એની કંઈજ કિંમત નથી. વેદો ત્રણ ચીજ શીખવે છે; શ્રવણ, મનન અને નિદિધ્યાસન. એટલે કે આત્માને સાંભળવો, પછી તેનો વિવેકબુદ્ધિથી વિચાર કરવો અને ત્યાર પછી તેનું ધ્યાન ધરવું. આત્માનું પ્રથમ શ્રવણ કર્યા પછી મનુષ્યે તેનું મનન યાને વિવેકબુદ્ધિથી તેનો વિચાર કરવોજ જોઈએ, કે જેથી તે તેનાપર અજ્ઞાનતાપૂર્વક નહિ પણ જ્ઞાનપૂર્વક આસ્થા રાખનારો થાય. એ પ્રમાણે મનનવડે તેના સત્ય સ્વરૂપને જાણ્યા પછી તેનું નિદિધ્યાસન યાને ધ્યાન કરે અને પછી તેનો સાક્ષાત્કાર કરે. અને આમ કરવું તેનું નામજ ધર્મ છે. કેવળ શ્રદ્ધા એ કંઇ ધર્મ નથી. પરમ જ્ઞાનાવસ્થાનું નામજ ધર્મ છે એમ અમારૂં માનવું છે.

પ્રશ્નઃ—એ પરમ જ્ઞાનાવસ્થાને જો કદાપિ તમે પ્રાપ્ત કરી શકો, તો તમે તેનું કદી બ્યાન કરી શકો ખરા કે ?

ઉત્તરઃ—ના, વાણીથી તો અમે તેનું બ્યાન ન કરી શકીએ; પણ અમે તેને તેના પરિપાક અથવા ફળ ઉપરથી જાણી જઈએ છીએ. એક જડ મનુષ્ય ઉંઘીને જાગ્યા પછી કદાચ તેથીયે ખરાબ સ્થિતિમાં જણાય છે. પરંતુ ધ્યાનસ્થ થયેલો મનુષ્ય જ્યારે ધ્યાનમુક્ત થાય છે ત્યારે તેની પૂર્વની સ્થિતિમાં આસમાન જમીનનો ફરક પડી ગયેલો જણાય છે. સામાન્ય મનુષ્ય મટીને તે હવે એક તત્ત્વજ્ઞ, સિદ્ધ અને મહાપુરૂષ થયેલો હોય છે. આ ઉપરથી એ બે અવસ્થા અર્થાત્ કે અજ્ઞાનાવસ્થા અને જ્ઞાનાવસ્થા વચ્ચેનો તફાવત સ્પષ્ટ સમજી શકાશે.

પ્રશ્નઃ—પ્રોફેસરના સવાલના અનુસંધાનમાં આપની કને હું જાણવા માગું છું કે આત્મસમાધિ કે જે પૂર્વે હિંદુસ્થાનમાં નિઃસંશય બહોળા પ્રમાણમાં પ્રચલિત હતી, તેના તત્ત્વોના જાણકાર અત્યારે કોઇ

લોકો આપની જાણમાં છે ખરા ? તેમજ છેલ છેલ્લાં તે વિષયમાં વધારે શું કથાયું–કરાયું છે ? અલબત અર્વાચીન સમયમાં તો તે એટલા બધા પ્રમાણમાં તમ લોકમાં નહિ હોય એમ હું માનું છું.

ઉત્તરઃ—તમે લોકો પશ્ચિમમાં જે હિપ્નોટિઝમને સમાધિ કહોછો તે તો માત્ર સત્ય વસ્તુનો–સમાધિનો એક અંશજ છે. હિંદુઓ સમાધિને ‘ મોહનિદ્રાવિમોચન ’ એ નામથી ઓળખે છે. અમે કહીએ છીએ કે આપણે મોહવિવશ તો છીએજ અને તેથી તેમાંથી સાવધ થઇ બહાર નીકળવાનીજ આપણને જરૂર છે. “ ત્યાં સૂર્ય, ચંદ્ર કે તારાગણ પ્રકાશ ફેલાવી શકતા નથી, વિદ્યુતનો ચમકારો પણ ત્યાં વ્યર્થ છે, તો પછી આ મર્ત્ય અગ્નિ બિચારાનું શું ગજું ? તે સ્વયંપ્રકાશમય છે અને તેના વડેજ અન્ય સર્વ પદાર્થો પ્રકાશિત છે.” અર્થાત્ કે તે મોહસમાધિ નથી પણ ‘ મોહસમાધિવિમોચન ’ છે. અમારૂં એમ માનવું છે કે જે જે ધર્મો અદૃશ્ય ચીજોને સત્ય તરીકે ઉપદેશે છે, તે તે તમામ ધર્મો એક પ્રકારનું મોહનિદ્રાનુંજ ધારણ ફેલાવે છે; અને એક અદ્વૈતવાદીજ માત્ર એવો છે કે જે એ મોહ-સમાધિમાં પડવા માગતો નથી. તેનીજ ધર્મપદ્ધતિ માત્ર એક એવી છે કે જે દ્વૈતવાદના દરેક પ્રકારના સંગે થોડી ઘણી પણ મોહનિદ્રા જોડાયલી હોવાની વાત સમજે છે. અદ્વૈત કહે છે કે “ આ મોહ-સમાધિમાંથી સંપૂર્ણ મુક્ત થવા કાજે વેદોને, સગુણ ઇશ્વરને, જગતને તથા તમારા મન અને શરીરને પણ છોડી દો અને કશાને પણ તમારી જાતમાં અવશિષ્ટ રહેવા દો નહિ. ” “ ઠેઠ પહોંચવાને અશક્ત હોવાથી જ્યાંથી મન વાણી પાછાં ફરે છે એવા ( અર્થાત્ કે અતર્ક્ય, અનિર્વચનીય ) બ્રહ્માનંદનો અનુભવ થતાં ભય નામે નાશ પામે છે. ” એવી સ્થિતિને પ્રાપ્ત થવું તેનું નામજ ‘ મોહનિદ્રા

વિમોચન ' છે. એ દશા એકવાર પ્રાપ્ત થયા પછી તે સ્પષ્ટ જોઇ શકે છે કે " મારે પાપ નથી કે પુણ્ય નથી, દુર્ગુણ નથી કે સદ્‌ગુણ નથી, મને સુખે નથી કે દુઃખે નથી; મારે વેદો નથી, વિધિઓ નથી કે હોમહવન ને બલિદાનો પણ નથી; હું ખાદ્ય પદાર્થ નથી, તેમ ખાનાર પણ હું નથી; કેમકે હું તો **કૈવલ્યબ્રહ્મ** છું, **કૈવલ્યજ્ઞાન** છું **કૈવલ્યઆનંદ** છું,—હું **શુદ્ધ સચ્ચિદાનંદ** છું; હું **તે** છું, હું **તે** છું-**सोऽहं । सोऽहम् ।** " સમાધિવિદ્યા વિષે અમે સર્વ કાંઇ જાણીએ છીએ. અમારી કને જે અધ્યાત્મવિદ્યા કેંક વર્ષોથી છે તે જાણવાની પાશ્ચિમાત્યોએ તો અદ્યાપિ શરૂઆતજ માત્ર કરી છે અને તે પણ, મારે સખેદ કહેવું પડે છે કે હજી જોઇએ તેવા યથાર્થ સ્વરૂપમાં તો નહિંજ.

પ્રશ્નઃ—આકાશશરીર આપ શાને કહો છો ?

ઉત્તરઃ—અમે જેને ' લિંગ શરીર ' કહીએ છીએ તેજ આકાશ શરીર છે. જ્યારે શરીર જીવાત્માથી છુટું થાય છે, ત્યારે અન્ય શરીર તે કેવી રીતે ધારી શકે ? જડતાના પાશ વગર પ્રભવ-શક્તિ રહી શક્તી નથી. તેથી સૂક્ષ્મ શરીરનો કેટલોક અંશ જીવાત્મા સાથે ચોંટેલો રહે છે અને તે દ્વારા આંતરિક ઇંદ્રિયો અન્ય દેહ નિર્માણ કરે છે-કારણ કે પ્રત્યેક જીવાત્મા પોતાના શરીરનો પોતેજ નિર્માણકર્તા છે; મનજ શરીરને નિર્માણ કરે છે. જો હું આ જન્મારામાં સિદ્ધ પુરૂષ થાઉં તો મારૂં ભેજું સિદ્ધ પુરૂષના ભેજામાં રૂપાંતર પામે છે; અને યોગીઓ તો એમ પણ કહે છે કે યોગી લોક જો ધારે તો આ જન્મમાંજ પોતાના મનુષ્યશરીરને દેવશરીરમાં પાલટી શકે છે. યોગી લોકો અનેક ચમત્કારો બતાવે છે. એક અઘોળ કૃતિ, સેંકડોમણ મ્હોંની વાતો કરતાં વધારે છે. તેથી અમુક વસ્તુ થતી મેં જાતે નિહાળી ન હોય તે પરથી તે વસ્તુ ખોટી છે એમ કહેવાનો મને કિંચિત પણ અધિ-

કાર નથી. યોગીજનના ગ્રંથો યાને યોગ–શાસ્ત્રો પોકારીને કહે છે કે અભ્યાસથી તમે સર્વ અદ્‌ભુત ઘટનાઓ યાને સર્વ ચમત્કારો પ્રત્યક્ષ કરી શકો તેમ છો. નાના નાના ચમત્કારો તો અલ્પ સમયના નિયમિત અભ્યાસથીજ સાધ્ય થઇ શકે તેમ છે. તેથી કરી દરેકે જાણવું જોઇએ કે એમાં ગપાષ્ટક જેવું કિંવા ડોળ ડંફાસ જેવું બીલકુલ છે નહિ; અને વળી આ યોગીઓ યોગશાસ્ત્રમાં જણાવેલી અત્યંત અદ્‌ભુત સિદ્ધિઓને સુસંગત પદ્ધતિસર સમજાવી પણ શકે છે. અત્રે એક સવાલ ઉપસ્થિત થાય છે તે એ કે આ ચમત્કારના દાખલાઓ સર્વ રાષ્ટ્રમાં એક સરખા શી રીતે દાખલ થવા પામ્યા? જેઓ એમ કહે છે કે ચમત્કાર બમત્કાર સર્વ તૂત છે અને તેની સમજુતિ કે ખુલાસાની જરૂર નથી, તે માણસ બુદ્ધિસંપન્ન નથી, બુદ્ધિ અને તેને કંઇક છેટું છે. તે ખોટા છે એમ સાબિત કર્યા સિવાય તેનો નિષેધ કરવાનો તમને જરા જેટલો પણ અધિકાર નથી. બીજા હાથપર યોગીજન કહે છે કે એમાં ચમત્કાર બમત્કાર જેવું કંઈ છેજ નહિ અને અત્યારે પણ તે કરી બતાવવાની તેઓ હામ બીડે છે. ભારતમાં અત્યારે પણ એવી અનેક અદ્‌ભુત ઘટનાઓ બને છે. પણ એમાં એકેમાં ચમત્કાર જેવું હોતું નથી. એ વિષયપર તો અનેક ગ્રંથો છે. વળી અધ્યાત્મવિદ્યાપ્રતિ શાસ્ત્રીય રીતે પહોંચવા ઉપરાંત એ દિશામાં વિશેષ કંઇ કાર્ય ન થયું હોય તોપણ તેટલા પુરતું શ્રેય તો અમારા યોગી લોકોનેજ ઘટે છે અને તે શ્રેય તેમનેજ અપાવું જોઇએ.

પ્રશ્નઃ—યોગી લોકો પ્રત્યક્ષ કરાવી શકે એવાં દષ્ટાંતો ક્યાં છે તેનું આપ દાખલા સહિત સ્પષ્ટ નિરૂપણ કરવા કૃપા કરશો?

ઉત્તરઃ—જેવી રીતે બીજાં ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રોમાં શ્રદ્ધાનું જન્મવું અને શ્રદ્ધાપૂર્વક પ્રયોગ કરવો એ બે વાતની જરૂર હોય છે, તેવીજ

રીતે યોગીઓને પણ યોગશાસ્ત્રના પ્રયોગમાં તેવી અને તેટલી શ્રદ્ધા અને આસ્થાની આવશ્યક્તા છે. યોગીજનની ભાવના પ્રચંડ હોય છે. માનસિક બળના યોગે નિકૃષ્ટ પ્રતિના ચમત્કારો થતા તો મેં મારી નજરે જોયેલા છે અને તેથી ઉત્કૃષ્ટચમત્કારો પણ તેવીજ રીતે થવાની બાબતમાં અણુવિશ્વાસ લાવવાનો મને લેશ પણ અધિકાર નથી. સર્વ- વ્યાપક અને સર્વશક્તિમાન સચ્ચિદાનંદના જ્ઞાનદ્વારા શાશ્વત શાંતિ અને પ્રેમની પ્રાપ્તિ એજ યોગીજનની એક માત્ર ભાવના હોય છે. મારી પિછાનના એક યોગીને એકવાર નાગ ડસ્યો હતો અને તેના વિષના જોરે તરફડીઆં મારતો તે ભોંયપર શબવત્ પડયો હતો. સાંજરે પાછો તે સજીવન થયો અને શું પ્રકાર બન્યો હતો તે વિષે પૂછપરછ કરતાં તેણે કહ્યું " મારા પ્યારા તરફથી ખેપીઓ ( દૂત ) આવ્યો હતો. " આ યોગીના હૃદયમાં તમામ દ્વેષ, ક્રોધ અને અસૂયાદિ નીચ મનોવૃત્તિઓ બળીને ખાખ થઇ ગઇ હતી. કોઇ ચીજ અથવા ઘટના એને પ્રતિહિંસાના કાર્યમાં પ્રેરી શકે એમ ન હતું, તે નિરંતર અનંત પ્રેમ સ્વરૂપ છે અને પોતાની પ્રેમ શકિતમાં ને સર્વશકિતમાન છે. એનું નામ તે ખરો યોગી અને આ વિવિધ સિદ્ધિઓ કિંવા ચમત્કા- રોનું નિદર્શન એતો એના માર્ગમાંની કેવળ આકસ્મિક ઘટના છે. એ સિધ્ધિઓ અથવા એ ચમત્કારો એ કંઈ તેનું અભિષ્ટ કિંવા પ્રાપ્ય વસ્તુ નથી. યોગીજન કહે છે કે યોગી સિવાયનાં બીજાં બધાં મનુષ્યો ગુલામ છે. તેઓ આહારના, હવાના, બાઇડી છોકરાંના, દ્રવ્યના, અ- મુકજ દેશ તથા કાળના, નામ અને કીર્તિના, તેમજ અન્ય ઐહિક હજારો ચીજોના તેઓ ગુલામ છે. જેઓ આવાં આવાં બંધનોથી મુકત હોય છે; કિંવા જેમનાપર કોઇ પણ પ્રકારના બંધનનો અધિકાર ચાલતો નથી; તેજ વાસ્તવિક મનુષ્ય છે—તેજ ખરો યોગી છે. "જેઓ સમભાવમાં પૂરા દૃઢ છે તેઓ પોતાના જીવનમાંજ મોક્ષને જીતી ચૂકયા

છે. પરમાત્મા પોતે શુધ્ધ અને સર્વ વિષે સમાન હોવાથી આવા સમભાવશીલ જીવન્મુક્તો પણ સાક્ષાત પરમાત્મા સ્વરૂપજ મનાય છે. ”

પ્રશ્નઃ—યોગી લોકો જાતિવ્યવસ્થાને કંઈ મહત્વ આપે છે ખરા કે ?

ઉત્તરઃ—ના, જાતિવ્યવસ્થા એતો અવિકસિત કિંવા અણખીલેલાં મનોનેજ કેળવવાની માત્ર એક શાળારૂપ છે.

પ્રશ્નઃ—આ પરમ જ્ઞાનાવસ્થાની ભાવનાને હિંદદેશની ગરમી સાથે કંઈ સંબંધ હોય એવું આપ માનતા નથી શું ?

ઉત્તરઃ—ના, હું તો તેમ નથી માનતો; કેમકે આ બધું તત્ત્વજ્ઞાન, આ બધી ફીલસુફી સમુદ્રની સપાટીથી પંદર હજાર ફીટની ઉંચાઈએ ઉત્તર ધ્રુવપ્રદેશના જેટલી ઠંડીવાળા હિમાલયના હિમપ્રદેશમાંજ વિચારી કઢાઈ છે.

પ્રશ્નઃ—ઠંડા મૂલકમાં એ ઇષ્ટ પાર પડવું શક્ય છે શું ?

ઉત્તરઃ—તે શક્ય છે એટલુંજ નહિ પણ આ જગતમાં જો કોઇ ચીજ શક્ય અને વ્યવહારૂ હોય તો તે માત્ર એજ છે. અમે કહીએ છીએ કે તમો તમારા જન્મથીજ વેદાન્તી છો, તમારામાંનો એકે એક જન્મસિદ્ધ વેદાન્તી છે. તમારા જીવનની પ્રત્યેક પળે તમે ચરાચર સર્વ વસ્તુઓ સાથેની તમારી એકતા જાહેર કરો છો. જ્યારે જ્યારે તમારૂં હૃદય દુનિયાપ્રતિ દોરાય છે, ત્યારે ત્યારે દરેક વખતે તમે એક સાચા વેદાન્તી છો; માત્ર એ વાતની તમોને પોતાને ખબર નથી હોતી એટલુંજ. તમે નીતિમાન છો, છતાં શામાટે નીતિમાન છો તેના કારણની તમને ખબર નથી. વેદાન્ત તત્ત્વજ્ઞાને એ ભેદનું પૃથક્કરણ કરીને મનુષ્યને જ્ઞાનપૂર્વક નીતિમાન થતાં શીખવ્યું છે અને એજ એની ખૂબી છે. માટેજ વેદાન્તજ્ઞાન એ બધા ધર્મોનો સાર છે, સઘળા ધર્મોનું નવનીત છે.

પ્રશ્નઃ—આપનું ધારવું એમ પણ છે ખરૂં કે અમારા પાશ્ચાત્ય લોકોમાં અમુક એક એવું અતડું—અસામાજિક તત્વ રહેલું છે કે જે અમોને આટલા બધા બહુત્વવાદી બનાવે છે; તેમજ પૂર્વના લોકો અમારા કરતાં વધારે સમભાવશીલ છે ?

ઉત્તરઃ—મને લાગે છે કે તમે પાશ્ચિમાત્યો વધારે અતડા અને નિષ્ઠુર છો, ત્યારે પૌરસ્ત્ય લોકો સર્વભૂતપ્રાણીપ્રતિ વધારે દયાળુ અને સમભાવશીલ છે. પરંતુ તેનું કારણ માત્ર એટલુંજ છે કે તમારો સુધારો યાને તમારી સંસ્કૃતિ પ્રમાણમાં બહુ અર્વાચીન છે. કોઈ પણ ચીજને દયાની અસર તળે લાવતાં વાર લાગે છે. તમારામાં બાહ્ય શક્તિ—સ્ફુર્તિ સવિશેષ છે; પણ આ શકિતની પ્રગતિની સાથે સાથે હૃદય વિકાસની તેટલી પ્રગતિ થઇ નથી, અને તેમાંયે વિશેષે કરીને મનોનિગ્રહની શકિત તો બહુજ અલ્પપ્રમાણમાં આચરાઇછે. તમોને એવા નમ્ર અને ભલા બનતાં કંઇક સમય લાગશે. ભારતવાસીના રૂધિરમાં અણુએ અણુએ આ લાગણીનો ઝણઝણાટ થઇ રહ્યો છે. ભારતના કોઇ ગામમાં જો હું લોકોને રાજકીય વિષયોનો બોધ કરવા જાઉં તો તેઓને તેમાં સમજણ નહિ પડે; પણ જો હું તેમને વેદાન્તનો ઉપદેશ કરવા માંડું તો તરતજ તેઓ તેને વધાવી લેશે અને કહેશે "સ્વામી મહારાજ ! હવે આપ બરાબર બોલો છો." એ વૈરાગ્ય—એ અનાસક્તિનો ભાવ અત્યારે પણ ભારતવર્ષમાં સર્વત્ર દૃગ્ગોચર થાય છે. અત્યારે અમારી દશા જો કે બહુ અધોગતિગત છે, છતાં અત્યારે પણ રાજાઓ રાજપાટ છોડી દઈ સાથે કંઇપણ લીધા વગર જંગલમાં નીકળી જતાં આંચકો ખાય નહિ એવાં બનાવો—એવો વૈરાગ્યભાવ અમારે ત્યાં પ્રચલિત છે. કોઇકોઇ ઠેકાણે તો વળી સામાન્ય ગ્રામ્યબાળાઓ પણ રેંટીયાપર કામ કરતાં ગાતી સાંભળવામાં આવે છે કે "દ્વૈતની વાત મારી આગળ કરો મા; મારો રેંટીઓ

બોલે सोऽहं सोऽहम् !" આ લોકો કને જઇને વાતો કરો અને પૂછો કે "તમે આમ બોલો છો છતા શા માટે પાષાણ પ્રતિમાને સાષ્ટાંગ પ્રાણપાત કરો છો ?" લાગલાજ તેઓ તમને જવાબ આપશે કે "તમારે મન ધર્મ એ અમુક સ્થાપિત સિદ્ધાંત છે, પણ અમારે મન તો ધર્મ એટલે સાક્ષાત્કાર છે." વળી કોઇ એમ પણ કહેશે કે "જ્યારે આ બધું અદૃશ્ય થશે અને સત્ય વસ્તુ મને પ્રત્યક્ષ થશે ત્યારેજ હું વેદાન્તી થઇશ. ત્યાં લગી તો મારામાં અને અજ્ઞ મનુષ્યમાં કંઇ પણ ફેર નથી. તેથી સાક્ષાત્કારની સ્થિતિને પ્રાપ્ત કરવા કાજેજ હું પ્રતિમા પૂજા કરૂં છું, દેવ મંદિરોમાં જાઉં છું, અને એવીજ બીજી ત્રીજી ક્રિયા કરૂં છું. મેં તેના વિષે સાંભળ્યું છે ખરૂં, પણ હવે હું તેને પ્રત્યક્ષ નિહાળવા યાને તેનો સાક્ષાત્કાર કરવા ઉલટ ધરાઉં છું." શંકરના શબ્દોમાં કહીએ તો "વાણીના વિવિધ પ્રકારો, શાસ્ત્રીય સિધ્ધાંતોનું નિરૂપણ કરવાની જુદી જુદી રીતો-એતો કેવળ વિદ્વજ્જનોના વિલાસ માટેજ છે, મુક્તિ માટે નથી." માત્ર સાક્ષાત્કારજ આપણને મુક્તિનો અનુભવ કરાવે છે.

પ્રશ્નઃ—આ અધ્યાત્મ મુક્તિ અને જ્ઞાતિબંધનોને ચીવટાઇથી વળગી રહેવું, એ બે વાતો પરસ્પર સુસંગત હોઇ શકે ખરી ? યાને એ બે વાતો સાથે સાથે સંભવી શકે ખરી ?

ઉત્તરઃ—બેશક નહિજ. અધ્યાત્મ માર્ગમાં વિચરતા જનોનું કહેવું છે કે જાતિબંધન જેવું કંઇ હોવુંજ ન જોઇએ. એટલુંજ નહિ પણ જે લોકો જાતિનાં સખ્ત બંધનોમાં બંધાયેલા છે અને તેમાંથી સહસા છૂટી શકે તેમ નથી તેવા સંસારીઓ પણ કહે છે કે આ હાલની વર્ણ વ્યવસ્થા એ સર્વથા સંપૂર્ણ તો નથીજ પણ તેઓ કહે છે કે જ્યારે તમે અમારે માટે બીજી કોઇ વધારે સારી વ્યવસ્થા ખોળી કાઢશો ત્યારે અમે આનો ત્યાગ કરીશું. તેઓ પૂછે છે કે અમે અમારી અ...

રની વ્યવસ્થાનો ત્યાગ કરીએ તો તેને બદલે અમને બીજી કંઇ વ્યવસ્થા તમે ચાલુ કરી આપી શકશો ? જાતિ વ્યવસ્થા કયા નથી ? તે સર્વથા નજ હોય એવો મૂલક કીયો છે ? તમારા રાષ્ટ્રમા પણ તમે જાતિ વ્યવસ્થા નિર્માણ કરવા સર્વ સમય મંથન કરો છો. ડૉલરોની થેલીઓ પ્રાપ્ત થતાંજ યાને કંઇક સારી જેવી દોલત મળતાંજ મનુષ્ય કહેવા લાગે છે કે "હું ચારસોમાંનો એક છું" ( એટલે કે હું શ્રીમંત વર્ગનો છું. ) અમો હિંદુઓજ માત્ર સ્થાયી જાતિવ્યવસ્થા નિર્માણ કરવામાં યશસ્વી નીવડ્યા છીએ. બીજી પ્રજાઓ મંથન કરે છે પણ હજી યશભાગી થઈ નથી. હા, વ્હેમો અને અનર્થો અમારે ત્યાં મનાલક છે, પણ વ્હેમો અને અનર્થોને તમારા દેશમાંથી દૂર કરવાથી તમારે ત્યાંની વસ્તુસ્થિતિ સર્વ સુધરી જશે શું ? એ જાતિવ્યવસ્થાને લીધેજ અમારી ત્રીસ કરોડ વસ્તીને અત્યારે પણ ખાવાને ટુકડો રોટલો મળી શકે છે. તે વ્યવસ્થા અપુર્ણ છે તેમાં તો શક નહિ; પરંતુ જો આ જાતિવ્યવસ્થા જેવું ભારતમા કંઇ નહોત તો અત્યારે સમઝાવાને પણ કોઇ સસ્કૃત ગ્રંથ તમને ન મળત. આ જાતિવ્યવસ્થાથી નિર્માણ થયલી મજબૂત દીવાલોની સામે પરદેશીઓ અને પરધર્મીઓના અનેક પ્રકારના હલ્લા અને ઘેરા વ્યર્થ નીવડયા, તીડની માફક તેનાપર તેઓ તૂટી પડવા છતાં તેને ભેદવાને તેઓ શક્તિમાન ન થયા તે નજ થયા. હજી એ આવશ્યકતા પુરેપુરી મટી નથી અને તેથીજ જાતિવ્યવસ્થા અદ્યાપિ ટકી રહી છે. અત્યારનું અમારૂં જાતિબંધારણ સાતસો વરસપર જેવું હતું તેવું નથી રહ્યું. દરેક ઝટકાએ–દરેક આઘાતે તેને વધારે દૃઢ બનાવ્યું છે. આ વાત તો તમે અચ્છી રીતે જાણો છો ને કે ભારતવર્ષજ માત્ર એક એવો દેશ છે કે જેણે પોતાની સીમા બહારના અન્ય મૂલકોને જીતી લેવા કદાપિ પોતાનાં પગલાં બહાર નથી કાઢયાં ? મહાન્ સમ્રાટ

અશોકનો આગ્રહપુર્વક આદેશ હતો કે—"મારા વંશજો પૈકી કોઇએ પણ વિજય અર્થે પરમૂલકપર આક્રમણ કરવું નહિ. ઈતર ધર્મના લોકો જો પોતાના ધર્મોપદેશકોને આપણે ત્યાં મોકલે તો તેમને સુખેથી તેમનું કાર્ય કરવા દઇને જોઇએ તો મદદ આપવી પણ કોઈ રીતે તેમને કનડગત કરવી નહિ." હિંદુઓએ કદી કોઇનાપર ત્રાપ મારી નથી, તો પછી શામાટે આ બધા બીજા લોકો હિંદુઓને જીતી લેવા આવે છે? હિંદુઓએ કોઇ રાષ્ટ્રનું કદી કાંઈ બગાડયું છે ખરૂં, કે કોઇને કોઇ જાતની ઈજા પહોંચાડી છે ખરી?—રે! કોઇનું કદી બુરૂં પણ તાકયું છે? ઉલટું જગતનું જે કંઇ હિત પોતાથી બની શકયું તે કર્યું છે. જગતને હિંદુઓએ વિજ્ઞાન, વિદ્યા, તત્ત્વજ્ઞાન, ધર્મ આદિ શીખવાડયાં છે તથા ભૂતળપરનાં અનેક જંગલી ટોળાંઓને સુધાર્યાં છે. અને તેનો આ બદલો?!—ખુનામરકી, જુલમ, અને અત્યાચારના આરોપ, તથા કાફર, શઠ, હરામખોર વગેરે અજુગતાં ગાલિપ્રદાનો?! ભારત સંબંધમાં પાશ્ચાત્યોને હાથે લખાયલા પુસ્તકો અને પ્રતિવર્ષ ભારતમાં આવતા અનેક પ્રવાસીઓની વાતો તો જુઓ! કેવા નિષ્ઠુરને નીચ ઉદ્દગારો! કેવાં ખોટાં બનાવટી કથનો! હિંદુઓને હાથે થયલા કયા અપકારના બદલામાં—કયા વેરના હિસાબ ચૂકવવા તેમના પ્રતિ એવો વ્યવહાર આચરવામાં આવે છે? કહો, કહો, હે પાશ્ચિમાત્યો! હિંદુઓએ તમારૂં શું બગાડયું છે?

પ્રશ્ન:—સંસ્કૃતિ અથવા સુધારણા સંબંધમાં વેદાન્તનો શો ખ્યાલ છે વારૂ?

ઉત્તર:—તમે તત્ત્વવેત્તા છો અને સમજો છો કે સુવર્ણની થેલીથી મનુષ્ય મનુષ્ય વચ્ચે કોઇ જાતનો ફરક ઉત્પન્ન થતો નથી. આ બધાં યંત્રો અને વિજ્ઞાનશાસ્ત્રોની શી કિંમત છે? એ બધાંનું પરિણામ તો માત્ર એકજ છે અને તે એ કે તેઓ ઐહિક જ્ઞાનનો

ફેલાવો કરે છે. બાકી જરૂરીઆત યાને તંગીનો વિકટ પ્રશ્ન તો હજી તમે છોડાવ્યો નથી પણ ઉલટો વધારે વિકટ બનાવ્યો છે. ગરીબાઇ અને કંગાલીઅતના પ્રશ્નને તમારાં યંત્રો ઉકેલતાં નથી, પણ ઉલટો વધારે તીવ્ર બનાવે છે, તથા મનુષ્યપ્રજાને વધારે ફાંફાં મારતી ને વધારે તરફડતી કરે છે. સ્પર્ધાને વધારે સ્વાર્થી કરે છે. પ્રકૃતિ અથવા કુદરતમાં પોતામાં પણ શું મહત્વ રહ્યું છે? તારનાં દોરડાંદ્વારા જે માણસ વિદ્યુતપ્રવાહ એક સ્થાનેથી બીજે સ્થાને પ્રેરી શકે છે તેનું સ્મારક તમે શામાટે નિર્માણ કરોછો? તેજ કામ પ્રકૃતિ પોતે લાખોવાર નથી કરતી શું? પ્રકૃતિની અંદર એ સર્વ પહેલેથીજ નથી રહ્યું કે? અર્થાત્ કે સર્વ કંઇ પ્રકૃતિમાં પ્રથમથીજ રહેલું છે તો પછી તેને તમે સંપાદન કરો તેમાં તમે શી ધાડ મારી? એતો એમાં મૂળથી હતુંજ, ને છે. હા એમાં મહત્ત્વ હોય તો માત્ર એટલુંજ કે પ્રકૃતિમાં અદૃશ્ય રહેલી એ શક્તિને તમે પ્રકાશમાં આણી. આ વિશ્વ એ તો માત્ર એક કસરતશાળા છે, જેમાં આત્મા કસરત કરી રહ્યો છે. એ સર્વ કસરતો સંપૂર્ણ થતાં આપણે ઇશ્વરત્વને પામીએ છીએ. તેથી પ્રત્યેક વસ્તુની કિંમત અથવા મહત્તાનો નિર્ણય તે વસ્તુમાં કેટલે અંશે ઇશ્વરનો સ્ફોટ થયેલોછે તેના ઉપરથીજ થવો જોઇએ અને થઇ શકે. મનુષ્યની અંદર રહેલા એ ઇશ્વરી અંશનો સ્ફોટ થવો તેનુંજ નામ અમારા વેદાન્તના અભિપ્રાય પ્રમાણે સુધારણા કિંવા સંસ્કૃતિ.

પ્રશ્નઃ—બૌદ્ધ લોકોમાં કોઇ જાતના જ્ઞાતિધારા જેવું છે કે?

ઉત્તરઃ—બૌદ્ધોને જ્ઞાતિ બાતિ જેવું બહુ તો મૂળથીજ નહોતું, તેમાં અત્યારે તો તેમની વસ્તી હિંદમાં નહિ જેવીજ છે. બુદ્ધ પોતે એક સમાજસુધારક હતો. તથાપિ હું જોઉં છું કે બીજા બૌદ્ધ મુલકોમાં કે જ્યાં બૌદ્ધ માર્ગીઓનું વસ્તીપ્રમાણ વધારે છે ત્યાં જ્ઞાતિ નિર્માણ કરવાના સખત પણ વ્યર્થ પ્રયાસો કરાયલા છે. બૌદ્ધોમાં

જાતિ કિંવા જ્ઞાતિ જેવું વ્યાવહારિક રીતે તો કંઇ છેજ નહિ, પ
તેઓ પોતપોતાના મનમાં એવું કંઇક અભિમાન ધરાવે છે ખરા.

બુદ્ધ પોતે એક વેદાન્તમાર્ગીજ સંન્યાસી હતો. જેવી રી
અત્યારે પણ નવા પંથો ઉભા થાય છે તેવીજ રીતે તેણે પણ એ
નવીન પંથ ઉપજાવ્યો હતો. જે વિચારો અત્યારે બૌદ્ધધર્મના નાં
ઓળખાય છે તે વિચારો બુદ્ધના પોતાના નહોતા. એ વિચારો તે
બુદ્ધના સમય કરતાં પણ બહુ પહેલાંના—અતિ પ્રાચીન હતા. મા
એટલુંજ કે બુદ્ધ એક સમર્થ નર હોઇ તેણે એ વિચારોને બ
આપ્યું. બૌદ્ધધર્મમાં કોઇ અનન્ય તત્વ રહ્યું હોય તો તે તે
સામાજિક તત્વ હતું. બ્રાહ્મણો અને ક્ષત્રિયોજ અમારા ધર્મોપ
શકો થતા આવ્યા છે. અમારાં ઉપનિષદો પૈકી ઘણાંખરાં ઉપનિષ
ક્ષત્રિયોનાં લખેલાં છે, ત્યારે વેદાન્તર્ગત કર્મકાંડ બ્રાહ્મણોની બુદ્ધિ
ફળ છે. ભારતભરમાં નિપજેલા અમારાં સમર્થ ધર્મોપદેશકોમાં ઘણા
ખરા ક્ષત્રિયોજ હતા અને તેઓનો ઉપદેશ સર્વ જાતિપ્રતિ સર્વ
નિષ્પક્ષપાત અને સમભાવપૂર્ણ હતો. એમના ઉપદેશમાં જાતિપરત્
ભેદબુદ્ધિને સ્થાનજ નહોતું; ત્યારે બ્રાહ્મણ આચાર્યોના સંબંધમ
પ્રકાર એથી ઉલટો હતો. બેએક અપવાદ સિવાય બાકીના તમા
બ્રાહ્મણ આચાર્યો જાતિઓના પક્ષપાતી અને જાતિપરત્વે ભેદબુદ્ધિ ધર
અમુક વિશિષ્ટ જાતિઓમાંજ પોતાના ધર્મોપદેશને મર્યાદિત કરના
હતા. ઈશ્વરના અવતાર તરીકે પૂજાતા શ્રી રામ, કૃષ્ણ અને બુદ્ધ
જન્મે ક્ષત્રિયોજ હતા.

પ્રશ્નઃ—વિવિધ ધર્મપંથો, વિધિઓ અને શાસ્ત્રો સાક્ષાત્કાર
કામમાં સહાયકારક છે ખરાં ?

ઉત્તરઃ—મનુષ્યને જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે તો તે બધું
તેને માટે બિનજરૂરી છે. વિવિધ પંથો વિધિઓ અને ધર્મગ્રંથો

જ્યાં સુધી તે લક્ષ્યબિંદુને પામવાના સાધનભૂત છે ત્યાં સુધી તે સારાં છે પણ તેમ કરવામાં તેઓ નિષ્ફળ નીવડે ત્યારે તો આપણે તેમને અવશ્ય બદલીજ નાખવાં જોઇએ. જ્ઞાની પુરૂષ અજ્ઞાની જનોની સ્થિતિનો તિરસ્કાર ન કરે, કિંવા તેમની પોતાની અમુક પ્રણાલિકામાંની તેમની શ્રદ્ધાનો વિનાશ ન કરે, પણ યોગ્ય કાર્યથી તેમને યથાર્થ રીતે દોરે અને પોતે પ્રાપ્ત કરેલી સ્થિતિને પ્રાપ્ત થવાનો માર્ગ તેમને બતાવે

પ્રશ્નઃ—વ્યક્તિત્વ અને નીતિ શાસ્ત્રનો સંબંધ વેદાન્ત કેવી રીતે જોડે છે વારૂ ?

ઉત્તરઃ—સત્ય વ્યક્તિ તો કૈવલ્ય છે; આ જણાતી મૂર્તતા માયાને લઇને છે. આ મૂર્તતા-વિવિધતા માત્ર દેખીતીજ છે; વાસ્તવિક રીતે તો તે નિરંતર એક માત્ર કૈવલ્યબ્રહ્મ છે. વાસ્તવિક વ્યક્તિ તે એકજ હોવા છતાં માયાના પ્રભાવે તે અનેક ભાસે છે. માયામાંજ આ વિવિધતા, આ અનેકતાનું અસ્તિત્વ રહેલું છે; છતાં સઘળાં નીતિશાસ્ત્રો અને સર્વ દેશના નીતિનિયમોમાં જણાવ્યા પ્રમાણે એ માયામાં પણ નિરંતર એક-કૈવલ્ય પ્રતિ જવાનું વલણ રહેલું છે. કેમકે તેમ થવું એ જીવાત્માની એક સ્વાભાવિક આવશ્યકતા છે. તે પોતાની એકતાને માટે ફાંફાં મારે છે અને એ એકતાને પ્રાપ્ત કરવા માટેનું જે મંથન તેનેજ આપણે નીતિશાસ્ત્ર કે નીતિ કહી ઓળખીએ છીએ. તેથી આપણે પણ સર્વદા તે નીતિનું આચરણ કરવું જોઇએ.

પ્રશ્નઃ—ત્યારે શું નીતિશાસ્ત્રનો મોટો ભાગ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધપરથી નથી લેવામાં આવ્યો ?

ઉત્તરઃ—બરાબર, એમજ છે. કૈવલ્ય ( બ્રહ્મ ) ને માયાની મર્યાદા સંભવતીજ નથી.

પ્રશ્નઃ—આપ કહો છો કે વ્યક્તિ એ કૈવલ્ય ( બ્રહ્મ ) છે, ત્યારે હું આપને એ પૂછવા માગું છું કે વ્યક્તિ જ્ઞાન ધરાવે છે કે નહિ ?

ઉત્તર:—વ્યકતતા અથવા પ્રકટીભવનની જે સ્થિતિ તેનુંજ નામ વ્યકિતત્વ; અને એ સ્થિતિમાં રહેલો જે પ્રકાશ તેનું નામ જ્ઞાન. તેથી અવ્યકત કૈવલ્યના પ્રકાશને માટે 'જ્ઞાન' શબ્દનો ઉપયોગ કરવો યથાર્થ નથી, કારણ કૈવલ્યાવસ્થા સાપેક્ષજ્ઞાનથી પરવસ્તુ છે.

પ્રશ્ન:—ત્યારે એ અવસ્થામાં સાપેક્ષજ્ઞાનનો સમાવેશ થઇ જાય છે ખરો કે નહિ ?

ઉત્તર:—હા, પણ તે આ અર્થમાં કે,-જેવી રીતે સુવર્ણની લગડીનું જૂદા જૂદા શિક્કાઓમાં રૂપાંતર કરી શકાય છે તેવીજ રીતે આ કૈવલ્યાવસ્થાનું પણ સમજવું. એ અવસ્થા સકળ જાતના જ્ઞાનમાં વિભકત થઇ શકે છે. એ અવસ્થા તે જ્ઞાનાતિરેકની અવસ્થા છે અને તેમાં જ્ઞાન અને અજ્ઞાન બંનેનો સમાવેશ થઇ જાય છે. જે માણસ એ અવસ્થાએ પહોંચે છે તેનામાં પણ આપણે જેને જેને 'જ્ઞાન' કહી ઓળખીએ છીએ તે તમામ હોય છે. પરંતુ તેવા જ્ઞાનનો સાક્ષાત્કાર કરવાની જ્યારે તેને ઇચ્છા થાય છે ત્યારે તેને એક પાયરી નીચે ઉતરવું પડે છે. કેમકે જ્ઞાન એ કૈવલ્યાવસ્થા કરતાં નીચલી સ્થિતિ છે; માયાના આવરણમાંજ માત્ર જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનની ત્રિપુટી સંભવી શકે છે.



( અમેરિકાના બોસ્ટન નગરની "ટ્વેન્ટીએથ સેન્ચ્યુરી કલબ" માં )

પ્રશ્ન:—ઇસ્લામ ધર્મપર વેદાન્તની કોઇ અસર થવા પામી છે કે ?

ઉત્તર:—ધાર્મિક ઉદારતાની વેદાન્તિક ભાવનાની ઇસ્લામ ધર્મપર સારી જેવી છાપ પડી છે. હિંદુસ્થાનમાંનો ઇસ્લામ ધર્મ બીજા કોઇ પણ દેશમાંના ઇસ્લામ કરતાં તદ્દન જૂદી જાતનો છે. ઇતર દેશોમાંના ઇસ્લામીઓ આવીને ભારતમાં વસતા પોતાના ધર્મબંધુઓને ઇસ્લા-

ઇતર ધર્મના લોકો ( કાફર ) સાથે વસવા સામે ઉશ્કેરે છે ત્યારેજ ઇતર ધર્મીઓ સામેનું હિંદી મુસલમાનોનું ઝનુન ઉશ્કેરાય છે ને ત્યારેજ તેઓ કંઈ હુલ્લડ કે તરતોફાન મચાવે છે.

પ્રશ્નઃ—વેદાન્ત જાતિબંધનોને સ્વીકારે છે કે?

ઉત્તરઃ—ના, જાતિવ્યવસ્થા વેદાન્તના મતથી વિરૂદ્ધ છે. જાતિબંધારણ એતો એક સામાજિક રૂઢિ છે અને અમારા સઘળાજ મહાન આચાર્યોએ તેને તોડી નાખવાના પ્રયાસો કરેલા છે. બૌદ્ધ ધર્મથી માંડીને તે ઠેઠ અત્યાર સુધીના એકેએક નવીન પંથે જ્ઞાતિવ્યવસ્થા સામે ઝુંબેસ ઉઠાવી છે; પરંતુ તેથી જ્ઞાતિબંધનો શિથિલ થવાને બદલે તે ઓર મજબુત થયાં છે. જાતિસંસ્થા એ હિંદુઓની રાજકીય સંસ્થાઓનોજ પરિપાક છે; તે એક વંશપરંપરાગત વ્યાપારી મહાજન છે. આ જાતિબંધનોને તેની સામેના ઉપદેશ અને બોધ કરતાં યુરોપની વ્યાપારી હરીફાઇએજ વધારે ઢીલાં બનાવ્યાંછે. જાતિબંધનોને તોડવાનું જે કામ ઉપદેશકો અને સુધારકોથી ન થઇ શક્યું તે કામ યુરોપીઅનો સાથેની વેપારી હરીફાઇએ કીધું છે.

પ્રશ્નઃ—વેદોનું ખાસ લક્ષણ શું છે ?

ઉત્તરઃ—વેદોની એક ખાસીયત તો એ છે કે એજ ધર્મશાસ્ત્રો માત્ર એવાં છેકે જે પોતાની (વેદોની) સીમાને પણ ઉલ્લંઘીને પેલી પાર જવાનો ટોકી ટોકીને બોધ કરે છે. વેદો કહે છે કે તેઓ પોતે બાલ્યાવસ્થાના મન માટેજ લખાયલા છે; અને તેથી કરીને જ્યારે તમે મોટા થાઓ ત્યારે તમારે તેનાથી પર જવુંજ જોઇએ.

પ્રશ્નઃ—વ્યક્તિગત આત્માને આપ શાશ્વત સત્ય તરીકે સ્વીકારો છો ખરા કે ?

ઉત્તરઃ—વ્યક્તિગત આત્મા એ મનુષ્યના વિચારોનો બનેલો છે

અને વિચારો તો પળે પળે બદલાયા કરે છે. તેથી વ્યક્તિગત આત્મા શાશ્વત સત્ય ન હોઇ શકે. આભાસમાંજ માત્ર તે સત્ય છે, વસ્તુતઃ નહિ. વ્યક્તિગત આત્મા સ્મરણશક્તિ અને વિચારોનો બનેલો છે; તો પછી તે કવી રીતે શાશ્વત સત્ય હોઇ શકે ?

પ્રશ્નઃ—બૌદ્ધધર્મનો ભારતભૂમિમાં ક્ષય કેમ થયો વારૂ ?

ઉત્તરઃ—ખરી રીતે જોઇએ તો બૌદ્ધધર્મનું હિંદમાંથી વિલોપન થયુંજ નથી. બૌદ્ધધર્મ એ એક જંગી સામાજિક હીલચાલ હતી. બુદ્ધાવતાર પહેલાં બલિદાન અને એવાંજ બીજાં કારણોએ પશુઓ અને પ્રાણીઓનો મોટી સંખ્યામાં સંહાર થતો; તેમજ લોકો મદ્યમાંસનું સેવન પણ પુષ્કળ કરતા. બુદ્ધના ઉપદેશ પછી મદિરા સેવન હિંદ ભૂમિમાંથી લગભગ અદૃશ્ય થઇ ગયું છે અને પશુ વધનો પ્રકાર પણ બહુધા જતોજ રહ્યો છે.

---

( અમેરીકાના બ્રુકલિન નગરની " નૈતિક સમાજ " માં )

પ્રશ્ન—સ્વામીજી ! જગતમાં હસ્તી ધરાવતા પાપ અને અનર્થો સાથે તેમજ સર્વત્ર છવાયલા શોક અને દુઃખની સાથે આપના આશાવાદનો કિંવા વસ્તુમાત્રમાં ઉત્તમતા જોવાની પદ્ધતિના વિચારોનો આપ કેવી રીતે મેળ ખવાડો છો ?

ઉત્તરઃ—આ પ્રશ્નનો ઉત્તર ત્યારેજ આપી શકાય કે જ્યારે પાપ અને અનર્થનું અસ્તિત્વ પ્રથમ સાબીત કરાય; પણ અમારા વેદાન્ત ધર્મને એ વાતજ માન્ય નથી. સુખની ભાવના વગરના કેવળ શાશ્વત દુઃખનેજ ખરેખર અનર્થ કહી શકાય; કિંતુ સંસારનાં દુઃખ અને શોક જો મૃદુતા, નમ્રતા અને ઔદાર્યાદિ શાશ્વત આનંદપ્રતિ લઇ જનારા ગુણોના પોષક હોય તો તે અનર્થો ન કહેવાય; ઉલટપક્ષે તેઓ કલ્યાણકારીજ કહેવાય. કોઇ પણ ચીજનું અશુભ પરિણામ શાશ્વતતાના

સામ્રાજ્યમાં જ્યાં લગી ન જણાય ત્યાં લગી આપણે કોઇ પણ ચીજને અશુભ કિંવા અનર્થકારી તરીકે ખાત્રીપુર્વક જાહેર ન કરી શકીએ.

પિશાચપુજા એ હિંદુધર્મનો અંશજ નથી. માનવજાતિ વિકાસન માર્ગે તો ખચિત વળેલી છે, પરંતુ બધાં મનુષ્યો હજી એટલે ઉન્નતની ઉત્કૃષ્ટતાને પામ્યાં નથી. તેથીજ કેટલાકજણ પોતાના ઐહિક જીવનમ બીજાઓ કરતાં વધારે વિશુદ્ધ અને વધારે ઉમદા જણાય છે. પોત પોતાના વર્તમાન વિકાસક્ષેત્રની મર્યાદામાંજ પ્રત્યેક જણને પોતાની જાતને વધારે સારી-વધારે ઉમદા બનાવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે આપણુને પોતાને અવનત કરવાની આપણામાં શક્તિ નથી; તેમજ આપણી અંદર રહેલા ચેતન બળને ક્ષીણ કરવાનું કે વિનાશ કરવાનું સામર્થ્ય પણ આપણામાં નથી, એ વાત સાચી; પરંતુ એ ચેતન બળને વિવિધ દિશાઓમાં પ્રેરવાનું અણમોલું સ્વાતંત્ર્ય તો આપણું અવશ્ય છેજ.

પ્રશ્નઃ—પ્રકૃતિ કિંવા માયાની હયાતિ એ આપણા મનની કલ્પનાજ માત્ર નથી શું ?

ઉત્તરઃ—મારા અભિપ્રાયમાં તો આ બાહ્ય જગત એ ખરેખ હયાત છે, પરંતુ તેનું વાસ્તવિક અસ્તિત્વ આપણા માનસિકખ્યાલ બહાર છે. સૃષ્ટિ આખી આત્મોત્ક્રાન્તિના મહાન નિયમને આધીન રહ આગળ ને ઉંચે વધતી જાય છે. આત્મોત્ક્રાન્તિ એ જડોત્ક્રાન્તિ કિંવા માયાની ઉત્ક્રાન્તિથી ભિન્ન છે. માયાની ઉત્ક્રાન્તિ એ આત્મોત્ક્રાન્તિની સૂચક છે ખરી પણ તે એની ક્રિયાનો ખ્યાલ આપત નથી. આપણે આપણી વર્તમાન ઐહિક પરિસ્થિતિમાં વ્યક્તિરૂપ નથ અને જ્યાં સુધી આપણા પવિત્ર અંતરાત્માને પોતાના ગુણો વ્યક્ત કરવા માટે સંપુર્ણ સાધન પ્રાપ્ત થાય એવી ઉત્કૃષ્ટ અવસ્થાને અ

પણે સંપાદન કરી ન શકીએ ત્યાં સુધી આપણે એ વ્યક્તિત્વને પ્રાપ્ત થઇ શકીશું પણ નહિ.

પ્રશ્નઃ—બાળકના જન્મસિદ્ધ અંધત્વ વિષે ઇસુખ્રિસ્તને પૂછવામાં આવેલા પ્રશ્નનો આપ શો ખુલાસો આપો છો? એવી જાતનું જન્મસિદ્ધ અંધત્વ એ એ બાળકના પોતાના પાપનું ફળ કે એના માબાપના પાપનું?

ઉત્તરઃ—પાપનો સવાલ તો આ પ્રમેયમાં રહેતોજ નથી, છતાં મારી ખાત્રીપૂર્વક માન્યતા છે કે એવું અંધત્વ એ બાળકના પોતાના પૂર્વજન્મના કોઈ કૃત્યનું ફળ હોવું જોઇએ. મારો અભિપ્રાય પૂછો તો આવાં આવાં પ્રમેયોનો નિર્ણય પુનર્જન્મના સિદ્ધાંતને સ્વીકારવાથીજ યથાર્થ રીતે થઇ શકે તેમ છે, અન્યથા નહિ.

પ્રશ્નઃ—મૃત્યુ પછી આપણા આત્માઓ સુખની દશામાં જાય છે, કે શી રીતે?

ઉત્તરઃ—મૃત્યુ એ સ્થિતિનું પરિવર્તન માત્ર છે; દિક્કાલ તમારામાં રહેલાં છે, તમે દિક્કાલમાં રહેલા નથી. આપણે માટે એટલુંજ જાણવું બસ છે કે આપણે આપણા જીવનને દૃશ્ય કિંવા અદૃશ્ય જગતમાં જેમ જેમ વધારે વિશુદ્ધ અને વધારે ઉમદા બનાવતા જઇશું તેમ તેમ આપણે અધ્યાત્મ સૌંદર્ય અને શાશ્વત્ આનંદના કેન્દ્રરૂપ પરમાત્માની વધારે ને વધારે નજીક પહોંચતા જઈશું.



પ્રશ્નઃ—આત્માઓના દેહાન્તર પ્રવેશ યાને પુનર્જન્મ વિષે હિંદુઓનો સિદ્ધાંત શો છે વારૂ?

ઉત્તરઃ—પુનર્જન્મનો અમારો આ સિદ્ધાંત આધુનિક વિજ્ઞાનવિદોના પદાર્થના અનાશત્વના સિદ્ધાંત જેવો હોઇ તેજ ધરતીપર

રચાયલો છે. અર્થાત્ કે પદાર્થનાં મૂળતત્ત્વો જેવી રીતે નષ્ટ ન થતાં નિત્ય રહે છે તેવી રીતે આત્મા પણ નષ્ટ ન થતાં નિત્ય રહે છે અને દેહાન્તરપ્રવેશ કરે છે. આ પુનર્જન્મનો સિદ્ધાંત મારા દેશના એક તત્ત્વજ્ઞાનીએ પ્રથમ શોધી કાઢ્યો છે. સૃષ્ટિની ઉત્પત્તિની વાત અમારા લોકોને માન્ય નથી; કેમકે ઉત્પત્તિ એટલે કે શુન્યમાંથી કંઇક નિપજાવી કાઢવું તે; અને તેમ થવું કેવળ અશક્ય છે. જેવી રીતે કાલ અનાદિ છે તેવી રીતે સૃષ્ટિ પણ અનાદિ છે.

પ્રશ્નઃ—હિંદનો સ્ત્રીસમાજ જોઇએ તેટલો ઉન્નત નથી તેનું શું કારણ ?

ઉત્તરઃ—તેના કારણમાં હિંદુસ્થાનપર વખતો વખત ચઢી આવેલા પરદેશીઓનું અત્યાચારભર્યું વર્તન એ મુખ્ય છે અને અંશતઃ હિંદુલોકો પોતે પણ તેમાં કારણભૂત થયેલા છે.

હિંદુધર્મ એ મતાંતરગ્રાહી ધર્મ નથી યાને અન્ય ધર્મીઓને તે પોતાનામાં સ્વીકારતો નથી; એવી ફરિયાદ એકવાર અમેરિકામાં સ્વામીજી આગળ કરવામાં આવી હતી; તેનો જવાબ આપતાં સ્વામીજીએ જણાવ્યું કે, "પૌરસ્ત્યો માટે જેવી રીતે બૌદ્ધધર્મ સંદેશ લાવ્યો હતો, તેવી રીતે પાશ્ચિમાત્યો માટે હું લેઇ આવ્યો છું."

પ્રશ્નઃ—ત્યારે શું આપ આ દેશમાં ( અમેરિકામાં ) હિંદુઓના આચાર વિચાર અને વિધિઓને દાખલ થયલાં જોવા માગો છો ?

ઉત્તરઃ—ના, મારો તેવો ઇરાદો નથી. હું તો માત્ર હિંદુફિલસુફી યાને તત્ત્વજ્ઞાનનોજ અત્રે બોધ કરૂં છું.

પ્રશ્નઃ—વારૂ, આપનું માનવું શું એમ નથી થતું કે મનુષ્યના મનમાંથી ભાવિ નરક યાતનાનો ડર કાઢી નાંખવામાં આવે તો પછી ઉચ્છૃંખલ વૃત્તિના મનુષ્યને અંકુશમાં રાખવાનું કોઇ સાધનજ નહિ રહે ?

ઉત્તરઃ—ના, હું એમ નથી માનતો. મારૂં માનવું તો ઉલટું એમ છે કે ભયના સાધન કરતાં પ્રેમ અને આશાના સાધનવડેજ મનુષ્યને વધારે સારો બનાવી શકાય છે.

—:o:—

( મ.—ની નોંધપોથીમાંથી વાનગી )

*　　*　　*　　*

*　　*　　*　　*

*　　*　　*　　*

પ્રશ્નઃ—ભક્તિની પ્રાપ્તિ મનુષ્યને કેવી રીતે થાય ?

ઉત્તરઃ—ભક્તિ તો તમારી અંદર રહેલીજ છે. માત્ર વિષય અને વિત્તના પડદા તળે તે ઢંકાઇ ગઇ છે એટલુંજ. એ પડદાને દૂર કરતાંજ ભક્તિ આપોઆપ પ્રકટી નીકળશે.

પ્રશ્નઃ—આપણે આપણી પોતાની જાતપર આધાર રાખવો યાને સ્વાવલંબી થવું એ કથનનો સત્ય અર્થ શો છે વારૂ ?

ઉત્તરઃ—અહિં ' સ્વ ' નો અર્થ ' નિત્ય આત્મા ' થાય છે. તથાપિ અનિત્ય આત્મા યાને અહંપરના અવલંબનથી પણ ક્રમે ક્રમે સત્ય વસ્તુની પ્રાપ્તિ થઇ શકે છે, કેમકે વ્યક્તિગત આત્મા એ વસ્તુતઃ માયાના આવરણ તળે ઢંકાયલો નિત્ય આત્માજ છે.

પ્રશ્નઃ—એકત્ર યાને એકભાવજ જો સત્ય વસ્તુ હોય તો પછી આ ક્ષણે ક્ષણે જણાતો દ્વૈતભાવ ક્યાંથી ને કેવી રીતે આવ્યો ?

ઉત્તરઃ—જ્ઞાનમાં દ્વૈતભાવ કદી છેજ નહિ. દ્વૈતભાવ રહ્યો છે તે માત્ર જ્ઞાનના નિદર્શનમાંજ રહ્યો છે. જો જ્ઞાન દ્વૈતાત્મક હોય તો પછી જ્ઞેય વસ્તુ જ્ઞાતાથી અને જ્ઞાતા જ્ઞેયથી વિભિન્ન હોવાં જોઇએ, પણ વસ્તુતઃ તેવો પ્રકાર નથી.

પ્રશ્નઃ—ચારિત્ર્યનો એક સરખો અનુકૂળ વિકાસ ઉત્તમ રીતે કેમ કરી સાધી શકાય ?

ઉત્તરઃ—જે લોકનાં ચારિત્ર્ય એવી રીતે વિકસેલાં હોય તેમની સાથેના સહવાસથી.

પ્રશ્નઃ—વેદો પ્રતિ આપણું વલણ કેવી જાતનું હોવું જોઇએ ?

ઉત્તરઃ—વેદો એટલે કે તેમાંના જેટલા ભાગો બુદ્ધિ અને તર્કગમ્ય છે તેટલા ભાગોજ માત્ર અનન્ય પ્રમાણ તરીકે સ્વીકારવાના છે. પુરાણ વગેરે બીજાં શાસ્ત્રો જ્યાંસુધી વેદોને અનુકૂળ હોય ત્યાં સુધીજ તેમનો સ્વીકાર કરવાનો છે. વેદોની પછી જે જે ધાર્મિક વિચારો જગતના જે જે ભાગમાં અસ્તિત્વમાં આવ્યા છે, તે તે તમામ વિચારો મૂળ વેદોમાંથીજ ગ્રહણ થયલા છે.

પ્રશ્નઃ—સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ એવા જે ચાર વિભાગો કાળના કરવામાં આવેલા છે તે જ્યોતિષી ગણના મુજબ છે કે પછી કોઇ આપખુદી ગણના યાને ઢોંગ માત્ર છે ?

ઉત્તરઃ—વેદોમાં તો એવા કોઇ વિભાગોનું નામ નિશાન નથી. તેથી તે પૌરાણિક સમયની કલ્પનાજ માત્ર હોવી જોઇએ.

પ્રશ્નઃ—વિચાર અને શબ્દો વચ્ચેનો સંબંધ આવશ્યક અને અવિકારી છે કે પછી આકસ્મિક અને સાંકેતિક ?

ઉત્તરઃ—આ મુદ્દો અતિશય વિવાદાસ્પદ છે. તેમનો સંબંધ આવશ્યક હોય એમ જણાય છે ખરૂં, પણ ભાષાઓની વિવિધતા જોતાં સર્વથા તેમ હોવુંજ જોઇએ એમ પણ લાગતું નથી. એમની વચ્ચે કોઇ અતિ ગૂઢ સંબંધ હશે તો તે પારખી કાઢવાને હજી અમે શક્તિમાન થયા નથી.

પ્રશ્નઃ—હિંદભૂમિમાં કાર્ય કરવામાં કયા સિદ્ધાંતને અનુસરવાની જરૂર છે વારૂ ?

ઉત્તરઃ—સૌથી પ્રથમ તો લોકોને વ્યવહારચતુર અને શરીરે સશક્ત થતાં શીખવવું જોઇએ. એવા એક ડઝન પુરૂષસિંહો જગત સમસ્તમાં વિજય ડંકો વગડાવશે, અને લક્ષાવધિ મેંઢાંઓથી તેમ નહિ થઈ શકે. બીજું એ કે વ્યક્તિગત આદર્શ ગમે તેટલો પ્રૌઢ હોય તો પણ તેની નકલ કરવાનું લોકને કદી પણ ન શીખવાડવું.

તે પછી સ્વામીજી હિંદુઓનાં કેટલાંક સાંકેતિક ચિહ્નોની ભ્રષ્ટતા વિષે વિવેચન કરતા હવા. પછી તેઓશ્રીએ જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ વચ્ચેના ભેદનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું કે જ્ઞાન માર્ગ એ ખરી રીતે આર્ય લોકોનો માર્ગ છે અને તેથીજ તે 'અધિકારી-અનધિકારી' ની બાબતમાં આટલો બધો કડક છે, ત્યારે ભક્તિમાર્ગનો ઉદ્‌ભવ દક્ષિણ પથમાં યાને આર્ય નહિ એવી જાતિના લોકોને હાથે થયલો હોવાથી તેમાં ' અધિકારી-અનધિકારી ' પરત્વે એવો કોઇ ભેદભાવ નથી.

પ્રશ્નઃ—ભારતના પુનરૂજ્જીવનના કાર્યમાં શ્રી રામકૃષ્ણમઠ કયો અને કેટલોક ભાગ ભજવશે વારૂ ?

ઉત્તરઃ—એ મઠમાંથી સચ્ચારિત્ર્યવાળા યુવકો મેદાન પડશે અને તેઓ સમગ્ર વિશ્વને આધ્યાત્મ વાતાવરણથી વ્યાપી કાઢશે. ધાર્મિકતાના આ પુનરૂજ્જીવનની પાછળ પાછળજ બીજી દિશામાં પણ પ્રગતિ થશે યાને બીજા વિષયોમાં પણ યોગ્ય સુધારણા કરવાનું કાર્ય હાથ લેવાશે. એ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિઓ નવેસર નિર્માણ થશે. શુદ્ર જાતિનો સદાને માટે લોપ થશે; શુદ્રોનો કાર્યભાગ યંત્રોદ્વારા સિદ્ધ થતો હોવાથી તેમના અસ્તિત્વની જરૂર પણ નથી. ભારતવર્ષને અત્યારે ક્ષાત્રબળનીજ ખરેખરી તંગી છે.

પ્રશ્નઃ—મનુષ્ય જેવી ઉત્તમ યોનિમાં એકવાર જન્મ્યા પછી ફરી પાછો બીજી કોઇ હલકી યોનિમાં જન્મ થવો સંભવિત છે ખરો ?

ઉત્તરઃ—હા, કેમકે પુનર્જન્મનો આધાર કર્મ ઉપર છે. મનુષ્યા-

વતારમાં આવી મનુષ્ય જો પાશવસ્વભાવને ઉચિત કર્મોનો સંચય કરે તો તે સંચયના યોગે તેનું પશુયોનિ તરફ આકર્ષણ થશે અને તેનો પુનર્જન્મ પશુયોનિમાં થશે.

પ્રશ્નઃ—આ પાર્થિવ શરીરમાં કહેવાતાં અમુક કમળોનું અને અમુક કમળની આસપાસ વિંટાઇ વળેલી કહેવાતી કુંડલીનીનું અસ્તિત્વ ખરેખરૂં છે કે પછી માત્ર કાલ્પનિક?

ઉત્તરઃ—શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે યોગી લોકોનાં આ કહેવાતાં કમળોનું અસ્તિત્વ મનુષ્ય શરીરમાં ખરેખરૂં હોતું નથી, પણ યૌગિક બળથી તેમને પોતાની અંદર પેદા કરી શકાય છે ખરાં.

પ્રશ્નઃ—મૂર્તિપુજાથી મનુષ્યને મુક્તિ પ્રાપ્ત થઇ શકે ખરી?

ઉત્તરઃ—મૂર્તિપુજા પોતે તો પ્રત્યક્ષ રીતે મુક્તિદાયિની નીવડી શકે તેમ નથી; હા, મુક્તિનું તે સાધન છે ખરૂં. મૂર્તિપૂજાને સાવ ધુત્કારી કે તિરસ્કારી કાઢવી ન જોઇએ કેમકે ઘણાંના સંબંધમાં તે સંપૂર્ણ અવસ્થાએ પહોંચાડનાર એક માત્ર સાધન જે અદ્વૈત સાક્ષાત્કાર, તેને માટે મનને તૈયાર કરનારી નીવડે છે.

ઇ. સ. ૧૮૯૮ ની સાલના એક 'જીજ્ઞાસુ વર્ગ' માં (ક્વેશ્ચન કલાસમાં) સ્વામીજીએ મૂર્તિપૂજાની ઉત્પત્તિ બૌદ્ધધર્મને આભારી છે એમ સિદ્ધ કર્યું હતું. તે એવી રીતે કે પ્રથમતો ચૈતન્યની પ્રથા શરૂ થઇ, પછી સ્તુપ થયા અને છેવટે બુદ્ધની પ્રતિમાવાળાં મંદીરો થયાં. બુદ્ધનાં મંદિરોની હારે હારેજ હિંદુ દેવતાઓનાં મંદિરો અસ્તિત્વમા આવ્યાં. અર્થાત્ કે હિંદુ દેવાલયો બૌદ્ધ મંદિરોની સ્પર્ધામાંજ પ્રથમ નિર્માણ થયાં.

પ્રશ્નઃ—ચારિત્ર્ય વિષેની આપણી ઉત્તમોત્તમ ભાવના શી હોવી જોઇએ વારૂ?

ઉત્તરઃ—ત્યાગ, બસ ત્યાગ.

પ્રશ્નઃ—કહેવાય છે કે બૌદ્ધધર્મ પોતાની પાછળ ભ્રષ્ટતાનો ને સડાનો વારસો હિંદુસ્થાનમાં મૂકતો ગયો, તે કેવી રીતે.

ઉત્તરઃ—બૌદ્ધોએ હિંદવાસી પ્રત્યેક સ્ત્રી પુરૂષને ત્યાગી બનાવવાનો પ્રયત્ન આરંભ્યો. હવે એતો દેખીતુંજ છે કે દરેક જણ પાસેથી શુદ્ધ ત્યાગની આશા નજ રાખી શકાય. આથી કરી પરિણામ એ થયું કે મઠવાસી સાધુ સાધ્વીઓમાં યાને ત્યાગી સ્ત્રી પુરૂષોમાં ક્રમે ક્રમે શિથિલતા આવતી ગઇ અને ભ્રષ્ટાચારનો કીડો દાખલ થયો, જેણે બૌદ્ધધર્મને આખરે કોલી ખાધો. વળી ટિબેટવાસીઓના તેમજ બીજા અસભ્ય લોકોના રૂઢિરિવાજોની ધર્મને નામે નકલ કરવાથી પણ ભ્રષ્ટતાને દાખલ થવાની સગવડ થઇ. બૌદ્ધત્યાગીઓ એ સ્થાનોમાં ધર્મપ્રચાર કરવા ગયા, ત્યાં તેમને એ લોકોની ભ્રષ્ટતાનો પાસ બેડો અને તે ભ્રષ્ટતા એ પ્રચારકોએ ત્યાંથી પાછા ફરી હિંદમાં દાખલ કરી.

પ્રશ્નઃ—માયા અનાદિ અને અનંત છે કે ?

ઉત્તરઃ—માયાનો જો સર્વતોભાવથી એક જાતિ તરીકે વિચાર કરીએ તો તે બંને રીતે નિત્ય છે એટલે કે તે અનાદિ—અનંત છે; પરંતુ વ્યકિતભાવથી જો એનો વિચાર કરીએ તો માયા અનિત્ય છે, એટલે કે તેને આદિ અને અંત બંને છે.

પ્રશ્નઃ—બ્રહ્મ અને માયા એકી વખતે ઓળખી શકાતાં નથી; તો પછી માયા બ્રહ્મમાંથી ઉદ્ભવે છે કે બ્રહ્મ માયામાંથી ઉદ્ભવે છે તેની સત્ય પ્રતિતી શી રીતે થઇ શકે વારૂ ? અર્થાત્ કે એ બેમાંથી સર્વથા સત્ય વસ્તુ કયી ?

ઉત્તરઃ—તેની સત્ય પ્રતીતિ સાક્ષાત્કારથીજ થઈ શકે. બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં માયાનું અસ્તિત્વ રહેતુંજ નથી. જેવી રીતે રજ્જુનો સાક્ષાત્કાર કરતાં સર્પની ભ્રાંતિ નષ્ટ થાય છે તેવી રીતે બ્રહ્મનો સાક્ષા-

ત્કાર થતાં માયાનો પણ લોપ થાય છે. બ્રહ્મનો સાક્ષાત્કાર પામેલા માટે માયા સાનૂળગી રહેતીજ નથી.

પ્રશ્નઃ—માયા શી વસ્તુ છે ?

ઉત્તરઃ—અસ્તિત્વ માત્ર એકજ વસ્તુનું છે, પછી તેને તમે ફાવે તો જડ કહી ઓળખો કે ફાવે તો ચેતન કહી ઓળખો. એકને ટાળીને બીજાનો વિચાર કરવો કઠિન–કિંબહુના અશક્ય છે. આનુંજ નામ માયા કિંવા અજ્ઞાન છે.

પ્રશ્નઃ—મુક્તિ એટલે શું ?

ઉત્તરઃ—મુક્તિ એટલે સંપુર્ણ સ્વાતંત્ર્ય–શુભ અશુભનાં અથવા પાપ પુણ્યનાં બંધનોથી સર્વથા છૂટા થઈ જવું તે. સોનાની બેડી પણ લોખંડની બેડી જેવીજ બેડી છે, બંધન બંનેયનું સરખું છે. શ્રી રામકૃષ્ણ કહેતા કે “ પગમાં ભાંગેલા એક કાંટાને કાઢવાને સારૂ બીજા કાંટાની સ્હાય લેવી પડે છે, પણ ભાગેલો કાંટો નીકળતાંજ તે બંને કાંટાઓને દૂર ફેંકી દેવામાં આવે છે; તેવીજ રીતે અશુભ વૃત્તિઓનું શુભ વૃત્તિઓથી નિવારણ કરવું ખરૂં, પણ તે પછી શુભ વૃત્તિઓ પર પણ વિજય મેળવવાની જરૂર રહે છે.”

પ્રશ્નઃ—પ્રભુ પ્રસાદી વગર યાને પરમેશ્વરની કૃપા વગર મુક્તિ મળી શકે ખરી ?

ઉત્તરઃ—મુક્તિને પરમેશ્વર સાથે કંઇજ લેવા દેવા નથી. મુક્તિ તે પહેલેથીજ છે.

પ્રશ્નઃ—આપણી અંદર વસેલો આત્મા શરીરાદિની પેદાશ નથી એની શી સાબીતિ ?

ઉત્તરઃ—દેહાભિમાની આત્મા તેના સંબંધી અદેહાભિમાની આત્માની પેઠે શરીર, મન ઇત્યાદિનીજ પેદાશ છે. સત્ય આત્માના અસ્તિત્વનું પ્રમાણ જોઇએ તો તે કેવળ સાક્ષાત્કારજ છે.

પ્રશ્નઃ—ખરો જ્ઞાની કોને કહેવો અને ખરો ભકત કોને કહેવો ?

ઉત્તરઃ—હૃદય ભીતર ગાઢતમ પ્રેમ હોવા સાથે બાહ્ય સંબંધમાં જે અદ્વૈતનો પ્રત્યક્ષ દૃષ્ટા હોય તેનેજ ખરો જ્ઞાની સમજવો; અને ખરો ભકત તેને સમજવો કે જેણે વૈશ્વિક ( વિરાટ ) આત્માની સાથે પોતાના આત્માની એકતા સાધી હોય અને એ રીતે મેળવેલા સત્ય જ્ઞાનથી યુકત થઇને જે સર્વના વિષે એક સરખો અનુરાગ અને એક સરખો સમભાવ ધરાવતો હોય. જ્ઞાન અને ભક્તિ એ બે માર્ગો પૈકી એકનો હિમાયતી થઇને જે જન બીજા માર્ગની નિંદા કરે છે અને તેને ઉતારી પાડવા પ્રયાસ કરે છે તે જન ખરો જ્ઞાની કે ભકત એ બેમાંથી એકે નથી, પણ ચોર અને ધૂતારો છે.

પ્રશ્નઃ—મનુષ્યે ઇશ્વરની સેવા શા માટે કરવી ?

ઉત્તરઃ—ઇશ્વર જેવી કોઇ વસ્તુ છે એ વાતનો જો તમે એકવાર સ્વીકાર કરો તો પછી તેની સેવા કરવાના અસંખ્ય પ્રસંગો તમોને પ્રાપ્ત થશે. સઘળાં શાસ્ત્રોના આધાર પ્રમાણે ઇશ્વરની સેવા એટલે કે તેનું નામસ્મરણ. ઇશ્વિરના અસ્તિત્વમાં જો તમો માનતા હશો તો તમારા જીવનના પ્રત્યેક પગલે તમને તેની યાદ આવશે.

પ્રશ્નઃ—અદ્વૈતવાદથી માયાવાદ ભિન્ન છે શું ?

ઉત્તરઃ—ના, તેઓ પરસ્પર ભિન્ન ન હોતાં એક રૂપ છે. અદ્વૈત-વાદ એટલેજ માયાવાદ. માયાવાદ સિવાય અદ્વૈતવાદની સમજૂતિ બીજી કોઇ આપી શકાય તેમજ નથી.

પ્રશ્નઃ—ઇશ્વર કે જે અનંત છે તે મનુષ્યના રૂપમાં મર્યાદિત અને યાને અવતાર ધારણ કરે એ કેવી રીતે શકય હોઇ શકે ?

ઉત્તરઃ—ઇશ્વર અનંત છે એ વાત સાચી, પણ જે અર્થમાં તમે તે સમજો છો તે અર્થમાં તો નહિજ. અનંતતા વિષેનો તમારો વિચાર તમે જડવાદની વિશાળતા વિષેના વિચાર સાથે ક્ષુંચવી નાંખ્યો

છે. ઇશ્વર મનુષ્યનું રૂપ ન લઇ શકે એમ તમે જ્યારે કહો છો ત્યારે તમારા મનમાં પાર્થિવ પદાર્થની વિશાળતાનો વિચાર રમી રહ્યો હોય છે અને તેથી એવા પાર્થિવ પદાર્થની માફક ઇશ્વરનું પણ સૂક્ષ્મ સ્વરૂપમાં સંકોચન ન થઇ શકે એમ માની લેવાની તમે ભૂલ કરો છો. ઇશ્વરની અનંતતા અને અમર્યાદિતતા કેવળ આધ્યાત્મિક વસ્તુ યાને કૈવલ્ય બ્રહ્મ સાથે સંબંધ ધરાવતાં હોવાથી મનુષ્યરૂપમાં પોતાને વ્યક્ત કરતાં તેનામાં જરાકે ન્યૂનતા આવતી નથી.

પ્રશ્નઃ—કેટલાક કહે છે કે "પ્રથમ તમે પોતે સિદ્ધ થાઓ યાને સત્યનો સાક્ષાત્કાર કરો અને ત્યાર પછીજ તમને કર્મનો યાને બીજાને માટે કામ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે." ત્યારે બીજા વળી એમ કહે છે કે "અન્યના શ્રેય અર્થે કામ કરવાનો અધિકાર મનુષ્યને પ્રથમથીજ હોય છે"–આ બે જૂદા જૂદા મતોનો પરસ્પર મેળ કેવી રીતે બેસી શકે ?

ઉત્તરઃ—તમે એક વસ્તુનો બીજી સાથે ઘોટાળો કરો છો. કર્મ એટલે મનુષ્યસેવા કિંવા ધર્મોપદેશ. એ પૈકી ખરેખરા ધર્મોપદેશના કાર્ય માટે સિદ્ધપુરૂષ એટલે કે જેણે સત્યનો સાક્ષાત્કાર કર્યો છે એવા પુરૂષ વિના અન્યને અધિકાર નથી પહોંચતો એમાં તો શક નહિ; કિન્તુ સેવાનો અધિકાર તો દરેકને પહોંચે છે એટલુંજ નહિં પણ વ્યક્તિ પોતે જ્યાં સુધી બીજાની સેવાનો સ્વીકાર કરે છે ત્યાં સુધી બીજાઓની સેવા કરવાની તેની ફરજ જ છે.



**આપણો એક મોટો દોષ—પ્રાચીન રાજાઓના દરબાર—આપણી અવનતિનું મૂળ—સ્વામીના અંગના બે વિશેષ ગુણ—ભળતીજ બાબતમાં માબાપ છોકરાંઓપર દાબ રાખે છે—છોકરાંઓપર થતા નાહક દાબનું દુષ્પરિણામ—અમુક મર્યાદા સુધી મનોવૃત્તિને અવકાશ આપવો જોઇએ—યોગ્યતા મેળવ્યા વગર સ્વરાજ્યની માગણી વ્યર્થ છે—પૌરૂષ એટલે સ્વાર્થત્યાગ—એક મિત્રની ઝાટકણી—ખરો સુધરેલો મનુષ્ય—ખરી ગુરૂનિષ્ઠા.**

આપણા લોકમાં પાંચ છ માણસ ભેગાં મળ્યાં કે તેમની વર્તણુકમાં નિરંકુશતા યાને નિયંત્રણાના કોઇ નિયમનો અભાવ જણાઇ આવે છે. બધાયને એકી વખતે સામટાં બોલવાની ઉર્મિ થઈ આવે છે અને સામો માણસ શું કહે છે તે શાંત રીતે સાંભળી લેવાની પ્રવૃત્તિ બહુધા કોઇનામાંજ નથી હોતી ! એકે ગાવાનું શરૂ કર્યું કે લાગલીજ બીજાંઓને પણ ગાવાની ઉર્મિ થઈ આવે છે અને તેઓ પણ તેની સાથે ગાવા મંડી પડે છે. પોતાને ગાતાં આવડે છે કે નહિ તેમજ પોતાના ગાણામાં કંઈ રંગઢંગ છે કે નહિ તેનો તો કોઇ વિચારજ નથી કરતું, કિંવા સૂરની મિલાવટ થાય છે કે કેમ તે તરફ પણ કોઈનું લક્ષ નથી જતું.

( સ્વામીજીની છેક બાલ્યાવસ્થામાં પણ તેઓ જ્યારે પોતાની ઇષ્ટ મિત્રમંડળીમાં ગાતા હોય કિંવા બોલતા હોય, ત્યારે બીજા કોઇથી વાંકોચુકો સૂર કાઢી તેમની સાથે ગાઈ શકાતું નહિં કિંવા વચમાં બોલી શકાતું નહિ; એવુંજ કંઇ વિલક્ષણ તેજ તેમનું હતું. સૌજન્ય અને આત્મનિગ્રહ-તેમના અંગના એ બે ગુણો તેઓશ્રીના આચરણમાં ડગલે ને પગલે દેખાઈ આવતા. જે વિષયપર સંભાષણ ચાલતું હોય તેને વિસંગત એવો કોઇ મુદ્દો વચમાંજ કોઇ જણ આગળ કરતું તો પ્રથમ તેને તે મુદ્દો સ્પષ્ટ રીતે સમજાવતા અને તેના મનનું બરાબર

સમાધાન થયા પછીજ પોતાના મુખ્ય વિષયને આગળ ચલાવતા. તેઓશ્રી ગાતા હોય અને કોઈ બરાબર તાલ અને મેળપૂર્વક તેમની સાથે ગાવા લાગતું તો તેથી તેમને આનંદજ થતો; પણ તેમ ન હોતાં તાલસૂરનું કંઈ ઠેકાણું ન હોય ત્યારે તેઓશ્રી પોતાનું ગાણું થંભાવતા અને કહેતા કે "ભાઈ, તારો સૂર જામતો નથી, તો પહેલાં તું મારૂં ગાણું થોડી વાર સાંભળ, હું કયા સૂરમાં ગાઉં છું તે લક્ષમાં લે અને પછી તું ગાવા લાગ." એટલા પરથી તે ગૃહસ્થ સાવધ થઈ જતો )

એક દિવસ બેલૂર મઠમાં સ્વામીજી સાથે વાત કરતાં કરતાં એક મિત્રે ઉપર પ્રમાણેના આપણા દોષનો સહજ ઉલ્લેખ કર્યો. એટલે સ્વામીજી બોલ્યાઃ—" આમ જો ! ' તમારા છોકરાનું લક્ષ જો વિદ્યાભ્યાસ તરફ ન હોય તો તમે તેને સભામાં લેઈ જાઓ ' એવી આપણા લોકમાં ( બંગાળી લોકમાં ) એક જુની કહેવત છે. એ કહેવતમાં વપરાએલો 'સભા' શબ્દ કોઈ ખાસ સામાજિક કિંવા ધાર્મિક પ્રસંગે આપણે ઘેર જે ચાર માણસની જમાવટ થાય છે તે અર્થમાં વપરાયો નથી. પણ ' સભા ' નો અર્થ એમાં રાજદરબાર થાય છે. બંગાળા પ્રાંત જે વખતે સ્વતંત્ર રાજાઓના અમલ તળે હતો તે વખતે રાજાલોક સવાર સાંજ બે વખત દરબાર ભરતા હતા. રાજ્યપ્રકરણી સર્વ કામો સવારના દરબારમાં થતાં; અને તે સમયે વર્તમાન પત્રો જેવું કંઇ નહિ હોવાથી રાજા લોક સાંજરે સાંજરે દરબાર ભરી તેમાં સમાજ પૈકી મોટા મોટા અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે સંભાષણ કરીને તે દ્વારા પ્રજા સંબંધી તેમજ એકંદર રાજ્ય સંબંધી માહીતિ મેળવતા. સમાજમાંના સર્વ મોટા મોટા લોકોને એ સભામાં જવુંજ પડતું; કારણ જો તેઓ ન જતા તો રાજા તેમને બોલાવી મંગાવીને ન આવવાનું કારણ પૂછતા. એવા દરબાર એટલે સુધારણાની

આદિપીઠજ હતી. કેવળ આપણા દેશમાંજ નહિ, પણ પ્રત્યેક દેશમાં એવીજ સ્થિતિ હતી. હિંદુસ્થાનના પશ્ચિમ પ્રાંતોની–ખાસ કરીને રજપૂતાનાની–સ્થિતિ એ બાબતમાં બંગાળા કરતાં અત્યારે ઘણી સારી છે; કારણ ત્યાં એ જુના દરબારો જેવી થોડીઘણી પણ વ્યવસ્થા અદ્યાપિ ચાલુ છે.”

પ્રશ્નઃ—તો પછી મહારાજ, હાલ આપણે માથે આપણો પોતાનો રાજા નથી તેથીજ શું આપણી રીતભાત બધી બગડી ગઇ છે?

સ્વામીઃ—આપણી અવનતિનું મૂળ પ્રથમ તો આપણી સ્વાર્થ બુદ્ધિમાં જામ્યું અને ત્યાંથી પછી આપણાં આચરણના રૂપે તેનો વિસ્તાર દેખાવા લાગ્યો. આગગાડી, આગબોટ વગેરે ઠેકાણે ચઢવા ઉતરવાના પ્રસંગે થતી ગીડદીમાં આપણા લોકનું વર્તન જોઇ લ્યો! એવી વેળાએ “મારૂં વેંગણ રંધાય એટલે થયું, પછી તે માટે બીજાનું ઘર બળે તો વાંધો નહિ” એ તત્વને આપણે અનુસરીએ છીએ. ગાણું ચાલતુ હોય છે ત્યારે, કિંવા બીજું કાંઇ પણ કાર્ય ચાલતું હોય છે ત્યારે જે ને તે પોતાનો ઘોડો આગળ દડપાવવાનો પ્રયત્ન કરે છે. સ્વાર્થત્યાગનું થોડુંક વલણ સ્વીકાર્યાથી આ ખરાબ ટેવ છૂટી જાય તેમ છે. આમાં દોષ સઘળો માબાપોનો છે; કારણ તેઓ પોતાનાં બચ્ચાંને સારી રીતભાત સરખી પણ શીખવતા નથી. ખરેખરી રીતે જોઇએ તો સ્વાર્થત્યાગ એજ સર્વ સુધારણાનું મૂળ છે.

સ્વામીજીએ આગળ ચાલતાં જણાવ્યું કે “ઉલટ પક્ષે, માબાપ બળતીજ બાબતમાં છોકરાંઓપર નાહક દાબ મૂકતાં હોવાથી તથા બચ્ચાંઓને કેવળ ચાંપમાં રાખ્યા કરવાથી, તેમની બુદ્ધિનો જોઇએ તેવો વિકાસ થતો નથી. દાખલા તરીકે છોકરાંઓનાં મનમાં ઘણે ભાગે એવું ઠસાવી દીધેલું હોય છે કે વડીલ માણસોના દેખતાં ગાવું

એ ઠીક નહિ ! એનું પરિણામ એ થાય છે કે એવા વિચારના કુટું-બમાં ઉછરેલા છોકરાએ કોઈ ઠેકાણે એકાદું સુંદર પદ સાંભળ્યું હોય અને તે તેને ઘણુંજ ગમી ગયું હોય, તો તે પદ પોતે ગાતા શીખ-વાની તેને સ્વાભાવિક રીતેજ ઉત્કંઠા થાય છે; પણ ઘરમાં તો ગાવાની સોઇ મળે નહિ, તેથી તે બિચારાને કોઇ પણ અડ્ડામાં જવાની વારી આવે છે. તેજ પ્રમાણે બીજી પણ બાબતોમાં બને છે.

* * * *

* * * *

પ્રત્યેક મનુષ્યમાં અનેક શુભ વૃત્તિઓ હોય છે, તેને પૂર્ણ કરવા સારૂ યોગ્ય મર્યાદામાં અવકાશ આપવાની જરૂર છે. પણ આપણા દેશમાં તેવું કાંઇજ થતું નથી; વારૂ, આ સ્થિતિ પાલટી નાંખવી જોઇએ એમ કહો તો પ્રથમ માબાપોનેજ તેવું વલણ આપવું જોઇએ. વસ્તુસ્થિતિ આવી છે ! કેવી દુઃખાસ્પદ અવસ્થા છે આ ! ઐહિક સુધારણા તથા ઉચ્ચ દરજ્જાની સમાજ વ્યવસ્થા—એ બાબ-તોનો યોગ્ય વિકાસ તો આપણામાં અદ્યાપિ સમૂળગો થયોજ નથી. અહિંઆં આવાં આવાં રોદણાં હોવા છતાં આપણા સુશિક્ષિત બાબુઓ "અંગ્રેજોએ રાજ્ય સુત્રો હવે અમને સોંપી દેવાં જોઇએ" કહી શોર મચાવે છે ! એવી સ્થિતિ જોઇને હસવું કે રડવું તેજ મને તો સમજાતું નથી.* અરેરે ! જેના યોગે મનુષ્યના અંગમાં આત્મપ્રત્યય, લોકસેવા, આજ્ઞાવંદન ઈત્યાદિ ઇચ્છવા જોગ ગુણો ઉત્પન્ન થાય છે તે પૌરૂષી તેજ કયાં ગયું ? પૌરૂષનું મુખ્ય લક્ષણ સ્વાર્થત્યાગ એ છે, અહંપણું નહિ હો ! બીજાંનાં અંતઃકરણ આકર્ષી લેતાં પહેલાં મનુષ્યે આગળ થઇને બીજાઓના હિતને ખાતર પોતાના પ્રાણ શુદ્ધાં આપવાને તૈયાર રહેવું જોઇએ."

---

* સ્વામી વિવેકાનંદના સમયની વાત છે; પરિસ્થિતિ ત્યાર પછી તો ઘણી બદલાઈ છે.—અનુવાદક.

એક ભક્તે શ્રી રામકૃષ્ણ પરમહંસનું ચરિત્ર લખ્યું હતું; તેમાં તેણે જે લોકો રામકૃષ્ણને ઇશ્વરી અવતાર નથી માનતા તેમનાપર યથેચ્છ વાક્પ્રહાર ચલાવ્યા છે. તે જોઇને સ્વામીજીને બહુ માઠું લાગ્યું અને તેમણે તે લેખકને પોતાની કને બોલાવી મંગાવીને નીચે પ્રમાણે તેની ખૂબ ઝાટકણી કાઢી:—

"એવી રીતે બીજાપર અપશબ્દોનો વર્ષાદ વર્ષાવવાનો તને એવો તે શો અધિકાર છે વારૂ? તારા ગુરૂને લોકો અવતારી પુરૂષ ન માને તેમાં શું થઇ ગયું? આપણે શું કોઇ નવીન પંથ સ્થાપન કર્યો છે? જેઓ રામકૃષ્ણને પૂજ્ય માને નહિ તેમને શત્રુ લેખનારા આપણે રામકૃષ્ણપંથી છીએ શું? તારા આ ગાંડા અભિમાનથી તો તેઓશ્રીની યોગ્યતા કમી થઇને તેમને હલકાપણુંજ માત્ર પ્રાપ્ત થાય છે. તારા ગુરૂ જો પરમેશ્વરજ છે, તો પછી તારે એ પણ સમજવું જોઇએ કે તેને ગમે તે જણ ગમે તે નામથી સંબોધે તોપણ તેની તે હાક તેનેજ જઈ પહોંચવાની. બીજાને ગાળો ભાંડનારો તું તે કોણ? એમ કરીશ તો પછી તારા બોલવા તરફ તેઓ ધ્યાન આપશે એવું તને લાગે છે ખરૂં? કેવો મૂર્ખ! પહેલાં પોતાનું અંતઃકરણ બીજાને આપે ત્યારેજ બીજાનાં અંતઃકરણ પોતાના પ્રતિ આકર્ષાય. એવો કોઇજ પ્રકાર ન હોવા છતાં બીજાઓ તારૂં બોલવું શેનું સાંભળે?"

થોડી વારે મિજાજ ઠંડો થયા પછી સ્વામીજી ગંભીર ભાવે અને કંઇક ઉદાસપણે બોલ્યા, "બાપુ, મનુષ્યમાં ખરી વીરબુદ્ધિનો આવિર્ભાવ થયા વિના સત્પુરૂષપર તેની શ્રદ્ધા કયાંથી બેસે? અને તેને આત્મનિવેદન પણ તે કયાંથી કરે? વીરજનોને ઉચિત એવું ઔદાર્ય અંગમાં પ્રકટ્યા વિના મનુષ્યના મનમાં રહેલા દ્વેષ અને માત્સર્ય એ દુર્ગુણો દૂર થવાના નથી; અને જ્યાં સુધી મનુષ્યની અંદરના આ દુર્ગુણો નામશેષ થયા નથી ત્યાં સુધી તે મનુષ્યને ખરો

સુધરેલો કેવી રીતે કહેવાય ? આપણા આ દેશમાં ખરૂં મર્દપણું, ખરૂં વીરત્વ છેજ ક્યાં ? નથી, રે ! તે કોઈ ઠેકાણે નથી ! કેટલી શોચનીય સ્થિતિ એ ! કોઇને કોઇ ઠેકાણે પણ તે નજરે આવશે એ આશાથી હું આજ કેટલા દિવસથી જ્યાં ત્યાં એક સરખી નજરથી જોયા કરૂં છું; પણ આજપર્યંત મને તે એક જણની અંદરજ જણાયું છે, ફક્ત એક જણનીજ ".

પ્રશ્નઃ—તે કોની અંદર વારૂ, સ્વામીજી ?

સ્વામીઃ—ખરૂં આત્મનિવેદન-નિસ્સીમ ગુરૂભક્તિ-મને ફક્ત જી૦ સી૦—એમની અંદરજ જણાઇ આવી છે. પોતાના જીવની પણ પરવા ન કરતાં ગમે તે વખતે ગમે તે કાર્ય કરવાની તેમની તૈયારી હતી, તેથીજ શ્રી રામકૃષ્ણે તેમના જીવિતના રક્ષણનો ભાર પોતાને માથે લીધો હતો. તેમણે કંઇ કર્યું કે તેઓશ્રી તેનું રક્ષણ કરવાને તૈયારજ ! કેટલી વિલક્ષણ અને અલૌકિક ગુરૂનિષ્ઠા એમની ! આત્મનિવેદનનો ધડો મેં તેમની પાસેથીજ લીધો છે.

એમ કહીને સ્વામીજીએ પોતાના જોડેલા બંને હાથ કપાળે અડકાડીને આદરપૂર્વક તેમને નમસ્કાર કર્યા.

બીજાના દુઃખનું અલ્પ અંશે પણ કારણ થનારો મનુષ્ય સ્વામીજીને જોવો પણ ગમતો નહિ. તેમાં વળી શ્રીરામકૃષ્ણના એક શિષ્યને હાથેજ એવો પ્રમાદ થયો છે, એમ જાણીને તો તેમને બહુજ દુઃખ થયું અને તેમણે તે શિષ્યની ઝાટકણી પણ ખૂબ કાઢી. એ વખતે સ્વામીજીની પ્રકૃતિ સારી નહોતી; તેમાં આ પ્રકોપથી તે વધારે બગડશે એમ ત્યાં બેઠેલી મંડળીને લાગ્યાથી એક એક કરી બધાય ત્યાંથી હળવે રહીને ખસી ગયા.

**કુરૂક્ષેત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુન—પાંડવોના સમયમાં રથોનો આકાર—ઐતિહાસિક ચિત્ર કેવું હોવું જોઇએ-હાલમાં ચિત્રકલા તરફ કોણ વળે છે—અર્જુનના રથપરથી ગીતાનો ઉપદેશ કરનારા શ્રીકૃષ્ણનું ચિત્ર કેવું જોઇએ—ગીતાનું રહસ્ય—કર્મયોગ.**

---

સ્વામીજીની પ્રકૃતિ હવે (૧૮૯૯) સારી પેઠે સુધરી હોવાથી બીજી વાર અમેરિકા જવાની તેમની તૈયારી ચાલી રહી હતી. પોતાના એક ઇષ્ટમિત્રને મળવા સારૂ તેઓશ્રી કલકત્તા ગયા હતા; ત્યાંથી પાછા ફરતાં બાગબજારવાસી બલરામ બાબુને ઘેર થોડો વખત થોભ્યા. તેઓશ્રીને બેલૂર મઠમાં જવાનું હોઇ એક જણ તેમને સારૂ નૌકા ઠરાવવા ગયો હતો. તેટલા અવકાશમાં સ્વામીજીએ પોતાના બીજા એક મિત્રને પોતાની સંગે મઠમાં આવવાનું કહેણ મોકલ્યું. તે મુજબ તે મિત્ર આવી પહોંચતાં તેની અને સ્વામીજીની વચ્ચે નીચે પ્રમાણે સંભાષણ ચાલ્યું:—

સ્વામીજી:—આજ એક મોટી ગમ્મતની વાત થઇ. હું મારા એક મિત્રને ત્યાં ગયો હતો. તેણે એક ચિત્ર કઢાવ્યું હતું. શ્રીકૃષ્ણ અને અર્જુન કુરૂક્ષેત્રના સમરાંગણપર રથમાં બેઠેલા છે, કૃષ્ણ હાથમાં ઘોડાની લગામ પકડીને અર્જુનને ગીતાનો ઉપદેશ કરી રહ્યા છે, એવો ભાવ તે ચિત્રમાં દાખવ્યો હતો. મિત્રે લઇને તે તસવીર મને બતાવી અને પૂછ્યું કે "કેમ, એ ચિત્ર તમને કેવુંક ગમે છે ?" મેં તેના જવાબમાં 'ઠીક છે' એટલુંજ કહ્યું. પણ તેટલાથી તેને સંતોષ વળ્યો નહિ. એમાં ખરેખરા ગુણદોષ કીયા છે તે મને કહો એવો તેણે આગ્રહ ધરવાથી મેં તે ચિત્ર સંબંધી મારો બીલકુલ ખરેખરો મત કહ્યો; તે આ પ્રમાણે:—" આ ચિત્રનું આલેખન મારા મનને

જરાકે પસંદ નથી. એનું પહેલું કારણ એ કે શ્રીકૃષ્ણના સમયનો રથ હાલના પ્રમાણે ઘુમટાકૃતિ નહોતો; સિવાય, શ્રીકૃષ્ણની આકૃતિમાં ખરો આવિર્ભાવ નથી."

મિત્રઃ—શું કહોછો! ઘુમટાકૃતિ રથ તે સમયે આપણે ત્યાં ઉપયોગમાં નહોતા?

સ્વામીઃ—ખરૂંજ કહું છું. બુદ્ધના સમયથી આપણા દેશમાં કલાદિક વિષયોમાં બીલકુલ ઘોટાળો થઇ ગયો છે, એ વાત તને ખબર નથી શું? રાજા લોક ઘુમટાકૃતિ રથમાં બેસીને કદી યુદ્ધક્ષેત્રમાં જતા નહિ. અધુના રજપૂતાનામાં જે રથ મળી આવે છે તેનું પ્રાચીન કાળના રથ જોડે બહુજ સામ્ય છે. ગ્રીક પુરાણમાંના રથોનાં ચિત્ર તેં જોયાં છે કે? તેને બે પૈડાં હોય છે, તથા તેના પૃષ્ઠ ભાગમાં અંદર પેસવાનું દ્વાર હોય છે; તેવીજ જાતનો આપણો રથ હતો. તસવીરની અંદર આવી બારીક સારીક બાબતની ઉપેક્ષા થાય તો પછી તેવી તસવીર કાઢવામાં અર્થ પણ શો? જે કાળનું ચિત્ર કાઢવું હોય તે કાળની સ્થિતિનો તેમજ બાબતોનો ચિત્રકારે પોતે સારો અભ્યાસ કર્યા પછીજ જો એવું ચિત્ર કાઢવામાં આવે તો તે ઐતિહાસિક ચિત્ર ખરેખરૂં સારૂં કહી શકાય. ખરી પરિસ્થિતિ આલેખાવી જોઇએ, નહિંતો પછી તે ચિત્ર શા કામનું? આજકાલ આપણે ત્યાં ચિત્રકારનો ધંધો કોણ કરે છે વારૂ? તો કે શાળાના અભ્યાસમાં જેની મતિ ચાલતી નથી હોતી, ઘરનાં માણસોએ હરેક બાબતમાં જેને નિરૂપયોગી ગણી કાઢ્યો હોય છે તેવો માણસ ચિત્રકાર બને છે. એવા માણસને હાથે ખરા ચિત્રકૌશલ્યનું કામ ક્યાંથી નિપજે વારૂ? એકાદા સર્વાંગ સુંદર નાટકને રચવામાં જેટલું બુદ્ધિસામર્થ્ય જોઇએ છે, તેટલુંજ બુદ્ધિ સામર્થ્ય એક ખરેખર સારૂં ચિત્ર કાઢવામાં જોઇએ છે.

પ્રશ્ન:—ત્યારે એવી તસવીરમાં કૃષ્ણનું ચિત્ર કેવું આલેખાતું જોઇએ?

સ્વામી:—કૃષ્ણ ખરેખરા જેવા હતા તેવાજ આળેહુબ ચિત્રમાં દાખવવા જોઇએ;—ગીતા માંહેનાં તત્ત્વોના તે મૂર્તિમંત પૂતળાંજ હોવા જોઇએ. કર્તવ્ય બજાવવાની છેક છેલ્લી ઘડીએ જે અર્જુન અનાર્ય જેવા હૃદયદૌર્બલ્ય અને સમરપરાંગમુખતાથી પટકાઇ પડ્યો, તે અર્જુનને ગીતાના રૂપમાં ધર્મમાર્ગનો ઉપદેશ કરતી વેળા શ્રી કૃષ્ણની મૂર્તિ ગીતાના મુખ્ય તત્વથી નખશિખાન્ત ભરેલી જણાવી જોઇએ. ગીતાનું મુખ્ય તત્વ તેમના રોમેરોમથી બહાર ઝરતું હોય એવું દેખાવું જોઇએ.

એમ કહીને શ્રીકૃષ્ણનું ચિત્ર જેવું કઢાવું જોઇએ તે ડોળમાં પોતે ઉભા રહીને સ્વામીજી બોલ્યા—“જો, આમ જો, આવી રીતે ઘોડાની લગામ તેમણે ખેંચી રાખેલી હોવી જોઇએ;—લગામ એટલી બધી ખેંચાયલી જોઇએ કે તેના યોગે ઘોડા પાછલા બે પગોપર ટટ્ટાર ઉભા રહીને આગલા બે પગો હવામાં પછાડતા હોવા જોઇએ, તથા મોંઢે તેઓ એક સરખા ફીંફાટતા હોવા જોઇએ. તે સમયની શ્રી કૃષ્ણની મૂર્તિમાં અસામાન્ય કાર્યાવેગ દૃગ્ગોચર થવો જોઇએ. તેમનો સખા જગપ્રસિદ્ધ યોદ્ધા જે અર્જુન તે દૌર્બલ્ય અને ઔદાસિન્યથી મોહિત થઇને વિષણ્ણ મને ધનુષ્યબાણ ફેંકી દઇને શોકાકુલ ચિત્તે એકાદા રણભીરૂ પ્રમાણે યુદ્ધપરાંગમુખ બનીને બંને સૈન્યની મધ્યમાં ઉભેલા રથના આગલા ભાગમાં આવીને બેઠેલો હોવો જોઇએ. તે વારે એક હાથમાં ચાબૂક અને બીજા હાથમાં જોરથી લગામ પકડેલા શ્રી કૃષ્ણ આમ વળ્યા હોવા જોઇએ, અને દિવ્ય પ્રેમ અને સહાનુભૂતિથી યુક્ત—શાંત અને ગંભીર એવા—પોતાના બાલક જેવા મુખથી અર્જુન પ્રતિ જોતાં જોતાં તેમણે પોતાના પ્રિય સખા અને

ભક્તને ગીતાનો ઉપદેશ કર્યો હોવો જોઇએ. ત્યારે કહે જોઇએ ગીતો- પદેશકનું આવું ચિત્ર તારા જોવામાં આવે તો તેમાં તને કેવા ભાવ જણાય?

મિત્રઃ—શાંતતા, ગાંભીર્ય અને નિશ્ચયથી યુક્ત થયેલી કાર્યપટુતા તે મૂર્તિમાં સ્પષ્ટ જણાશે.

સ્વામીઃ—તદ્દન ખરૂં! સર્વ શરીરમાં વિલક્ષણ કાર્યાવેગ જણાશે; પણ નીલવર્ણ આકાશ પ્રમાણે શાંત અને ગંભીર એવા મનનું પ્રતિ- બિંબ ચ્હેરા ઉપર સ્પષ્ટ ઉઠેલું હશે! ગીતાનું મુખ્ય તત્વ એજ છે કે -સંસારમાં ગમે તે અવસ્થા પ્રાપ્ત થાય તોપણ નિરંતર પરમેશ્વરના પદકમલમાં મન રત રાખીને મનુષ્યે સ્થિર, ગંભીર તથા શાંત રહેવું.

**कर्मण्यकर्म यःपश्येदकर्मणिच कर्मयः।**

**सबुद्धिमान् मनुष्येषु सयुक्तः कृत्स्न कर्मकृत्॥**

(ગીતા અ૦ ૪. શ્લોક ૧૮.)

અર્થઃ—નિષ્કામ બુદ્ધિથી કરેલું ધર્મવિહિત કર્મ તે અકર્મ, એટલે તે કરવા છતાં ન કર્યા સરખુંજ છે અને તેનાથી દોષ લાગતો નથી. પણ સામાન્યજનોની દૃષ્ટિએ તો કંઇ પણ ન કરવું તેનું નામ અકર્મ હોય છે, કિંતુ તે ખરી અકર્મની સ્થિતિ નથી, કારણ મનથી તો કર્મ થતુંજ હોય છે. સિવાય, દેહનાં કર્મો બંધ થવાં પણ શક્ય નથી. આ વાત જે જન જાણે છે તેજ મનુષ્યોમાં બુદ્ધિમાન છે, સકળ કર્મો કરવા છતાં તે યોગી છે.

કાર્યનિરત હોવા છતાં જેનું ચિત્ત શાંત અને સ્થિર રહે છે તથા જે બાહ્ય કર્માચરણ કરતો ન હોય છતાં બ્રહ્મ ચિંતનના રૂપે કર્મ પ્રવાહ જેના અંતઃકરણમાં અસ્ખલિત વહન કર્યે જાય છે, તેજ

મનુષ્યોમાં ખરો બુદ્ધિમાન છે, તેજ ખરો યોગી છે અને તેજ ખરો કર્મકારી છે.

એટલામાં નૌકા ઠરાવવા માટે ગયેલો માણસ આવી પહોંચ્યો અને નૌકા તૈયાર છે એમ જણાવ્યું.

નૌકા પ્રતિ જતાં જતાં પણ તેમનું બોલવું ચાલુજ હતું.

સ્વામીઃ—આ તત્ત્વ પ્રત્યેક જણના મનમાં ઠસાવવું જોઇએ કે કર્મ-એક સરખું અપ્રતિહત કર્મ-ઉદ્યોગ, એક સરખો ઉદ્યોગ કર્યા જવું; પરિણામ કે ફળ તરફ નજર નાંખવી નહિ અને ચિત્તને પ્રભુનાં ચરણારવિંદમાં નિરંતર સ્થિર રાખવું!

પ્રશ્નઃ—પણ ત્યારે મહારાજ કર્મયોગજ ન હોય કે આ?

સ્વામીજીઃ—એજ કર્મયોગ. પણ અંગમાં નિરંતર અભ્યાસ અને ભક્તિ હોયા વગર એ કર્મયોગ કોઇથી સધાવાનો નહિં. ચારે યોગોનો એક તંત્રે તથા એક સમયાવચ્છેદે અભ્યાસ અને આચરણ કરવું એજ મુખ્ય બાબત છે; નહિ તો મનુષ્યનુ લક્ષ ભગવંત પ્રતિ પૂર્ણપણે રહીજ શકે શી રીતે?





# स्वामी विवेकानंद

## एमना सदुपदेश

### भाग ७ मो–पत्रो.

---

પત્ર ૧ લો—બાગબઝાર, કલકત્તા, જુલાઇ ૬, ૧૮૯૦.

વ્હાલા સ— અને ક—

× × × ×

ગ.—તો મને હજી પહેલાંના જેવોજ ઢંગધડા વિનાનો લાગે છે. એનામાં કંઇ ફેરફાર થયો નથી, સિવાય કે દેશાટણના યોગે એની મસ્તી અને ઉચ્છૃંખલતા કમી થઇ છે અને આપણે માટે તેમજ ગુરૂદેવ માટે તેનો પ્રેમ વધ્યો છે. તે ધીટ છે, બહાદુર છે, પ્રમાણિક છે અને અડગ પણ છે. એને ઉપયોગી નર બનાવવા કાજે ખોટ માત્ર મનોબળયુક્ત કોઇ માર્ગદર્શકનીજ છે. એવા કોઇ ઉપદેશકની પ્રતિભા એનાપર પડતાં તે ભક્તિપૂર્વક તેને શરણે જવા પ્રેરાશે અને પરિણામે તે એક સરસ નર નીવડશે.

× × × ×

થોડાજ વખતમાં, ભાડા જોગા પૈસાની સવડ થતાં તરતજ આલ્મોરા જવાનો મારો ઇરાદો છે. ત્યાંથી પછી પતિતપાવની ગંગાજીના તીરપ્રાંત ધરવાસના એવા કોઇ સ્થાનમાં જવા ધારૂં છું કે જ્યાં હું દીર્ઘ સમાધિ માટે નિરાંતે રહી શકું. ગ—મારી સાથે આવશે. અને ખરે ! એજ વિચાર અને વૃત્તિથી એને હું કાસ્મીરથી આ તરફ લાવ્યો છું.

હું નથી ધારતો કે તું કલકત્તા આવવાની ઉતાવળ કરે. રખડવાનું તેં પૂરૂં કર્યું છે. ભલા તે ઠીક થયું, પરંતુ તારે કરવાની એક ચીજનો હજી તેં પ્રયત્ન સુદ્ધાં નથી કર્યો અને તે એ કે નિશ્ચયપૂર્વક ધ્યાન ધરવા બેસવું. જ્ઞાન એવી વસ્તુ નથી કે તે સહસા પ્રાપ્ત થઇ શકે. “ઉઠ, વ્હાલી દીકરી ઉઠ, તારા લગ્નવિધિની સઘળી તૈયારી થઇ ગઇ છે અને તારી હાજરીની રાહ જોવાય છે” એમ કહી નિદ્રાવશ થયેલી કન્યાને એકાએક જાગ્રત કરી શકાય છે, તેવી રીતે જ્ઞાનને જાગ્રત કરી શકાતું હોય એમ હું નથી માનતો. મારૂં દૃઢ માનવું છે કે કોઇ પણ યુગમાં ઘણાં થોડાંજ માણસો જ્ઞાનને પામે છે અને તેથી આપણે ઠેઠ મરણપર્યંત મથ્યા કરવું જોઇએ–એને માટેનો યત્ન સતત્ ચાલુજ રાખવો જોઇએ. એ મારી જૂની પુરાણી રીત છે, સમજ્યા ? આધુનિક સંન્યાસીજ્ઞાનના તૂત વિષે તો હું બહુ અચ્છી રીતે જાણું છું. શાન્તિ અને સામર્થ્ય તને મળો એવી મારી આશિષ છે.... ... ... ... ... ... ...

હાલમાં મારી તંદુરસ્તી બહુ સારી છે અને ગાઝીપુરના નિ-વાસથી મને થયેલો ફાયદો કંઇ નહિતો થોડો વખત તો ચાલશેજ એવી મારી ખાત્રી છે. હિમાલયના શીતલ પહાડોમાં દોડી જવા હું તલસું છું–મારી ઉત્કંઠા ત્યાં જવાને બહુજ તીવ્ર થઇ છે. આ વખત હું પવ્હારી બાવા અગર બીજા કોઇ સંત કને જવાનો નથી;–તેઓ

મનુષ્યને તેના ઉત્કૃષ્ટ હેતુમાંથી આડા દોરે છે. માટે આ વખત હું સીધોસટ હિમાલયજ જઈશ.

આલ્મોરાનાં હવા પાણી તમને કેવાં લાગે છે ? સ—એ અગર તારે કોઇએ અત્રે આવવાની જરૂર નથી. ઘણા માણસોએ એકત્ર રહેવામાં ફાયદો શો ? આત્માનું કલ્યાણ ન કરાય તો પછી શા કામનું ? ઇધર ઉધર ભટક્યા કરવાની મૂર્ખાઈ મા કરશો—તે બધું ઠીક છે—પણ વીર બનો.

**निर्मानमोहा जितसंग दोषा अध्यात्मनित्या विनिवृत्त कामाः ॥**
**द्वन्द्वैर्विमुक्ताः सुख दुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥**

( ગીતા અ. ૧૫. શ્લો. ૫. )

" અહંકાર અને મોહથી રહિત, સંગદોષને જીતનારા, પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં સદા તલ્લીન રહેનારા તથા કામનાઓ જેમની અત્યંત નિવૃત્ત થઈ ગઇ છે અને સુખ દુઃખનાં જોડકાંથી જેઓ બીલકુલ મુક્ત થયેલા છે એવા સુજ્ઞ જનોજ તે અવિનાશી પરમ પદને પામે છે. "

અગ્નિમાં ભૂસકો મારવાનું તમને કોણ કહે છે ? સાધનાને માટે હિમાલય જો તમને અનુકૂળ ન જણાય તો પછી બીજે ક્યાંય જાઓ. ઉપરાછાપરી આટલા બધા પ્રશ્નો પૂછવા એ કેવળ દુર્બળ મનનીજ નિશાની છે. ઉઠ ઓ પરાક્રમી પુરૂષ, તું જાગૃત થા અને જોરાવર બન ! કામ કામ ને બસ કામ કર્યે જાઓ ! મચો, ખૂબ મચો ! બસ હાલ તો એજ.

પત્ર ૨ જો–અજમેર, ૧૪ એપ્રિલ, ૧૮૯૧.

* * વિશુદ્ધ અને નિઃસ્વાર્થી બનવાનો યત્ન કરો–એમાંજ બધો ધર્મ સમાયલો છે. * *

---

પત્ર ૩ જો–આબુ, ૩૦ એપ્રિલ, ૧૮૯૧.

પેલા બ્રાહ્મણ બટુકને ઉપનયન સંસ્કાર આપ્યો ? તમે સંસ્કૃતનો અભ્યાસ કરો છો કે ? ક્યાં સુધી આવ્યા ? મને લાગે છે કે તમોએ પ્રથમ ભાગ તો પૂરો કર્યો હશે. ... તમારી શિવપૂજામાં તો તમે દક્ષ છો ને ? જો ના હો તો તેમ થવાને પ્રયત્ન કરજો. "પ્રભુનું સામ્રાજ્ય પ્રથમ ખોળો યાને પ્રભુમય બનો! એટલે બીજું બધુંજ તમોને આવી મળશે." ઇશ્વરને અનુસરો અને તમારી સર્વ ઇચ્છાઓ સફળ થશે. ... ... બંને સેનાપતિ સાહેબોને મારાં સ્નેહાભિનંદન કહેશો. તેઓ મોટા ઓધ્ધેદાર હોવા છતાં મારા જેવા એક અકિંચન ફકીરપ્રતિ બહુ મમતા રાખતા હતા. વત્સો ! **ધર્મનું રહસ્ય ખાલી સિદ્ધાંતોમાં નહિ પણ આચરણમાં રહ્યું છે. ભલા થવું અને ભલાઇ કરવી–એજ ધર્મ સર્વસ્વ છે.** 'પ્રભુ, પ્રભુ' એમ આરડયા કરનારો માણસ ખરો ધાર્મિક નથી પણ જે એ પરમ પિતાની ઇચ્છાનુરૂપ વર્તે છે તેજ ખરો ધર્મિષ્ઠ છે. મારા અલવરી યુવકો ! તમારી મંડળી બહુ સારી છે અને મને આશા છે કે ઘણા નજદીક ભવિષ્યમાં તમારામાંના ઘણા જણ સમાજના શણગારરૂપ અને માતૃભૂમિને આશિર્વાદ સમાન થઇ પડશો. એજ.

તા. ક.—કદાચ કોઇ કોઇવાર સંસારચક્રના ઉઝરડા લાગે તો તેથી ગભરાતા ના; થોડાજ સમયમાં તે રૂઝાઇ જશે અને પછી સઘળાં સારાં વાનાંજ થશે.

---

પત્ર ૪ થો—માઉન્ટ આબુ, ૧૮૯૬.

મન ગમે તેવું વલણ પકડે તોપણ તમારે જપ કર્યાજ કરવાના છે. હરબક્ષને કહીએ કે પ્રાણાયામની એણે નીચેની રીત પ્રમાણે શરૂઆત કરવાની છે.

પહેલાં ડાબા નસ્કોરાદ્વારા, પછી જમણા નસ્કોરાદ્વારા અને ફરી પાછું ડાબા નસ્કોરાદ્વારા એ પ્રમાણે પ્રાણાયામ કરે.

તમારા સંસ્કૃત અધ્યયનમાં ખૂબ ખંત રાખજો.

---

પત્ર ૫ મો—અમેરિકાથી લખેલો.

* * **પ્રમાણિકતા એજ સૌથી સરસ નીતિ છે અને સદ્‌ગુણી માણસને અંતે લાભજ થાય છે. ... ... ...** વત્સ, આટલું તો તું હમેશાં યાદ રાખજે કે હું ગમે તેવા અને ગમે તેટલા કામમાં રોકાયો હોઉં છું, કે ગમે તેટલો દૂર ગમે તેટલા મોટા બડેખાંઓના સંગમાં વસતો હોઉં છું, તોપણ નિત્યે હું મારા એકે એક મિત્રને–કંગાલમાં કંગાલ મિત્રને પણ સસ્નેહ સંભારૂં છું, તેમને માટે પ્રભુજીને પ્રાર્થું છું અને તેમનું શુભ વાંચ્છું છું.

---

પત્ર ૬ ઠ્ઠો—લંડન, ૬ ઠ્ઠી જુલાઇ, ૧૮૯૬.

* * * *

* * * *

આટલાન્ટિક મહાસાગરના આ પારના મૂલકમાં (ઇંગ્લંડમાં) મારો વ્યવહાર બહુ સારી રીતે ચાલે છે.

રવિવારનાં વ્યાખ્યાનો તેમજ વર્ગો બીલકુલ ફત્તેહમંદ નીવડયાં

છે. સીઝન હવે ખલાસ થઇ છે અને હું પણ હવે આવી રહ્યો છું, અર્થાત્ કે ખૂબ શ્રમિત થયો છું. તેથી મિસ મુલરની સાથે હું સ્વિટ્ઝર્લૅંડની મુસાફરીએ જવાનો છું. ગ—બહુજ માયાળુ થયા છે. જ— એ તેમને બહુ ખૂબીભરી રીતે ઠેકાણે આણ્યા. અહા ! શું એ જ—નું બુદ્ધિચાતુર્ય અને શું તેણીની શાંત રીત ! એના ચાતુર્ય અને કામ કરવાની હાથોટીપર ખરેખર હું ફીદા છું. તેણી એક રાજ્યકાર્યધુરંધર નારી છે. તે એક આખું રાજ્યતંત્ર ચલાવી શકે તેમ છે. એ બાઇનામાં છે તેવી જાતની સંગીન અને સારી બુદ્ધિ મનુષ્ય પ્રાણીમાં મેં ભાગ્યેજ જોઈ હશે. આવતી પાનખર ઋતુમાં હું અમેરિકા પાછો ફરીશ અને ત્યાંનું કામ સંભાળીશ.

વિશેષ કે ઇંગ્લંડનું કામ શાંત પણ સંગીન રીતે વધતું જાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો આવીને મારી સાથે તત્સંબંધમાં વાતો કરે છે. આ બ્રિટિશ શહેનશાહત, ગમે તેટલા તેના દોષો છતાં, દુનિયામાં અત્યાર સુધીમાં અસ્તિત્વમાં આવેલા કોઈ પણ રાજ્યતંત્ર કરતાં, વિચારોના ફેલાવા માટે બહુ જબરજસ્ત યંત્ર છે. એ યંત્રના કેન્દ્રમાં હું મારા વિચારો મૂકવા માગું છું કે જેથી દુનિયાભરમાં તે પ્રસરે. અલબત, સઘળાંજ મહાન કાર્યો ધીમાં હોય છે અને તેમની સિદ્ધિના માર્ગમાં વિટંબણાઓની વિપુલતા હોય છે. તેમાં પણ આપણા લોકના સંબંધમાં તો સવિશેષ તેમ હોય છે, કેમકે આપણે હિંદુઓ એક જીતાયલી પ્રજા છીએ. છતાં એટલાજ માટે તો કાર્ય કરવાની આપણી ફરજ છે. યાહૂદી લોકોએ રોમન સલ્તનતને તેમના આધ્યાત્મિક આદર્શોથીજ મહાત કરી હતી. તમે જાણીને ખુશી થશો કે હું પણ રોજ ખામોશી અને અનુકંપાના કંઇને કંઇ પાઠ શીખું છું. મોટા ઉંચા દરજ્જાના અને બલાઢ્ય ઍંગ્લોઇંડીયનોમાં પણ પ્રભુને નિહાળવા માંડતો હોઉં એમ મને લાગે છે. વળી મને એમ પણ લાગે છે કે ધીરે ધીરે હું

એવી સ્થિતિએ પહોંચવા લાગ્યો છું કે જ્યારે હું "સેતાન" જેવી કોઈ વિભૂતિ જો ખરેખર હયાત હશે તો તેને પણ ચ્હાઇ શકીશ.

મારી વીસ વરસની ઉમરે હું અત્યંત અસમભાવશીલ અને હઠીલો ઝનુની હતો; તે વખતે હું કલકત્તા નગરના થીએટર બાજુના લત્તામાં ફુટપાથ ઉપર કદી ન ચાલતો. આજે તેત્રીસ વરસની ઉમરે હું વેશ્યાઓની સાથે એકજ ઘરમાં રહી શકું એટલુંજ નહિ પણ તેમને તિરસ્કારનો કે ઠપકાનો એકાદો બોલ કહેવાનો વિચાર સુદ્ધાં મને કદી નહિ આવે. આ શું અધોગતિનું પરિણામ છે ? કે પછી હું **વિશ્વપ્રેમ** કે જે સ્વયં પ્રભુ છે તેમાં વિકસિત થતો જાઉં છું તેનું પરિણામ છે ? વિશેષ મેં એમ પણ સાંભળ્યું છે કે મનુષ્યને જો પોતાની આસપાસ અનર્થ ન જણાય તો તે સુકૃત કરી શકતો નથી—ક્રમે ક્રમે તે એક જાતના પ્રારબ્ધવાદને વશ થઇ જાય છે. મને તો તેવું નથી જણાતું. ઉલટ પક્ષે મારી કામ કરવાની શક્તિ વધતી જાય છે અને પરિણામમાં પણ તે અત્યંત અસરકારક થતી જાય છે. કોઇ કોઈ દહાડો હું એક જાતના અત્યાનંદમાં ડુબી જાઉં છું. મને તે વખતે એવું થઇ જાય છે કે જાણે હું પ્રત્યેક જણને અને પ્રત્યેક વસ્તુને આશિર્વાદ આપું. જાણે એકેએકને ચ્હાઉં અને ભેટું અને તે વખતે મને ખરેખર એમ જણાય છે કે પાપ અને અનર્થ એ કેવળ ભ્રમ છે. વ્હાલા ફ—અત્યારે હું એવીજ એક અત્યાનંદની સ્થિતિમાં છું અને મારા પ્રત્યે તમારા તેમજ શ્રીમતી લ—ના સ્નેહ અને મમતાના વિચારથી મ્હારાં નયનો ખરેખાત આનંદાશ્રુથી ઉભરાઇ જાયછે. મારા જન્મને હું કૃતાર્થ માનું છું. અહિંઆં હું અત્યંત માયા અને પ્રેમનો ભાગી થયો છું અને જે અનંત પ્રેમે, જે પ્રેમઘન પ્રભુએ મને જન્મ આપ્યો છે તેણે મારા એકેએક કૃત્ય—ભલા કિંવા બુરા કૃત્ય—ની સંભાળ લીધી છે ( ચમકો નહિ ) કારણ હું તે કોણ

માત્ર ? જેની સેવા માટે–જેના પ્રીત્યર્થે મેં મારાં પ્રિયજનો, મારા આનંદો, મારી જીંદગી વગેરે સર્વસ્વનો ભોગ આપ્યો છે તેના હસ્તમાંના એક હથિયાર સિવાય અન્ય સ્થિતિ મારી કદી કયી હતી ? તે મારો લીલાઘન પ્રાણપ્યારો છે અને હું તેનો ગોઠીઓ છું. તાલ કે તંત જેવું વિશ્વમાં કંઇજ નથી ! કયું તંત એને બાંધે છે ? એ અદ્‌ભુત ખેલાડીજ એના લીલાક્ષેત્રના સર્વ ભાગોમાં આ રૂદન અને હાસ્યની રમત રમે છે–અર્થાત કે ઘડીમાં કોકને રડાવે છે તો ઘડીમાં કોકને હસાવે છે ! એ કેવળ એની લીલાજ છે ! મોટી રમુજ છે, જ—કહે છે તેમ તે એક મોટી રમુજ છે.

આ દુનિયા બડી રમુજી છે અને તેમાં સૌથી રમુજી ચલકું જોઇએ તો તે એ પોતે–એ પ્યારો પ્રાણ સખા—એ અનંત ઇશ્વરજ છે ! રમુજ જ નહિ તો બીજું શું ? ભ્રાતૃભાવ કહો કે સખા ભાવ કહો–પણ જાણે ધાંગાણાખોર છોકરાંઓની શાળાને આ સંસારના ક્રીડાંગણમાં રમવા છોડી મૂકી ન હોય, એના જેવો ખેલ છે ! કેમ નહિ વારૂ. ? વખાણ કોનાં કરવાં, કે દોષ કોને દેવો ? એ બધીજ એની લીલા છે. લોકો સમજૂતિ અને ખુલાસા માગે છે, પણ એને વિષે તે શી સમજૂતિ આપી શકાય ? તે જ્ઞાનતંતુ રહિત છે, તેમ એને તર્કશક્તિ પણ નથી. છતાં એ નહિ જેવા જ્ઞાન અને તર્કથી તે આપણને મૂર્ખાં બનાવે છે, પરંતુ આ વખતે તે મને ઝોકતો નહિ જુએ.

'પ્રેમ' એ તર્કબુદ્ધિ, ભણતર અને વાણીથી પર છે અને એજ પ્યારો પરમાત્મા છે. આહા ! એ પ્રભુ પ્રેમનો પ્યાલો પીને ચાલો આપણે [illegible]ાં ચકચૂર થઇએ.



પત્ર ૭ મો—લંડન, ૫ મી ઑગસ્ટ, ૧૮૯૬.

વ્હાલા સાહેબજી—

આપની મમતાભરી મુબારકબાદી માટે અનેકશઃ ઉપકાર માનું છું. મારે એક તપાસ કરવાની છે. મારે જે હકીકતની જરૂર છે તે મોકલાવી આપવા કૃપા કરશો તો હું ઘણો ઉપકૃત થઇશ.

મારી મરજી આલ્મોરામાં કિંવા આલ્મોરાની નિકટમાં એક મઠ સ્થાપન કરવાની છે. સાંભળ્યા પ્રમાણે આલ્મોરાની નજદીકના એક બંગલામાં રામસે નામનો એક ગૃહસ્થ રહેતો હતો અને તે બંગલાની આસપાસ ફરતો બગીચો પણ હતો. એ બંગલો આપણને વેચાણ ન મળે ? એની કિંમત શું છે ? જો વેચાણ મળે તેમ ન હોય તો નિદાન ભાડે મળી શકશે કે કેમ ?

વિશેષ તમારી પોતાની જાણમાં એવું કોઇ સ્થાન આલ્મોરાની નજીકમાં છે કે જ્યાં આગળ હું બગીચા વગેરેની સગવડ સાથે મારો મઠ બાંધી શકું ? કોઇ આખી ટેકરીની ટેકરી આપણા સ્વાધીનમાં આવી જાય તો વધારે સારૂં.

---

પત્ર ૮ મો—લંડન, ૨૧ નવેંબર, ૧૮૯૬.

પ્રિય લાલાજી—

સાતમી જાન્યુઆરી સોરેં હું મદ્રાસ આવી પહોંચીશ; થોડા દિવસ સપાટ પ્રદેશોમાં ગાળી આલ્મોરા આવવાનો ઇરાદો રાખું છું.

મારી સંગે ત્રણ અંગ્રેજ મિત્રો છે. તેમાંના બે જણ, શ્રીયુત અને શ્રીમતી સેવિયર, આલ્મોરામાં વસવાટ કરવાનાં છે. તેઓ મારા શિષ્ય છે સમજ્યા ? અને તેઓજ મારે કાજે હિમાલયમાં મઠ બાંધવાના છે; એટલાજ માટે મેં તમોને કોઇ અનુકૂળ સ્થળની ખોજ

કરવા લખ્યું હતું. આપણને આખી ટેકરી જોઇએ અને ત્યાંથી હિમ શિખરોનો દેખાવ અબાધિત નજરે પડવો જોઇએ. અલબત એવી અનુકૂળ જગાનો જોગ ખાતાં અને મઠનું બાંધકામ પૂર્ણ થતાં વખત લાગશે. દરમ્યાન મારા મિત્રો માટે એક નાનોશો બંગલો ભાડે રાખી લેવાની તજવીજ કરશો. ત્રણ માણસનો સુખેથી સમાસ થઇ શકે એવડો બંગલો જોઇએ. એનાથી વધારે મોટાની અમારે જરૂર નથી. અત્યારે તો નાના બંગલાથી કામ નભશે. મારા મિત્રો આલ્મોરામાં એ બંગલામાં રહીને મઠ માટે સ્થાન અને મકાનની તજવીજ કરશે.

આ પત્રનો જવાબ લખવાની તસ્દી ન લેતા, કેમકે તમારો જવાબ મારા હાથમાં આવતાં પહેલાં તો હું હિંદુસ્થાન આવવા ઉપડી ચૂકયો હઇશ. મદ્રાસ આવી પહોંચતાંજ હું તમને તાર કરીશ.

સર્વ ભાઇઓને મારા સપ્રેમ શુભાશિષ.

---

**પત્ર ૯ મો—લાલા હંસરાજને ત્યાં, રાવલપીંડી, ઓકટોબર, ૧૮૯૭.**

હવે તમે બરાબર કરો છો. બહાર આવો મર્દ! બહાર આવો. આખી જીંદગી ઘોર્યા કરવું શા કામનું? વખત તો વહ્યો જાય છે. શાબાશ! એજ ખરો માર્ગ છે.

તમે બહાર પાડેલા ચોપાનીઆ માટે હું તમને બહુ ધન્યવાદ આપું છું—મને ધાસ્તી છે તે માત્ર એટલીજ કે ચોપાનીઆં ઝાઝો ફાયદો નહિ કરે * * કંઇ નહિ, ફાયદો થાય કે ન થાય—સૂર્યનો પ્રકાશ તો એને જોવા દો યાને પ્રસિદ્ધિમાં તો આવવા દો. તમારે માટે અનેક શુભ વચનો બોલાશે તેમજ અનેક કટુ વાકયો પણ બોલાશે—પણ એતો દુનિયાનો એવો ધારોજ છે!

આજ ખરો સમય છે.

---

પત્ર ૧૦ મો—આલ્મોરા, તા. ૧૦ જુન, ૧૮૯૮.

(નૈનિતાલના એક મુસલમાન ગૃહસ્થને લખેલો).

તમારા પત્રની હું બહુ કદર કરૂં છું અને આપણી માતૃભૂમિ માટે ખુદાતાલા અજબ સામગ્રી ગુપચુપ રીતે તૈયાર કરેછે તે જાણી અત્યંત આનંદિત થયો છું.

આપણે એને વેદાન્તવાદ કે ગમે તે વાદના નામથી ઓળખીએ, પણ સત્ય બાબત એમ છે કે અદ્વૈતવાદ એજ ધર્મ અને વિચારનો છેલ્લો શબ્દ છે અને એજ માત્ર એક એવી સ્થિતિ છે કે જ્યાં રહી મનુષ્ય સર્વ ધર્મો અને પંથોને પ્રેમ પૂર્વક નિહાળી શકે. અમારૂં માનવું છે કે તે ભવિષ્યના પ્રબુદ્ધ માનવસૃષ્ટિનો ધર્મ હિંદુ જાતિ, હીબ્રુ કિંવા આરબ જાતિ કરતાં વધારે પ્રાચીન હોવાથી બીજી જાતિઓ કરતાં એને (અદ્વૈતભાવને) પ્હેલું પ્રાપ્ત કરવાનું માન હિંદુઓ ભલે ખાટે; તોપણ વ્યવહારૂ અદ્વૈતભાવ કે જે સમગ્ર માનવ જાતિને પોતાનો આત્મા ગણે છે યાને પોતામય લેખે છે અને તદનુસાર વર્તે છે તે ભાવ તો હજી હિંદુઓમાં પણ સામાન્યતઃ ખીલવવાનો બાકીજ છે.

બીજા હાથપર અમારો અનુભવ અમને એમ કહે છે કે વ્યાવહારિક આચારજીવનના ક્ષેત્રમાં કંઇ પણ ગણના કરી શકાય એટલે અંશે આ સમભાવને જો બીજા કોઇ પણ ધર્મના અનુયાયીઓ પ્રાપ્ત થઇ શકે તેમ હોય તો તે કેવળ ઇસલામ અને ઇસલામનાજ અનુયાયીઓ છે-ભલે પછી આવી જાતના વર્તનનો ગૂઢ અર્થ અને અંદરનો સિદ્ધાંત કે જે હિંદુઓ એક સામાન્ય નિયમ તરીકે સ્પષ્ટ રીતે જોઇ-સમજી શકે છે તેનાથી તે બીલકુલ અજ્ઞ પણ હોય.

તેથી કરી-અમારી એવી દઢ સમજ છે કે વેદાન્તના સિદ્ધાંતો ગમે તેવા સરસ અને અજબ હોય તોપણ ઇસલામની વ્યવહારૂ મદદ

વગર તેઓ વિસ્તૃત જનસમૂહને માટે ઉપયોગી નહિં થાય. આપણે માનવપ્રજાને એવા સ્થાન પર લઈ જવા માગીએ છીએ કે જ્યાં નથી વેદો, નથી બાઇબલ કે નથી કુરાન; છતાં એ કામ આપણે વેદ, બાઇબલ અને કુરાનનો એક રાગ સાધીનેજ કરવાનું છે. માનવી માત્રને શીખવાડવું જોઈએ કે આ બધા જૂદા જૂદા ધર્મો એ ખરો ધર્મ જે એકતા છે તેના વિવિધ આવિર્ભાવોજ માત્ર છે અને તેથી દરેક જણ ભલે પોતાને મન ગમતો માર્ગ પસંદ કરે

આપણી માતૃભૂમિ માટે તો હિંદુ અને ઇસલામ એ બે મહાન ધર્મ પંથો—વેદાન્ત રૂપી મગજ અને ઈસલામ રૂપી શરીર—નું સંધાન થાય તેમાંજ આશા છે, તેમાંજ ભલીવાર છે.

વેદાન્તરૂપી મગજ અને ઈસલામરૂપી શરીરની સહાયથી વર્તમાન અસ્તવ્યસ્તતા અને ધમસાણમાંથી કીર્તિવાન, અજેય અને સંપૂર્ણ એવા ભાવિ ભારતની મુર્તિને ઉદય પામતી હું મારા દૃષ્ટિપથમાં જોઉં છું.

સમસ્ત માનવજાતિ અને ખાસ કરીને આપણી ગરીબડી માતૃભૂમિના ઉદ્ધારના કામમાં તમો એક મહાન હાથિયારરૂપ બનો એજ સર્વેશ્વર પ્રત્યે પ્રાર્થના.

---

પત્ર ૧૧ મો—મે, ૧૮૯૫, ગુરૂવાર, ન્યુયોર્ક.

વ્હાલાં મીસીસ બ—

વર્ગોનું કામ બરાબર ચાલે છે અને હાજરી ઘણી સારી રહે છે. પરંતુ આ અઠવાડિયે મારે તેમને બંધ કરવા પડશે.

આ ઉન્હાળામાં હું મારી એક શિષ્યા મીસ ડ—ને ત્યાં સહસ્રદ્વીપ (થાઉઝન્ડ આઇલેન્ડસ) જનાર છું. વેદાન્ત ઉપરના જુદા જુદા

ગ્રંથો હિંદુસ્થાનથી મારા ઉપર રવાના થઈ ચૂક્યા છે. થાફિઝન્ડ આઇ-લેન્ડસ જઇને વેદાન્ત ફીલસુફીની ત્રણે ભૂમિકાઓ ઉપર અંગ્રેજીમાં એક ગ્રંથ લખવાની મારી ઉમેદ છે અને તે પછી કદાચ હું ગ્રીન-એકર જાઉં તો જાઉં. મીસ ફાર્મરની ઇચ્છા આ ઉન્હાળામાં મારી પાસે ત્યાં વ્યાખ્યાનો અપાવવાની છે.

હાલમાં હું વચન આપ્યા પ્રમાણે પ્રેસ એસોસિએશન કાજે 'અમૃતત્વ'પર લેખ લખવામાં ગુંથાયો છું.

---

પત્ર ૧૨ મો—શિકાગો, ૨૬ મી જુન, ૧૮૯૪.

મહાન હિંદી કવિ તુલસીદાસ પોતાના રામાયણના મંગળાચરણમાં કહે છે, "સજ્જન દુર્જન બન્નેને હું વંદન કરૂં છું, પણ અફસોસ! કે મારે માટે તો તેઓ બન્ને સરખા પીડાકારી છે—દુર્જનો મારા સંસર્ગમાં આવતાંજ મને વેદના થવા માંડે છે અને સજ્જનો મારો સંગ છોડી જતાંજ હાય! મારા પ્રાણ લઇ જાય છે (અર્થાત્ કે તેમના જવાથી મને પ્રાણ નીકળી જવા જેટલું દુઃખ થાય છે)."

આ મહા સાધુકવિના ઉપરોક્ત કથનને હું પુષ્ટિ આપું છું. મને કે જેને પ્રભુના લાડીલા સજ્જનોને ચ્હાવા સિવાય આ સંસારમાં અન્ય કંઇ મમત્વ રહ્યું નથી તેને, તો તેમના એટલે કે સાધુજનોના વિયોગથી જીવલેણ કષ્ટ થાય છે. પરંતુ એવા પ્રકાર બનવાજ જોઇએ. **મારા પ્યારા પ્રભુજીની બંસરીના ઓ નાદ! તું મને દોર, હું તારી પાછળ પાછળ આવું છું.** તમારા જેવા કુલીન, પ્રેમાળ અને ઉદાર સત્પુરૂષોના સહવાસથી છૂટા પડતાં મને જે દુઃખ, જે વેદના થાયછે તે વર્ણવવી અશક્ય છે. ઓહ! સ્ટોઇક થવામાં હું સફળ થયો હોત તો કેવું સારૂં?

આશા છે કે તમે એ સુંદર ગ્રામ્યશ્રીનો પૂરો ઉપભોગ કરતા હશો. "દુનિયા જ્યાં જાગૃત હોય છે ત્યાં સંયમી જન ઉંઘતો હોય છે. અને જ્યાં દુનિયા ઘોરતી હોય છે ત્યાં સંયમી જાગતો હોય છે."

આવી દુનિયાની રજ સુદ્ધાં તમારા પગને કદી ના અડકો! કારણ કવિ લોકો નિદાન કહે છે કે **પુષ્પહારથી ઢાંકેલા સડેલા માંસના ટૂકડા જેવીજ આ દુનિયા છે.** જો બની શકે તો **તેને** સ્પર્શોજ નહિ. **આ દુનિયારૂપી સડેલા ખાળકુવાને તમારા પગ અડકે તે પહેલાંજ ઓ દિવ્ય પક્ષીનાં* બચ્ચાંઓ! તમે ઉપર ચઢો અને ઉંચેને ઉંચેજ ઉડો.**

"અરે ઓ જાગૃત આત્મા! ફરીને તું નિદ્રાવશ થતો મા." "દુનિયા અનેકને ચ્હાય તો ભલે ચ્હાવા દો, અમારો પ્રિય તો બસ એકજ છે–પ્રભુજ અમારો એક પ્યારો છે. લોકો શું કહે છે તેની અમને પરવા નથી; પણ જ્યારે તેઓ અમારા એ પ્રાણ પ્યારાને ખોટી રીતે ચીતરીને તેને ફાવે તેવા રાક્ષસી ગુણો આપવાનુ કરે છે ત્યારેજ અમને ખોટું લાગે છે. ભલે લોકો ગમે તેમ કરે, અમારે મન તો તે અમારો પ્રાણ પ્યારો છે–મારો વ્હાલો, વ્હાલો અને વ્હાલોજ છે."

---

* સ્વામીજી અત્રે બંગાળી દંતકથામાંના "હૂમો" પક્ષીને અનુલક્ષી કહેછે. એ પક્ષી ઉંચે વાતાવરણમાંજ અદ્ધર રહેતું મનાય છે અને કહેવાય છે કે એનાં ઇંડાં પણ ઉંચે હવામાંજ મૂકાઇ ત્યાંથી નીચે જમીનપર પડતાંપડતાંમાંજ પૂરેપૂરાં સેવાઈ જાય છે અને તેમાંથી નીકળતાં બચ્ચાં તત્ક્ષણ આકાશ તરફ ઉડવા માંડતા હોવાથી તેમને કદી પણ પૃથ્વીને સ્પર્શ કરવો પડતો નથી. શ્રી રામકૃષ્ણ નિત્યસિદ્ધોને યાને ચિરકાળને માટે મુક્તાત્માઓને આ પક્ષીનાં બચ્ચાંઓ સાથે સરખાવતા, કેમકે તેઓ પણ, તેમના ઐહિક જીવનમાં માયાના પાશ તેમને અડકવા માંડે તે પહેલાં માયાથી દૂર ભાગી ઉંચે ગમન કરે છે.

એનામાં કેટલી શક્તિ છે, કેટલા ગુણ છે–સારૂં કરવાને પણ શક્તિ અને યોગ્યતા કેટલી છે તે જાણવાની દરકાર શી છે? અમે તો એકીવારે કહી નાંખીશું કે અમે એને ચ્હાઇએ છીએ તે કંઇ લાંબી લાંબી થેલીઓ માટે ચ્હાતા નથી; અમે અમારો ચાહ–અમારો પ્રેમ કદી વેચતા નથી, અમારે કંઇ જોઇતું નથી, અમે તો આપીએ છીએ."

"અરે ઓ ફીલસુફ! તું અત્રે અમને એના સત્વ, એની શક્તિ, એના ગુણ વિષે કહેવા આવે છે–પણ મૂઢ! અમે તો અહિં એના સ્વમુખના ચુંબન કાજે ટળવળીએ છીએ.

"તારૂં એ અર્થરહિત ટાયલું ત્હારે ઘેર પાછું લઈ જા અને મને તો મ્હારા વ્હાલાનું ચુંબન મોકલ. કેમ, એ મધુરૂં ચુંબન ત્હારાથી મોકલાશે કે?"

"મૂઢ! તું કોના આગળ ભક્તિ અને ભયપૂર્વક ત્હારા ખખળી ગયલા ઘુંટણ વાળે છે? મેં તો મારો ગળુબંદ કાઢીને એની ડોકમાં નાંખ્યો છે અને ગળપટાને દોરી બાંધીએ તેમ એ ગળુબંદને દોરી બાંધીને, રખેને એક ક્ષણમાં એ કંઇ ભાગી જાય એ ધાસ્તીનો માર્યો હું એને મારી સાથેને સાથેજ ઘસડું છું. એ ગળુબંદ તે પ્રેમ અને ભક્તિનો પટો અને એ દોરી તે પ્રેમનો અત્યાનંદ. મૂઢ! તને ખરા ભેદની હજી ખબર નથી–એ અનંત અનન્ય પ્રભુ પ્રેમના બંધમાં બંધાઈ મારી મુઠ્ઠીમાં આવે છે. વૃન્દાવનની ગોપબાળાઓના કંકણરવથી ઉત્પન્ન થતા સંગીતનાદને વશ થઈ એ અખિલ બ્રહ્માંડનો નાથ, એ વિશ્વ વિનાયક, કેવો નાચવા મંડી જતો, એ વાત શું તું નથી જાણતો?"

એ અનિર્વચનીયનું વર્ણન કરવાના પ્રયત્નમાં મારા આ ગાંડા ઘેલા લખાણ, મારા આ મૂર્ખાઇભર્યા બકવાદ માટે મને માફ કરજો.

એનું વર્ણન થાય તેમ નથી; એને તો માત્ર અનુભવથીજ જાણી શકાય. એજ.

---

પત્ર ૬૩ મો—ગ્રીન એકર ઇન, ઇલિયટ મેઇન, ૨૬ જુન, ૧૮૯૪.

* * આ એક મોટી ઇન ( ધર્મશાળા ) અને ફાર્મ-હાઉસ ( ખેતર પરનું મકાન ) છે અને અહિં આગળ ક્રિશ્રિયન સાયન્ટિસ્ટો પોતાના મંડળની બેઠક ભરે છે. ગઈ વસંતઋતુમાં હું જ્યારે ન્યુયોર્કમાં હતો ત્યારે એ સભાની એક પયોજિકા બાઇએ મને અહિં આવવાનું આમંત્રણ આપ્યું હતું અને તે મુજબ હું અત્રે આવ્યો છું. સ્થાન બહુ સુંદર અને શીતળ છે. શિકાગોમાંના મારા ઘણા જૂના મિત્રો અત્રે આવેલા છે. મિસીસ—, મિસ— અને બીજાં અનેક ગૃહસ્થો અને બાનુઓ નદી પાસેના ખુલ્લા મેદાનમાં તંબુઓ ઠોકીને રહ્યાં છે. એ લોકોનો વખત બહુ ગમ્મતમાં જાય છે અને કેટલીકવાર તો તેઓ બધાંજ તમે જેને ' સાયન્ટિફિક ડ્રેસ ' કહી ઓળખો છો તેવો ડ્રેસ આખો દિવસ પહેરી રાખે છે. લગભગ દરરોજ વ્યાખ્યાનો અપાય છે. બોસ્ટન નિવાસી મી.—નામનો એક ગૃહસ્થ અત્રે આવેલો છે, તેનું ભાષણ દરરોજ થાય છે અને લોક વદંતિ એવી છે કે તે કોઇ દૈવી સત્તાના આશ્રય તળે બોલે છે-યાને કોઇ દૈવી સત્તા એના મુખે બોલે છે—પત્રની સંપાદિકા અત્રે નિવાસ કરીને રહી છે. એ બાઇ અત્રે પ્રાર્થના, પૂજા વગેરે ધાર્મિક ક્રિયા કરાવે છે અને સઘળી જાતનાં દરદો મટાડવાના વર્ગો ભરે છે. આશા છે કે થોડાજ વખતમાં તેઓ આંધળાંને આંખો, બ્હેરાંને કાન વગેરે આપતાં થશે ! ગમે તેમ પણ આ એક વિચિત્ર મેળો છે. એમાં ભાગ લેનારા લોકો સામાજિક કાયદા કાનુનોની ઝાઝી પરવા કરતા નથી અને બીલકુલ સ્વતંત્ર અને સુખી છે. મિસિસ—બહુજ પાણીદાર બાઇ છે. બીજી અનેક બાઇઓ

પણ તેવી છે. ... ... ડિટ્રોઈટની એક સારી સુશિક્ષિત સભ્ય બાઈ, દરિયા વચ્ચે પંદર માઇલના અંતરપર આવેલા એક દ્વીપમાં મને લઇ જવાની છે. હું ધારૂં છું કે અમારો વખત બહુ આનંદમાં જશે. ... અહિંથી કદાચ હું 'આમિસ્કવાન' જઈશ. આ સ્થાન બહુ રમણીય અને સુંદર હોઇ ન્હાવાની સોઇ અહિં ઘણી મઝાની છે.......એ મને ન્હાવા માટેનો ડ્રેસ કરાવી આપ્યો છે અને એક બતકની માફક મને પાણીમાં મઝા પડે છે-ગામડાના એક ઝુંપડાવાસીને પણ મઝા પડે એવું છે. * * *

બોસ્ટનના મી.—, કે જે તમારા પંથના એક મહાન દીપક જેવા છે તે અત્રે આવેલા છે. પરંતુ તે મિસિસ બ્હુર્લપુલના પંથના હોવાનું નકારે છે. તે પોતાને આધ્યાત્મિક, રસાયણિક, આધિભૌતિક, ધાર્મિક વગેરે બાબતોના માનસિક વૈદ તરીકે ઓળખાવે છે! કાલે સજ્જડ વાવાઝોડું થયું, તેણે તંબુઓની બહુ અચ્છી સરભરા કરી. જે મોટા શામીઆનામાં તેઓ વ્યાખ્યાન આપતા હતા તે શામીઆનાનું અધ્યાત્મજ્ઞાન એટલું બધું તો વિકસવા પામ્યું હતું કે એ સરભરાના યોગે તે આખોને આખો (શમીયાનો) મર્ત્ય માનવીના ચર્મચક્ષુથી સદંતર અદૃશ્ય થઇ ગયો અને બસેંક ખુરશીઓ પણ અધ્યાત્મના અત્યાનંદમાં આવી જઇ આમ તેમ નાચવા મંડી પડી! મિસિસ— દરરોજ સવારના વર્ગ ભરે છે; અને મિસિસ—આમતેમ બધે કૂદમકૂદા કરી મેલે છે! તેઓ બધાંજ એવા આવેશમાં છે. હું—ને માટે ખાસ રાજી થયો છું, કારણ ગઇ શીતઋતુમાં તેમણે ઘણું વેઠયું છે અને થોડીક ગમ્મતથી એણીને બહુ ફાયદો થશે. અત્રે કેમ્પોમાં આ લોક જે છૂટ ભોગવે છે તે જોઇને તો તમે ડઘાઈજ જાઓ, પણ તેઓ બહુ ભલા અને પવિત્ર છે-માત્ર જરા અનિયમિત છે એટલુંજ.

હું આવતા શનિવાર સુધી અહિંઆં રહીશ. ... ... ... એક

રાત્રે કેમ્પના લોકો જે પાઇનના ઝાડતળે દરરોજ સવારના હું હિંદુ દાઢમાં બેસીને તેમની સાથે સંભાષણ કરૂં છું તે પાઇનવૃક્ષ તળે સુવા ગયા હતા. અલબત હું તેમની સંગે હતોજ અને તારલીઆના આચ્છાદન તળે ભૂમાતાના ખોળામાં સુતા સુતા આખી રાત અમે બહુ મઝામાં પસાર કરી-અલબત મને પોતાને તો ખૂબજ મઝા પડી. તે રાતના ગૌરવ અને ખૂબીઓનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. એક વર્ષ પાશવજીવન ગાળ્યા પછી જમીનપર સૂવાનું, જંગલમાં ઝાડ તળે ચિંતન કરવાનું પ્રાપ્ત થવું, અહા ! એ કેવા આનંદની વાત ! ઇનના લોકો ઘણે ભાગે સાધનસંપન્ન હોય છે અને કેંપના લોકમાં તંદુરસ્ત, તરૂણ, સહૃદય અને વિશુદ્ધ નર નારીઓ હોય છે. હું એમને **शिवोऽहम् । शिवोऽहम् ।** શિખવાડું છું અને તેઓ બધાં નિર્દોષ, પવિત્ર અને નિઃસીમ ધીટ હોવાથી તેનો જાપ જપે છે; અને એ રીતે હું અહિઆં સુખી અને યશભાગી છું. ધન્ય પ્રભુ ! કે તેં મને નિષ્કંચન બનાવ્યો, ધન્ય નાથ ! કે આ તંબુવાસી બાળકોને તેં ગરીબ બનાવ્યાં ! દયાઘન ! તારો ઉપકાર અમે કેટલો માનીએ ? લક્ષ્મીના મેલવાળાં ઢીલાપોચાં સ્ત્રી પુરૂષો અંદર હોટેલમાં છે, પણ લોહવત્ સ્નાયુવાળા, ત્રેવડા પોલાદજેવાસંગીન અને અગ્નિસમા તેજસ્વી આત્માઓ બહાર કેંપમાં છે. ગઇ કાલે જ્યારે વરસાદની ઝડીઓ પડતી હતી અને વાવંટોળ સઘળી ચીજ અસ્તવ્યસ્ત કરી નાંખતો હતો તે વખતનો તેમનો દેખાવ-તંબુઓની દોરીઓ પકડીને તેમને ઉડી જતા અટકાવવાને ઝઝૂમતાં, આત્મગૌરવપર ઉભાં રહેલાં એ વીર નરનારીઓનો દેખાવ જો તમારા જોવામાં આવ્યો હોત તો તમારા હૃદયને કંઈ અનન્ય આનંદાનુભવ થાત. હું તો એવાંઓને જોવા સોસો માઇલ નિઃશંક જાઉં. પ્રભુ તેમનું કલ્યાણ કરો ! આશા રાખું છું કે તમે તો તમારા ગ્રામ્ય જીવ-

નનો અચ્છી રીતે ઉપભોગ કરતા હશો. એક ઘડીભર પણ ચિંતા કરશો નહિ. મારી સંભાળ લેવાશેજ અને નહિંતો હું જાણીશ કે મારો સમય ભરાઇ ગયો છે અને હું ચાલતો થઇશ.

"પ્યારા પ્રભુજી! અનેક જણ તને અનેક ચીજો અર્પણ કરે છે. હું ગરીબ છું, નિષ્કંચન છું–પણ મારી કને મારાં શરીર, મન અને આત્મા છે, તે હું તને અર્પણ કરૂં છું. તેનો અંગીકાર કરવા હે પ્રભો! હે નાથ! હે જગતાત! તું કૃપા કરજે, એનો અસ્વીકાર કરતો નહિ" એ રીતે મેં મારાં જીવ–પ્રાણ સદંતરને માટે એને સમર્પી દીધાં છે. બીજી એક વાત એવી છે કે અહિંનાં લોકો શુષ્ક જેવાં છે અને શુષ્ક ન હોય એવાં લોક તો દુનિયાભરમાં બહુ થોડાંજ હોય છે. તેઓ "માધવ" ને પિછાનતાં નથી. તેઓ કાંતો બુદ્ધિમાન હોય છે કે પછી શ્રદ્ધાળુ અને ધંતરમંતરને માનનારાં હોય છે. "પ્રેમ, જીંદગી અને સ્વાતંત્ર્ય" વિષે આ દેશના જેટલું અન્યત્ર કયાંય પણ મારા સાંભળવામાં આવ્યું નથી, છતાં અહિંના જેટલું ઓછું તે બીજે કયાંય પણ સમજાતું નહિ હોય. અહિંઆં ઇશ્વરને કાંતો ભય સ્વરૂપે, કાંતો દરદ મટાડનાર શક્તિ તરીકે, સ્ફુરણ તરીકે કે એવાજ કોઇ રૂપે માનવામાં આવે છે. પ્રભુ તેમના આત્માઓનું કલ્યાણ કરે! આ ચોપટો બસ રાત ને દહાડો "પ્રેમ–પ્યાર" નીજ વાતો કર્યા કરે છે!

હવે, હું તમને કંઈક સારા વિચારો જણાવું છું. તમે ભલા અને ઉમદા છો. આત્માને જડમય બનાવવાને બદલે યાને લોકો કરે છે તેમ અધ્યાત્મને જડતાની સપાટીપર ઘસડી જવાને બદલે જડતત્ત્વનું અધ્યાત્મમાં પરિવર્તન કરો—એ અનંત સૌંદર્ય, શાંતિ અને પવિત્રતાની અધ્યાત્મ દુનિયાની નિદાન એકાદ ઝાંખી તો દરરોજ કરો અને અહોરાત્ર એમાંજ વસવાનો પ્રયાસ કરો. નશ્વર–જડ વસ્તુને ઢુંઢો

નહિ, તમારા પગથી પણ તેને સ્પર્શો નહિ. જેનું સિંહાસન તમારા પોતાના જ હૃદયમાં છે એવા પ્રિતમજીના પાદાંબુજમાં કાચા તાંતણાની માફક આત્માને રાત્રી દિવસ ઉંચે ચઢવા દો અને બાકીના સઘળાને અર્થાત્ શરીરને અને દરેકને પોતપોતાનું સંભાળવા દો. જીંદગી ક્ષણભંગુર—વહી જતાં સ્વપ્નવત્ છે; યૌવન અને સૌંદર્ય ધસાતાં જાય છે; નિશદિન કહો કે "તુંજ મારો બાપ છે, તુંજ મારી મા છે; તુંજ મારો સ્વામી છે, તુંજ મારો વલ્લભ છે; તુંજ મારો નાથ છે ને તુંજ મારો પ્રભુ છે; તું સિવાય મારે બીજું કંઇજ નથી જોઇતું, તારા સિવાય બીજું મારે કંઇજ ના જોઇએ; તું મારી અંદર અને હું તારી અંદર; હું તે તું અને તું તે હું." ધન જતું રહે છે, સૌંદર્ય નાશ પામે છે, આયુષ્ય ઉડી જાય છે, શક્તિઓ વહી જાય છે, પરંતુ પ્રભુ સદા સર્વદા રહે છે—પ્રેમ નિરંતર ટકે છે. યંત્રને સુવ્યવસ્થિત રાખવામાં જો ગૌરવ છે તો પછી શરીરની સંગે આત્માને કષ્ટાતો અટકાવવો એતો વધારે ગૌરવભર્યું છે-તમે જડથી અલગ થયા છો અને તમે જડ નથી એવું એજ એક માત્ર પ્રમાણ છે.

ઇશ્વરનેજ વળગી રહો! દેહનું કે બીજા કશાનું શું થાય છે તેની શી પરવા? અનર્થ અને અનિષ્ટના ત્રાસમાં પણ કહો કે "મારો પ્રભુ, મારો વ્હાલો!" મૃત્યુ વખતની વ્યથામાં પણ કહો કે "મારો પ્રભુ, મારો પ્યારો!" પૃથ્વીપરના સર્વ સંકટમાં પણ કહો કે "મારો પ્રભુ, મારો પ્રીતમ!" (અર્થાત્ કે સર્વ સમયમાં એનોજ ભરોસો રાખી એનેજ યાદ કરો.) કહો કે "તું અહિંજ છે, હું તને જોઉં છું, તું મારી સાથેજ છે, હું તને સ્પર્શ કરૂં છું, હું તારો છું, મને સ્વીકાર. હું દુનિયાનો નથી પણ તારો છું, તો પછી મને વછોડ મા." હીરાની ખાણ છોડીને કાચના મણકા પાછળ ભમતા ના! આ જીંદગી એજ મોટું અહોભાગ્ય છે—એમાં સંભાવ્યતા બહુ મોટી

છે. શું, તું સંસારના સુખોપભોગોને શોધે છે ?—અરે! એ પોતેજ સર્વ સુખોનો ઝરો છે. સર્વોત્તમને ખોળો, સર્વોત્તમપર નજર રાખો અને સર્વોત્તમ તમને મળશેજ.



પત્ર ૧૪ મો.—બોસ્ટન,—૨૬ મી સપ્ટેમ્બર, ૧૮૯૪.

મને તમારી બંને ચિઠ્ઠીઓ મળી છે. તમારી મમતા માટે જેટલો આભાર માનું તેટલો ઓછોજછે. શનિવારને દહાડે મારે મેલરોઝ પાછું જવું પડશે અને ત્યાં સોમવાર સુધી રહેવું પડશે તેથી મંગળવારે હું તમારે ત્યાં આવીશ......કારણ મને એનીજ અપેક્ષા હતી. લેખન વાંચન માટે શાંત જગાનીજ મારે જરૂર હતી. તમોએ મારા વાપર માટે જેટલી જગા કાઢી આપવાની કૃપા કરી છે તેનાથી અલબત ઘણીજ થોડી જગો મારે માટે બસ થઇ રહેશે. હું ગમે ત્યાં સાંકડે મોકળે મારો સમાસ કરી મોજમાં રહી શકું છું.



પત્ર ૧૫ મો.—વૉશિંગ્ટન, ૨૮, ઓકટોબર, ૧૮૯૪.

મી. ફ્રેડરિક ડગલાસ ઉપરનો ઓળખાણ પત્ર મને મોકલાવી આપવા માટે હું આપનો બહુ ઉપકાર માનું છું. બાલ્ટિમોરના નીચજાત હોટેલવાળાએ મારા પ્રત્યે ચલાવેલી ખરાબ વર્ત્તણુંક માટે તમારે દિલગીર થવાની જરૂર નથી. એમાં દોષ ત્રુમન ભાઇઓનો હતો. હલકટ હોટેલમાં તેઓ મને લઇજ શા માટે ગયા ?

એટલે પછી બધે ઠેકાણે બને છે તેમ અમેરિકન બાનુઓ મારી મદદે દોડી આવી અને મને બહુ સારો પ્રસંગ મળ્યો.

વૉશિંગ્ટનમાં હું શ્રીમતી ઇ. ટૉટનનો અતિથી છું. એ શ્રીમતી

અહિં એક વગદાર બાનુ હોઇ માનસશાસ્ત્રની જાણકાર છે.........
અહિંનું કામ સારૂં ચાલે છે. * * *

પત્ર ૧૬ મો.—બ્રુકલિન, ૨૮, ડિસેમ્બર, ૧૮૯૪

હું ન્યુયોર્ક સુખરૂપ પહોંચી જઇને ત્યાંથી નીકળીને હું પરભાર્યો બ્રુકલિન વખતસર આવી પહોંચ્યો છું.

સાંજનો સમય અમારો બહુ મઝામાં ગયો. ' એથિકલ કલ્ચર સોસાઇટી, વાળા કેટલાક ગૃહસ્થો મને મળવા આવ્યા હતા.

આવતે રવિવારે વ્યાખ્યાન થશે. ડૉ. જેમ્સ એમના હમેશના સ્વભાવ મુજબ માયાળુ અને ભલાછે અને મી. હિગિન્સ સદંતર વ્યવહારૂ છે. બીજા કોઇ પણ શહેર કરતાં અહિંઆં ન્યુયોર્કમાંજ મને પુરૂષ વર્ગ ધર્મની અંદર વધારે રસ લેતો જણાય છે અને અહિંઆ સ્ત્રીજન કરતાં પુરૂષોમાં ધર્મભાવના વધારે કેમ છે તેનું કારણ મારા કળ્યામાં આવતું નથી. + +

મારા વિષે મી. હિગિન્સે જે ચોપાનીઉં પ્રસિદ્ધ કર્યું છે તેની એક પ્રત હું આ સાથે મોકલું છું. હવે પછી બીજી વધારે મોકલી આપીશ.

મિસ ફાર્મર તથા તમારા પવિત્ર કુટુંબનાં સર્વ કોઇને મારાં સ્નેહ સ્મરણ.

---

( ખેત્રીના નામદાર મહારાજા સાહેબપર લખેલા પત્રમાંથી. )

પત્ર ૧૭ મો— અમેરિકા, ૧૮૯૪

* * * *

એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે " न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते એટલે કે ઈંટમાટીનું ઘર તે ખરૂં ઘર નથી, ગૃહિણી એજ

ખરૂં ઘર છે—આ વચન અહા! કેવું સાચું છે! જે ઘર ઠંડી ગરમી અને વર્ષાથી તમારૂં રક્ષણ કરે છે તે ઘરના ગુણદોષ વિચારતાં, તે જે થાંભલાના આધારપર સ્થિર થયેલું છે તેનેજ માત્ર નિહાળવાથી નહિ ચાલે—તે થાંભલા ભલેને 'કોરિન્થિયાન' કોટિની ઉત્તમોત્તમ મનોહર કારીગરીથી ભરપૂર હોય, તેથી શું થઈ ગયું?—પણ જે સજીવ થાંભલો ગૃહના મધ્ય ભાગમાં આવેલો છે ને જે જ ગૃહનો ખરો આધારસ્થંભ છે તેનાપરથીજ ગૃહની ખરી કિંમત અંકાય છે. એ આધાર સ્થંભ તે નારી છે—ગૃહિણી છે. એ આદર્શથી વિચાર કરતાં અમેરિકાનું કૌટુંબિક જીવન જગતના બીજા કોઇ પણ દેશમાંના કૌટુંબિક જીવનની તુલનામાં ઝાંખુ પડે તેમ નથી.

અમેરિકાના કૌટુંબિક જીવન વિષે મેં અનેક વાતો સાંભળી છે. સાંભળ્યું છે કે અમેરિકાની સ્ત્રીઓમાં સ્ત્રીઉચિત વર્તન નથી, સ્વાતંત્ર્યના નામે અમેરિકામાં સ્વચ્છંદતા વધતી જાય છે, સ્ત્રીઓનાં સ્વાભાવિક લક્ષણ વિનાનો અહિંનો સ્ત્રીસમૂહાય સ્વાતંત્ર્યનૃત્યમાં ઉન્મત્ત થઇને ગૃહજીવનની સકળ સુખશાંતિને પગ તળે છુંદી નાંખે છે, વગેરે કંઇ કંઇ વાતો સાંભળ્યામાં આવી છે; પણ અમેરિકાનાં કુટુંબો, અમેરિકાનાં ગૃહજીવન અને અમેરિકન નારીગણના મારા એક વર્ષના અંગત અનુભવ પછી હું જોઇ શકું છું કે એ જાતનાં વિધાનો કેવાં ખોટાં, બીનપાયેદાર અને ભ્રાન્તિમૂલક છે! હે અમેરિકન મહિલાગણ! તમારૂં ઋણ હું સો જન્મમાં પણ ફેડી શકું તેમ નથી. તમારા વિષેની મારી કૃતજ્ઞતા વ્યક્ત કરવાને માટે મારી પાસે પૂરતા શબ્દો નથી. પૂર્વ વાસીની કૃતજ્ઞતાની ગંભીરતા પૌર્વાત્ય ભાષાના અતિશયોક્તિ અલંકારથીજ દર્શાવી શકાય તેમ છે. એવી અલંકારી ભાષામાં કહેતાં:—

**असित गिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे**
**सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।**
**लिखति यदि गृहीत्वा शारदासर्वकालं—**

અર્થાત્ —સ્વયં હિંદી મહાસાગર ખડીઓ બને, ગિરિરાજ હિમાલય લેખણુ બને, પૃથ્વી પોતે કાગળ બને, અને એ સાધનો સમેત સ્વયં શારદાદેવી અનન્તકાલ સુધી લખ્યા કરે, તોપણુ તમારા પ્રત્યેની મારી કૃતજ્ઞ બુદ્ધિ યથાર્થ સ્વરૂપમાં આલેખી શકાય તેમ નથી.

ગયા વર્ષના ઉન્હાળામાં હું એક બહુ આઘેના મૂલકમાંથી આ દેશમાં આવ્યો હતો. પાસે નામ, કીર્તિ, ધન ઇલમ વગેરે કંઇજ નહોતું. સગાં નહોતાં, મિત્રો નહોતાં, કોઇ જાતની સહાય નહોતી, દમડી સરખી ગજવામાં નહોતી–એવી કંગાલીયતભરી સ્થિતિમાં એક પરિવ્રાજક પ્રચારક રૂપે આ દેશમાં મારૂં આવવું થયું હતું. તે વખતે અમેરિકાના નારીગણે મને સહાય કરી હતી, આહાર અને આશ્રય આપ્યો હતો, પોતાને ઘેર લઇ જઇને સંભાવના કરી હતી, અને પેટના પુત્ર કે સહોદરના જેવી મારી બરદાસ્ત લીધી હતી. તેમના પોતાના ધર્મના પાદરીઓ તેમની કને આવીને મારા જેવા એક "વિપજ્જનક વિધર્મી" ને ત્યજી દેવા માટે તેમને યત્નપૂર્વક સમજાવતા હતા તે વારે, તેમજ તેમનાં અંતરંગ સગાંસંબંધીઓ અને આપ્તજનો આ "અજ્ઞાત કુલશીલ વિદેશી"–જેનું ચારિત્ર કદાચ વિપદ્જનક પણુ હોય–નો સંગ છોડી દેવા માટેનો સતત ઉપદેશ આપ્યા કરતા હતા; તે વારે પણુ તેમણે મારા પ્રતિ ખરો મિત્ર ધર્મ બજાવ્યો હતો. ત્યારે પણુ તેઓ ચુસ્ત મિત્ર રૂપે મારી પડખે ઉભી રહી હતી. મારા ચારિત્ર અને શીલ વિષે અનેક કુતર્કો ફેલાવવામાં આવતા હતા. કિંતુ ચારિત્ર અને શીલની ખરેખરી હુશિયાર પરીક્ષક તો એ ઉદાર ચિત્ત નિઃસ્વાર્થ, પવિત્ર રમણી ગણુજ

છે,-કારણ નિર્મળ દર્પણમાંજ સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે.

અહા! કેટલાં બધાં સુંદર કૌટુંબિક જીવનો મેં અહિં નજરે નિહાળ્યાં છે!

કેટલી બધી માતાઓ મેં એવી જોઇ છે કે જના નિર્મળ ચારિત્ર અને નિઃસ્વાર્થ અપત્ય સ્નેહનું વર્ણન કરવાને ભાષામાં સામર્થ્ય નથી! એવી કેટલી બધી કન્યકાઓ અને કુમારિકાઓ દીઠી છે કે જે "ડાયાના દેવીની લલાટમાં બિરાજતી તૂષારકણિકાના જેવી નિર્મળ અને પવિત્ર છે—અને તે પણ અદ્ભુત કેળવાએલી તથા સર્વ તરેહની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિથી સંપન્નસ્થિતિમાં! ત્યારે શું અમેરિકાનો આખો નારીગણ દેવી સ્વરૂપ છે? ના, તેમ તો નથી; સારૂં—નરતું તો સર્વ ઠેકાણે હોય છે; કિન્તુ **કોઇપણ જાતિની કિંમત તે જાતિ પૈકીના દુર્બળ અને દુષ્ટ વર્ગપરથી અંકાવી જોઈતી નથી.** કેમકે તેઓ તો નકામા કચરા જેવા હોઇ પશ્ચાતજ હોવાના. **માટે જાતિ પૈકી જે સારા, ઉદાર, સચ્ચરિત્ર અને પવિત્ર હોય તેના પરથીજ જાતિય જીવનના નિર્મળ અને સતેજ પ્રવાહનું નિરૂપણ થવું જોઇએ.**

કોઇ એક શેબફળના ઝાડનાં ફળના ગુણ દોષનો વિચાર કરવો હોય ત્યારે તમે જે ફળો અપક્વ અને અપરિણત સ્થિતિમાં અથવા તો જીવજંતુથી ખવાયલાં આમ તેમ ભોંયપર ગરેલાં હોય—પછી ભલે ને એમની સંખ્યા ફાવે તેટલી મોટી હોય—તેના પરથી તમારૂં અનુમાન ઘડશો, કે પછી જે એક પણ ફળ સુપક્વ અને પરિપુષ્ટ સ્થિતિમાં ઝાડપર મળી આવે તેના પરથી તે શેબવૃક્ષની શક્તિ, સંભાવના અને ઉદ્દેશનો ક્યાસ કરશો?—જે સેંકડો ફળો અપરિણત અને અપક્વ રહી ગયાં છે તેનાપરથી તો ખચિતજ નહિ.

હવે હું અમેરિકાના આધુનિક સ્ત્રીસમાજના ઉદાર મનની

પ્રશંસા કરૂ છું. આ દેશમાં મેં અનેક ઉદારચેતા પુરૂષો પણ જોયા છે (તેમાંના કોઇક કોઇક તો વળી અત્યંત સંકીર્ણ સંપ્રદાય વાળા છે) તથાપિ એ બંનેમાં એક મોટો ભેદ રહેલો છે; તે એકે પુરૂષોની બાબતમાં ઉદારચેતા થવા જતાં નિજધર્મ અને નિજ આધ્યાત્મિકતા ગુમાવી બેસવાની આશંકા રહે છે, ત્યારે નારી વર્ગ જે જે કંઇ સારૂં અને હિતકારી હોય તેના પ્રતિ લેશ માત્ર ધર્મહાનિના ભય વગર સહાનુભૂતિપૂર્વક ઉદારતા બતાવી શકે છે–અર્થાત્ કે તેઓ ઉદારચેતા થવા જતાં નિજધર્મથી લેશ માત્ર ચલાયમાન થતી નથી. તેઓ સહજ રીતે સ્વતઃ અનુભવે છે કે આ જગતનો વ્યાપાર ઇતિવાચક (Positive) છે, નેતિવાચક (Negative) નથી; યોગનો છે, વિયોગનો નથી. તેઓ પ્રતિદિન એ સત્યથી વાકેફ બનતી જાય છે કે આ જગત્માં પ્રત્યેક વસ્તુની "હા" ની બાજુ યાને ઇતિવાચક બાજુનોજ સંચય થાય છે તથા પ્રકૃતિના આ ઇતિવાચક કિંવા અસ્તિત્વવાચક–અતએવ ચિત્તગઠનકારી યાને આત્મ બંધારક શક્તિસમૂહના સંઘટ્ટન દ્વારાજ પૃથ્વીપરના નેતિવાચક કિંવા નાસ્તિવાચક અંશો નામશેષ થઇ શકે છે.

શિકાગો નગરનો "એ જગત્–મહા મેળો" કેવો અદ્ભૂત વ્યાપાર હતો! અને પેલો "ધર્મ–મહા મેળો" કે જેમાં પૃથ્વીપટપરના સકળ દેશના પ્રતિનિધિઓએ આવીને પોતપોતાના ધર્મમતનું પ્રતિપાદન કર્યું હતું, તે પણ કેવો અદ્ભુત! ડૉકટર બરોઝ અને મિ૦ બૉનીના અનુગ્રહથી મને પણ એ મહા પરિષદ્માં આપણા ધર્મ સિદ્ધાંતોનું સર્વ સમક્ષ મંડાણ કરવાનો સુયોગ મળ્યો હતો. મિ૦ બૉની એ કેવી અદ્ભુત વ્યક્તિ છે! જેણે આ વિરાટ અનુષ્ઠાનની મનમાં કલ્પના ઘડી એટલુંજ નહિ પણ તે કલ્પનાને વ્યવહારમાં યોજીને તેમાં અતુલ સફળતા મેળવી; તે વ્યક્તિ કેવી અજબ દૃઢચેતા હશે, તેનો ખ્યાલ

તમે પોતેજ કરી લ્યો! વળી, ખૂબીતો એ છે કે મિ૦ બૉની પોતે કોઇ પાદરી કે ધર્માધ્યક્ષ નથી. એક વકીલ હોવા છતાં તેણે જગત્ સમસ્તના ધર્મ સંપ્રદાયના પરિચાલકોની પરિષદ્‌નું અધ્યક્ષ સ્થાન દીપાવ્યું હતું! તેઓ મીઠા સ્વભાવના, વિદ્વાન અને સહિષ્ણુ છે. એમના હૃદયમાં રહેલા ગંભીર મર્મસ્પર્શી ભાવો એમના તેજસ્વી નયન યુગલ દ્વારા પરિવ્યક્ત થાય છે. બસ હાલ એજ.

પત્ર ૧૮ મો—૩૦, નવેંબર સને ૧૮૯૪.

તારો સુંદર પત્ર મારા હાથમાં હમણાંજ આવ્યો. * * * * * * * * * ત્હારા શુભ હેતુઓને હું કૃતેહ ઇચ્છું છું. પણ વત્સ, તેમાં આટલી ખૂંચો ધ્યાનમાં રાખવાની છે.

પ્રથમતો કોઇ પણ મનુષ્યે કોઇ પણ કામમાં ઉતાવળું પગલું ન ભરવું. બીજું એ કે તારી માતુશ્રી તથા પત્નીની લાગણીઓને પણ તારે કંઇક માન આપવું જોઇએ. કદાચ તું કહીશ કે અમે-શ્રી રામકૃષ્ણના શિષ્યોએ—અમારા માતપિતાના મતો પ્રત્યે હમેશાં ઝાઝું માન રાખ્યું નહોતું. હું જાણું છું અને સારી રીતે સમજું છું કે **મહાન ચીજો મહાન ભોગો સિવાય કદી બની શકતા નથી.** તેમજ એ પણ ચોક્કસ માનું છું કે **હિંદ માતાને તેના ઉત્તમોત્તમ અને ઉંચામા ઉંચા પુત્રોના ભોગોની** જરૂર છે અને મારા સાચા દિલની ઉમેદ છે કે એ ભોગો પૈકી એક થવાને તું ભાગ્યશાળી થઇશ.

દુનિયાભરના ઇતિહાસમાં તમને જણાશે કે મહાન પુરૂષો મહાન ભોગો આપી જાય છે અને તેનો ફાયદો સાધારણ જનસમાજ ભોગવે છે. ત્હારી પોતાનીજ મુક્તિને અર્થે જો તું સર્વસ્વનો ભોગ

આપવા માગતો હોય તો કંઈજ નથી-એની ઝાઝી મહત્તા નથી. જગતના ભલા કાજે ત્હારી પોતાની મુક્તિને પણ તિલાંજલિ આપવા તું તૈયાર છે? જો એમ હોય તો પછી તું ઈશ્વર છે, એનો વિચાર કર. મારી સલાહ તને એવી છે કે બ્રહ્મચારીનું જીવન જીવ,-અર્થાત્ કે અમુક સમયને માટે સર્વ તરેહના વિષય ભોગો ત્યજીને ત્હારા બાપીકા ઘરમાં રહે,-આનું નામ "કુટિચક" ભૂમિકા (સંન્યાસનો એક પ્રકાર) છે. જગતના કલ્યાણ માટે તેં આપવા ધારેલા મહાન ભોગમાં ત્હારી પત્નીની અનુમતિ મેળવવાનો પ્રયત્ન કર. અને જો ત્હારામાં ઉગ્ર શ્રદ્ધા, સર્વજીત પ્યાર અને પ્રબળ વિશુદ્ધતા હશે તો ટુંક મુદતમાંજ તને વિજય મળશે એમાં જરાયે સંશય નહિ. શ્રી રામકૃષ્ણના ચરિત્ર અને ઉપદેશોનો પ્રચાર કરવાના કામમાં તન મનથી મચ્યો રહે, કારણ "કર્મ" એજ પ્રથમ ભૂમિકા છે. સંસ્કૃતનો અભ્યાસ દક્ષતા પૂર્વક જારી રાખ તેમજ ભક્તિ પણ આચર * * * * * * * * * * * તારો નિશ્ચય પવિત્ર અને શુભ છે. તને એમાં નિર્વિઘ્ન ફત્તેહ મળો, પણ ઉતાવળું પગલું કોઈજ ભરતો મા. પ્રથમ તો તારી પોતાની જાતને કર્મ અને ભક્તિથી વિશુદ્ધ કર. હિંદે ઘણું સહ્યું છે, સનાતન ધર્મે પણ બહુ વેઠયું છે. કિન્તુ પ્રભુ દયાળુ છે. ફરીને એકવાર તે પોતાનાં બાળકોને સહાય થવા આવ્યો છે. પતિત ભારતને ઉન્નત થવાની તક ફરી એકવાર આપવામાં આવી છે.

* * * * *

શ્રી રામકૃષ્ણનો ઝુંડો ઉઠાવીને જગતના ઉદ્ધાર માટે કોણ કૂચ કરશે? નામ અને કીર્તિ, ધન અને ભોગવિલાસ-અરે! આ તેમજ પર-લોકની સર્વ આશાના ભોગે પણ અધોગતિની ભરતીને કોણ અટકાવશે? થોડાક યુવકોએ એ છીદ્રમાં પુરાવાને ઝંપલાવ્યું છે, પોતાની

જાતને હોમાવી છે. તેઓ થોડા છે, એમના જેવા હજારોની જરૂર છે અને તે મળશે. તેમાંનો એક થવાની બુદ્ધિ પ્રભુએ તારા મનમાં પ્રેરી છે, તે જોઈ મને ખુશી ઉપજે છે. પ્રભુની પ્રસન્નતા જેના ઉપર ઉતરે તે જીવ ધન્ય છે. તારો નિશ્ચય શુભ છે, તારી ઉમેદો ઉંચી છે, તારો ઉદ્દેશ–અંધારામાં ગરક થયલા લક્ષાવધિ જીવોને પ્રભુના પ્રકાશમાં લાવવાનો તારો આશય, જગતમાં ઉમદામાં ઉમદો છે.

પરંતુ વત્સ, એમાં આટલી વાત યાદ રાખવાની છે. કંઇ પણ કાર્ય ઉતાવળથી કદિ ન કરવું. વિશુદ્ધ ધૈર્ય અને ખંત એ ત્રણ વિજય માટેની આવશ્યકતાઓ છે અને તે બધાંયને માથે પ્રેમ છે. વખત બધોજ ત્હારો છે, અયોગ્ય ઉતાવળની કંઇ પણ જરૂર નથી. તું જાને જો શુદ્ધ અને સાચો હોઇશ તો સર્વ કંઈ યથેષ્ટ રીતે બની આવશે. તારા જેવા સમાજમાં કામ કરનારા અને જ્યાં જાય ત્યાં જીવન, જોમ અને જાગૃતિ પેદા કરનારા સેંકડોની આપણને જરૂર છે. તારો માર્ગ નિર્વિઘ્ન રહો અને તને ફત્તેહ મળો.

---

પત્ર ૧૯મો—ન્યુયૉર્ક, ૨૪, જાનેવારી, ૧૮૯૫.

પ્રિય શ્રીમતી—

* * * *

કેટ્સ્કિલ્સમાં જમીન થોડે પૈસે મોટા ટૂકડાઓમાં મળી શકે છે. ૧૦૧ એકરનો એક ટૂકડો બસો ડોલરમાં મળે છે. પૈસા મારી કને તૈયાર છે, પણ મારે નામે હું તે ખરીદી શકું તેમ નથી. મારો સંપૂર્ણ વિશ્વાસ હોય એવો મિત્ર આ દેશમાં જો કોઇ હોય તો તે તમેજ છો. તમારી સંમતિ હોય તો હું એ જમીન તમારા નામપર ખરીદું. ઉન્હાળામાં વિદ્યાર્થીઓ ત્યાં જઇને એનાપર ઝુંપડાં અથવા કૅમ્પો–જે એમને પસંદ પડશે તે બાંધશે અને તેમાં રહી સમાધિ

આચરશે. આગળ ઉપર જો તેઓ ભંડોળ એકઠું કરી શકે તો પછી મકાન વગેરે બાંધવું હોય તો પણ ભલે બાંધે.

* * * * * * *

મેં મારૂં બનતું સઘળું કીધું છે. એમાં જો સત્યનો કંઈ પણ અંકુર હશે તો તેમાં ચેતન આવશે. તેથી મને કશા વિષે જરીકે ચિંતા નથી. હું પણ હવે તો વ્યાખ્યાનો કર્યા કરીને અને વર્ગો લેઇ લેઇને કંટાળવા આવ્યો છું. તેથી ઇંગ્લંડમાં થોડાક મહિના કામ કરીને હું હિંદુસ્થાન જતો રહીશ અને ત્યાં કેટલાંક વર્ષ માટે કે પછી હંમેશને માટે હું ક્યાંક છૂપાઇ રહીશ. હું એક આળસુ સંન્યાસી રહ્યો નથી એ વાતથી મને મારા અંતઃકરણમાં સંતોષ થાય છે. મારી પાસે એક નોંધપોથી છે તે દુનિયાભરના મારા પ્રવાસમાં મારી સાથેને સાથેજ રહી છે. તેમાં આજથી સાત વર્ષ ઉપર લખાયલા નીચેના શબ્દો મારી નજરે પડે છેઃ—"હવે એક ખૂણો ખોળી કાઢીને મૃત્યુની પ્રતીક્ષા કરતા સૂવું" છતાં આ બધું કર્મ કરવાનું નિકળ્યું. મેં તે બધું પુરૂં કર્યું છે એમ હું ધારૂં છું. હવે પ્રભુ મને આ ઉપદેશના કાર્યમાંથી અને તે દ્વારા ઉમેરાતા શુભ બંધનોમાંથી મુક્ત કરશે એવી મારી ઉમેદ છે.

"આત્માનેજ એક માત્ર વિદ્યમાનતા તરીકે તમે પીછાન્યો હોય, અને આત્મા સિવાય અન્ય કંઇ પણ અસ્તિત્વમાં નથી એવું જાણ્યું હોય, તો પછી કોને માટે, કઈ ઇચ્છાને માટે માથાફોડ કરો છો?" માયાના યોગેજ આ પરોપકાર વિગેરે કરવાનું મારા મગજમાં સૂઝયું-હવે મારી એ વૃત્તિ જતી રહે છે. મારી વધારેને વધારે ખાત્રી થતી જાય છે કે આત્માના વિશુદ્ધિ સિવાય કર્મમાં બીજો કંઇ જ હેતુ રહેલો નથી—જ્ઞાનને માટે એને યોગ્ય બનાવવો એજ માત્ર કર્મનો એક હેતુ છે. આ દુનિયા એનાં ભલાંબુરાં સાથે વિવિધરૂપોમાં

ચાલ્યાજ કરશે. માત્ર એટલુંજ કે એ ભલાંબુરાં નવાં નામો અને નવાં સ્થાનો ધારણ કરશે. **મારો આત્મા સનાતન શાંતિ અને અનંત આરામ માટે તલસે છે.** " એકલા રહો, એકલા રહો. એકલો રહેનારો બીજાંઓની સાથે કદી અથડામણમાં નથી આવતો, બીજાંઓને ખલેલ નથી કરતો કે બીજાંઓથી પોતે ખલેલ નથી પામતો." કૌપિન ધારણ, મુંડિત મસ્તક, તરૂતલવાસ અને ભિક્ષાવૃત્તિથી પ્રાપ્ત કરેલા ભોજન માટે મારૂં મન, અહા! કેવું ઉત્સુક બન્યુ છે? એ બધાં માટે અહો! હું કેટલો બધો તલસી રહ્યો છું! **દોષો અને ખામીઓ ભરપુર હોવા છતાં હિંદનીજ ભુમિ માત્ર એક એવી છે કે જ્યાં જીવાત્મા મુક્તિ સંપાદી શકે છે**-પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ શકે છે. આ બધો **પાશ્ચાત્ય ભપકો મિથ્યા ગર્વ માત્ર છે. તે આત્માને માટે કેવળ બંધન કર્તાજ છે.** દુનિયાના મિથ્યાત્વનો આના કરતાં વધારે સચોટ અનુભવ મને મારી જીંદગીમાં આ પહેલાં કદી પણ થયો નથી. પ્રભુ બધાનાં બંધનો તોડો!-બધાંજ માયાના પાશમાંથી છૂટો!-એજ નિત્ય પ્રાર્થના છે.

---

પત્ર ૨૦ મો—ન્યુયોર્ક, ૧ લી ફેબ્રુવારી, ૧૮૯૫,

તમારી સુંદર ચિઠ્ઠી મને હમણાંજ મળી...ઠીક, કામની ખાતર કામ કરવાની-અને તે પણ પોતાના શ્રમના ફળનો ઉપભોગ નહિ કરવા દેવા જેટલે દરજ્જે-ફરજ પડવી, એ કેટલીકવાર સારૂં સંયમન છે....હું તમારી ટીકાઓથી બહુ ખુશી થયોછું અને મને તેથી જરાકે દિલગીરી ઉપજી નથી. થોડાક દિવસપર મિસ ટ—ને ત્યાં એક પ્રેસ્બીટેરીયન ગૃહસ્થ સાથે મારે ગરમાગરમ વાદ થયો હતો. તેમાં એ ગૃહસ્થ, સાધારણ રીતે બને છે તેમ બહુ તપી ગયો હતો અને ચીડાઇને ગાળ ગલીચ કરવા જેટલી હદે પહોંચ્યો હતો. પણ આને માટે પાછળથી

અને શ્રીમતી બ—એ સખત ઠપકો આપ્યો હતો અને કહ્યું હતું એવા બનાવોથી મારા કામને ધોકો પહોંચે છે. તમારો મત એમના જેવોજ હશે, એમ લાગે છે.

એના વિષે તમે અત્યારેજ લખોછો તેથી હું ઘણો રાજી થાઉં કેમકે અત્યારે હું એનાપર સવિશેષ વિચાર ચલાવી રહ્યો છું. પ્રથમ હું કહીશ કે હું આવા બનાવો માટે મુદ્દલ દિલગીર નથી. કદાચ કથનથી તમને અણગમો ઉત્પન્ન થશે-તેમ થાય તો ભલે થાય. બોલા થવું એ સાંસારિક ફાયદાઓ માટે સારૂં છે એ હું અચ્છી જાણુંછું. અને **મધુરભાષી થવાને મારૂં બનતું સઘળુંજ કરૂં પરંતુ જ્યારે અંતરસત્યની સાથે ભયાવહ તોડજોડ કરવા પ્રસંગ આવે છે ત્યારે હું મજબુત અને સ્પષ્ટભાષી બ જાઉંછું; અને નમ્રતાને હું નથી માનતો.** હું તો **સમદશિ** યાને બધાં પ્રત્યે એક ચિત્તવૃત્તિથી જોવું, એને માનનારો છું. પોત પ્રભુરૂપ 'સમાજ' ના આદેશો-વ્યવહારિક રીત રિવાજો પાળવા, સામાન્ય મનુષ્યો માટે કર્તવ્ય હોઈ શકે, પણ જ્ઞાની જનો તેમ કરતા. આ એક સનાતન કાયદો છે. એક જણ પોતાની જાતને સપાસની પરિસ્થિત્તિને અનુકૂળ બનાવી લઈને, સમાજ કે જે ર માણસોને સર્વ કંઇ સારાંવાનાંનો આપનાર છે તેની કનેથી સર્વ લ પ્રાપ્ત કરે છે; ત્યારે બીજો માણસ પોતે એકલો અલગ ઉભો : સમાજને પોતાના તરફ ઉંચે આકર્ષે છે. ( લેનાર માણસે પોત હાથ નીચો ધરવો જોઇએ ખરો, પણ દાતાનો હાથ તો ઉંચોજ અને નહિ તો તે આપી શકે નહિ ) **સંજોગોને અનુકુળ વર્તનારાનો માર્ગ ગુલાબ જેવો સુંવાળો હોય છે ત્યારે સ્થિતિને વશ ન વર્તનારાનો માર્ગ કંટકમય હોય છે.** તેની સાથે આ વાત પણ નક્કી માનજો કે "પંચ બોલે તે પરમે

એવું માનનારાઓ–સમાજના અવાજને આધીન વર્તનારાઓ **ઘડીના છઠ્ઠા ભાગમાં સર્વતોમુખ નાશના મોંમાં જઇ પડે છે, ત્યારે સત્યના સંતાનો–સત્યનેજ પંથે પળનારાઓ—સદા સર્વદા જીવતા રહે છે.**

સત્યને હું અનંત દાહકશક્તિવાળા પદાર્થ સાથે સરખાવીશ. વચમાં આવતા સર્વ પદાર્થને બાળી જાળીને તે પોતાનો માર્ગ અવશ્ય કાઢે છેજ. પોચા પદાર્થને તે એકદમ બાળે છે તો ગ્રેનાઇટ જેવા કઠણ પદાર્થને ધીરેથી પણ બાળે છે તો અવશ્ય. મેં જે લખ્યું છે તે બરાબરજ લખ્યું છે. હું **પોતાને સર્વ પ્રિય નથી બનાવી શકતો અને હરેક પ્રકારના હડહડતા જુઠાણાને અનુકુળ નથી થઇ શકતો.** તેને માટે બેન ! હું લાચાર છું, પરંતુ તેમ તો મારાથી નહિજ બને. જીંદગીભર મેં મારા એવા ધોરણ માટે વેઠ્યું છે, છતાં પણ તેમ તો નથીજ કરી શકતો. અનેક પ્રયત્ન કર્યા છતાં હું તેમ નથી કરી શકતો; તેથી અંતે મેં તે વાતજ પડતી મેલી છે. **પ્રભુ મહાન છે. તે મને દંભી નહિજ થવા દે. તેથી હવે મારા આંતર ભાવનેજ બહાર આવવાદો.** બધાનાં મન ખુશ કરે એવો રસ્તો મને પ્રાપ્ત નથી થયો અને હું છું તેવોજ મારી જાતને એકનિષ્ટ–હોવા વગર મારો છૂટકોજ નથી. **એના કરતાં બીજી સ્થિતિ મારી ભાગ્યેજ હોઈ શકે.** " યૌવન અને સૌંદર્ય નાશ પામે છે, જીવન અને ધન નષ્ટ થાય છે, નામ અને કીર્તિનો નાશ થાય છે, મોટા મોટા ગિરિરાજો પણ ધૂળમાં મળી જાય છે, સખ્ય અને સ્નેહનો પણ નાશ છે, **અને સત્યજ માત્ર એકલું ચિરંજીવ છે." ભગવાન સત્યદેવ તુંજ મારો** માર્ગદર્શક થા ! હું હવે મીઠી સાકર રૂપાંતર પામવા જેટલો ( મીઠું મીઠું બોલી સર્વને રાજી રાખવા જેટલો ) નાનો રહ્યો નથી. **" ભય સિવાય,–દુકાનદારી સિવાય, શત્રુ મિત્રની દરકાર**

કર્યા વગર હે સંન્યાસી! તું સત્યનેજ વળગી રહે અને અત્યારે આઘડીથીજ આ અને ઓલી તેમજ હવે પછી આવનાર દુનિયાને—તેમના સુખોપભોગોને અને પતરાજીઓને ત્યજી દે. હે સત્ય, તુંજ એક મારો ભોમીયો થા. ”

બેન ! મને ધન, નામ, કીર્તિ કે સુખભોગની લાલસા નથી—તેમને તો હું ધૂળસમાનલેખું છું. મારા બંધુઓને મદદ કરવાનીજ મને ઇચ્છા હતી. ધન્ય છે પ્રભુ! કે મારામાં પૈસા પેદા કરવાની વૃત્તિ નથી. અંતરસ્થ સત્યના અવાજને અવગણીને દુનિયાના ભ્રમોને આધીન મારે શા માટે થવું ? છતાં બેન ! મન હજી પણ નબળું છે, કોઇ કોઇ વાર તે પોતેજ યંત્રવત્ પાર્થિવ મદદને પકડવા જાય છે. * *

* * * * * * * * *

એ પ્રેસ્બિટેરીઅન સાધુ સાથે થયલા છેલ્લા કજીયાએ અને ત્યાર પછી શ્રીમતી બ—સાથે થયલા લાંબા વાક્યુદ્ધે, સંન્યાસીને ઉદ્દેશી ભગવાન મનુએ કહેલા “ એકલો રહે, એકલો રહે ” એ વચનનું સત્ય મને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. બધી મૈત્રિ, બધો પ્રેમ, એ ( સોનાની બેડીની પેઠે ) બંધનકર્તાજ છે. એવી કોઇ પણ મૈત્રિ નથી કે જેમાં પોતાના મનની માન્યતાથી ઉલટા વર્તવાની ફરજ ન પડે—અને તેમાં ખાસ કરીને સ્ત્રી જન સાથેની મૈત્રિમાં તો એવો પ્રકાર બન્યા વગર રહેતોજ નથી. હે મહાન ઋષિ મુનિઓ! તમારૂં કહેવું સત્ય છે કે જે માણસ બીજા કોઇને જરા જેટલો પણ વળગેલો છે તેનાથી સત્યદેવને પુરેપુરા સેવી શકાતા નથી. શાંત થા ! મુજ આત્મા ! અળગો થા, એકલો થા ! અને ભાળ કે પ્રભુ તારી સોડેજ છે. જીવન એ કંઇ ચીજ નથી ! મૃત્યુ પણ ભ્રમણાજ છે ! આ બધું ચરાચર કંઈજ છે નહિ, માત્ર એકલો

પરમાત્માજ છે. ડર ના આત્મન્ ! એકલો થા, નોખો થા ! બેન, પંથ લાંબો છે; સમય ટૂંકો છે; સંધ્યાસમય નજીક આવે છે. મારે હવે જલદીથી સ્વદેશ પાછા ફરવું છે. મારી રીતભાતને પૂર્ણ કરવા જેટલો મને વખત નથી. મારો સંદેશ ફેલાવવાનેજ મને પુરતો સમય નથી મળતો. બેન તમે ભલાં છો, માયાળુ છો, ગુસ્સો ન કરતાં, હું તમને બધાંયને માત્ર બાળકવત્ પેખું છું.

મુજ આત્મન્ ! તું સ્વપ્નાં ન જો ? એકજ શબ્દમાં કહું તો મારૂં કામ સંદેશનો પ્રચાર કરવાનું છે. દુનિયાને પ્રિય થવાનો યાને ' દુનિયાને પ્રિય લાગું તેવી રીતે વર્તવાનો મને સમયજ નથી અને એવી રીતે પ્રિય થવાનો પ્રત્યેક પ્રયત્ન મને ઢોંગીજ બનાવે. મારે હજારવેળા મરવું પડે તે કબૂલ, પણ એવું દ્વિધા જીવન જીવવાનું અને આ મૂર્ખ દુનિયાની પ્રત્યેક જરૂરિયાત–પછી ભલેને તે મારા પોતાના દેશની હોય કે પરકીય દેશની હોય તેને તાબે થવાનું પસંદજ ના કરૂં. શ્રીમતી બ—ધારે છે તેમ જો તમારૂં પણ ધારવું હોય કે મારે કંઇ કાર્ય છે તો તેમ માનવામાં તમો ભૂલ કરો છો—ગંભીર થાપ ખાઓ છો. મારે આ લોકમાં કે અપર લોકમાં કંઇ કાર્યજ નથી. મારી કને તો માત્ર એક સંદેશ છે અને તે હું મારી પોતાનીજ ઢબે આપી શકીશ ” હું તેને 'હિંદુપણા'નું, કે 'ખ્રિસ્તિપણા'નું કે દુનિયાના બીજા કોઇપણા'નું સ્વરૂપ નહિં આપું. હું તેને બસ "મારાપણા" નોજ શિક્કો મારીશ. મુક્તિ એજ મારો ધર્મ સર્વસ્વ છે અને જે કંઈ તેનું વિરોધી હશે તેની સાથે લઢીશ, વઢીશ યાતો તેનાથી દુર ભાગીશ. હું મારે શું એવા પાદરીઓને શાંત રાખવાનો પ્રયત્ન કરવો !! બેન, મારા આમ કહેવાનો ખોટો અર્થ ના કરતાં. પરંતુ તમે હજી બાળક છો અને બાળકો તો ગુરૂજનો કનેથી શિક્ષણ લેવાને તૈયાર હોવાં

જોઇએ. તમે હજી એ ઝરાનું પાન કીધું નથી કે જે "બુદ્ધિને અબુદ્ધિ, મર્ત્યને અમર, આ જગતને શૂન્ય અને મનુષ્યને ઇશ્વર બનાવે છે." આ જગત નામથી ઓળખાતી મુર્ખતાની જાળમાંથી બને તો બહાર નિસરી આવો. ત્યારેજ હું તમને ખરેખર બહાદુર અને સ્વતંત્ર કહીશ. તમારાથી જો તેમ ન થઇ શકતું હોય તો જે લોકો આ અસત્યરૂપ ઇશ્વરને યાને લોકસમાજના વિપુલ ઢોંગને પગ તળે કચડવાની હામ ભીડતા હોય તેમની પીઠ થાબડી ઉત્સાહ આપો; અને તેમ પણ ન થઇ શકે તો મહેરબાની કરીને મૌન ધારો, પણ "તોડજોડ કરો, સારા થાઓ, પ્રિય થાઓ" એવા એવા મિથ્યા પ્રલાપોવડે તેમને ફરી પાછા કીચડમાં ઘસડવાનો પ્રયત્ન તો નાજ કરો. હું આ સંસારને—આ સ્વપ્નને—આ ઘોર સ્વપ્નને ધિક્કારૂં છું—આ મઠ મંદિરના નામવાળા છળ પ્રપ્રચના અખાડાઓ, ધર્મશાસ્ત્રોના નામે ચાલતી ધુર્તતા અને તંતર મંતર સુંદર ચ્હેરાઓ નીચે છુપાયલાં જુઠાં હૃદયો, પ્રમાણિકતાના નામ નીચે ચલવાતી પોલંપોલતા અને સૌથી વધારે પવિત્ર ( પરમાત્મા ) નામ તળે ચાલતી દુકાનદારી વાળી આ દુનિયાને હું ઘૃણાની નજરે જોઉં છું. શું ! શું ! મારે મારા આત્માનું માપ સંસારના ગુલામો કાઢે છે તેમ કાઢવું !

બેન ! સંન્યાસીનો અર્થ તમે હજી જાણતાં નથી. "તે વેદોના મસ્તકપર બિરાજે છે" એમ વેદો કહે છે, કેમકે તે દેવળો અને પંથો, ધર્મો અને પેગંબરો, શાસ્ત્રો વગેરે વગેરેથી સ્વતંત્ર છે ! મિશનરી અમિશનરી જેને ભસવું હોય તે ભલે ભસો, મારાપર હુમલો કરવો હોય તો ભલે ગમે તેટલા બળથી કરો, પણ હું તો તેમને ભર્તૃહરિ કહે છે તેમજ લેખીશ કે "સંન્યાસી ! તું તારે રસ્તે ચાલ્યોજ જા ! કોઇક કહેશે કે આ ગાંડો માણસ કોણ છે.? બીજાઓ કહેશે

કે આ ચાંડાલ કોણ છે? ત્યારે કેટલાક બીજા વળી તને યોગી પણ કહેશે. સંસારીઓના આ પ્રલાપોથી તું રાજી કે દુઃખી ન થા. જ્યારે તેઓ તારાપર હુમલો કરે ત્યારે સમજજે કે હાથી રસ્તામાંથી પસાર થાય છે તે વારે હમેશાં તેની આજુબાજુ કુતરાં ફરીજ વળે છે, પણ તેની તે દરકાર કરતો નથી. તે તો સીધો ને સીધો પોતાને ધારેલે રસ્તે ચાલ્યોજ જાય છે. તેવીજ રીતે જ્યારે કોઈ મહાત્મા બહાર આવે છે ત્યારે અનેકજણ તેની પૂઠે જરૂર ભસવાનાં તો ખરાંજ."

હું ૩૩ નંબરના ફળિયામાં આવેલા ૫૪ ડબ્લ્યુ. નંબરના ઘરમાં લ—ની સાથે રહું છું. તે એક ધીર અને ઉદાત્ત આત્મા છે. પ્રભુ તેનું કલ્યાણ કરે! કોઈકોઈવાર ગ—ને ત્યાં સૂવા જાઉં છું.

પ્રભુ સદા સર્વદા તમારા બધાનું કલ્યાણ કરો! અને આ મહાન પ્રપંચમાંથી, આ સંસારમાંથી તે તમને સત્વર બહાર દોરો! આ ઘરડી ડાકણરૂપી દુનિયાથી તમે કદી ના અંજાઓ—કદી નજરબંદ ના થાઓ! ભગવાન શંકર તમને સહાય કરો! માતા ઉમિયા તમારે માટે સત્યનો દરવાજો ખોલો અને તમારા સઘળાજ ભ્રમોને દૂર કરો! એજ મારા આશિષ.

---

પત્ર ૨૧ મો—ન્યુયૉર્ક, ૧૪ મી ફેબ્રુઆરી, ૧૮૯૪.

પ્રિય શ્રીમતી બ—

આપની માતા સમી શિખામણ માટે મારો અંતઃકરણપૂર્વકનો આભાર સ્વીકારશો. * * *

* * અત્યાર સુધીમાં આપે મારે માટે અને મારા કાર્યને માટે જે જે કર્યું છે અને આ વર્ષે કંઇ વધુ કરવાની આપે જે માગણી કરી છે તેને માટે હું આપનો ક્યા શબ્દોમાં આભાર માનું? ખરેખર! હું આપનો હમેશનો આભારી છું. પરંતુ આ વર્ષે

આપે આપની સઘળી મદદ મિસ ફાર્મરના ગ્રીનએકરના કાર્યનેજ આપવી જોઈએ એવું મારૂં હૃદયપૂર્વક માનવું છે. ભારતભૂમિ આજ કૈંક સૈકાથી શોભતી આવી છે તો થોડો સમય તે વધુ શોભી શકશે; હાથ ધરેલા તાત્કાલિક કાર્યને હમેશાં પ્રથમ પસંદગી અપાવી જોઈએ.

વળી મનુ ભગવાન કહે છે તેમ 'સારા કાર્યને માટે પણ પૈસા ભેગા કરવા એ સંન્યાસીને માટે સારૂં નથી.' અને એ પ્રાચીન ઋષિમુનિઓનું કહેવું સાચું છે એવું મને લાગવા માંડ્યું છે. "આશા જ પરમ દુઃખ છે, નિરાશા પરમ સુખ છે." હું આ કરીશ ને હું તે કરીશ એવા એવા બાલિશ ખ્યાલો મને હતા; પણ હવે તે ખ્યાલો મને ભ્રમ જેવા ખોટા લાગે છે; એમાંથી હું હવે મુક્ત થતો જાઉં છું.

"સર્વ કામનાને ત્યાગી શાંતિનો અનુભવ કર અને શત્રુ કે મિત્ર કોઇનો સંગ ન રાખતાં એકલો રહે." એ રીતે અમે શત્રુમિત્રરહિત થઇને, સુખદુઃખરહિત બનીને, કામના કે અસૂયાથી પર રહીને, કોઇ પણ પ્રાણીને ઈજા ન પહોંચાડતાં, કોઇ પણ પ્રાણીને દુઃખનું કારણ ન બનતાં, એક પહાડપરથી બીજે પહાડે, એક ગામથી બીજે ગામે પ્રભુનો મહિમા ઉપદેશતા પ્રવાસ કરીશું.

"ઉચ્ચ કે નીચ કોઇની પણ પાસેથી, ઉપરથી યા નીચેથી, મદદની આશા રાખો નહિ. કશાયની કામના કરો નહિ અને આ નાશવંત વિશ્વદૃશ્યના સાક્ષીરૂપે રહીને તેને પસાર થવા દો."

કદાચ મારી ગાંડી ઇચ્છાઓ મને આ દેશમાં લાવવા માટે જરૂરીજ હતી અને એ અનુભવ માટે હું પ્રભુનો પાડ માનું છું.

હાલમાં હું ઘણો સુખીયો છું. મી. લ—અને હું થોડાક ભાત અને મસુરની દાળ અથવા તો જવ રાંધીને ને શાંતિથી ખાઇએ છીએ

અને સવ્વરોજ સમય કંઇ લખવા વાંચવામાં કે કંઇક શિખવા જાણુ-વાની જીજ્ઞાસાવાળા ગરીબ લોકોની મુલાકાત સ્વીકારવામાં ગાળીએ છીએ; અને એવી રીતે જીવન ગાળતાં અમેરિકા છતાં હું અત્યારે વધારે સંન્યાસી છું એમ મને લાગે છે.

" ધનને દારિદ્યનો ભય છે, જ્ઞાનને અજ્ઞાનનો, રૂપને ઘડપણનો, કીર્તિને નિંદાખોરોનો, જયને ઇર્ષાનો અને શરીરને સુદ્ધાં મૃત્યુનો ભય છે. આ પૃથ્વીપરની એકે એક વસ્તુ ભયથી ગ્રસ્ત છે. માત્ર એજ મ-નુષ્ય એકલો ભયમુક્ત છે કે જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. "

* * * *

પત્ર ૨૨ મો—ન્યુયોર્ક, ૨૧મી માર્ચ, ૧૮૯૫.

પ્રિય શ્રીમતી બ—

૨—ની મંડળીઓ મારી બદનક્ષી કરવામાં આનંદ લે છે એ સાંભળી મને આશ્ચર્ય થાય છે. જુઓ શ્રીમતી બ—, કેવી નવાઇની વાત છે કે ગમે તેવું સારૂં વર્તન ચલાવનાર મનુષ્ય વિષે પણ હડહડતાં જુઠાણાં ઉભાં કરનારા લોકો દુનિયામાં હોય છેજ! શિકાગોમાં તો એવા પ્રસંગો મારા સામે દરરોજ ઉભા થતા!

* * * *

મારા ગુરૂદેવ કહેતા કે " આ હિંદુ, ખ્રિસ્તિ વગેરે નામો મનુષ્ય મનુષ્ય વચ્ચેની બંધુભાવની લાગણીઓના માર્ગમાં મહાન અંતરાયરૂપ છે. તેમને તોડી પાડવાનો આપણે પ્રથમ પ્રયાસ કરવો જોઇએ. તેમાંની સઘળી હિતકર શક્તિઓ જતી રહીછે અને અત્યારે તેઓ માત્ર ઝેરી અસરોરૂપેજ રહ્યાં હોઇને તેનાથી ભોળવાઇ જઇ આપણામાંના ઉત્તમોત્તમ જનો પણ પિશાચની માફક વર્તે છે. જુઓ, આપણે શ્રમ તો સખત કરવો પડશે પણ એ અંતરાયોને દૂર કરવાના કામમાં આપણે ફત્તેહ તો મેળવવીજ જોઇએ.

એટલાજ માટે તો કેન્દ્રસ્થાન ( સેન્ટર ) રાખવાની મારી આટલી બધી ઇચ્છા છે. સંસ્થા માત્રમાં દોષો તો બેશક હોવાનાજ, પરંતુ તેના વગર કંઇ કામ પણ થઇ શકે તેમ નથી; અને અત્રે મને ધાસ્તી છે કે મને તમારી સાથે મતભેદ થશે અને તે એ મુદ્દાપર કે કોઈ પણ મનુષ્ય સમાજને સરખી રીતે રાજી રાખીને કદી પણ મહાન કાર્યો કરવામાં ફતેહમંદ નીવડે નહિ. પોતાનો અંતરાત્મા કહે તે મુજબ કાર્ય કરવું જોઇએ; પછી જો તે કાર્ય યોગ્ય અને સારૂંજ હશે તો સમાજને તે વધાવી લીધા વિના છુટકોજ નથી—પછી ભલેને તે એ મનુષ્યના મૃત્યુ પછી કે સેંકડો વર્ષે કાં ન હોય પણ તે સમાજને સ્વીકારવુંજ પડશે. કાર્યની સાથે હૃદય, આત્મા અને શરીરથી તન્મય થઈ જવું જોઇએ અને જ્યાં સુધી આપણે બસ એકને એકજ આદર્શ માટે બીજા સર્વસ્વનો ભોગ આપવા તૈયાર ન થઇએ ત્યાં સુધી આપણે કદી પણ પ્રકાશ જોઈ શકીશું નહિ.

માનવ જાતિને મદદ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે પોતાનાં સર્વ સુખદુઃખ, નામ કીર્તિ અને સર્વ તરેહના સ્વાર્થોનો ગુંડો પુંડો કરી પ્રથમ સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને ત્યાર પછીજ પ્રભુ પાસે આવવું; એજ પ્રમાણે સઘળા સમર્થ આચાર્યોએ કહ્યું છે અને કર્યું છે.

મિસ ચ—ને ત્યાં હું ગયા શનિવારે ગયો હતો. મેં તેને કહી દીધું કે એની મરજી મુજબ મારાથી એને ત્યાં વર્ગો લેવાનું બની નહિ શકે. ધનવાનને હસ્તે કોઈ પણ મહાન કાર્ય થયાનું જગતના ઇતિહાસમાં કદી જોયું છે? જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે તે હૃદય અને મગજનાંજ પરિણામ છે અને નહિ કે પૈસાનાં: અર્થાત્ કે નાણું કામ કરતું નથી પણ મગજશક્તિ અને હૃદયબળજ કરે છે.

મારા આદર્શને માટેજ મારૂં બધું જીવન; અને સહાય સર્વ શક્તિમાન પરમાત્માની; બીજા કોઈની અપેક્ષા નહિ ! બસ એજ માત્ર વિજયની ખરી ચાવી છે. મારી ખાત્રી છે કે આ બાબતમાં તો તમે મારી સાથે મળતાં થશો. * * * * *

---

પત્ર ૨૩ મો—ન્યુયોર્ક, ૧૧ મી એપ્રિલ, ૧૮૯૫.

× × શ્રીમાન મહારાજા સાહેબ ખેત્રી તરફથી આવેલો પત્ર આ સાથે હું તમોને મોકલું છું. * *

મિસ હ--મને ઘણી મદદ કરે છે. હું તેનો બહુ આભારી છું. તે ઘણી માયાળુ છે અને હું આશા રાખું છું કે તે સહૃદયી અને સત્યનિષ્ઠ પણ છે. તે મને "right kind of people" (ખરી જાતના લોકો) સાથે પરિચિત કરાવવા માગે છે. મને ડર રહે છે કે "Hold yourself steady" "તું મક્કમ રહે" ની આ બીજી આવૃત્તિ થાય છે. "ખરી જાતના લોક" તો માત્ર તેઓજ છે કે જેમને પ્રભુ પોતે મોકલે છે. મારી જીંદગીના અનુભવથી મારા સમજ્યામાં તો એમજ આવેલું છે કે તેઓજ માત્ર મને મદદ કરી શકે અને કરશે. બાકી બીજાઓને તો પ્રભુ મદદ કરે અને મને તેમનાથી બચાવે!

મારા એકેએક મિત્રનું એવું ધારવું હતું કે મારા આ ગરીબ લતાઓમાં રહેવાથી અને ઉપદેશ કરવાથી કંઈજ લ્હાણુ નીકળશે નહિ-બધીજ મહેનત પાણીમાં જશે અને બાનુઓ તો કોઈજ ત્યાં નહિ આવે. મિસ હ--નો ખાસ કરીને એવો ખ્યાલ હતો કે "તે પોતે" અથવા તો "તેણીના ખરા લોકો" આવી જાતની વાતોથી બહુ પર હતા, એટલે કે જે માણસ પોતે ગરીબ વસવાટમાં રહેતો

હોય તેની કને જવામાં કે તેનો ઉપદેશ સાંભળવામાં તેમને નાનમ લાગે તેમ હતું; પણ તેમ છતાં પરિણામે તો એ "ખરા લોકો" અને તેણી પોતે પણ દર વખત ત્યાં આવતાં હતાં. અહા પ્રભો! તારામાં અને તારી કૃપામાં શ્રદ્ધા રાખવી એ મનુષ્યને માટે કેટલું કપરૂં છે! શિવ શિવ! 'ખરી જાત' કયાં છે અને ખોટી એ કયાં છે? સર્વ કંઇ પ્રભુજ છે! વાઘમાં ને મેંઢામાં, સાધુમાં અને પાતકીમાં બધાયમાં એજ છે! શરીર, પ્રાણ અને આત્માથી મેં એનોજ આશરો લીધો છે. મારી આખી જીંદગી મને પોતાના હાથમાં હુલાવીને હવે શું તે મને ત્યજી દેશે? ના, ના, પ્રભુ જો દયાળુ ન હોય તો સમુદ્રમાં એકે ટીપું ન રહે, ગાઢ જંગલમાં એક ડાંખળી સરખી ન રહે, અને ધનપતિ કુબેરના ઘરમાં પણ ખાવાને ટૂકડો સરખો ન રહે. જો એની મરજી થાય તો વેરાનમાં વ્હેળાઓ વહે અને ભીખારીને ત્યાં ઋદ્ધિસિદ્ધિ પાણી ભરે. * * * * * *

છટ્! આ "ખરી જાતના લોકો" અને "ખોટી જાતના લોકો" એ વળી શું? ભગવાન્ શિવ! તુંજ મારો "ખરો" છે અને તુંજ મારો "ખોટો" છે. ભગવાન્! છેક બચપણથી મેં તારો આશ્રય લીધો છે. ઉષ્ણકટિબંધના પ્રદેશોમાં કે ધ્રુવ પ્રદેશોમાં, ઉંચા ગિરિરાજોનાં શિખરોપર કે મહાસાગરોનાં ઉંડાણુમાં તું મારી સાથે રહેજે. તું મારૂં રહેઠાણ છે, તું મારો જીવનનાયક છે, તું મારો આશ્રય છે, તું મારો મિત્ર છે, તું મારો ગુરૂ છે, તું મારો પરમેશ્વર છે, તું મારો સત્ય આત્મા છે. તું મારો કદીજ ત્યાગ નહિ કરે, એવી મારી સંપૂર્ણ ખાત્રી છે. એકલે હાથે અનેકની સામે બાથ ભીડતાં કોઇ કોઇ વાર હે પ્રભો! હું હરબડી જાઉં છું અને મન નબળું પડતાં માનવીની મદદ લેવાનો વિચાર આવે છે. આવી જાતની નબળાઇઓમાંથી પ્રભુ તું મને સદા બચાવ અને તારા સિવાય બીજા

કોઇની પણ સહાય લેવાની મને બુદ્ધિ ન થાય એવું કર. એક માણુસ જો બીજા કોઇ સારા માણુસનામાં વિશ્વાસ મૂકે છે તો તેનો કદી વિશ્વાસઘાત થતો નથી કે કદી ત્યાગ પણ થતો નથી; તો પછી ઓ પુરૂષોત્તમ ! હે તાત ! શું તું મારો ત્યાગ કરીશ ? આખી જીંદગીભર હું તારો અને તારો એકલાનોજ દાસ છું એવું જાણવા બુજવા છતાં શું તું મને તરછોડીશ ? શું તું મને બીજાઓના હાથમાં રમકડારૂપ બનવા દઇશ, કે અનર્થાગારમાં તણાવા દઇશ ? અરે ! એમ બનેજ કેમ ?

માતા ! મારી ખાત્રી છે કે તે મારો કદી પણ ત્યાગ નહિ કરે.

---

પત્ર ૨૪ મો—પર્સિ, ન્યુહૅમ્પશાયર, જુન ૭ મી, ૧૮૯૫.

આખરે અહિં હું મી. લ—ની કને આવ્યો છું. આ સ્થાન મેં અદ્યાપિ જોયેલાં ઉત્તમોત્તમ રળિયામણાં સ્થાનોમાંનું એક છે. ગાઢ વનરાજીવાળી ડુંગરીઓથી ઘેરાયલા અને અમારા સિવાય બીજા કોઈ પણ મનુષ્યપ્રાણીરહિત નિર્જન સરોવરની કલ્પના કરો. સ્થાન એવું તો રમ્ય, એવું તો શાંત અને એવું તો વિશ્રામદાયી છે કે બસ ન પૂછો વાત ! અને શહેરના ખળભળાટ અને ઘોંઘાટ પછી આવા સુમનોહર સ્થાનમાં આવીને હું કેવી ખુશાલીમાં આવ્યો હઇશ તેની તમેજ કલ્પના કરી લ્યો.

અહિં આવ્યાથી મને જાણે નૂતન જીવન પ્રાપ્ત ન થયું હોય એમ લાગે છે. હું એકલો અરણ્યમાં જાઉં છું અને ત્યાં નિરાંતે મારી ગીતાનું પારાયણ કરૂં છું. હું અત્યારે ખરેખર સુખી છું. દશેક દિવસમાં હું આ સ્થાન છોડીને થાઉઝન્ડ આઇલેંડ પાર્ક જઇશ. ત્યાં હું ચોવીસે કલાક એકલો, ધ્યાનમગ્ન અને આત્મમગ્ન રહીશ. અહા ! આનો વિચાર સુદ્ધાં કેવો આનંદદાયી છે !

---

પત્ર ૨૫ મો.—રીડીંગ, ઈંગ્લાંડ, ૧૭ મી સપ્ટેમ્બર, ૧૮૯૫.

મી. સ—ની અને મારી ઇચ્છા ઈંગ્લંડમાં સોસાઈટી માટે બળવાન અને બુદ્ધિમાન ઉત્તમ મનુષ્યો મેળવવાની છે અને તેથી જરા ધીમે પગલેજ કામ લેવું પડશે. શરૂઆતની ભરતી ગમે તેવા 'લાલીઆ જમાલીઆ" થી ન થાય તે માટે સંભાળ લેવાની જોઇએ. અમેરિકામાં પણ મેં એજ પદ્ધતિએ કામ લીધું હતું. મી. સ—હિંદુસ્તાનમાં આપણા સંન્યાસીઓના સહવાસમાં સંન્યાસીઓનીજ રીતિએ થોડો વખત રહી આવેલા છે. તેઓ બહુજ તેજસ્વી, પાણીદાર, સુશિક્ષિત હોઇ સંસ્કૃત પણ ઘણું સારૂં જાણે છે. ... ... ... ... ... ... ... ... પવિત્રતા, ખંત અને ઉદ્યમ—એ ત્રણની મારે જરૂર છે અને એ ગુણોવાળા માત્ર અડધો ડઝન માણસો મને અહિં મળી રહેશે તો મારૂં કામ ચાલશે. એવા થોડાક મળવાની તો મને ખાસ વકી છે.

---

પત્ર ૨૬ મો—રીડીંગ, ઈંગ્લંડ, તા. ૨૪ મી સપ્ટેમ્બર, ૧૮૯૫.

હાલમાં હું મી. સ—ના સંસ્કૃત અભ્યયનમાં મદદ કરી રહ્યો છું. ... ... હું જ્યારે અમેરિકા જાઉં ત્યારે પોતાને એવીજ રીતે મદદ કરવા સારૂ હિંદમાંના મારા ગુરૂભાઇઓ પૈકી એક સંન્યાસીને અહિં તેડાવી લેવાનું મી. સ—નું મને કહેવું થયું છે. તે મુજબ મેં એક સંન્યાસીને મોકલવા હિંદ લખી દીધું છે. ... ... અત્યાર સુધી તો બધું બરાબર છે. હવે બીજા મોજાની હું રાહ જોઉં છું. "**આવે તેને તરછોડો નહિ અને ન હોય તેને માટે ફાંફાં ન મારો—** પ્રભુ પોતે જે કંઇ મોકલે તેનીજ માત્ર પ્રતીક્ષા કરો." એ મારો

મુદ્રાલેખ છે. ... ... હું લેખક તરીકે મંદ છું પણ મારૂં અંતઃકરણ આભારથી પરિપૂર્ણ છે.

---

પત્ર ૨૭ મો—રીડીંગ, ઈંગ્લંડ. ઓકટોબર ૪ થી, ૧૮૯૫.

* * * જીંદગી એ ઝઘડા અને માયાવિમોચનોની પરંપરા છે. ... ... જીવનનું રહસ્ય મોજમઝા નથી; પણ અનુભવજ્ઞાન અથવા અનુભવદ્વારા શિક્ષણ એજ એનું ખરૂં રહસ્ય છે. પરંતુ અફસોસ કે જે ઘડીએ આપણે ખરેખર શીખવા માંડીએ છીએ તે ઘડીએજ આપણને બોલાવી લેવામાં આવે છે; અને આ પ્રકાર ઘણાંને ભાવિ જીવનના પક્ષમાં મજબૂત દલીલ સમાન ભાસે છે. ... કાર્ય ઉપર એક વખત વાવાઝોડું ફરી વળે એ સર્વત્ર સારૂં છે. એથી કરી વાતાવરણ સ્વચ્છ થાય છે અને સ્થાનિક વસ્તુસ્થિતિનો આપણને ખરો ખ્યાલ આવે છે. તેની નવેસર શરૂઆત થઇ છે પણ એ શરૂઆત હવે વજ્રસમાન મજબુત પાયાપર થઈ છે.

---

પત્ર ૨૮ મો—રીડીંગ, ઇંગ્લંડ. ઓકટોબર * થી, ૧૮૯૫.

* * પવિત્રતા, ધૈર્ય અને ખંતથી સર્વ અડચણોનો હ્રાસ થાય છે. સર્વ મહાન બાબતોની ગતિ અવશ્યમેવ ધીમી હોવી જોઇએ. * *

---

પત્ર ૨૯ મો—ન્યુયોર્ક, તા. ૮ મી ડિસેંબર, સને ૧૮૯૫.

દશ દિવસની કંટાળાભરી મુસાફરી પછી ગયા શુક્રવારે હું અહિં આવી પહોંચ્યો છું. સમુદ્ર અતિશય તોફાની હતો અને મારી જીંદગીમાં

આ પહેલીજવાર મને આવો સખત દરિયો લાગ્યો છે. + + ઇંગ્લંડમાં હું કેટલાક સમર્થ મિત્રો મૂકી આવ્યો છું. તેઓ આવતા ઉન્હાળા માટે મારી અપેક્ષા કરતા મારી ગેરહાજરીમાં કામ કરશે. અહિંના કામ માટે મારી યોજનાઓ હજી ગોઠવાઈ નથી. દરમ્યાન ડેટ્રોઇટ અને શિકાગો જઇ આવવાનો મારો ઇરાદો છે. જાહેર વ્યાખ્યાનની યોજના તદ્દન ત્યજી દેવાનો મારો ઇરાદો છે, કેમકે જાહેર વ્યાખ્યાનો-દ્વારા કિંવા ખાનગી વર્ગોદ્વારા દ્રવ્યપ્રાપ્તિ કરવાના પ્રશ્નમાંથી બીલકુલ અલગ થઇ જવું એમાંજ મારો ઉત્તમોત્તમ સ્વાર્થ સમાયો છે એમ મને લાગે છે. આગળ જતાં તે નુકશાનકર્તા નીવડે છે એટલુંજ નહિ પણ એક ખરાબ દાખલો બેસાડે છે.

ઈંગ્લંડમાં મેં એ સિદ્ધાન્તપર કામ લીધું હતું અને લોકોએ સ્વેચ્છાપૂર્વક ભેગી કરેલી રકમનો પણ મેં અસ્વીકાર કર્યો હતો. મોટાં વ્યાખ્યાનભવનોમાં વ્યાખ્યાન કરવામાં થતા ખર્ચનો મોટો ભાગ મી. સ્ટર્ડી ઉઠાવી લેતા અને બાકીનો હું જાતે વેઠી લેતો. એ રીત ચાલી પણ સરળ રીતે. × × લોકોને જો મારી જરૂર હશે તો તેઓ પોતેજ વ્યાખ્યાનો ઉભાં કરશે. મારે પછી એ બાબત કંઈ ખટપટ કે ચિંતા કરવાની રહેશેજ નહિ. મી.——અને મી.——ની સલાહ લઇ જો તમને એમ લાગે કે વ્યાખ્યાનક્રમ માટે મારે શિકાગો આવવું યોગ્ય થઇ પડશે તો મને તે મુજબ લખી જણાવજો. પૈસાનો સવાલ તો અલબત બાજુએજ મૂકી દેજો.

મારો વિચાર એવો છે કે જૂદાં જૂદાં સ્થળોમાં પોતપોતાનાં સ્વતંત્ર કાર્યક્રમોવાળાં મંડળો ઉભાં કરવાં. તેઓ પોતે ભલે પોતાની મનગમતી રીતે કાર્ય કરે અને પોતાથી બની શકે તેટલું સારૂં કામ બજાવે. મારા પોતાના સંબંધમાં હું કહીશ કે હું પોતે એવી કોઇપણ સંસ્થામાં મારી જાતને સંડોવવા માગતો નથી. * *

પત્ર ૩૦ મો—ન્યુયોર્ક, ૨૯ મી ડિસેંબર, સને ૧૮૯૫.

આ વિશ્વમાં કે જ્યાં કંઇજ નાશ પામતું નથી, જ્યાં જીવતાં છતાં આપણે મૃત્યુની મધ્યમાંજ વસીએ છીએ, ત્યાં જાહેરમાં કે ખાનગીમાં, ભરબજારમાં કે ગાઢ જંગલની ઘનઘટામાં વિચારેલો એકેએક વિચાર જીવંત રહે છે. એ વિચારો સ્વતઃ સંઘટ્ટિત થવાનો નિરંતર પ્રયત્ન કર્યે જાય છે અને જ્યાં લગી એમનું એવું સંઘટ્ટન સિદ્ધ થતું નથી ત્યાં લગી તેઓ સ્ફોટ પામવાનો પ્રયત્ન કર્યાજ કરશે અને તેમને દાબી દેવા માટે કરેલો ગમે તેટલો પ્રયત્ન પણ તેમનો નાશ કરી શકશે નહિ. કશું પણ નાશ પામતું નથી—જે વિચારોએ ભૂતકાળમાં અનર્થ ઉપજાવ્યો હતો તે વિચારો પણ સંઘટ્ટનનો, વખતો વખતના પરિસ્ફોટથી શુદ્ધ થવાનો અને અંતે સંપૂર્ણ શુભતામાં રૂપાન્તર પામવાનો પ્રયાસ આદરે છે.

એજ મુજબ, અત્યારે પણ વિચારનો અમુક જથ્થો પરિસ્ફોટ પામવાને મથી રહ્યો છે. આ નવો વિચાર આપણને કહેછે કે "દ્વૈતનાં સ્વપ્નાંને, તત્વમાં સારાનરસાની ખોટી ભાવનાને અને એના કરતાં પણ વધારે બુરા 'અવરોધ'નાં સ્વપનાંઓને ત્યાગી દો." એ વિચાર આપણને એવું શીખવાડે છે કે ઉચ્ચતર સ્થિતિ એજ કાયદો છે, વિનાશ નહિ. એ આપણને શીખવાડે છે કે દુનેયા ખરાબ અને સારાની બનેલી નથી પણ સારા અને વધારે સારાની અને તેથીયે વધુ સારાની બનેલી છે. અર્થાત્ કે દુનિયામાં જે કંઇ છે તે સારાનેજ વાસ્તે છે. સર્વ સ્થિતિનો સ્વીકાર કરવાનુંજ તે શીખવે છે. તે કહે છે કે કોઇ પણ સ્થિતિ નિરાશાજનક નથી; અને એમ હોવાથી હરેક પ્રકારનો માનસિક, નૈતિક કે આધ્યાત્મિક વિચાર જ્યાં જ્યાં અસ્તિત્વમાં છે તે તે દરેકનો તે સ્વીકાર

કરે છે, અને તુચ્છકાર કે અનાદરનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય તે તેને જણાવી દે છે કે ' તેં આટલું સારૂં કર્યું છે; હવે વધારે સારૂં કરવાનો સમય આવી લાગ્યો છે. ' પ્રાચીનકાળમાં જેને ખરાબના ઉચ્છેદ તરીકે માનવામાં આવતું હતું તેને આ નૂતન વિચાર ' ખરાબમાંથી સારામાં રૂપાન્તર પામવા ' તરીકે પ્રબોધે છે. વળી. સૌથી વિશેષ તો એ શીખવે છે કે જો આપણે મેળવી શકીએ તો સ્વર્ગનું સામ્રાજ્ય કયારનુંયે અસ્તિત્વમાં છે તથા મનુષ્ય જો જોઇ શકે તો **સંપુર્ણતા તેનામાં કયારનીયે ભરેલી** છે.

ગયે ઉન્હાળે ગ્રીનએકરની સભાઓ આવડી હેરતભરી નીવડી તેનું કારણ ફક્ત એટલુંજ કે તમે એ નવા વિચારને સંપૂર્ણ રીતે પોતાનામાં ઘટાવી લીધો હોઈ એનુંજ તમે સમર્થ રીતે પ્રતિપાદન કર્યું હતું; અને તેમાંયે વળી આ નવા વિચારના " સ્વર્ગનું સામ્રાજ્ય મૂળ થકી છેજ," એ સર્વોતમ તત્વપર તો તમે તમારો પગદંડો ઠીક જમાવ્યો હતો.

બ્હેન, આ વિચારને મૂર્તસ્વરૂપમાં આણવા કાજે સાધન તરીકે પ્રભુ તરફથી તમે નિર્માણ થયાં છો અને જે જે કોઇ આ અદ્ભુત કામમાં તમને સ્હાય કરશે તે પ્રભુનીજ સેવા કરે છે એમ સમજવું—પ્રભુ તેનાપર પ્રસન્ન રહેશે.

અમારી ભગવદ્ગીતાનો ઉપદેશ છે કે પ્રભુના દાસોની જે સેવા કરે છે તે એના પરમભક્તો છે. તમે પ્રભુના દાસ ( ભક્ત ) છો, તેથી તમારા આ દિવ્ય કાર્યમાં હું જ્યાં હોઈશ ત્યાંથી મારાથી બનતી મદદ આપીશ, એટલુંજ નહિ પણ ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાનના એક શિષ્ય તરીકે એવા પ્રસંગને હું સર્વદા બહુ માન અને સેવારૂપજ સમજીશ.

---

**પત્ર ૩૧ મો—સેંટ જ્યોર્જનો રસ્તો, ૩૦ મી મે, સને ૧૮૯૬.**

પરમ દહાડે મારે પ્રોફેસર મેક્ષમુલરની સુંદર મુલાકાત થઇ હતી. તે એક સાધુપુરૂષ છે અને તેનું વય ૭૦ વરસનું હોવા છતાં તે હજી જુવાનજોધ જણાય છે. એના ચ્હેરાપર હજી એક કરચલી સુદ્ધાં નથી. હું ઇચ્છું છું કે હિંદભૂમિ અને વેદાન્ત માટેના એના પ્રેમનો અર્ધભાગ વટીક મારામાં હોય. વળી તે યોગવિદ્યાનો હિમાયતી હોઇ તેને પોતે માને છે પણ ખરો. માત્ર ખોટાં ગપાષ્ટકોને તે સહન કરી શકતો નથી.

વિશેષમાં એ કે શ્રીરામકૃષ્ણ પરમહંસ માટે તેમને અત્યંત આદરબુદ્ધિ છે અને તેઓશ્રીના જીવનપર તેમણે એક લેખ પણ 'નાઇન્ટીન્થ સેન્ચ્યુરી ' નામના માસિકમાં લખ્યો છે. તેમણે મને સવાલ કર્યો કે " તેઓશ્રીનું નામ જગતને જાણીતું કરવા માટે તમે શું કરો છો ? " રામકૃષ્ણે તેમને ઘણાં વર્ષ થયાં મુગ્ધ કર્યા છે. આ શું શુભ સમાચાર ન કહેવાય ? * *

અહિંઆં કામ જરા મંદ પણ મક્કમ ચાલે છે. આવતા રવિવારથી હું મારાં જાહેર વ્યાખ્યાનો શરૂ કરવાનો છું.

---

**પત્ર ૩૨ મો—લંડન, જુન ૫ મી, સને ૧૮૯૬.**

' રાજયોગ ' ગ્રંથ બહુ સારી રીતે ચાલે છે. શારદાનંદ થોડાજ સમયમાં અમેરિકા તરફ જવાનો છે.

**મારા પ્રિયજનો પૈકી કોઈ પણ વકીલ બને એ મને પસંદ નથી.** જોકે મારા પિતાશ્રી એક વકીલજ હતા. મારા ગુરૂદેવ એની વિરૂદ્ધ હતા, અને હું પોતે એમ માનું છું કે જે **કુટુંબમાં અનેક વકીલો હોય તે કુટુંબને મોડું વ્હેલું ખચિત પસ્તાવું**

વિદ્યાલયો ( યુનિવર્સિટિઓ ) પ્રતિવર્ષ સેંકડોની સંખ્યામાં વકીલો બનાવે છે. આપણા રાષ્ટ્રને–આપણી પ્રજાને જેની ખરી જરૂર છે તે વ્યવહારચાતુર્ય અને વૈજ્ઞાનિક બુદ્ધિની છે. તેથી મારો વિચાર મ—ને વિદ્યુતવિજ્ઞાન–અભિજ્ઞ ( ઇલેક્ટ્રીશયન ) બનાવવાનો છે. જીવન વ્યવહારમાં તે નિષ્ફળ નીવડશે તો પણ મને એટલો તો સંતોષ થશે કે તેણે મહાન બનવાનો અને પોતાના દેશને વાસ્તવિક રીતે ઉપયોગી થવાનો નિદાન પ્રયત્ન તો કર્યોજ......અમેરિકાની હવામાંજ કાંઇ એવો ચમત્કાર છે કે તે પ્રત્યેક મનુષ્યની અંદર રહેલા ઉત્તમોત્તમ ગુણોને બહાર કાઢે છે...... તે સાહસી અને ધીટ થાય તથા પોતાને માટે અને પોતાના રાષ્ટ્રને માટે એક નવો ચીલો પાડવાને મંથન કરે એવી મારી ઇચ્છા છે. ઇલેક્ટ્રિકલ ઈજીનીયરને હિંદમાં રોટલો તો મળી રહેશેજ.

તા. ક.—અમેરિકામાં એક ચોપાનીયું કાઢવો સંબંધમાં ગુડવિન તમને આ મેલમાં કંઇક લખવાનો છે. હું ધારૂં છું કે કામને એકત્રિત રાખવાને માટે આવી જાતના કશાકની જરૂર તો છે અને તેથી એની સૂચવેલી દિશાએ એ કામને મદદ કરવા હું મારૂં બનતું સઘળું કરીશ...... ધાર્યા પ્રમાણે શારદાનન્દ સાથે તેના આ તરફ આવવાનો પૂરો સંભવ છે.

---

પત્ર ૩૩ મો—સાન્સગ્રંડ, સ્વિત્ઝર્લાંડ, જુલાઇ ૨૫ મી, સને ૧૮૯૬.

આવતા બે મહિના માટે તો નિદાન હું દુનિયાને તદ્દન વિસારી મૂકીને ગાઢ તપ આચરવા માગુ છું. એજ મારો આરામ છે....... પહાડો અને બરફો મારાપર કૈં નવાઇ જેવી પ્રશાંત અસર કરે છે અને અત્રે મને, આટલો સમય નહોતી આવતી એવી સરસ ઉંઘ આવે છે.

પત્ર ૩૪ મો—લંડન, તા. ૮ મી જુલાઇ, સને ૧૮૯૬.

અંગ્રેજ લોક બહુ ઉદાર છે. આવતી શરદઋતુના કામને વાસ્તે નવાં મકાનની જોગવાઇ કરવા સારૂ એક સાંજના માત્ર ત્રણ મિનિટ જેટલા ટુંક અવધિમાં મારા વર્ગમાં દોઢસો પાઉન્ડની રકમ જમા થઇ ગઇ. ગરજ હોત તો ત્યાંને ત્યાંજ લોકોએ પાંચસો પૌંડ પણ કરી આપ્યા હોત, પણ અમે ધીમે ધીમેજ ચાલવા માગતા હોઇ એકદમ ખર્ચમાં ઉતરવાનું પસંદ કરતા નથી. કામ ચલાવવાને માટે અહિંઆ અનેક લાયક મનુષ્યો મળી આવશે, તેમજ અત્રેના લોકો ' ત્યાગભાવના ' વિષે કંઇક સમજે પણ છે. આંગ્લ પ્રજાનું એતો એક બહુ મોટું લક્ષણ છે.

---

પત્ર ૩૫ મો—લુઝર્ન, સ્વિટ્ઝર્લાંડ, ૨૩ મી ઑગસ્ટ, સને ૧૮૯૬.

* * શારદાનંદ અને ગુડવિન સંયુક્ત સંસ્થાનોમાં સારૂં કામ કરી રહ્યા છે એ જાણીને હું બહુ ખુશી થયો છું......હિંદુસ્તાનથી મેં બીજા એક માણસને તેડાવ્યો છે અને તે આવતે મહિને મને આવી મળશે. કામની શરૂઆત મેં કરી આપી છે, બીજાઓ હવે તેને પુરૂં કરે. કામને ચાલુ કરવા માટે, જુઓ, મારે થોડો સમય ધન માલને હાથ અડકાડવો પડયો ! હવે હું ખાત્રીપૂર્વક માનું છું કે મારો કાર્યભાગ પૂરો થયો છે અને હવે મારે વેદાન્ત કે દુનિયાની અન્ય કોઇ ફીલસુફી સાથે કિંવા સ્વતઃકાર્ય સાથે કંઇજ લેવા દેવા નથી. આ નર્કવત્ દુનિયામાં હવે પાછી ફરી આવવું ન પડે એવી રીતે જતા રહેવાની હું તૈયારી કરી રહ્યો છું.

* * * *

તા. ક.–' સ—ની માયાળુ પરવાનગીથી શારદાનન્દ આવી શકયા છે.' એવું જે ગ્રીનએકરના કાર્યક્રમમાં છાપું છે તે બહુજ મોટી

ચૂક થઇ છે. સંન્યાસીને પરવાનગી આપનારો સ—કે અન્ય કોઇ તે કોણ ?........હું આ દુનિયામાં કોઇ પણ સંન્યાસીનો ધણીરણી કે ગુરૂ નથી. તેઓ પોતાને જેમ ફાવે તેમ કરે છે અને મારાથી બને છે તો હું તેમને મદદ કરૂં છું–મારો એમની સાથેનો સંબંધ બસ એટલોજ. કૌટુંબિક બંધનની લોખંડી બેડીનો મેં ત્યાગ કર્યો છે; ધાર્મિક જમાતની સોનેરી બેડી હું સ્વીકારવા માગતો નથી. હું મુક્ત છું અને સદા મુક્ત રહેવોજ જોઇએ; અને દરેક જણ સ્વતંત્ર થાય–હવાની માફક સ્વતંત્ર બને એમ હું ઇચ્છું છુ. ન્યુયોર્ક, બોસ્ટન કે અમેરિકાના બીજા કોઇ પણ સ્થાનને વેદાન્તના ઉપદેશકોની જરૂર હોય તો ભલે તેઓ તેમને બોલાવે, રાખે અને તેમના ભરણપોષણની વ્યવસ્થા કરે. હું તો મારે હવે નિવૃત્ત થયા જેવોજ છું. દુનિયામાંનો કાર્યભાગ હું ભજવી ચૂક્યો છું.

હવે પછી હું ધનમાલ કે મિલ્કત સાથે કોઇજ જાતની નિસ્બત રાખવા માગતો નથી. તમને જે કંઈ મળે તે તમારી મરજીમાં આવે તેમ ખર્ચો અને સર્વ આશિર્વાદ તમારી પૂંઠે આવે છે.

---

પત્ર ૩૬ મો—ઇંગ્લંડ, ૧૭ મી સપ્ટેમ્બર, સને ૧૮૯૬.

તમારા ઘણા આવકારદાયક સમાચાર મને હમણાંજ સ્વિટ્ઝર્લેંડથી પાછા ફરતાં મળ્યા. "ઓલ્ડમેઇડ્સ હોમ"–(વૃદ્ધ કુમારિકાગૃહ) ના કલ્યાણ વિષે તમારો મત બદલવાનું અંતે તમે દુરસ્ત વિચાર્યું છે એ જાણી મને બહુજ સુખ થયું છે. હવે તમે સર્વથા સાચા માર્ગપર વળ્યાં છો. લગ્ન એ માનવજાતિ પૈકી ૯૯ ટકાનું અતિ આકર્ષક લક્ષ્યબિંદુ છે. આપણે સ્હેવા અને માફ કરવાને માટે બંધાયેલાં છીએ; અને જીવન એ દરેક જણને સમાધાન રૂપ હોવું

જોઇએ; એ શાશ્વત પાઠને જાણી સમજીને તેને અનુવર્તવા તૈયાર થતાંજ તેઓ સુખીમાં સુખી જીવન ગાળવા ભાગ્યશાળી થશે.

ખરૂં માન પ્રિય હ—,કે "સંપૂર્ણ જીવન" એ શબ્દોનો વિરોધાભાસ માત્ર છે. તેથી સર્વ ચીજોને આપણે પોતાના ઉત્કૃષ્ટ આદર્શ અનુસાર જોવાની ઉમેદ ધરવી ન જોઇએ. આટલું જાણ્યા પછી પ્રત્યેક ચીજને તેના ઉત્તમ રૂપમાં નીરખવાને અને તેનો ઉત્તમોત્તમ લાભ ઉઠાવવાને આપણે બંધાયલાં છીએ. આ ટાંકણે અમારા એક ગ્રંથમાંથી થોડાંક વચન ટાંકવાં બહુજ યોગ્ય થઇ પડશે " આ જીંદગીમાં જેજે કંઇ ઇષ્ટ છે તેને સંપાદન કરવામાં પતિને સહાય કરતી થકી તું પતિનો અવિભક્ત પ્રેમ નિરંતર ભોગવ અને છોકરાંનાં છોકરાંને જોયા પછી જીવનનાટકના અંતભાગમાં તમો દંપતી. ચેતનના અનંત મહાસાગરરૂપ જ્ઞાન અને આનંદ, કે જેના સ્પર્શ માત્રથી સઘળા ભેદભાવ નાબુદ થઈ જઇને આપણે એકતા પ્રાપ્ત કરીએ છીએ, તેને પ્રાપ્ત કરવામાં પરસ્પર સહાયભૂત થાઓ."

મને તમારો જેટલો અનુભવ છે તે ઉપરથી કહી શકું છું કે તમારામાં મોટે અંશે સ્હેવા અને દરગુજર કરવાની શાંત શક્તિ છે અને તેથી તમારૂં પરિણિત જીવન બહુ સુખી નીવડશે એવું ભવિષ્ય હું બેધડક ભાખી શકું છું.

તમો દંપતીનું સર્વ રીતે કલ્યાણ થાઓ!........................ ......દેવી ઉમાના જેવાં જીંદગીભર તમે પતિપરાયણ અને પવિત્ર થાઓ. ભગવાન શિવ કે જેનું જીવન ઉમામય છે તેના જેવા તમારા પતિ થાઓ.

---

**પત્ર ૩૭ મો—વિમ્બલેડન, ઇંગ્લંડ, ૭ મી ઓકટોબર, ૧૮૯૬.**

* * * * * * * * *

મારી સ્વાભાવિક વૃત્તિ કોઇ ગિરિ ગવ્હરમાં જઈ શાંત જીવન ગાળવાની છે, પણ પ્રારબ્ધ મને પછવાડેથી આગળ ને આગળ ધકેલે છે ને હું તે પ્રમાણે ધકેલાઉં છું. દૃઢ પ્રારબ્ધને કોણ જીતી શક્યું છે ?

માઉન્ટ ઉપરની પ્રાર્થનામાં ક્રાઇસ્ટે આવું કેમ ન કહ્યું હોય કે " જેઓ સર્વદા ખુશમિજાજી અને આશાવંત છે તેઓ ધન્ય છે, કેમકે સ્વર્ગનું રાજ્ય તેમનુંજ છે " ? મારી ખાત્રી છે કે તેણે એમ કહેલું હોવુંજ જોઇએ–તે કે જેના હૃદયમાં દુનિયાભરનાં દુઃખો ખટકતાં હતાં અને જે પવિત્ર આત્માને બાળકની સાથે સરખાવતો હતો તેણે એવું કહ્યું તો જરૂર હશેજ, પણ તેની કોઇએ નોંધ નહિ લીધી હોય. હજારો વાતો તેમણે ટપકાવી લીધી તેમાં આ વાત કદાચ તેઓ વિસરી ગયા હશે !

* * * * * * * * *

---

**પત્ર ૩૮ મો—( અમેરિકાથી લખેલો )**

* * * *

ગુરૂદેવની કૃપાથી કંઇપણ છાનું રહી શકે તેમ નથી. તો પણ તેને સંપ્રદાય સ્થાપન કરવો હોય તો છોને કરે, એમાં હાનિ જેવું શું છે ? **शिवा वः सन्तु पन्थानः** ( તમારો માર્ગ મંગળમય થાઓ. )

બીજું કે તમારા પત્રનો મર્મ હું બરાબર સમજી શકતો નથી. હું અર્થસંગ્રહ કરીને આપણો મઠ બાંધું તેમાં જો લોકો નિન્દા કરે તો તેથી આપણને શો નફો નુકશાન થાય તેમ છે, તે મારા કળ્યામાં તો નથી આવતું. તમે તમારી બુદ્ધિ નિર્મળ અને સ્થિર રાખો. કોઇ પણ જાતની હાનિ થનાર નથી. તમે તમારે માંહોમાંહ નિરતિશય પ્રેમ રાખો. ઇતર સાધારણ વિષે તો ઉપેક્ષા બુદ્ધિ ધારણ કરવીજ યથેષ્ટ છે. ક—ળાપ્યું બહુ પ્રેમી અને મહાન્ વ્યકિત છે. એમને મારા સવિશેષ

સ્નેહવંદન કહેજો. જ્યાં સુધી તમો પરસ્પરમાં ભેદબુદ્ધિ નહિ ધરો ત્યાં સુધી પ્રભુ કૃપાથી ' रणेवने पर्वत मस्तकेवा ' તમને કોઇ જાતનો ભય નથી. 'श्रेयांसि बहु विघ्नानि' યાને 'સારા કામમાં સો વિઘ્ન' એ પ્રકાર તો હોયજ. તમે તમારી બુદ્ધિ બહુ ગંભીર બનાવો. બાળકબુદ્ધિનાં જીવો તમારે માટે ગમેતેમ લવે તેની તમે લેશ પણ પરવા ન કરો. ઉપેક્ષા, ઉપેક્ષા ને બસ ઉપેક્ષાવૃત્તિજ સેવો. આ વિષયમાં—ને મેં આ પહેલાં સવિસ્તર લખેલુંજ છે. સમાચાર પત્રો, પુસ્તકો વગેરે કંઇજ મોકલતા ના. બંગાળીમાં કહેવત છે કે "મૂશળ સ્વર્ગમાં જાય તો ત્યાં પણ ધાન છડે " તેમ મારે ભાગ્યતો અહિંપણ એવું એજ છે. ઉલટો પારકો બોજો કેટલોક ઉમેરાયો છે. આ દેશમાં લોકોનાં પુસ્તકોનાં ઘરાક હું કેવી રીતે મેળવી શકું વારૂ ? હું અહિં એક સાધારણ મનુષ્ય છું, વિશેષ કંઇજ નથી. આ દેશનાં છાપાંઓ વગેરેમાં મારે વિષે જે કંઇ લખાઇ આવે છે તે બધાંયને હું અગ્નિનારાયણને હવાલે કરૂં છું. તમે પણ તેમજ કરો. એજ ખરી વ્યવસ્થા છે.

ગુરૂશ્રીના કામને માટે એક હંગામાની જરૂર હતી તે થઈ ગયો છે અને તે ઠીક થઇ ગયું; હવે લોકો યદ્રા તદ્રા ગમે તેમ બકે તેના પર તમે જરાયે લક્ષ દેતા ના. હું ધંધો માંડી બેઠો છું, કે હું ફલાણું કરૂં છું ને ઢીંકણું કરૂં છું, એવી રેંજીપેંજી લોકોની વાયકાઓ અને નિંદાઓથી શું હું તેઓશ્રીનું કામ પડતું મેલી દઉં ? ભાઇ, તું હજી બાળક છે અને મને તો પળિયાં આવવાં માંડયાં છે. રેંજીપેંજી લોકોની વાતો તથા મતામતપર મને કેટલી આસ્થા છે તે આનાપરથીજ સમજી જા. કેડ કસીને જ્યાંસુધી તું મારી પાછળ ખડો રહ્યો છે ત્યાં સુધી આખું જગત્ એકત્ર થઇને સામે આવે તો પણ શી બીક છે ? આટલું તો બાકી હું સમજી ગયો છું કે મારે અતિ ઉચ્ચ આસન ગ્રહણ કરવું જોઇશે. તારા સિવાય મારે બીજાને પત્ર પણ નહિ લખવો જોઇએ

એમ મને લાગે છે. કહે જોઇએ નિધિ ક્યાં છે ? ખોળ કરીને તેને આદરપૂર્વક મઠમાં આણવાનો પ્રયત્ન કરજે. એ માણસ અત્યંત અ-કપટ ( Sincere ) અને ભારે વિદ્વાન છે. જમીનના બે ટૂકડા મેળવવાનો પ્રયાસ જરૂરાજરૂર આદરજે. લોકોને જેમ બોલવું હોય તેમ ભલે બોલે. છાપાંઓ આપણા પોતાના પક્ષ વિષે અથવા સામાવાળાઓ વિષે જે કંઇ લખવું હોય તે ભલે લખે; એપર યત્કિંચિત પણ લક્ષ આપતો ના. અને ભાઇ રે! વારંવાર છાપાંઓના થોકડા મારાપર મોકલવાની પંચાતમાં પડતો ના. વિશ્રામની વાત હમણાં ક્યાં કરે છે ? **વિશ્રામ તો આપણને જ્યારે આ શરીર છોડીશું ત્યારે જ મળશે**, તે પહેલાં વિશ્રામની આશા પણ ન ધરવી. ભાઇ, એકવાર એવો તો મહોત્સવ કરી બતાવો કે જેથી દેશભરમાં વાહ વાહ થઇ રહે ને જ્યાં ત્યાં ઉત્સાહ ઉત્સાહ પ્રસરી રહે. હં ! શાબાસ છે ! રંગ છે !' **પ્રેમના મોજાવડે નિન્દકો અને હાંશીખોરોનાં ઝુંડ ક્યાંનાં ક્યાંય ઘસડાઇ જશે** કે તેનો પત્તો પણ નહિ જડે. તમે તો એક હાથી સરખા છો, તમને એક નાનીશી કીડીના ચટકાનો તે વળી ભય શો ?

તમારૂં મોકલેલું માનપત્ર મને ઘણો વખત થયાં મળ્યું છે અને તેનો ઉત્તર પણ—બાબુ તરફ રવાના થઇ ગયો છે.

આ વાત મનમાં રાખજે કે આંખો બે છે, કાન બે છે પણ મુખતો એકજ છે. ઉપેક્ષા, ઉપેક્ષા, ઉપેક્ષા !

**नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति—**

શુભ કાર્યના કરનાર કદીએ દુર્ગતિને પામતા નથી, એવું ગીતા વચન છે; તો પછી ભય શેનો ? રે ભાઇ! કહેતો ખરો કે તને કોનો ભય લાગે છે ? અહિંયાં મિશનરીઓ ફિશનરીઓ ચેં ચેં

પેંપેં કરીને હવે ચૂપ થઇ ગયા છે. તેવીજ રીતે આખું જગત પણ શાંત થઈ જશે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैववा मरणमस्तु शतान्तरे वा
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः *

વિશેષ શું કહું ? એવા રેંજીપેંજી સાથે તારે ભળવાની પણ આવશ્યકતા નથી. તેમની કને કોઇ જાતની યાચના પણ કરવી નહિ. ગુરૂશ્રીએ સઘળી જરૂરિયાતો અદ્યાવધિ પૂરી પાડી છે અને પાડશે. ભય શો છે ભાઇ ? બધાંય મોટાં કામોને એવી રીતે મહાન વિઘ્નોમાંથી પસાર થવું પડે છે. હે વીર, **कुरु पौरुषमात्मनः उपेक्षितव्याः जनाः सुकृपणाः काम काञ्चन वशगाः**+ હવે આ દેશમાં મારી પ્રતિષ્ઠા સારી જામી ગઇ છે, તેથી હવે મને સહાયતાની કોઇ જરૂર નથી, કિન્તુ મને સહાય કરવાને આવવા ભ્રાતૃસ્નેહના યોગે તમારામાં જે પૌરૂષનો આવિર્ભાવ થયો છે તેને પ્રભુના કાર્યમાં યોજો, એજ મારી તમને બધાને વિનતિ છે. બોલવાથી વિશેષ ઉપકાર થાય તેમ છે એની ખાત્રી જ્યાંસુધી ન થાય ત્યાં સુધી મનના ભાવો પ્રકાશ ન કરતા. **કટ્ટામાં કટ્ટા દુશ્મનપ્રતિ પણ પ્રિય હિતવચનનોજ પ્રયોગ કરવો.** હે ભાઈ, નામ, યશ, ધન અને ભોગની ઇચ્છા તો

---

* નીતિનિપુણ લોકો ભલે નિંદા કરે કે વખાણ કરે, લક્ષ્મી આવે કિંવા એને જવું હોય ત્યાં જાય, મરણ આજ આવો કિંવા સેંકડો વરસ પછી આવો, પરંતુ ધીર જનો ન્યાયમાર્ગમાંથી એક ડગલું સરખું ચળતા નથી.
ભર્તૃહરિ.

+ હે વીર ! સ્વીય પૌરૂષ પ્રકાશ કર; હીનબુદ્ધિ, કામકાંચનાસક્ત લોકોની ઉપેક્ષા કરવીજ ઉચિત છે.

જીવમાત્રને સહજ હોય છેજ; અને તેથી જો સ્વાર્થ અને પરમાર્થ બંને સરતાં હોય તો તો પછી બધાય તેને આગ્રહપૂર્વક વળગી રહે! **परगुणपरमाणुं पर्वती कृत्य, अपिच त्रिभुवनोपकार मात्रः** * એવા ભાવથી તો મહાપુરૂષોજ કાર્ય કરી શકે છે. માટે વિમૂઢમતિ, અનાત્મદર્શી, તમસાવૃત્ત બુદ્ધિવાળા જીવોને તેમની નાદાનીભરી બાળચેષ્ટા કરવા દો. તાપ ન સ્હેવાતાં તેઓ પોતેજ આપોઆપ ભાગી જશે! ચાંદા તરફ થૂ થૂ કરવાની ચેષ્ટા તેઓ કરે તો છોને કરે! એમનું થૂંક એમના મોઢાંપરજ પાછું આવી પડશે! " **शुभं भवतु तेषाम्** "—તેમનું ભલું થાઓ! તેમની અંદર જો કંઇ માલ જેવું હશે તો પછી તેમને રોકી પણ કોણ શકનાર છે? જો ઇર્ષ્યાને વશ થઇનેજ માત્ર બખાળા કરતા હશે તો તે વૃથા જશે. હ—એ માળા મોકલી આપી છે. સારૂં થયું. પણ આ દેશમાં આપણે ત્યાંના જેવી ધર્મપ્રથા ચાલી શકે નહિ, તેથી અહિંના લોકોને ભાવે તેવુંજ જોઇએ. આ લોકોને જો હિંદુ થઈ જવાનું કહીએ તો તેઓ બધાય પલાયન કરી જાય અને જેમ ખ્રિસ્તિ મિશનરીઓને આપણે ધિક્કારીએ છીએ, તેમ તેઓ આપણને ધિક્કારની નજરે જૂએ. હિંદુધર્મશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો તેમને રૂચે છે એટલુંજ બસ છે; વિશેષ પંચાત ના કરવી. પુરૂષો પૈકી મોટો ભાગ તો ધર્મ બર્મની માથાકૂટમાં પડતોજ નથી. સ્ત્રીઓ પૈકી કોક કોક ધર્મની વાતોમાં કંઇક રસ લે છે એટલુંજ; એથી વિશેષની તો વાતજ મા કરશો. બે ચાર હજાર લોકોની અદ્વૈતમતપર આસ્થા બંધાઇ છે ખરી; પરંતુ તેઓ પણ જો તેમની આગળ તમે પોથી, જાતિ, સ્ત્રીજન, વગેરે સંબંધી વાતો કરવા માંડો તો તુરત તમારી કનેથી પલાયનમઃ કરી

---

* પારકાના ગુણના પરમાણુને પણ પર્વત જેવો મોટો લેખાને, તથા ત્રિભુવનનું ભલું કરવાનીજ એક માત્ર ધાંનતથી.

જાય. આસ્તે આસ્તે સર્વ કંઈ થશે. Patience, purity, perseverence. ( ધૈર્ય, પવિત્રતા, અધ્યવસાય ) એજ.

---

પત્ર ૩૯ મો—વિમ્બલ્ડન, ઑકટોબર, ૧૮૯૬.

* * સ્વિત્ઝર્લેંડમાં મને સરસ આરામ મળ્યો અને પ્રૉફેસર પૉલ ડ્યુસેન સાથે મારે બહુ સારી મિત્રાચારી થઇ. મારૂં યુરોપનું કામ બીજા કોઇ પણ કામ કરતાં વસ્તુતઃ મને વધુ ને વધુ સંતોષકારક થતું જાય છે અને એની અસર હિંદુસ્થાનમાં ઘણીજ સારી થાય છે. લંડનના કલાસોનું કામ ફરી શરૂ થયું છે અને આજ એનું પહેલું વ્યાખ્યાન છે. હવે એ કામ સારૂ બરે અથવા તેથી કઇ વધારે માણસો માઇ શકે તેવો હોલ મારા તાબામાં આવ્યો છે. * * *

અંગ્રેજ લોકની દૃઢતા અને એકમતા વિષે તો અલબત તમને ખબરજ છે; સઘળી પ્રજાઓમાં અંગ્રેજ પ્રજાજ માત્ર એક એવી છે કે જેના લોક પોતપોતાનામાં ઝાઝી દ્વેષ્યાંવૃત્તિ ધરાવતા નથી અને આખી દુનિયાપર તેઓ પોતાનો સોટો ચલાવી શકે છે તેનું કારણ પણ એજ છે. ખુશામદ રહિત આજ્ઞાધારકતાનું, કાયદાપ્રીતિ અપૂર્વ માનવૃત્તિસહિત મહાન સ્વાતંત્ર્યનું રહસ્ય તેઓએજ અનુભવ્યું છે.

એ તરૂણ ર—વિષે મને ઝાઝી માહિતી નથી. ... ... ... મારો નિશ્ચિત સિદ્ધાંત તો તમે જાણોજ છો. 'કામ અને કાંચન'ની લોલુપતા જેણે નથી જીતી એવા કોઇનો પણ હું ભરોસો કરતોજ નથી. અનુમાનસિદ્ધ યાને સૈદ્ધાંતિક વિષયોમાં એને અજમાવી જોવો હોય તો ભલે અજમાવો, પણ રાજયોગના શિક્ષણમાંથી તો એને બાતલજ કરજો. નિયમિત પદ્ધતિપર કેળવાયલાંઓ સિવાય

બીજાંઓને માટે એ રમત-એ કામ ભયાવહ છે. સ--ના સંબંધમાં એટલુંજ કહેવાનું કે અર્વાચીન હિંદુસ્થાનના મોટામાં મોટા યોગીવરની એનાપર કૃપાદષ્ટિ છે,આશિર્વાદ છે--એને માટે કોઇજ ભય નથી. તમે શીખવવાનું શરૂ કેમ નથી કરતા ?... ... આ આજકાલના ર—કરતાં તો તમારામાં હજાર દરજ્જે વધારે જ્ઞાન છે. વર્ગના સભ્યોને જાહેરાત મોકલી આપી નિયમિત સંભાષણો અને વ્યાખ્યાનોનું કામ શરૂ કરો. * * * * ઉજાસ કરો ! ઉજાસ કરો !

---

પત્ર ૪૦ મો—વિમ્બલેડન. ૮ મી ઓકટોબર, સને ૧૮૯૬.

* * જર્મનિમાં હું પ્રોફેસર ડયુસેનને મળ્યો હતો. કીલમાં હું એમનો મેમાન હતો અને ત્યાંથી લન્ડન સુધી અમે સાથેજ મુસાફરી કરી. અહિં આવ્યા પછી પણ અમારે કેટલીક બહુ મઝેની મુલાકાતો થઇ છે. ... ... ધાર્મિક અને સામાજિક કાર્યની વિવિધ શાખાઓ પ્રતિ જોકે હું સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવું છું, તોપણ મને લાગે છે કે કાર્યની વિશિષ્ટતા હોવાની ખાસ જરૂર છે. અમારી ખાસ શાખા વેદાન્તનો ઉપદેશ કરવો તે છે. બીજા કાર્યમાં મદદ કરવી તે અમારા આ એક ધ્યેયને સાધનભૂતજ છે. આ સત્ય સ—ના મનમાં તમે બહુ મજબૂત રીતે ઠસાવશો એવી મને આશા છે.

શ્રી રામકૃષ્ણના જીવનપરનો પ્રોફેસર મેક્ષમુલરનો લેખ તમે વાંચ્યો ? ... ... અત્રે ઇંગ્લંડમાં કામ બહુજ અનુકૂળ રીતે ચાલે છે. અહિનું કામ લોકપ્રિય થયું છે એટલુંજ નહિ, પણ તેની કદર પણ બુજાય છે.

પત્ર ૪૧ મો—લંડન, ૧ લી નવેંબર, ૧૮૯૬.

"સુવર્ણ અને ચાંદી", પ્રિય મેરી, "મારી કને નથી, પરંતુ મારી કને જે છે તે હું તને મુક્ત હસ્તે આપું છું" અને તે બીજું કંઈજ નહિ, પણ સુવર્ણની સુવર્ણતા, ચાંદીનું ચાંદીપણું, પુરૂષનું પુરૂષપણું, સ્ત્રીનું સ્ત્રીપણું, ટુંકમાં "પ્રત્યેક વસ્તુનું વસ્તુપણું યાને સત્ય સ્વરૂપ તે પ્રભુ પોતે છે." એવું જ્ઞાન છે; અને આજ પ્રભુનો બાહ્ય જગતમાં સાક્ષાત્કાર કરવાનો અનાદિ કાળથી આપણે પ્રયત્ન કરીએ છીએ અને એ પ્રયત્નમાં આપણે પુરૂષ, સ્ત્રી, બાળક, મન, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા, જગત્, પ્રેમ, દ્વેષ ધન, માલ, તેમજ જીન, ખવીસ, ફિરસ્તા, દેવતાઓ, ઇશ્વર ઇત્યાદિની વિચિત્ર કલ્પનાસૃષ્ટિ ઉત્પન્ન કરીએ છીએ.

પ્રભુ આપણી અંદર છે તેથી આપણે તે છીએ, નિત્ય છીએ, અગોચર પરબ્રહ્મ છીએ. એને દૃશ્ય વિષય રૂપે બનાવવાની આથાફોડ કરવી એ સમય અને બુદ્ધિનો અપવ્યય કરવા સિવાય બીજું કંઈજ નથી. પ્રાણીને જ્યારે આ વિષેનું ભાન થાય છે ત્યારે તે એને દૃગ્વિષય બનાવવાનો પ્રયત્ન મેલી દેઇને અંતરમાંજ એને અનુભવવાનો વધુને વધુ પ્રયાસ આદરે છે. આનુંજ નામ ઉત્ક્રાન્તિ છે. સ્થુળ વિષયોમાં ઘટતા જવું અને સૂક્ષ્મમાં વધતા જવું એનુંજ નામ ઉત્ક્રાન્તિ કિંવા વિકાસ છે. મનુષ્ય એ પ્રાણીઓમાં સૌથી ઉંચામાં ઉંચું પ્રાણી છે. સંસ્કૃતમાં એનો અર્થ માનસ (વિચાર) થાય છે—એટલે કે એવું પ્રાણી કે જે વિચારી શકે છે અને કેવળ ઇંદ્રિયજન્ય જ્ઞાનપર આધાર નથી રાખતું. વેદાન્તમાં જેને "ત્યાગ" કહે છે તે આ છે. સમાજબંધારણ, લગ્નવ્યવસ્થા, વાત્સલ્યભાવ, આપણાં શુભ કાર્યો, નીતિ અને નૈતિક શાસ્ત્ર—એ બધાંય "ત્યાગ"નાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. ... ... વાસના અથવા

તો મિથ્યા અહંભાવ યાને જાણે પોતાની અંદરથી બહાર કુદી પડવાની ઇચ્છા—આભ્યંતર વિષયને દૃગ્ગોચર કરવા માટેનું હજી પણ મંથન—એનો અનિગ્રહ એજ માત્ર આ જગતમાં એક દૃશ્ય છે અને આ સર્વ સમાજો અને સામાજિક ઘટનાઓ તે એજ દૃશ્યના વિવિધ પ્રકારો અને ભૂમિકાઓ છે. 'આત્મનિગ્રહ' કિંવા 'વાસના' ના નિયંત્રણ માટે "પ્રેમ" એજ સૌથી સારામાં સારો અને સુગમમાં સુગમ રસ્તો છે અને "દ્વેષ" એ તેથી વિરૂધ્ધ છે. સ્વર્ગ અને નર્ક તથા આકાશ ઉપરના અધિષ્ઠાતાઓની વિવિધ વાતો અને વહેમોથી ફોસલાવી ફોસલાવીને આત્મનિગ્રહના ઉપલા ધ્યેય તરફ અણસમજુ લોકોને વાળવામાં આવે છે. ફીલસુફ યા તત્ત્વજ્ઞાની એજ બાબત, વિના વ્હેમે, વાસનાઓના પરિત્યાગ અને સમજણ પૂર્વક કરે છે.

તેથી બાહ્ય સ્વર્ગ કિંવા નર્કનું અસ્તિત્વ, કલ્પનામાંજ માત્ર છે. પરંતુ એનું માનસિક કિંવા આંતરિક અસ્તિત્વતો છેજ. સુગંધીને માટે આમતેમ મિથ્યા ફાંફાં માર્યા પછી કસ્તુરીમૃગને તે અંતે તો એની પોતાની અંદરજ ખોળવી પડશે.

ભૌતિક સમાજ હમેશાં સારા નરસાનું મિશ્રણજ રહેશે. ભૌતિક જીવનની પાછળ તેના પડછાયા રૂપ મૃત્યુ સર્વદા આવવાનુંજ અને જીવન જેમ વધારે લાંબુ તેમ તેનો પડછાયો પણ વધારે લાંબો. સૂર્ય જ્યારે બરાબર આપણે માથે આવે છે ત્યારેજ માત્ર પડછાયો હોતો નથી. તેમ જ્યારે સર્વ શુભનો સાગર સર્વાત્મા સર્વવ્યાપક પરમાત્મા કે જે આપણા પણ અણુઅણુમાં વ્યાપી રહ્યો છે, તેને જ્યારે આપણે આપણામાં રહેલો જાણીએ—અનુભવીએ છીએ, ત્યારે બાહ્ય જગતમાં પણ આપણે માટે બાકી કોઇ જાતનો અનર્થ કે અપકાર હોઇ શકતો નથી. બાકી ભૌતિક જીવનમાં—દૃષ્ય જીવનમાં તો દરેક શુભની પૂંઠે અશુભ પણ પડછાયા રૂપે રહેલુંજ હોય છે. આમ હોવાનું કારણ એ છે કે શુભ

અને અશુભ એ બે ભિન્ન વસ્તુઓ ન હોતાં એકજ છે. તફાવત માત્ર તેના આવિષ્કારમાંજ રહ્યો છે અને તેપણ અંશનો, નહિ કે જાતનો.

આપણાં પ્રત્યક્ષ જીવનો બીજાઓના મૃત્યુ ઉપરજ અવલંબેલાંછે-પછી કાંતો તે બીજાં જીવનો વનસ્પતિનાં હોય, પ્રાણીઓનાં હોય કે ઝીણાં સૂક્ષ્મ જંતુઓનાં હોય ! બીજી જે એક મોટી ચૂક આપણે ઘણીવાર કરીએ છીએ, તે એકે ' શુભ ' ને નિરંતર વધતી જતી ચીજ તરીકે ગણવામાં આવે છે, ત્યારે ' અશુભ ' ને મર્યાદિત લેખવામાં આવે છે. એ પરથી એવી દલીલ ઉપજાવવામાં આવે છે કે ' અશુભ ' નું પ્રમાણ દરરોજ ઘટતું જતું હોવાથી એક સમય એવો આવશે કે જ્યારે એકલા ' શુભ ' નુંજ અસ્તિત્વ માત્ર રહેશે. આ માત્ર ભ્રમ છે. શુભ જો વધતુંજ જાય છે તો અશુભ પણ તેવીજ રીતે વધ્યે જાય છે. મારી તૃષ્ણાઓ મારી જાતિના સામાન્ય જનસમૂહની તૃષ્ણાઓ કરતાં અતિ ઘણી વધારે છે. મારા આનંદો, મારા હર્ષો તેમના આનંદ અને હર્ષ કરતાં વધારે મોટા છે. પણ મારા ક્લેશો યે તેમના કરતાં કૈં લાખો ગણા વધારે ગાઢા છે. જે શરીરદષ્ટિ તમોને ' શુભ ' ના મંદમાં મંદ સ્પર્શનું ભાન કરાવે છે તેજ શરીરદષ્ટિ ' અશુભ ' ના પણ મંદમાં મંદજ સ્પર્શનું ભાન કરાવે છે. જે ધમનીઓ સુખની લાગણીઓનું વહન કરે છે તેજ ધમનીઓ દુઃખની લાગણીઓનું પણ વહન કરે છે અને એકજ મન એ બંને લાગણીઓ અનુભવે છે. દુનિયાની પ્રગતિનો અર્થ વધારે સુખ તેમ વધારે દુઃખ પણ થાય છે. આ જીવન-મૃત્યુ, શુભ-અશુભ, જ્ઞાન-અજ્ઞાનનું જે મિશ્રણ તેજ માયા અથવા વિશ્વવૈચિત્ર્ય. આ જાલની અંદર એકલા સુખનેજ માટે ફાંફાં મારતા તમે અનંતકાળ સુધી ચાલ્યા જાઓ તોપણ એકલું સુખ તો તમારે હાથ નહિ આવે તે નહિજ આવે.

સુખની સાથે દુઃખ પણ વધુને વધુજ આવતું જણાશે. સારૂં જોઇએ અને નરતું ન જોઇએ, એમ કહેવું એ બાલિશતા ભર્યો બકવાદ માત્ર છે. બે રસ્તા ખુલ્લા છે–એક તો એ કે દુનિયાને જેવી છે તેવી સ્વીકારી લેવાની સઘળી આશાનો ત્યાગ કરી દઇને અવરનવર સુખના ટુકડાની આશામાં દુઃખ અને ક્લેશો સ્હેવાં. બીજો એ કે સુખ તે બીજા રૂપમાં દુઃખજ છે એમ જાણી સમજીને સુખને માટે બાથોડીઆં મારવાંજ છોડી દેવાં અને સત્યને શોધવું. જેઓ સત્યની ખોળ માટે પ્રયાસ કરવા હામ ભીડે છે તેઓને તે સત્ય સદા સર્વદા પોતાનામાંજ હસ્તી ધરાવતું અનુભવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે; અને પછી તે એકજ સત્ય આપણા જ્ઞાન અને અજ્ઞાન બન્નેમાં કેવી રીતે આવિર્ભૂત થાય છે તે પણ આપણને સમજાય છે. વળી આપણને એમ પણ જણાયછે કે તે સત્ય 'સુખ' પણ છે અને તે સત્યજ 'શુભ' અને 'અશુભ,' સારા અને માઠામાં આવિર્ભાવ પામે છે અને તેની સાથે આપણને જીવન અને મૃત્યુ બંનેમાં ઓતપ્રોત રહેલું સત્ય અસ્તિત્વ ( બ્રહ્મ ) પણ સમજાય છે.

એ રીતે આપણી પ્રતીતિ થાય છે કે આ બધાં દૃશ્યો આ બધા પ્રપંચો તે એકજ અસ્તિત્વ યાને પરબ્રહ્મનાં ભિન્ન ભિન્ન કિંવા નાનાવિધ પ્રતિબિંબો છે અને તે સત્ય–તે આનંદ-તે ઐકયજ–મારૂં તેમજ ચરાચર સર્વનું સત્ય સ્વરૂપ છે. આ અલૌકિક પ્રતીતિ થાય છે ત્યારેજ ભુંડાના પાસરહિત ભલું મેળવવાનું–અનુભવવાનું શકય બને છે. કેમકે ભલું અને ભુંડું અથવા શુભ અને અશુભ એ જે પદાર્થનાં બનેલાં છે તે પદાર્થને એવા આત્માએ જાણ્યો હોય છે અને તેના ઉપર કાબુ પણ મેળવ્યો હોય છે. આવો શ્રેષ્ટાત્માજ એક યા બીજી ચીજને પોતાની ઇચ્છાનુસાર વ્યક્ત કરી શકે છે અને તેજ 'કેવળ શુભ ' નો આવિર્ભાવ–અનુભવ કરી શકે છે. આવો નરજ

જીવન્મુક્ત છે અને એવી જીવન્મુક્તદશા પ્રાપ્ત કરવી એજ વેદાન્તનું તેમજ બીજી બધી ફીલસુફીઓનું અંતિમ લક્ષ્યબિંદુ છે.

---

## પત્ર ૪૨ મો.

માનવ સમાજ વારાફરતી ચાર વર્ણોથી શાસિત થાય છે–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. આ દરેક પ્રકારના અમલની પોતાની ખૂબીઓ તેમજ ખામીઓ પણ હોય છેજ. બ્રાહ્મણોના અમલમાં વંશપરંપરાગત કારણોને લીધે અન્ય જાતિઓ પ્રત્યે પ્રતિબંધો અતિશય હોય છે; જેમકે બ્રાહ્મણો અને તેમના વંશવારસોને સર્વ જાતનાં સંરક્ષણોથી રક્ષિત કરવામાં આવે છે; બ્રાહ્મણો સિવાય જ્ઞાન પ્રાપ્તિનો અધિકાર કોઇને હોતો નથી; તે જ્ઞાન અન્યને આપવાનો અધિકાર પણ તેમના સિવાય કોઇને હોતો નથી. બીજા હાથપર બ્રાહ્મણ–અમલની મહત્તા એ છે કે એમની કારકીર્દીમાં વિજ્ઞાન અને શાસ્ત્રોના પાયા રચાય છે. તેઓ પોતના મનને બહુ કેળવે છે. કેમકે માનસિક બળથીજ તેઓ સત્તા ભોગવે છે.

ક્ષત્રિય અમલ જૂલમી અને ક્રૂર હોય છે, પરંતુ તેઓ એટલે કે ક્ષત્રિયોમાં બ્રાહ્મણો જેવી પ્રતિબંધક ભાવના બીજાઓ પ્રત્યે નથી હોતી અને તેમની કારકીર્દીમાં કલાકૌશલ્ય અને સમાજ–સંસ્કૃતિને પરાકાષ્ટા પ્રાપ્ત થાય છે.

તે પછી વૈશ્યોનો અમલ આવે છે. એ અમલમાં મૂંગી રીતે શાંતિથી કચડી મારવાની તથા લોહી ચુસી લેવાની શક્તિ બહુજ હોય છે. એનો ફાયદો એ છે કે વેપારી પોતે સર્વત્ર જતો હોવાથી પહેલાંનાં એ શાસન સમયમાં એકત્ર થયલા વિચારોનો તે એક બહુ સારો પ્રસારક બને છે યાને તે વિચારોનો તે સર્વત્ર ફેલાવો કરે છે. પ્રતિબંધક

ભાવના તેમનામાં ક્ષત્રિયો કરતાં પણ ઓછી હોય છે, પણ તેમના અમલમાં લોભવૃત્તિ વધીને સંસ્કૃતિ ક્ષીણ થવા માંડે છે.

છેલ્લે શુદ્રો અથવા મજૂરોનો અમલ આવે છે. એ અમલના ફાયદા એ છે કે શારીરિક સુખાકારીનાં સાધનોની સરખી બાટણી થવી—એના ગેરફાયદા એ છે કે, કદાચ એ અમલમાં સંસ્કૃતિની વધારે અધોગતિ થાય. સામાન્ય શિક્ષણનો ફેલાવો બહુ મોટા પ્રમાણમાં થાય, પણ અસામાન્ય બુદ્ધિમત્તા ઓછીને ઓછી થતી જાય.

હવે જો એવી કોઇ રાજ્યવ્યવસ્થા શક્ય હોય કે જેમાં બ્રાહ્મણ અમલનું જ્ઞાન, ક્ષત્રિય અમલની સંસ્કૃતિ અને સમૃદ્ધિ, વૈશ્ય અમલનો ફેલાવાનો ઉત્સાહ અને શુદ્ર અમલની સમભાવવૃત્તિ-એ બધાંનું સંઘટ્ટન થાય યાને પ્રત્યેકના દોષોને ટાળી એ ચારેની એકત્ર જમાવટ થાય, તો તે અમલ—તે રાજ્યવ્યવસ્થા એક આદર્શ રૂપજ નીવડે. પણ એમ થવું શું શકય છે ?

અત્યાર સુધી પ્રથમના ત્રણ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) અમલોનો સમય આવી ગયો છે, હવે છેલ્લાનો યાને શૂદ્રોનો વારો આવ્યો છે. તંત્રો હવે તેમના હાથમાં જવાંજ જોઇએ અને જશે. કોઇનાથી તે ખાળી શકાય તેમ નથી. સોના અને ચાંદીનાં ધોરણો વિષેની સર્વ મુશીબતો અને ઘૂંચોની મને માહીતી નથી, પરંતુ એટલું તો હું જોઇ શકું છું કે એમાનું સોનાનું ધોરણ તો ગરીબને વધારે ગરીબ અને શ્રીમંતને વધારે શ્રીમંત બનાવતું જાય છે અને તે જોતાં " સોનાની શૂળીપર ચઢીને પ્રાણ ત્યાગવાનું અમે નકારીએ છીએ " એ કથન કરતી વેળાએ બ્રાયન સાવ સાચો હતો. ચાંદીનું ધોરણ ગરીબો માટે ઠીક લાગે છે. હું સમાજવાદી છું તે નહિ કે તે એક સંપૂર્ણ વ્યવસ્થા છે તેથી, પણ છેક ભૂખે મરવા કરતાં અર્ધો રોટલો પણ સારો, એ ભાવનાથી જ.

બીજી વ્યવસ્થાઓની અજમાયશ અત્યાર સુધીમાં લેવાઇ ચૂકી છે અને તે ખોડખાંપણભરી માલમ પડી છે. હવે આની અજમાયશ થવા દો. બીજા કશાને માટે નહિ તો એ ચીજની નવીનતાને માટે પણ તેની અજમાયશ થવાદો. એકનાં એકજ માણસો સુખ કે દુઃખ નિત્ય ભોગવ્યા કરે તેના કરતાં સુખદુઃખની હેરફેર થયા કરે એજ વધારે સારૂં છે. શુભ-અશુભનો સરવાળો તો દુનિયામાં નિરંતર એક સરખોજ રહ્યા કરે છે. ફેર એટલોજ કે નવી અને તાજી વ્યવસ્થાઓથી સુખ દુઃખની ધુંસરી વ્હેવાની ખાંધ બદલાતી રહે.

આ દુનિયામાં પ્રત્યેક કૂતરાને પણ સારો દિવસ ( સુખ અને ઉન્નતિના દહાડા ) આવી જવા દો, કે જેથી આ કહેવાતા સુખના અનુભવ પછી તેઓ બધાય શ્રી હરિને ચરણે આવે અને દુનિયા, રાજયવ્યવસ્થા, ખટપટ અને જંજાળોનો આ મિથ્યાગર્વ છાંડે.

---

પત્ર ૪૩ મો—લંડન, ૨૮ મી નવેંબર, સને ૧૮૯૬.

* * હું હિંદુસ્થાન ઉપડી જાઉં તે પૂર્વે તમને કંઇક લખવાની મને અંતર સ્ફુરણા થતી લાગે છે. લંડનમાંની કામગીરી અત્યંત યશસ્વી નીવડી છે. અંગ્રેજ પ્રજા અમેરિકનોના જેટલી તેજ નથી, પણ એકવાર જો તેમના હૃદયને સ્પર્શી શકાયું, તો હંમેશને માટે તે તમારૂંજ થઇ રહે છે. અહિંઆં મારૂં કામ મંદગતિએ થયું છે અને તમને નવાઇ લાગશે કે છ મહિનાની કામગીરીમાં મારો વર્ગ એકંદરે ૧૨૦ મનુષ્યોનો થવા જશે; આ સિવાય જાહેર વ્યાખ્યાનો તે જૂદાં. અહિંઆં પ્રત્યેક જણ કામમાં મચેલું જણાય છે—કામ વગરનું કોઇજ નજરે પડતું નથી—એવી અંગ્રેજ આલમ વ્યવહાર દક્ષ છે.

કૅપ્ટન સેવિયર અને તેમનાં પત્ની તથા મી. ગુડવિન મારી સાથે કામ કરવા હિંદ આવવાનાં છે અને તેની પાછળ પોતાનો પૈસો ખર્ચવાનાં છે ! એવીજ ભાવનાવાળાં બીજાં પણ કોડીબંધ મનુષ્યો અહિં છે. **અમુક આદર્શની એકવાર પ્રતીતિ થતાં તેને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપવાને તત્પર, એવા અનેક ઉચ્ચ વર્ગનાં નર નારીઓ અત્રે છે !** અને છેલ્લી—પણ મહત્ત્વની વાત એ છે કે હિંદુસ્થાનમાં ' કામ ' શરૂ કરવાને કાજે દ્રવ્યના રૂપમાં મદદ આવી ગઇ છે અને બીજી વધુ આવશે. અંગ્રેજો વિષેના મારા વિચારોમાં ભારે ક્રાન્તિ થઇ છે. હવે મને સમજાય છે કે જગતની બીજી બધી પ્રજાઓ કરતાં તેમનાપર પ્રભુની મહેરબાની શા કારણથી વિશેષ છે. **તેઓ દ્રઢ, અત્યંત એકનિષ્ટ અને બહુજ લાગણીવાળી પ્રજા** છે. માત્ર એ પ્રજાની સપાટીપર સ્ટોઇક સિદ્ધાંતનો કંઇક થર છે, પરંતુ તે દૂર થઇ જતાં ખરો મનુષ્ય બહાર પડે છે.

હવે, એક કેન્દ્ર કલકત્તામાં અને બીજું એક હિમાલયમાં હું સ્થાપવા માગું છું. હિમાલયનું કેન્દ્ર આશરે ૭૦૦૦ ફીટની ઉંચાઇએ એક સ્વતંત્ર ટેકરીપર રહેશે. એ સ્થાન ઉન્હાળામાં શીતળ અને શિયાળામાં થંડુ હશે. સેવિયર દંપતી ત્યાં રહેશે અને યૂરોપીઅન કાર્યકર્તાઓનું તે મથક બનશે, કેમકે હું તેમને હિંદી ધાટીપર હિંદના ઉષ્ણુ સપાટ પ્રદેશમાં રહેવાની ફરજ પાડી મારી નાખવા નથી માગતો. મારી યોજના એવી છે કે સભ્ય મૂલકોમાં ઉપદેશ અર્થે સંખ્યાબંધ હિંદુ યુવકોને મોકલી આપવા અને બદલામાં હિંદુસ્થાનમાં કામ કરવા માટે પરદેશમાંથી સ્ત્રી પુરૂષો મેળવવાં. આ બદલો બહુજ સારો થશે. આ કેન્દ્રો સ્થાપ્યા પછી ' બુક ઓફ જોબ 'માં વર્ણવેલા ગૃહસ્થની માફક હું આમ તેમ ઉપર નીચે વિચરીશ.

મેલને પકડવા માટે મારે અત્રે થંભવું જોઇએ, મારા સ્વપ્નાં-

ઓની સિદ્ધિનો માર્ગ ખુલતો જોઇ મને આનંદ થાય છે અને હું જાણું છું કે તમને પણ ખુશી ઉપજશે.

---

પત્ર ૪૪ મો—વિક્ટોરિયા સ્ટ્રીટ, ૯ મી ડીસેમ્બર, ૧૮૯૬.

આપના અત્યંત ઉદાર પ્રસ્તાવ માટે મારે આભાર પ્રદર્શિત કરવો બીનજરૂરી છે.

શરૂઆતમાંજ મોટી રકમની જુમ્મેદારી ઉઠાવવા હું નથી માગતો, પણ જેમ જેમ કાર્યની પ્રગતિ થતી જશે તેમ તેમ તે રકમને હું બહુ ખુશીથી કામે લગાડીશ.*

મારો વિચાર બહુજ નાના પાયાપર શરૂઆત કરવાનો છે. હજી એ બાબત હું કંઇ પણ નક્કી કરી શકતો નથી. હિંદુસ્થાનમાં ગયા પછી ખરી પરિસ્થિતિનો અને મારી કાર્ય દિશાનો મને બરાબર ખ્યાલ આવશે. મારી યોજનાઓ અને તેને પ્રત્યક્ષ કરવાના વ્યવહારૂ માર્ગ વિષેની વધુ વિગતો હું તમને હિંદથી લખી જણાવીશ.

---

* નાણાંની મોટી રકમ આપનાર મળવા છતાં, તેના સદુપયોગમાં જે અનેકગણું મહત્વ અને જવાબદારી રહેલી છે, તેનો સ્વામી વિવેકાનંદજી જેવાને આવો ઉમદા ખ્યાલ હોવોજ જોઇએ. કોઇની કંઇક ખર્ચવા કરવાની વૃત્તિ જાણતાંજ તેને બક્ષીસ યા ટ્રસ્ટરૂપે ઝડપી લેનાર સ્થળોનો આ દેશમાં તોટો નથી. એમાં પણ મૂળ રકમને જરાપણ અસર ન લાગવા દેતાં માત્ર વ્યાજનોજ ઉપયોગ કરવા કરાવવાની ગોઠવણમાં તો પરિણામ એજ હોઇ શકે કે તે મૂળ રકમ કોઇ એક ઉથલપાથલ જેવે વખતે બાતલજ જવાની !

સંપાદક.

પત્ર ૪૫ મો—રામનદ, ૩૦ મી જુન, ૧૮૯૭.

મારા સંબંધમાં બહુજ વિચિત્ર પ્રકારો બને છે. હું સિલોન ટાપુના કોલંબો બંદરે ઉતર્યો ત્યાંથી તે હિંદુસ્થાનના છેક દક્ષિણ બિંદુ રામનદ કે જ્યાંના રાજા સાહેબનો અત્યારે હું મેમાન છું ત્યાં આવતા સુધીની મારી મુસાફરીમાં મારાં અનેક ભવ્ય સરઘસો નીકળ્યાં છે, જન–સમૂહની પ્રચંડ મેદનીઓ મળે છે, દીવાળીના જેવી રોશનીઓ થાયછે, માનપત્રો અપાય છે ઇત્યાદિ કંઇ કંઈ પ્રકાર બને છે. જે ઠેકાણે હું આગબોટમાંથી ઉતર્યો તે સ્થાનપર ૪૦ ફીટની ઉંચાઇનો એક સ્મરણ સ્થંભ બંધાય છે. રામનદના રાજા સાહેબે ઉત્તમ નકશીવાળા નક્કર સોનાના દાબડામાં " હિઝ મોસ્ટ હોલીનેસ "ને ( મને ) ઉત્તમ માન-પત્ર એનાયત કર્યું છે. મદ્રાસ અને કલકત્તા પણ ખડે પગે તૈયાર થઇ રહ્યાં છે; જાણે કેમ આખોજ દેશ મારો સત્કાર કરવા ઉઠતો નહોય !

---

પત્ર ૪૬ મો—કલકતા, ૨૬ મી ફેબ્રુઆરી, ૧૮૯૭.

હિંદુસ્થાનમાં દુષ્કાળસંકટનિવારણના કામમાં ઉપયોગમાં લેવા સ—૨૦ પૌંડની રકમ મોકલે છે; પરંતુ તેના પોતાના ઘરમાંજ દુકાળ હોવાથી, જુની કહેવત કહે છે તેમ તેનેજ પ્રથમ નિવારવાનું અને ઉત્તમ લાગ્યું. તેથી તે રકમનો તેવી રીતનો ઉપયોગ થયો છે.

લોકો કહે છે તેમ મને મરવાને પણ ફુરસદ નથી. દેશ-ભરમાં સરઘસો, સભાઓ અને એવીજ બીજી સત્કારની વિધવિધ વિધિઓમાં હું રોકાયલોને રોકાયલોજ રહું છું; એનાથી મારી સ્થિતિ મરણતોલ થઇ રહી છે. ' જન્મોત્સવ ' પૂરો થતાંજ હું ટેકરીઓપર ભાગી જઇશ.

* * * * *

હવે, મારે એક કલકત્તામાં અને એક મદ્રાસમાં એમ બે મઠો સ્થાપવા છે. મદ્રાસી લોકો વધારે ગહન અને વધારે સહૃદયી છે અને મારી ખાત્રી છે કે તે કામને માટે જોઇતાં નાણાં તેઓ મદ્રાસમાંથીજ ભેગાં કરી શકશે. કલકત્તાના લોકો ( જમીનદાર ધનવાન વર્ગને ઉદ્દેશી હું કહું છું) બહુધા સ્વદેશાભિમાનના યોગેજ ઉત્સાહી છે અને તેમની સહાનુભૂતિ કાર્યનું રૂપ કદી નહિ લે. ત્યારે બીજી તરફ, ખાચાલા, દ્વેષીલા અને દયાહીન મનુષ્યોની દેશમાં ભરપટ છે, જેઓ મારા કામનો તોડી ફોડીને ભૂકો કરી નાંખવા માટે આકાશ પાતાળ એક કરવા નહિ ચૂકે.

પણ તમને ખબર છે તેમ, મારી સામે વિરોધ જેમ વધારે ઉભો થાય છે તેમ મારી અંદરનો જુસ્સો વધારે ઉછળે છે. એક સંન્યાસીઓને માટે અને એક સાધ્વીઓને માટે એમ બે મઠ સ્થાપ્યા સિવાય જો હું મરી જાઉં તો મારૂં કર્તવ્ય અધૂરૂંજ રહ્યું ગણાય.

* * * * *

પત્ર ૪૭ મો—દાર્જીલિંગ, ૨૮ મી એપ્રિલ, સને ૧૮૯૭.

થોડા દિવસપર મને તમારો સુંદર પત્ર મળ્યો. ગઇ કાલે હ—ના લગ્નની કંકોત્રી મળી. પ્રભુ એ સુખી જોડાંનું કલ્યાણ કરો !

* * મારો સત્કાર કરવાને આખો દેશ એક માણસની માફક તૈયાર થયો હતો. જ્યાં ત્યાં વધામણીની બૂમો પાડતાં અને જયજયકાર કરતા લક્ષાવધિ લોકો, મારી ગાડી ખેંચતા રાજાઓ, નગરોના રાજમાર્ગોમાં ઠેરઠેર ઉત્તમોત્તમ મુદ્રાલેખોવાળી કમાનો, ઇત્યાદિ ઇત્યાદિ ! ! ! એ વિષેની બધી હકીકત થોડા વખતમાં પુસ્તકરૂપે બહાર આવશે અને તેની નકલ તમને તુરત મળશે. પરંતુ ઇંગ્લંડની સખત કામગી-

રીથી દુર્ભાગ્યવશાત્ હું બીલકુલ શ્રમિત થઇ ગયો હતો તેમાં દક્ષિણ હિંદની સખ્ત ગરમીમાં આ પ્રચંડ પરિશ્રમે મને બીલકુલ પથારીવશ બનાવ્યો. હિંદના બીજા ભાગોની મુલાકાત લેવાનો વિચાર મારે અલબત ત્યાગી દેવો પડયો અને અત્યારે હું દાર્જીલિંગની શીતલ ટેકરી–પર ભાગી આવ્યો છું. હવે તબિયત ઘણી સુધરતી જાય છે અને બીજો એક મહિનો આલ્મોરામાં રહેવાથી બરાબર ઠેકાણે આવી જશે. સહજ જાણવા ખાતર લખું છું કે યૂરોપ આવવાનો એક લાગ મેં હમણાંજ ગુમાવ્યો છે. રાજા અજીતસિંહ અને બીજા રાજાઓ આવતા શનિવારે ઇંગ્લંડ આવવા ઉપડે છે. તેમની મરજી મને પોતાની સાથે તેડી જવાની બહુજ હતી. પણ ડૉકટરોએ હમણાં મને કોઇ પણ જાતનો શારીરિક કે માનસિક પરિશ્રમ લેવા દેવાની ચોખી ના પાડી. તેથી ઘણી નાખુશી અને ખીજવાટ સાથે મારે તે વિચાર છોડી દેવો પડયો છે અને નજદીકના ભવિષ્ય માટે તેને મુલતવી રાખવો પડયો છે.

આશા રાખું છું કે........હવે અમેરિકા આવી પહોંચ્યા હશે. ગરીબ બિચારો! તે અહિંઆં ધર્માંધ ક્રિશ્ચિઆનિટિનો ઉપદેશ કરવા આવ્યો અને તેનું પરિણામ, હંમેશાં બને છે તેમ એ થયું કે કોઇએ તેને સાંભળ્યોજ નહિ. અલબત લોકોએ તેનો સત્કાર બહુ મમતાથી કર્યો હતો, પણ તે તો મારા કાગળને લીધેજ એમ થયું હતું. તેની અંદર મગજશક્તિ હું મૂકી શકયો નહિં. વળી તે એક વિચિત્ર પ્રકારનો મનુષ્ય લાગે છે. સ્વદેશ પાછા ફરતાં મારૂં જે પ્રજાકીય રીતે સન્માન થયું તે જોઇને તો એ ગાંડોજ બની ગયો લાગે છે. ગમે તેમ હોય, પણ તમારે જરા વધારે ચોક્કસ ભેજાંના માણસને મોકલવો જોઇતો હતો, કારણ કે ધર્મમહાપરિષદને......એણે હિંદુઓના મનમાં ફારસ રૂપ ઠસાવી દીધી છે. આધ્યાત્મિક વિષયોમાં પૃથ્વીની કોઇ પણ પ્રજા હિંદુઓના ગુરૂ તરીકેનું માન ખાટી શકે તેમ નથી; અને વળી

વિચિત્ર વાત તો એ છે કે ખ્રિસ્તિ મૂલકમાંથી અત્યાર સુધી અહિં જે જે પ્રચારકો આવ્યા છે તે બધાય એક એવી મૂર્ખાઇભરેલી દલીલ કરતા આવ્યા છે કે ખ્રિસ્તિઓ શક્તિશાળી અને શ્રીમંત છે અને હિંદુઓ તેમ નથી, તેથી ખ્રિસ્તિધર્મ હિંદુધર્મ કરતાં સારો હોવો જોઇએ. આ દલીલનો બરાબર જવાબ આપતાં હિંદુઓ કહે છે કે "તેથીજ તો હિંદુધર્મ તે ધર્મ છે અને ક્રિશ્ચિયાનિટિ ધર્મ નથી", કારણ કે આ પાશવ દુનિયામાં પાજીપણુંજ ફાવી જતું જણાય છે અને સદ્‌ગુણને સદા સોસવું પડે છે. વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પાશ્ચાત્ય પ્રજાઓ ગમે તેટલી આગળ વધી હોય, તો પણ આધિભૌતિક અને આધ્યાત્મિક વિદ્યામાં તો તેઓ હજી કેવળ બાળક સમાનજ લાગે છે. ભૌતિક શાસ્ત્રો માત્ર સાંસારિક બરકતજ બક્ષી શકે છે, ત્યારે આધ્યાત્મિક શાસ્ત્ર શાશ્વતજીવનને અર્પે છે. શાશ્વતજીવન જેવું કંઇ ન હોય તોપણ આદર્શ તરીકે આધ્યાત્મિક વિચારોનો ઉપભોગ અને આનંદ વધારે સતેજ હોઇ મનુષ્યને વધારે સુખીયો બનાવે છે, ત્યારે ભૌતિકવાદની વિડંબના હરિફાઇ અને અમર્યાદ લોભને જન્મ આપી પરિણામે વૈયક્તિક તેમજ રાષ્ટ્રીય મૃત્યુ નીપજાવે છે.

આ દાર્જીલિંગ અતિ રમ્ય સ્થાન છે. વાદળાં કે ધુમસ નહોય ત્યારે અહિથી ૨૭૫૭૯ ફીટની ઉંચાઇએ આવેલી પવિત્ર કાંચનગંગાનો ભવ્ય દેખાવ ચક્ષુને અવારનવાર આનંદ આપે છે; તેમજ નજદીકની ટેકરી ઉપરથી ૨૯૭૦૦ ફીટની ઉંચાઇવાળા ભવ્ય ગૌરીશંકરનો દેખાવ પણ બહુ ચક્ષુપ્રિય લાગે છે. વળી અહિંની વસ્તી પણ બહુ ચિત્રવિચિત્ર છે ટિબેટીઓ અને નેપાલીઓ અને વિશેષતઃ સુંદર પંચાંગનાઓ હરકોઇનું ધ્યાન ખેંચે છે. કોલ્સ્ટન ટર્નબુલ નામના એક શિકાગોવાસીને તમે ઓળખો છો? હું અહિં હિંદમાં આવ્યો તે પહેલાં થોડાંક અઠવાડિયાંપર તેઓ અત્રે આવ્યા હતા. તેને મારા માટે ઘણો

સદ્‌ભાવ હોય એમ લાગે છે અને તેથી તે બધા હિંદુઓને બહુજ ગમી ગયો હતો. શ્રીયુત જ—, શ્રીમતી અ—, ભગિની જ—તેમજ આપણા બીજા બધા મિત્રમંડળની શું ખબરો છે? અને આપણી પેલી પ્રિય "ઘંટીઓ" ક્યાં છે? ધીમે ધીમે પણ મક્કમપણે દળે છે ને? હ—ને મારે થોડીક લગ્નની ભેટો મોકલવી હતી, પણ તમારી કડક જકાત પદ્ધતિના કારણે મારે તે વિચારને બીજા કોઇ અવસર ઉપર મુલતવી રાખવો પડયો છે. કદાચ થોડા વખતમાં હુંજ તેમને યુરોપમાં મળીશ. * *

* * * * *

મને હવે ઝપાટાબંધ પળીયાં આવવાં માંડયાં છે અને મારા આખા ચ્હેરા ઉપર કરચલીઓ પસરતી જાય છે. * * હું એક બ્રાહ્મણ કુટુંબ ભેળો રહું છું. વાંદરાની માફક એક ખડકપરથી બીજા ખડક ઉપર કૂદતાં અથવા તો પહાડી રસ્તાઓપર સઘળા જોરથી ઉપર નીચે ફાળભરતાં જો તમે મને જુઓ તો તમે એકવાર તો ખરેખરા આશ્ચર્યમાં લીન થઇ જાઓ!

મને અહિં ઘણું સારૂં ફાવે છે અને તબિયત પણ બહુ મઝાની રહે છે, કારણકે નીચે સપાટ પ્રદેશનું જીવન મારે માટે ત્રાસદાયક થઈ પડયું છે. બહાર મહોલ્લાઓમાં નિરાંતે તો મારાથી ફરી શકાય જ નહિ, કુતુહલ પૂર્ણ ટોળું તુરત મારી આસપાસ ફરી વળે છે!! **લોકકીર્તિમાં કંઈ લાડવો ખાવાનો નથી!!** હવે હું લાંબી દાઢી રાખવાનો છું, વાળ તો સફેદ થયેલાજ છે. એનાથી પૂજ્ય દેખાવ પ્રાપ્ત થાય છે અને અમેરિકન કુથલીખોરોથી રક્ષણ મળે છે.

અહો હો! પળીયાં, શો તારો પ્રતાપ! * *

મેલનો વખત ભરાઇ જવા આવ્યો છે, તેથી હું અત્રેજ સમાપ્ત કરૂંછું. શુભ વિચારો, શુભ આરોગ્ય અને સર્વ સુખો તમને પ્રાપ્ત થાઓ!

---

પત્ર ૪૮ મો—આલ્મોરા, તા. ૩ જી જુન, સને ૧૮૯૭.

* * * * *

મારા પોતાના વિષે તો હું કહીશ કે મને બીલકુલ સંતોષ છે. મેં આપણા લોકમાંથી ઘણાંજણને જાગૃત કર્યાં છે અને એટલુંજ મારે જોઈતું હતું. વસ્તુઓને એમના પોતાને રસ્તે જવા દો અને કર્મને પોતાનો અધિકાર હોવા દો. મારે અહિં આ જગત્‌માં કોઇજ બંધન નથી. જીંદગી મેં જોઇ છે અને તે બધી સ્વાર્થને માટેજ છે. આયુષ્ય, પ્રેમ, માન, આબરૂ સર્વ કંઇ સ્વાર્થને માટેજ છે. હું મારૂં પાછલું જીવન તપાસું છું તો કોઇ પણ કાર્ય મેં પોતાના સ્વાર્થને કાજે કીધું હોય તેમ મને ભાગ્યે લાગે છે. મારાં નિષ્ફળ ગયેલાં કૃત્યો પણ મારા સ્વાર્થને માટે નહોતાં; તેથીજ મને સંતોષ છે; તે નહિં કે મેં કંઇ ખાસ સારૂં કે મહાન કાર્ય કર્યું છે એવી લાગણીથી પણ દુનિયા એટલી નાની છે, જીંદગી એવી ક્ષુલ્લક વસ્તુ છે અને હયાતિ એટલી બધી તો બંધનરૂપ છે કે મનુષ્યો–બુદ્ધિમાન પ્રાણીઓ આ સ્વાર્થની પાછળ—આ નીચ અને ધિક્કારવાજોગ સ્વાર્થની પાછળ આમ દોડાદોડ કરે તે જોઇને મને બહુ અચંબો થાય છે અને હસવું આવે છે.

આજ ખરૂં સત્ય છે. આપણે ફાંદામાં ફસાયા છીએ અને તેમાંથી જેમ જલદી બહાર નીકળી શકાય તેમ વધારે સારૂં. મેં તે સત્ય જોયું છે. શરીર ભલે ઉપર તરે કે નીચે ડૂબે તેની પરવાજ કોને છે?

હું હાલમાં જ્યાં રહું છું તે એક રમણીય પહાડી બગીચો છે. ઉત્તર દિશામાં દૃષ્ટિમર્યાદા સુધી પથરાયલાં હિમગિરિનાં ઉત્તમ હિમમય શિખરો અને પુષ્કળ ગહન અરણ્યો આવેલાં છે. અત્રેની હવા બહુ શીત નથી તેમ બહુ ઉષ્ણ પણ નથી. પ્રભાત અને સંધ્યાના

સમય ખરેખર બહુજ દિલખુશ છે. આ આખો ઉન્હાળો હું અત્રેજ રહીશ અને ચોમાસું બેસતાં નીચે મેદાનમાં કામ કરવા જઇશ.

મારો જન્મ વિદ્યાર્થીનું એકાકી, શાંત અને પુસ્તકોમાં મશ્ગુલ એવું જીવન ગાળવાને થયો હતો. પરંતુ માતાજી તેને બીજીજ દિશામાં વાળે છે; છતાં મારૂં વલણ તો હજી ત્યાંજ છે.

---

પત્ર ૪૯ મો—આલ્મોરા, ૯ મી જુલાઇ, ૧૮૯૭.

તમારા પત્રનો નિરાશાજનક ધ્વનિ વાંચી મને બહુ દિલગીરી થઇ છે અને તેનું કારણ હું સમજું છુ. તમારી ચેતવણી માટે હું આભાર માનું છું; તમારો હેતુ હું સંપૂર્ણતઃ સમજુ છું. અ—ની સાથે ઇંગ્લંડ જવાની બાબત મેં ગોઠવી હતી પરંતુ ડૉકટરોએ રજા ન આપ્યાથી તે પડી ભાગી. હ—તેને મળી છે એ જાણી હું બહુ ખુશ થઇશ. તમારા પૈકી કોઇનો પણ મેળાપ થતાં તેને બહુ જ આનંદ થશે.

અમેરિકન સ્ત્રીઓ વિષેના મારા ઉદ્‌ગારોપર આડી ને અવળી ટીકા કરનારાં જૂદાં જૂદાં અમેરિકન છાપાંઓની અનેક કાપલીઓ (કટીંગ્સ) પણ મને મળી છે. તેમાં વળી એવી પણ વિચિત્ર ખબર છપાઇ છે કે મને જ્ઞાતિબહાર કરવામાં આવ્યો છે! જાણે કેમ મારે સંન્યાસીને કોઇ જ્ઞાતિજાતિ હોય!!

મારા પશ્ચિમના પ્રવાસથી જ્ઞાતિને કંઈ ધોકો પહોંચ્યો નથી, એટલુંજ નહિ પણ ઉલટી સમુદ્રયાન સામેની વિરૂદ્ધતા અતિશય પાં-

ગળી થઈ ગઈ છે. મને જો જ્ઞાતિબહાર કરવામાં આવે તો મારી સાથે હિંદના અડધોઅડધ દેશી રાજ્યકર્તાઓ અને લગભગ આખા શિક્ષિત વર્ગનો પણ એવો બહિષ્કાર કરવો પડે. એમાંનું કંઇજ થયું નથી ઉલટું, મારા પૂર્વાશ્રમની જ્ઞાતિના એક આગળ પડતા રાજાએ મારા માનમાં એક ખાણું આપ્યું હતું, તેમાં તે જ્ઞાતિના ઘણા ખરા અડેખાંઓએ ભાગ લીધો હતો. બીજા હાથપર જોઇએ તો હિંદમાં સંન્યાસીઓ બીજા કોઇની સાથે ભોજન લઇ ન શકે, કેમકે મર્ત્યલોકની સાથે જમવું એ દેવોને માટે અપ્રતિષ્ઠાભર્યું છે. સંન્યાસીઓ નારાયણસ્વરૂપ મનાય છે ત્યારે બીજાંઓ કેવળ મનુષ્યોજ છે; અને પ્રિય મ—, આ ચર્ણો રાજાઓના વંશજોથી પખાળાયાં છે, લુછાયાં છે અને પૂજાયાં છે તથા દેશભરમાં એવી પ્રગતિ થઈ રહી છે કે જેવી આગળ કદી કોઇના નેતૃત્વ નીચે જણાઇ નહોતી.

એટલુંજ કહેવું બસ થશે કે હું જ્યારે બહાર રસ્તામાં નીકળુંછું ત્યારે બંદોબસ્ત જાળવવા પોલીસની જરૂર પડે છે ! ( એટલી બધી લોકની ઠઠ થાય છે ). આનું નામ જ્ઞાતિબહિષ્કાર હોય તો કોણ જાણે !! અલબત આથી કરીને મિશનરીઓના પેટમાં દુ:ખી આવ્યું છે, પણ અહિંઆં તેમને કોણ ગણે છે ? તેમની અહિં કંઇજ વિશાત નથી. અમારે અહિં એ વર્ગના અસ્તિત્વનો ખ્યાલ સુદ્ધાં નથી એટલા અમે સુખીઆ છીએ. મારા એક ભાષણમાં હું મિશનરીઓ વિષે તથા ' ઈંગ્લીશ ચર્ચ જેન્ટલમેન 'ના અપવાદ પૂર્વક એ વર્ગના મૂળ વિષે કંઇક બોલ્યો હતો અને તે દરમ્યાન અમેરિકાની ધર્માંધ સાધુડીઓ તથા દૂષણ ખોળી કાઢવાની તેમની શક્તિ વિષે મેં ઉલ્લેખ કર્યો હતો. એ વાતને આ મિશનરીઓ અમેરિકન સ્રીસમાજપરના હુમલા તરીકે જણાવી ઢોલકી કૂટે છે અને એ રીતે અમેરિકામાંના મારા કામને ઉતારી પાડવાનો તેઓ પ્રયાસ આદરે છે, પણ તેમની પ્રતીતિ

થશે કે તેમના પોતાના વિરૂદ્ધના કથનથી અમેરિકન લોકને ઉલટી ખુશીજ ઉપજે છે. પ્રિય મ—, ધારો કે એ લોકો કહે છે તેવી બધીજ ભયંકર વાતો તેમના વિરૂદ્ધ મેં કહી હોય, તો પણ અમારી માબ્હેનો વિષે એ લોકો જે યદ્વા તદ્વા બકે છે તેના એક દશલાખમા ભાગ જેટલું પણ તેથી વળી રહેતું થતું નથી. બંને જાતિનાં ક્રિશ્ચિયન સાધુડાંઓ અમારી સામે–એમના પોતાના શબ્દોમાં કહીએ તો ' હિંદી કાફરો–મૂર્તિ પૂજકો પ્રત્યે ધિક્કાર અને દ્વેષની જે લાગણી ધરાવે છે તે ' વરૂણ દેવના જળ 'થી પણ ધોયા ધોવાય તેમ નથી. અમે એમના બાપનું શું બગાડયું છે ? એ લોકો સામાની ટીકા કરવા નીકળે તે પહેલાં પોતાપર થતી ટીકા સહેતાં શીખે એજ મારૂં તેમને કહેવું છે. માનસશાસ્ત્રનો એતો એક જાણીતો સિદ્ધાંત છે કે જે લોકો બીજાને ગાળો ભાંડવાને અને સામાની નિંદા કુથલી કરવાને સદા સર્વદા તૈયાર હોય છે તેઓ બીજાંઓના મોઢે થતી પોતાની લેશ પણ ટીકા સહી શકતા નથી. વળી મારે એમનું શું ઋણ છે ? તમારૂં કુટુંબ, શ્રીમતી બ—, લેગેટો અને બીજા થોડાકો સિવાય મારા પ્રતિ માયા મમતા પણ કોણે દાખવી છે ? મારા વિચારોને કૃતિનું રૂપ આપવાના કામમાં મને મદદ આપવા કોણ બહાર આવ્યું હતું ? મરણતોલ સ્થિતિને પ્રાપ્ત થયો ત્યાં સુધી મારે કામ કરવું પડયું અને તે પણ લગભગ બધોજ સમય અમેરિકામાં, તે શા સારૂ ? એટલાજ માટે કે તેઓ વધારે વિશાળ હૃદયના અને વધારે ઉન્નત વિચારના થાય. ઇંગ્લંડમાં ફક્ત છજ મહિના મેં કામ કર્યું; તેમાં એક અપવાદ સિવાય ત્યાં મારા પ્રત્યે દૂષણ કે નિંદાનો શબ્દ સુદ્ધાં નહોતો નીકળ્યો અને જે એક નીકળ્યો હતો તે એક અમેરિકન સાધુડીની ભંભેરણીનુંજ પરિણામ હતું. મારાપર કોઇ જાતના ત્યાં હુમલા ન થયા એટલુંજ નહિ, પણ અંગ્રેજી દેવળના સારામાં સારા અનેક પાદરીઓ મારા મોટા મિત્રો બન્યા. વળી

મારા કાર્યને અંગે વગર માગે મને ત્યાંથી પુષ્કળ મદદ મળી છે અને હજી બીજી વધુ મળવાની મને ખાત્રી છે. સિવાય મારા કાર્યની તપાસ રાખવાને ત્યાં એક મંડળ સ્થપાયું છે. તે કાર્યની દેખરેખ રાખવા ઉપરાંત તેને માટે મદદ પણ મેળવે છે. તે ઉપરાંત મારા કાર્યમાં મદદકરવા સારૂ ચાર પ્રતિષ્ઠિત સ્ત્રીપુરૂષો મારી પૂઠે હિંદુસ્થાન આવ્યાં છે. બીજાં ડઝનબંધ આવવાને તૈયાર છે અને જ્યારે બીજીવાર હું ત્યાં જઈશ ત્યારે સેંકડો બીજાં તૈયાર થશે.

વ્હાલા મ—, મારે માટે તું જરાકે ધાસ્તી રાખતો ના * * * દુનિયા મોટી છે, બહુજ મોટી છે અને તેથી અમેરિકન મિશનરીઓની ગમે તેટલી હાયવરાળ છતાં મને કોઇને કોઇ સ્થાન તો અવશ્ય મળશેજ. એ ગમે તેમ હોય પણ મને તો મારા કામથી બીલકુલ સંતોષ થયો છે. મેં કોઇ પણ કામની પહેલેથી યોજના કદી ઘડીજ નહોતી. દરેક વાત જેમ જેમ આવી તેમ તેમ મેં હાથ ધરી હતી. ફક્ત એકજ વિચાર મારા મગજમાં ઘૂંચવાયા કરતો હતો, તે એકે હિંદભૂમિની જનતાના ઉદ્ધાર માટેનું યંત્ર ઉભું કરવું; અને એમાં અમુક અંશે મને યશ પણ મળ્યો છે. દુષ્કાળ, વ્યાધિ અને દુઃખોની મધ્યમાં રહી 'પઠ્ઠાઓ' કેવું કામ કરી રહ્યા છે, એ જોઇને તમારા હૃદયને ખરેખાત હર્ષજ થાય—કોલેરાથી પટકાયલા પારિયાની પથારી પાસે બેસીને સારવાર કરતા, કે ભૂખે પીડાતા ચાંડાલોને ભોજન કરાવતા, નૂતન હિંદના નવયૂવકોને જોઇ તમોને ખચિતજ હર્ષ થશે. પ્રભુજી પોતે મને તેમજ તેમને બધાયને સ્હાય મોકલી રહ્યો છે. "મનુષ્યો તે કોણ માત્ર?" તે મારો પ્રાણ પ્યારો મારી પડખે છે, અમેરિકામાં હતો ત્યારે પણ તે મારી સાથેજ હતો, હિંદમાં અપ્રસિદ્ધ સ્થિતિમાં હું એક સ્થાનેથી બીજે સ્થાને ભટકતો હતો ત્યારે પણ તે મારી સાથેનો સાથેજ હતો. તેઓ જે બકવાદ કરે છે તેની મને શી પરવા છે? તેઓ માત્ર બચ્ચાંજ છે, બચ્ચાં કરતાં કોઇ પણ રીતે તેમની

સ્થિતિ ચડતી નથી. તો પછી હું કે જેણે પાર્થિવ પ્રપંચના મિથ્યાત્વની ખાત્રી કરી આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તે બાળકોના બકવાદથી માર્ગભ્રષ્ટ થઈશ ? શું હું એવો નબળો છું ?

મારા પોતા વિષે મારે આટલી બધી વાત લખવી પડી. કારણ મારે એટલું તમારૂં ઋણ હતું. મને લાગે છે કે મારૂં કાર્ય પૂરૂં થયું છે—હવે બહુ બહુતો ત્રણ ચાર વર્ષ જેટલું મારૂં આયુષ્ય બાકી રહ્યું છે. મોક્ષ માટેની બધી ઇચ્છા મારી લય પામી ગઈ છે. પાર્થિવ ભોગોની સ્પૃહા તો મેં કરીજ નથી. મારા કાર્યયંત્રને દૃઢ રીતે કામ કરતું જોવું એટલીજ મારી ઇચ્છા છે અને પછી જનસમાજના કલ્યાણ માટે—આખી દુનિયાના નહિં તો નિદાન હિંદુસ્થાનના મનુષ્યોના કલ્યાણ માટેનું યોગ્ય ઉચ્ચાલન ( લીવર ) સ્થાપન કીધું છે અને કોઇ શક્તિ—કોઈ બળ તેને ચલાયમાન કરી શકે તેમ નથી એવી ખાત્રી થયા પછી હું નિરાંતે સુઈશ. ભવિષ્યમાં શું થશે તેની દરકાર કર્યા વિના હું સુખેથી સોડ તાણીશ; અને હું ઇચ્છું છું કે મારો ફરીને ફરી જન્મ થાય અને મારે હજારો દુઃખો સ્હેવાં પડે, કે જેથી મારી જેમાં શ્રદ્ધા છે એવા એક માત્ર ઇશ્વરનીજ હું પૂજા કરી શકું, સર્વ આત્માઓનો સરવાળો જે " પરબ્રહ્મ " તેનેજ પૂજી શકું અને તેમાંયે **" સઘળી જાત અને વર્ગના દુષ્ટ, દુઃખી અને દરિદ્રીઓ તો મારી પુજાનાં ખાસ પાત્રો છે. "**

" જે ઉચ્ચ અને નીચ, સાધુ અને પાપી, દેવ અને કીટ બધુંજ છે; તેમજ જે દૃશ્ય, જ્ઞેય, સત્ય અને સર્વવ્યાપક છે એનેજ પૂજો; બીજી સઘળી મૂર્તિઓને ફોડો. "

" જેને ભૂત જીવન નથી કે ભાવિ જન્મ નથી, જેને મૃત્યુ નથી કે જવા આવવાનું નથી, જેની અંદર આપણે નિરંતર છીએ અને હઇશું, તેનેજ પૂજો, બીજી સઘળી મૂર્તિઓને ફોડો. "

વખત થોડો છે. બીજાંઓને ચણચણાટ ઉપજશે કે ખીજવાટ થશે તેની પરવા કર્યા વગર મારે જે જે કંઇ કહેવાનું છે તે કહી નાંખી મારૂં હૃદય મારે ખાલી કરવાનું છે. તેટલા માટે પ્રિય મ—, મારા ઓઠમાંથી જે જે કંઇ નીકળે તેનાથી તું ગભરાઇશ નહિ, કેમકે **મારી પાછળની સત્તા તે વિવેકાનંદ નથી પણ પરમાત્મા પોતે છે, અને એને બધી વાતની સૌ કરતાં સારી ખબર છે. મારે જો દુનિયાને ખુશ કરવાની હોય તો તેથી દુનિયાને નુકશાનજ થાય.** દુનિયામાં બહુમતીનો અમલ ગાજે છે તોપણ દુનિયાની સ્થિતિ શોચનીય છે એ જોતાં તો બહુમતીનો અવાજ ખોટો છે. દરેક નૂતન વિચારની સામે વિરૂદ્ધતા તો પ્રગટવાનીજ—સભ્ય મંડળમાં નાખુશીદર્શક નસકોરાં ફુલાવાની સભ્ય રીતિથી અને અસભ્ય જંગલી લોકોમાં ઘુરકાઘુરકી અને ગાળાગાળીથી, પણ વિરૂદ્ધતા તો નવા વિચાર સામે પ્રગટ થવાનીજ.

આ અળસીયાઓએ પણ ટટ્ટાર ઉભાં રહેવું જોઇએ, બચ્ચાંઓએ પણ પ્રકાશ જોવો જોઇએ. અમેરિકનો નવી મદિરાથી મત્ત થએલા છે. મારા સ્વદેશપર આબાદાનીનાં કૈં સેંકડો મોજાં આવ્યાં અને ગયાં છે. અમે લોકો જે પાઠ, જે ધડો શીખ્યા છીએ તે બીજાઓ સમજી શકે તેમ પણ નથી, એમ કહેવું એ મિથ્યા ગર્વ છે. આ વિકરાળ દુનિયા એ માયા છે. ત્યાગ લો અને સુખી થાઓ. જાતિ ( લિંગભેદ ) અને ઉપાધિના ખ્યાલ છોડી દો. બીજું કોઇ પછી બંધનજ નથી. લગ્ન, લિંગભેદ અને દ્રવ્ય એજ માત્ર ખરેખરા જીવતા સેતાનો છે. સર્વ પાર્થિવ પ્રેમ, શરીર, શરીર અને શરીરમાંથીજ પેદા થાય છે. જાતિ ન જોઇએ, ઉપાધિ ન જોઇએ; એ જેમ જેમ ઘસાતાં જશે તેમ તેમ અધ્યાત્મ દૃષ્ટિ નિર્મળ થતી જશે. જીવાત્મા પોતાના અનંત શક્તિ પુનઃ સંપાદન કરે છે. * *



### પત્ર ૫૦ મો—કાશ્મીર, તા. ૨૫ મી ઓગસ્ટ, સને ૧૮૯૮

છેલ્લાં બે વર્ષ થયાં હું આળસુ જીવન ગાળું છું, નૌકા કે જેમાં હું રાતદહાડો રહું છું યાને જેને મેં મારૂં ઘર બનાવ્યું છે, તેમાં બેસી સુંદર ઝેલમ નદીના ઉપલાણ અને હેઠાણમાં આમતેમ લ્હેરમાં આવે તેમ હંકારીને સ્હેલ માર્યા કરવા સિવાય તથા ઇશ્વરસર્જીત આ જગતના ભવ્ય સૃષ્ટિસૌંદર્યની મઝા માણવા સિવાય બીજું કંઈજ હું કરતો નથી. કુદરતના પોતાના આ બગીચામાં કે જ્યાં પૃથ્વી, હવા, જમીન, ઘાસ, છોડવા, વૃક્ષો પર્વતો, બરફ અને મનુષ્યપ્રાણીઓ—એ બધાંજ નિદાન બહારથી એ જગતાતની લીલાનું પ્રદર્શન કરી રહ્યાં છે, તેમાં હાલ હું નૌકામાં બેસી મોજ મારવા સિવાય બીજું કંઇજ કરતો નથી. ઉપાધિ મારી સંગે કંઈજ નથી. ખડિયો કલમ સુદ્ધાં નથી. ફાવે ત્યારે અને ફાવે ત્યાં ઝટપટ ખાઇ લઉં છું. અત્યારે મારૂં જીવન જાણે 'રિપ વાન વિન્કલ'ની પ્રતિમૂર્તિજ જોઇ લ્યો ! * *

કામ કરી કરીને મરવા ના પડતો. એમ કરવામાં કંઇ માલ નથી; સદા યાદ રાખો કે—"ફરજ એ મધ્યાન્હ કાલિન સૂર્ય છે. જેનાં પ્રખર કિરણો માનવ સમાજના ખુદ મર્મસ્થાનોને દહે છે." સંયમનની ખાતર થોડો સમય તેની જરૂર છે; તે પછી તો તે વિકારી સ્વપ્ન જેવુંજ છે. મદદ કરવાના હેતુથી આપણો હાથ લંબાવીએ કે ન લંબાવીએ તોપણ જગતનો વ્યવહાર તો જેમ ચાલે છે તેમ યથાસ્થિત ચાલ્યાજ કરે છે. ભ્રમમાં પડી આપણે માત્ર ખાલી તૂટી જઇએ છીએ એટલુંજ. મનુષ્યમાં એક એવી મનોવૃત્તિ છે કે જે નિઃસ્વાર્થતાની અંતિમ પાયરીપર જાય છે અને તે "પ્રત્યેક અનર્થને તાબે થઇને બીજાંઓને હાનિ કરવાનેજ." આપણી નિઃસ્વાર્થતાથી બીજાને

સ્વાર્થી બનાવવાનો આપણને જરાયે હક નથી; કેમ, એવો હક આપણને હોય એમ તમે ધારો છો ? * * * * *

પત્ર ૫૧ મો—રિજલી, સપ્ટેમ્બર ૨ જી, સને ૧૮૯૯.

* * * *

જીંદગી એ કલહ અને માયાવિમોચનોની પરંપરા છે.

* * સુખોપભોગ એ જીવનનું ખરૂં રહસ્ય નથી, કિંતુ અનુભવદ્વારા મેળવેલું શિક્ષણ એજ ખરૂં જીવન–રહસ્ય છે. * *

કોઇ પણ કાર્યને માથે એક વખત ઝંઝાવાત આવી જાય એ સર્વત્ર સારૂંજ છે. એથી કરી વાતાવરણ સ્વચ્છ બને છે અને ખરી પરિસ્થિતિથી યથાર્થ વાકેફ થવાનું બની આવે છે. એથી આપણને નવેસરથી મંડાણ કરવું પડે છે પણ તે મંડાણ વજ્ર જેવા મજબૂત પાયાપર થાય છે.

* * * *

પત્ર ૫૨ મો—રિજલી, તા. ૧૮ મી નવેમ્બર, ૧૮૯૯.

* * * *

* દુઃખ એતો જગતના સારામાં સારા અને બહાદુરમાં બહાદુર મનુષ્યોના નસીબમાં પણ લખાયલું હોય છે.

* * * *

નિદાન એ એક એવું નિયમન છે કે જે સ્વપ્ન અથવા ભ્રમણાને તોડે છે. મારે વેઠવાં પડેલાં દુઃખો માટે મને તો આનંદજ થાય છે. જગતમાં કોઇએ તો દુઃખના ભોક્તા થવુંજ જોઇએ;—અને કુદરતના એવા બલિદાનો પૈકી હું પણ એક છું એ જોઇ મને ખુશી થાય છે.

પત્ર ૫૩ મો—૧૨ મી ડિસેમ્બર, સને ૧૮૯૯.

* * વિદ્યાર્થીઓ પ્રત્યે મારાથી કડક ભાષા વપરાઈ જાય છે તેને માટે હું બહુ દીલગીર છું, કિંતુ તેઓ એ પણ સારી પેઠે જાણે છે કે મારા જેટલું તેમને આ પૃથ્વીપર બીજું કોઇ ચ્હાનાર પણ નથી. ગેબી મદદ મને મળી પણ હોય પણ આહ! એ ગેબી મદદ મને કેવી વિઘાતક નીવડી છે!! એવી મદદ વગર હું વધારે સુખીયો અને વધારે સારો થયો હોત. વર્તમાન ખરેખર બહુ અંધકારમય ભાસે છે, પણ હું એક લડવૈયો છું અને લડવૈયાને છાજે તેવીજ રીતે મારે મરણ શરણ થવું જોઇએ —પાછા પગ ભરવાની કે આધીન થવાની વાત નહિ—અને તેથીજ હું છોકરાઓ સામે ખીજવાઈ જાઉં છું. એમને હું લઢવાનું કહેતોજ નથી, પણ મારા માર્ગમાં અંતરાય રૂપ ન થવાનુંજ માત્ર હું તેમને કહું છું.

* * * *

* * એ રસ્તે હિંદ પહોંચતાં એક મહિનો લાગશે. હિંદની પ્રવૃત્તિઓને સરળ રીતે ચલાવવાને કિંવા વધારે સારા પાયાપર લાવવાને કાજે—નિદાન જ્યાં હાલ સુસ્તાઈ અને નકરાપણું છે તેને દૂર કરી જાગૃતિ લાવવાને કાજે કંઇક રકમ તો હું હિંદમાંના ઉભી કરી શકીશ એમ બને લાગે છે. શેષભાગ બહુ અંધકારમય અને ગોટાળાભર્યો થતો જાય છે; એમ થશે એ મેં પહેલેથી ધારેલુંજ હતું. હું એક ક્ષણભર પણ વિવશ બનીશ એમતો તમે ધારતાજ ના. પ્રભુ તમારૂં કલ્યાણ કરો;—**પ્રભુની જો એવી મરજી હોય કે મારે એના એક વૈતરા તરીકે કામ કરતાં રસ્તામાંજ મરવું, તો ભલે તેમ થાઓ.** તમારો કાગળ મળ્યા પછી અત્યારે હું પૂર્વે કદી નહોતો એટલો ખુશમિજાજમાં છું—**वाह गुरुकी फतेह !** ગુરૂ-

ઇની જય હો! વાહ મહારાજ, વાહ!! બસ હવે તો એજ, ભલેને આખું જગત્ સામે આવે, નર્ક આવે, દેવતાઓ આવે, કે સ્વયં જગદંબાજી આવે, હું તો લઢવાનો તે લઢવાનોજ; પાછો પગ કદી નહિ ભરવાનો. સ્વયં પરમાત્મા સાથે લઢતાં રાવણને ત્રણજ જન્મમાં મુક્તિ—લાભ થયો હતો! માતાજી સાથે લઢવું એ પણ કીર્તિભર્યુંજ છે.

તમારૂં અને તમારા આપ્તવર્ગનું સદા સર્વદા કલ્યાણ હો! તમે મારે માટે મારી યોગ્યતા કરતાં ઘણું, ઘણુંજ વધારે કર્યું છે.

---

પત્ર ૫૪ મો—કેલિફોર્નિયા, તા. ૨૪ મી જાનેવારી, સને ૧૯૦૦.

મને ડર રહે છે કે જે આરામ અને શાંતિને હું ઢુંઢું છું તે મને કદીય પ્રાપ્ત નહિ થાય. પરંતુ માતાજી મારીદ્વારા બીજાંઓનું—દાન મારી માતૃભૂમિનું—કંઇક કલ્યાણ કરે છે, તે જોતાં મારા પોતાના ભાગ્ય માટે મનને કંઇક દીલાસો મળી શકે તેમ છે. આપણે બધાંય પોતપોતાની રીતે યાજકો છીએ. મહાન્ પૂજા ચાલીજ રહી છે—એનો મર્મ કોઇથી સમજાતો નથી, સિવાય કે તે એક મહાન યજ્ઞ છે. જેઓ તેમાં રાજીખુશીથી સામેલ થાય છે તેઓ ઘણાં દુખમાંથી બચી જાય છે. જેઓ સામે થાય છે તેમને તાબે થવાની ફરજ પડે છે અને વધારે સ્હેવું પડે છે; તેથી મેં તો હવે રાજીખુશીથી તાબે થવાનોજ નિશ્ચય કર્યો છે.

---

પત્ર ૫૫ મો—સાન ફ્રાન્સિસ્કો, ૪ થી માર્ચ, સને ૧૯૦૦.

હું કામ કરવા નથી માગતો, મારે આરામ અને શાંતિ જોઇએ છે. એ સંબંધી દેશકાળની પણ મને ખબર છે, પણ પ્રારબ્ધ મને કર્મ તરફજ ઘસડી જતું લાગે છે. કસાઇખાના તરફ હંકરાઇ જતાં

ઢોરના જેવાં આપણે છીએ—તેઓ જેમ ઉપરથી ચાબખાનો માર ખાતાં જાય ને આગળ ચાલતાં જાય ને વળી રસ્તાની બાજુએ ઉગેલા ઘાસમાં મોઢું મારતાં જાય, તેવી આપણી પણ સ્થિતિ છે. અને * * * એમાંજ ક્લેશ, રોગ વગેરેની શરૂઆત છે. ધ્રુજી કરતાં અતિશય ડરવાથી આપણે ઉલટા વધારે ધ્રુજા કરી બેસીએ છીએ. અનર્થને ટાળવાનો તનતોડ પ્રયત્ન કરવા જતાં ઉલટા તેના જડબામાં આપણે પોતેજ વધારે જકડાઇએ છીએ.

આપણી આસપાસ આપણે કેટલાં બધાં નિરસ તુનો ઉભાં કરીએ છીએ !! તેથી કરીને ઉલટા જે વસ્તુને આપણે ટાળવા મથીએ છીએ તે વસ્તુ એટલે કે ક્લેશ તરફ આપણને તે વધારે ઘસડી લઇ જાય છે. * *

અહા ! નિર્ભય થવું, સાહસી થવું અને બધી વાતમાં નિસ્પૃહ થવું એ કેટલું સારૂં છે ! * *

---

પત્ર ૫૬ ઓ સાન ફ્રાન્સિસ્કો, ૨૫ મી માર્ચ, સને ૧૯૦૦.

* * છેલ્લાં બે વર્ષનાં કષ્ટો ઘણી રીતે ઘડાઈ રૂપે નીવડયાં છે. વ્યાધિ અને આફત જ્યારે આવે છે ત્યારે તો આપણને એમજ લાગે છે કે જાણે એના ભાર તળે આપણે સદાને માટે ચગદાઇ જવાના, પરંતુ અંતે તો તે આપણાં હિતકારીજ નીવડે છે. હું આ અનંત આકાશ છું; વાદળાં મારાપર ભલેને ફરી વળે પણ હું તો છું તેવોને તેવોજ અનંત રહેવાનો.

શાંતિ કે જે મારો તેમજ બીજાં બધાંનો સહજ ભાવ છે, તેનો આસ્વાદ લેવા હું મથું છું. આ હાડચામનાં પૂતળાં અને સુખ દુઃખનાં મૂર્ખાઇભર્યાં સ્વપ્નાં એ શું છે ? એમની ઉપયોગિતા ને વિસાત કેટલી ?

મારાં સ્વપ્નાંનો ભંગ થતો જાય છે, ૐ તત્ સત્ !

પત્ર ૫૭ મો—કાલિફોર્નિયા, ૧૮ મી એપ્રિલ, ૧૯૦૦.

* * * *

મી.— એ અધ્યક્ષના હોદ્દાનું રાજીનામું આપ્યાની વાત જાણી મને બહુ દિલગીરી થઇ છે.

પણ રખેને એને વધુ કષ્ટ થાય એ ડરથી હું ચૂપ રહું છું. મારી રીતો અત્યંત કડક છે એતો તમને ખબરજ છે. અને એકવાર હું બોલવા બેઠો તો પછી મારાથી એટલું બધું બોલાઈ જાય કે તે બિચારાની મનઃશાંતિ માટે બહુ ભારે થઇ પડે.

મેં ફક્ત એને એટલુંજ લખ્યું છે કે—ના વિષેના એના વિચારો સાવ ખોટા છે.

હું સારો છું, માનસિક દૃષ્ટિએ તો હું બહુજ સારો છું. શરીર કરતાં આત્માનો આરામ હું વિશેષ અનુભવું છું. જીંદગીના રણક્ષેત્રમાં મેં જય મેળવ્યા છે તેમ હાર પણ ખાધી છે. હવે મારાં ગાંસડાં પોટલાં બંધાઇ ગયાં છે અને હું એ મહાન ઉદ્ધારક ( મોત ) ની માર્ગ પ્રતીક્ષા કરૂં છું.

"ભગવાન્ શિવ ! મારા નાવને સામે કિનારે લઈ જજો"

ગમે તેમ પણ, હજી હું એક વિદ્યાર્થીજ છું. દક્ષિણેશ્વરના વટવૃક્ષ તળે બિરાજેલા ગુરૂદેવ શ્રી રામકૃષ્ણના મુખમાંથી ઝરતા અદ્‌ભુત વચનામૃતનું પાન જેવા વિસ્મિત ચિત્તે હું કરતો હતો તેવીજ સ્થિતિમાં અત્યારે પણ હું છું એજ મારો ખરો સ્વભાવ છે. કાર્યો અને પ્રવૃત્તિઓ, હિત કરવું વગેરે સઘળી વાતો જગતને ઠગવાની બાજી છે. અત્યારે પાછો તેઓશ્રીનો સૂર મારે કાને આવે છે; એજ અસલ અવાજ મારા આત્માને વ્યાપી કાઢે છે. બંધનો તૂટતાં જાય છે, મોહ ક્ષીણુ થતો જાય છે, કામ નિરસ બનતું જાય છે, જીવનપ્રકાશ ઝાંખો થતો જાય છે. ગુરૂશ્રીની હાકલનો ધ્વનિજ માત્ર કર્ણપટપર

અથડાય છે.—" આવ્યો, પ્રભુ, હું આવ્યો."—" મુવેલાંને મુડદાં દાટવાનું સોંપી તું તારે મારી પૂઠે ચાલ્યો આવ." "આવ્યો, મારા વહાલા! આવ્યો."

ને ખરે! હું આવુંજ છું. નિર્વાણ મારી સમક્ષ છે. તરંગ કે ઉચ્છવાસ રહિત શાંતિના અનંત મહાસાગર તરીકે કોઇ કોઇવાર હું તેને અનુભવું છું—તન્મય બનું છું.

ધન્ય કે હું આ જગતમાં જન્મ્યો, ધન્ય કે મેં કષ્ટો વેઠયાં, ધન્ય કે મેં ભૂલો કરી ને ધન્ય કે હું શાંતિના સામ્રાજ્યમાં પ્રવેશું છું. કોઇને હું બંધન આપી જતો નથી, કે સાથે હું કોઈ જાતનાં બંધનો લઇ જતો નથી. આ દેહનું પતન થયે હું મુક્ત બનીશ કે પછી સદેહેજ મુક્ત બની ચૂકયો હઇશ. પણ પહેલાંનો માણસ તો હું મટીજ ગયો; ગયો તે ગયોજ, ફરી તેનું પુનરાગમન નહિજ થવાનું!

માર્ગદર્શક કહો, ગુરૂજી કહો, નેતા કહો કે આચાર્ય દેવ કહો, જે કહો તે જતા રહ્યા છે ને બાળક, શિષ્ય, દાસ એવો જે હું તે પાછળ રહ્યો છું.

* * * * ના કામમાં હું માથું મારવા કેમ નથી માગતો તે તો તમે સમજો છો. અને કોઇના કામમાં માથું મારનાર હું તે કોણ? નેતા તરીકેનું સ્થાન તો મેં કયારનુંયે છોડી દીધું છે. અવાજ ઉઠાવવાનો મને કોઈ પણ જાતનો હક નથી. આ વર્ષના આરંભથીજ મેં હિંદુસ્થાનમાં કોઇને કંઈ પણ કરવાનું અધિકાર પૂર્વક કહ્યું નથી. તમને એ વાતની ખબર પણ છે. ભૂત સમયમાં તમે અને શ્રીમતી બ૦—એ મારે માટે જે જે કંઇ કર્યું છે તેને માટે હું તમો બંનેને અનેક ધન્યવાદ આપું છું. તમારૂં સર્વત્ર સર્વ રીતે શુભ થાઓ! તરવાની મોજ એ મારા જીવનની સુખીમાં સુખી પળો હતી; અત્યારે પણ હું એ મોજ ફરીથી માણી રહ્યો છું. માથાપર સૂર્યનારાયણ

તપી રહ્યો છે, આસપાસ ભાત ભાતની હરિયાળી વનસ્પતિ ખીલી રહી છે અને ચોગરદમ એવું તો શાંત અને સ્થિર છે કે જાણે સઘળી સૃષ્ટિ નિર્જીવ ન હોય! આવી શાંતતામાં, આવી સ્થિરતામાં, સૂર્યનારાયણના સુંદર તડકામાં નદીના હુંફાળા હૃત્પ્રદેશપર હું લ્હેરથી તરી રહ્યો છું. આ અજબ શાંતિ, જેને અનુભવતાં તમને ખચિતજ લાગે કે આ જગત્ કેવળ પ્રપંચ છે—માયા છે, તેનો રખેને ભંગ થાય એ બીકથી પાણીમાં મારા હાથ પગ પછાડવાની પણ હું હિંમત કરી શકતો નથી!

મારા કાર્યની પાછળ લોભ હતો, મારા પ્રેમની પાછળ વ્યક્તિત્વ હતું, મારી પવિત્રતાની પાછળ ભય હતો, મારા નેતૃત્વની પાછળ સત્તાની લોલુપતા હતી. હવે તે સર્વ અદૃશ્ય થતાં જાય છે ને હું તરૂં છું. આવ્યો, માતાજી આવ્યો; તારી હુંફાળી સોડમાં લપાવા હું આ આવ્યો. નિઃસ્તબ્ધ, અજાણ્યા, અલૌકિક સ્થાનમાં જ્યાં તું મને લઇ જઇશ ત્યાં હું એક પ્રેક્ષક તરીકે,—નાયક તરીકે નહિ હો!—તરતો તરતો આવીશ.

અહો હો! શું એ શાંતિ! શું એ નિરવતા! મારા વિચારો, મારા સંકલ્પો, મારા પોતાના હૃદયના છેક ઉંડાણમાંથી, બહુ આઘેથી આવતા હોય એમ લાગે છે. તેઓ આઘેથી આવતા મંદ ધ્વનિ જેવા ભાસે છે અને સર્વ કંઇપર શાંતિનું—એ મીઠી મધુરી શાંતિનું આચ્છાદન આવી ગયું છે. એ શાંતિનો હું તમને કેવી રીતે ખ્યાલ આપું? પણ–પણ નિદ્રાવશ થતાં પહેલાંની થોડીક પળોમાં કે જ્યારે બધી વસ્તુઓ જાણે અદૃશ્ય થઇ જઇ માત્ર છાયારૂપ જણાય છે તથા ભય, પ્રેમ વગેરે લાગણીઓ અસ્તંગત થઇ જાય છે ને તે વખતે જે શાંતિનો અનુભવ થાય છે તેના જેવીજ કંઇક આ શાંતિ

છે. આજુબાજુ ચિત્રો ને પૂતળાં હોવા છતાં એ શાંતિ પોતે એકલોજ અનુભવે છે.--આવ્યો, મારા નાથ, હું આ આવ્યો.

જગત્ છે ખરૂં, પણ તે નથી સુંદર કે નથી કદરૂપું. વિકાર હોવા છતાં લાગણી ન ઉશ્કેરાય તેના જેવી જગતની સ્થિતિ છે. આહ! એ સુખ તે હું તમને શું કહું! મને એક એક વસ્તુ સારી અને સુંદર જણાય છે; વસ્તુઓનું સારાસાર પ્રમાણ મારે માટે નાશ પામતું જાય છે—તેમાં સૌથી પ્રથમ મારા શરીરનું. ॐ तत् सत्.

લન્ડન અને પારિસમાં તમને બધાંને મહદ્ યશ મળો એમ હું ઇચ્છું છું. નવા નવા આનંદો અને નવા નવા શારીરિક માનસિક લાભો તમને પ્રાપ્ત થતા રહો!

---

પત્ર ૫૮ મો—ન્યુયોર્ક, ૨૭ જુલાઇ, સને ૧૯૦૦.

* * * *

હું હંમેશાં કહેતો આવ્યો છું તેમ જગદંબા સઘળું જાણે છે. માજીને પ્રાર્થો. નેતા થવાનું કામ બહુ કપરૂં છે—પોતાના અંગત સ્વાર્થને પ્રથમ જનતાના પગ તળે કચડી નાખવો જોઇએ. (ત્યારેજ નેતા થવાની યોગ્યતા આવે, અન્યથા નહિ).

* * * *

---

પત્ર ૫૯ મો—પારિસ, તા. ૨૮ મી ઑગસ્ટ, સને ૧૯૦૦.

જીંદગી એવીજ છે,—દળ્યેજ જાઓ; અને બીજું આપણે કરવાના પણ શું હતા? દળો, બસ દળો! કંઇક પણ નિષ્પન્ન થશે--

કોઇક માર્ગ ઉઘડશે. જો તેમ નહિ થાય—કે જે કદાચ કદીયે નહિ થાય—તો પછી? તો પછી શું? આપણા બધાજ પ્રયત્નો મૃત્યુને દૂર કરવા માટેજ છે! પણ ઓ મૃત્યુ દેવ! તું ના હોત તો આ દુનિયાની શી વલે થાત! તું તો દુનિયાઇ દર્દોનો મહાન ધન્વંતરી છે!

*　　*　　*　　*

સ્વપ્નાં, અહા! સ્વપ્નાં! મધુરાં સ્વપ્નાં અનુભવો! સ્વપ્ન. સ્વપ્નનો જાદુ એજ આ જીંદગીનું—આ જન્મ મરણનું કારણ છે, અને તેજ વળી તેના નિવારણનો ઉપાય છે. અનુભવો, બસ સ્વપ્ના અનુભવો! સ્વપ્નને સ્વપ્નાંથીજ વિદારો!

હું ફ્રેન્ચ શીખવાનો પ્રયત્ન કરૂં છું.—ની સાથે અહીં વાતો કરૂં છું. એમાંના કોઇ કોઇતો એ વાતોની બહુ કદર કરતા થઇ ગયા છે. એ શાશ્વત કોયડા વિષે, પ્રારબ્ધની એ શાશ્વત ફીરકી વિષે આખા જગતને કહો. એ પ્રારબ્ધ કિંવા નસીબની ફીરકીના દોરાનો છેડો ખરી રીતે કોઇને પણ જડતો નથી, છતાં પ્રત્યેક જણ પોતાને તે જડયો હોય એમ માને છે અને એ માન્યતાથી નિદાન એકવાર તો સંતોષસૂચક "હાશ" નો ઉદ્‌ગાર કાઢે છે, પણ બીજીજ પળે પોતાને બની ગયલો જુએ છે, કેમ ખરૂં ને?

ઠીક ત્યારે, મોટી મોટી બાબતો કરવાની છે, નહિ?—પણ મોટીની પરવા કોને છે? નાની બાબતો પણ સાથે સાથે કેમ નથી કરતા? બંને સરખી કલ્યાણકારી ને મહત્વની છે.

*　　*　　*　　*

શરીર વિષે વિચાર કરવાનો મને ઝાઝો વખત નહોતો. તેથી તે સારૂં હોવુંજ જોઇએ. વસ્તુતઃ પ્રભુ સિવાય કશું પણ કદી રૂંસા નથી પણ મહિંમહિંથી આપણે તેમને વિસરી જઇએ છીએ,

અને એ રીતનું વિસ્મરણ થવું એનુંજ નામ સારૂં હોવું ને સારૂં કરવું છે!

*　　*　　*　　*

દુનિયામાં આવી આપણે આપણો ભાગ ભજવીએ છીએ—પછી તે સારો હોય કે નરસો હોય. સ્વપ્નું જ્યારે ખલાસ થશે ને આપણે રંગભૂમિને છોડી જઇશું ત્યારે એ બધા પ્રતિ આપણે પેટ દાબીને હસીશું. મને કોઇ વાતની જો ખાત્રી હોય તો તે બસ આની.

---

પત્ર ૬૦ મો—બેલૂર મઠ, ૧૧ મી ડિસેમ્બર, ૧૯૦૦.

હું પરમદિવસે રાત્રે અહિં આવ્યો છું. અફસોસ! મારી ઉતાવળ કંઇજ કામ ન આવી.

કેપ્ટન સ—એ થોડાજ દિવસપર દેહ મૂકયો હતો—આ પ્રમાણે એ મહાન અંગ્રેજોએ અમારા લોકને માટે—હિંદુઓને માટે પ્રાણનું બલિદાન આપ્યું છે. સ્વધર્માર્થે પ્રાણાર્પણ ( માર્ટીયરડમ ) જેવી કોઇ ચીજ હોય તો તે આ છે.

*　　*　　*　　*

---

પત્ર ૬૧ મો—બેલૂર મઠ, હાવરા, તા૦ ૧૯ મી ડિસેંબર, ૧૯૦૦.

સાત સમુદ્રની પેલીપારથી હું તમારી ખબર પૂછું છું. તમને અજાયબી નથી થતી? ખરેખર! મારૂં જીવન એક ઉડતાં પંખી જેવું છે. રોનકદાર ઉદ્યોગી પારિસ, ઝાંખું પાંખું જરીપુરાણું કુસ્તંતુન્ત, ઝબૂકા મારતું નાનકડું આથેન્સ, અને પીરામીડની કીર્તિવાળું પ્રખ્યાત કેરો નગર કયાંયે પાછવાડે રહી ગયાં છે ને અત્યારે હું ગંગા કાંઠે આવેલા બેલૂર મઠમાંના મારા ખંડમાં બેઠો બેઠો લખી રહ્યો છું! અહિંઆંની શાંતિને નિઃસ્તબ્ધતા કંઇ ઓર છે! પડખે વિશાળ નદી

સૂર્યના તેજસ્વી પ્રકાશમાં આનંદે પણ નિરવપણે નૃત્ય કરી રહી છે. તેમાં આવી ચડતા વેપારી મછવાના હલેસાંથી એ અલૌકિક શાંતિનો કોઇ કોઇવાર ભંગ થાય છે તે સિવાય આ સ્થાનમાં શાંતિનું અબાધિત સામ્રાજ્ય છે. હાલમાં અહિં શીતઋતુ ચાલી રહી છે, છતાં પણ બપોરના ભાગના તો રોજ ગરમી પડે છે ને સૂર્ય અબાધિતપણે પ્રકાશે છે. અહિંનો શિયાળો દક્ષિણ કેલીફોર્નિયાના શિયાળાને મળતો છે. સર્વ કંઇ લીલુંછમ ને ચકચકિત છે. ઠેકઠેકાણે મખમલ સરખું મૃદું ઘાસ ઉગેલું છે, તથાપિ હવા ઠંડી, દિલખુશ અને તંદુરસ્ત છે.

---

પત્ર ૬૨ મો--બેલૂર મઠ, હાવરા, તા૦ ૨૬ મી ડિસેંબર, ૧૯૦૦

*　　*　　*　　*

મારા અત્રે આવી પહોંચતાં પહેલાંજ પરમસ્નેહી સ—મહાશય આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા હતા. એમના મૃતદેહને "આ-લા-હિંદુ" એ નામથી ઓળખાતા એમના પોતાના આશ્રમને પડખે થઇને વહેતી પવિત્ર ગંગાજીના પુનીત તટપર અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. પુષ્પ-હારોથી આચ્છાદિત થયલા એમના શબને આશ્રમમાંથી સ્મશાન ભૂમિ સુધી બ્રાહ્મણો ઉંચકી લઇ ગયા હતા અને તેની આગળ પાછળ શિષ્ય સમૂદાય વેદમંત્રોની ધૂન ચલાવી રહ્યા હતો.

અત્રેના કાર્ય માટે આ સાથે બે ધર્મવીરોના ભોગ અત્યાર સુધીમાં અપાઈ ચૂકયા છે. આથી કરી આંગ્લભૂમિ અને તેના બહાદુર બચ્ચાંઓ માટેનો મારો પ્યાર વધે છે. ભાવિ હિંદના છોડવાને જગદંબાજી આવી રીતે આંગ્લભૂમિના ઉત્તમોત્તમ લોહીથી સિંચે છે. જય હો જગત્જનુનિ !

પરમસ્નેહી શ્રીમંત સ૦--શાંત ચિત્ત છે. પારિસને સરનામે મારા પર એમણે લખેલો કાગળ આ મેલમાં મને મળ્યોછે. આવતી કાલે હું

તેમની મુલાકાતે જવાનો છું. એ પ્રિય—ધીર આત્માનું પરમાત્મા કલ્યાણ કરો !

અત્રેની ઋતુ હાલ બહુ ખુશનુમા છે. શિયાળો ચાલે છે. શુભ્ર બરફથી યુક્ત થતાં હિમાલયની શોભા હજી પણ વૃદ્ધિંગત થશે.

મી. જ—નામનો જે તરૂણ ન્યુયોર્કથી અત્રે આવ્યો હતો તેણે બ્રહ્મચર્ય વૃતની દીક્ષા લીધી છે અને તે હાલ માયાવતી રહે છે.

મઠવાસીભાઇઓએ પોતાની શક્તિ અનુસાર સઘળું કાર્ય યથાયોગ્ય ચલાવ્યું છે એ જોઇને મને ખુશી ઉપજે છે અને ખોટી ધારિતથી તેમને ઠપકો આપવામાં મારી કેવળ મૂર્ખાઇજ થઇ હતી એવું હવે મને લાગે છે.

અગ્રે નિહાળું, પૃષ્ઠે નિહાળું, બધેજ તે સત્ય વિલસેલું ભાળું;
ગમગીની ગાઢી ગમે તેવામાંએ, નિજાત્મજ્યોતિ ઝળકે રસાળું.

* * * *

---

પત્ર ૬૩ મો—બેલૂરમઠ, ૭ મી સપ્ટેમ્બર, સને ૧૯૦૧.

આપણે બધા કકડે બચકે કામ કરીએ છીએ, નિદાન આ કામમાં તો એમજ છે.

**હું કમાનને દાબી રાખવાનો પ્રયત્ન કરૂં છું, પણ કંઇ ને કંઇ એવું બનતું રહે છે કે જેથી કમાન છટકી જાય છે; એટલે પછી વિચારો, યાદગીરીઓ, બોલંબોલા અને કાગળોપર કાગળો ચિતરવાનું કામ ચાલે છે !**

વર્ષાઋતુ આ તરફ હવે ખરેખરી શરૂ થઇ ગઇ છે અને જાણે કેમ પ્રલય થવાનો નહોય તેમ રાતને દહાડો મૂશળધાર વરસે જાય છે. નદી પાણીથી ઉભરાઈ જાય છે; કાંઠા બધા રેલાઇ ગયા છે; તળાવો, ટાંકાઓ ઉભરાઇ ગયાં છે; મઠના વાડામાં ભરાઇ રહેલાં પાણીને

નિકાલ કરવા માટે જરૂરી ઉંડી ગટર ખોદવાના કામમાં મદદ કરીને હું હજી હમણાંજ ચાલ્યો આવ્યો છું. કોઇ કોઈ ઠેકાણે તો મથોડા મથોડા પૂર પાણી ભરાયાં છે. મારી પાસેની પ્રચંડ જળકુકડી તેમજ બતકો અને હંસો આનંદથી મકલાઇ ગયાં છે. મારો પાળેલો મૃગ થોડા દહાડાપર મઠમાંથી છટકી ગયો હતો, તે પાછો કેટલાક દહાડાના ચિંતાજનક પરિશ્રમને અંતે પ્રાપ્ત થયો છે. દુર્ભાગ્યવશાત્ મારી એક બતક ગઇ કાલે મરી ગઈ; એક અઠવાડિયાથી તે મરૂં મરૂં કરી રહી હતી. મારો એક વિનોદી સંન્યાસી કહે છે કે "મહારાજ, આ કલિયુગમાં હવે જીવવાની મઝાજ નથી; કેમકે બતકોને પણ ભેજ અને વરસાદથી શરદી થાય છે ને દેડકાં પણ છીંકે છે !"

એક હંસનાં પીંછાં ખરી પડતાં હતાં. બીજો ઉપાય હું જાણતો નહિ હોવાથી મેં એને લઇને મંદ કાર્બોલિક એસિડ મિશ્રિત પાણીના કુંડામાં ઝબોળ્યું; મેં ધારેલું કે વ્હાયતો એને એ ઉપાયથી મટી જશે ને નહિ તો પછી તે મરી જશે; અને જણાવતાં આનંદ થાય છે કે તેને હવે તદ્દન સારૂં થઈ ગયું છે.

---

પત્ર ૬૪ મો—ન્યુયૉર્ક, ૨૪ મી જાનેવારી, ૧૮૯૫.

અભિન્ન હૃદયેષુ—

* * * તમારી તબિયત હજી પણ સુધરતી નથી એ બહુ દુઃખની વાત છે. ખૂબ ઠંડા પ્રદેશમાં, શીતકાળમાં જે ઠેકાણે બરફ પડતું હોય અર્થાત્ કે દાર્જીલીંગ જેવા સ્થાનમાં તમારે જવું જોઇએ છે. ઠંડીના યોગે તમારો વ્યાધિ મટી જશે; મને એ પ્રમાણે થયું હતું. સિવાય, ઘી અને મસાલા ખાવાનું છોડી શકાશે કે ? ઘીના કરતાં માખણ જલદી હજમ થાય છે. અભિધાન પહોં-

ચતાંજ ખબર આપીશ. મારા સવિશેષ સ્નેહવંદન જાણજો તથા અન્ય સર્વને જણાવજો. * * * * * *

અત્યારે કોઇને પણ ઈંગ્લંડ આવવાની જરૂર નથી. હિંદ આવીને તેમને હું તૈયાર કરીશ. તે પછી જેને જ્યાં જવું હોય ત્યાં ભલે જાય.

પૂર્તિઃ—જાતે કંઇ કરવું નહિ અને બીજાં કરે તેની ટોળ કરવી, એજ દોષથી આપણી જાતિનો સર્વનાશ થયો છે. હૃદયહીનતા, ઉદ્યમહીનતા, એ સકળ દુઃખનાં કારણ છે. માટે એ બન્નેનો સર્વથા ત્યાગ કરજો. કોની અંદર કેટલું છે તે પ્રભુ વિના અન્ય કોણ જાણે? બધાયને Opportunity (સુયોગ) આપો. પછી તો જેવી પ્રભુની ઇચ્છા. સર્વ ઉપર સમાન પ્રીતિભાવ રાખવાનું કામ છે તો બહુ કપરૂં, પણ તે વિના મુક્તિ પણ સંભવતી નથી.

* * * સર્વજણ ઉઠીને ન મંડે ત્યાં લગી કાર્ય શીરીતે થાય? उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः ઇત્યાદિ (ઉદ્યોગી પુરૂષસિંહનેજ લક્ષ્મીનો લાભ પ્રાપ્ત થાય છે). પાછું વાળીને તો જુઓજ ના. આગળને આગળજ ધપ્યે જાઓ! અનન્ત વીર્ય, અનન્ત ઉત્સાહ, અનન્ત સાહસ અને અનન્ત ધૈર્યની અપેક્ષા છે. તોજ મહાકાર્ય સિદ્ધ થઈ શકે ને દુનિયાનું ભલું થઇ શકે. * * *

---

પત્ર ૬૫ મો—૧૩ મી ફેબ્રુઆરી, ૧૮૯૬.

* * * * *

વૈરાગ્ય, અપ્રતિકાર, અહિંસા, ઇત્યાદિ આદર્શો વડેજ આપણે ક્રમશઃ ક્રમસંસારિત્વ, ક્રમપ્રતિકાર, ક્રમહિંસાના માર્ગે પહોંચીએ છીએ. માટે આદર્શને સર્વદા ચક્ષુ સમીપ રાખી એક એક પગલું કરી તેના

તરફ પ્રગતિ કરો. બીલકુલ પ્રતિકાર રહિત, હિંસા રહિત અને વાસના રહિત તો આ સંસારમાં કોઇ પ્રાણી બની શકેજ નહિ. એ આદર્શને પ્રત્યક્ષ કરી શકાય એવી અવસ્થાએ જગત્ હજી પહોંચ્યું નથી. જે અશુભોના સમૂદાયમાં થઇને જગત પોતાની પ્રગતિ કરવા મથી રહ્યું છે, તેના પરિણામે તે ધીરે ધીરે, પણ નિશ્ચિતભાવે તે આદર્શ તરફ આગળ વધતું જાય છે. જગતમાંના ઘણાખરા પ્રાણીઓ એજ ધોરણે ક્રમશઃ ઉન્નતિ કરી શકશે. વિશેષ શક્તિમાન પુરૂષોને પણ થોડે યા ઘણે ભાગે જગતની આ વર્તમાન અવસ્થાના અવલંબનપૂર્વકજ આદર્શને પહોંચવાની ચેષ્ટા કરવી જોઇશે.

"સમયોચિત કર્ત્તવ્ય સાધન" એજ શ્રેષ્ટમાર્ગ છે અને કાર્યાકાર્યને સમજીને કાર્ય આદરવાથી તે બંધનરૂપ નીવડતું નથી.

"સંગીત" એ સર્વશ્રેષ્ઠ લલિતકળા છે અને જેઓ તે કળાને સમજીબુજી શકે છે તેમને માટે તો તેજ સર્વથી શ્રેષ્ઠ ઉપાસના છે.

અજ્ઞાન અને અશુભનો નાશ કરવા કાજે આપણે યથાસાધ્ય પ્રયત્ન આદરવો જોઇએ. આપણે શીખવું જોઇએ કે **શુભની વૃદ્ધિ-દ્વારાજ અશુભનો નાશ થશે.**

* * કાર્ય ફરીને શીઘ્ર શરૂ કરીશ. બે અઠવાડિયાની અંદરજ હું પંજાબ જઇશ અને લાહોર, અમૃતસરમાં બેએક વ્યાખ્યાનો કરી કરાંચી, ગુજરાત, કચ્છ વગેરે સ્થાને જઇશ. કરાંચીમાં હું નિશ્ચય તમને મળીશ.

આ કાશ્મીર ખરેખરજ પૃથ્વીપરનું સ્વર્ગ છે. આવો મનોહર દેશ પૃથ્વીપટપર બીજો કોઇજ નથી. જેવા રમણીય પહાડ છે, તેવાંજ રમણીય જળ, ઝાડપાન, સ્ત્રીપુરૂષ અને પશુપંખી છે. આટલા દિવસ મેં આ દેશને ન નિહાળ્યો તેથી મનમાં દુઃખ થાય છે. * * *

સર્વદા તમારૂં કલ્યાણ વાંચ્છું છું એ નિશ્ચય જાણજો.

પત્ર ૬૬ મો—ન્યુયોર્ક, તા. ૧૪ મી એપ્રિલ, ૧૮૯૬.

તમારો પત્ર મળ્યો, વાંચી સમાચાર જાણ્યા. શ—ના પહોંચ્યાની ખબર જાણી. તમે મોકલેલું, 'ઇંડિયન મિરર,' છાપું પણ મળ્યું. લેખ ઉત્તમ લખાયો છે, બરોબર લખ્યે જાઓ. દોષ જોવા તો બહુ સ્હેલ છે, પરંતુ ગુણ જોવા એજ મહાપુરૂષનો ધર્મ છે, એ વાત કદી ભૂલતા ના. * *

હવે તમારે **સંઘબદ્ધ થવાની** જરૂર છે. એને માટે સંપૂર્ણ **આજ્ઞાધારકતા તથા શ્રમસંવિભાગની** આવશ્યક્તા છે. હું તે વિષે સવિસ્તર ઇંગ્લંડથી લખી મોકલીશ. આવતી કાલે હું ઇંગ્લંડ માટે ઉપડું છું. તમોને યથાયોગ્ય કાર્યકર્ત્તા તથા સંઘબદ્ધ કરવાનો મેં પાકો ઠરાવ કર્યો છે.

રામકૃષ્ણ પરમહંસ ઇશ્વિર છે, ભગવાન છે–એ બધું આ દેશમાં ન ચાલે. એવા ભાવ સર્વ કોઇના ગળે બળાત્કારે ઉતારવાનું વલણ રાખવાથી આપણી પ્રવૃત્તિ એક ક્ષુદ્ર સમ્પ્રદાયમાં પરિણત થઇ જવાની ભીતિ રહે છે. માટે તમે એવી જાતના સર્વ પ્રયત્નોથી અલગ રહેજો. * * * * * * * *

**સાધારણ લોક, સર્વદા વ્યક્તિનેજ ચહાશે, પણ ઉચ્ચશ્રેણીના લોક તો સદા શિક્ષા ( બોધ ) નેજ ગ્રહણ કરશે. આપણને એ બંનેની જરૂર છે. + + + સાર્વભૌમિક તો શિક્ષાજ છે, વ્યક્તિ નહિ. માટે શિક્ષાનેજ દૃઢભાવથી વળગી રહો. તેઓ શિક્ષા ( બોધ ) આપી ગયા છે, તેમના વ્યક્તિત્વ વિષે લોકો ભલે ખુશીમાં આવે તેમ ધારે.**

---

પત્ર ૬૭ મો—લાહોર, તા. ૧૫ મી નવેમ્બર, ૧૮૯૭.

*    *    *    *    *    *    *    *    *

મારી તબિયત હવે લથડી ગયેલી હોવાથી હવે મારા જીવનનો ભરોસો નથી. કલકત્તામાં એક મઠ સ્થાપવાનો મારો ઉદ્દેશ અદ્યાપિ પણ હું સિદ્ધ કરી શક્યો નથી. વળી દેશના લોક અમારા મઠને પૂર્વે જે મદદ આપતા હતા તે પણ બંધ પડી છે. તેમની ધારણા એવી છે કે હું ઇંગ્લંડથી પુષ્કળ દ્રવ્ય લાવ્યો છું!! અધુરામાંપૂરૂં વળી આ વખત મહોત્સવ થવો પણ અસંભવ છે; કારણ રાસમણિના મંદિરવાળા મને વિલાયત જઇ આવેલો કહી ઉદ્યાનમાં પેસવાની મના કરે છે!! તેથી મારૂં પ્રથમ કર્ત્તવ્ય એ છે કે રજપૂતાના વગેરે સ્થળોમાં જે બેચાર મિત્રો છે તેમને મળી કરી કલકત્તામાં એક સ્થાન ઉભું કરવાનો જીવતોડ પ્રયાસ કરવો. આ બધાં કારણોને લઇને અત્યંત દુઃખની લાગણી સાથે મારે સિન્ધુ દેશની મુસાફરી પડતી મેલવી પડી છે. રજપૂતાના તથા કાઠિયાવાડ થઇને તે તરફ આવવાની ખાસ ચેષ્ટા કરીશ. તમે માઠું લગાડશો મા. એક દહાડો પણ હું તમને ભુલી શકતો નથી. તોપણ કર્ત્તવ્યને પ્રથમ સ્થાન આપવું ઉચિત છે. કલકત્તામાં એક મઠ થઇ જાય એટલે પછી હું નિશ્ચિંત થઇશ. * *



પત્ર ૬૮ મો—૧૮૯૫

પ્રિયવર—

સ—એ જે જે પુસ્તકો મોકલ્યાં તે પહોંચ્યાં છે. એ વાત લખવી હું ભૂલીજ ગયો. તેને તે પ્રમાણે કહેજો. હવે તમારે માટે લખું છું:—

૧ પક્ષપાતનેજ સઘળા અનિષ્ટનું મૂળ કારણ જાણજો, અર્થાત્ જો

તમે કોઈના પણ પ્રતિ બીજા કરતાં અધિક સ્નેહ દેખાડો તો તેથી ભાવી વિવાદનું મૂળ ઉત્પન્ન થશે.

૨ તમારી કને આવીને કોઇ ભાઇ બીજા ભાઇની નિન્દા કરે તો તે બીલકુલ કાને ધરવી નહિ—એ સાંભળવામાં પણ મહાપાપ છે—ભાવિ વિવાદનું મૂળ એમાં રહેલું છે.

૩ વિશેષમાં એ કે સઘળાના દોષ સહન કરવા, લાખો અપરાધ ક્ષમા કરવા. સર્વ કોઇને જો તમે નિઃસ્વાર્થપણે ચહાશો તો ધીરે ધીરે સઘળાં પરસ્પરને ચહાવા લાગશે. એકનો સ્વાર્થ બીજાના ઉપર આધાર રાખે છે એ વાત વિશેષરૂપે સમજતાંજ સઘળાં જણ ઇર્ષ્યાનો એકીવારે ત્યાગ કરશે. દશજણ મળીને એકાદું કાર્ય કરવું એતો આપણા જાતીય ચરિત્રની અંદરજ નથી; તેથી તે ભાવને આપણા લોકમાં આણવા માટે આપણે અનેક યત્નો, પ્રયાસો અને વિલંબો સ્હેવા પડશે. તમારી અંદર હું નાનામોટાનો ભેદ નિહાળી શકતો નથી. કામની વખતે બધાય જણ મહાશક્તિ પ્રકાશ કરી શકોછો એમ મેં જોયું છે. શ—પોતાના સ્થાને કેવો બેસી રહે છે! તેની દૃઢનિષ્ઠા એક જબરજસ્ત દીવાલ સ્વરૂપ છે. ક—અને ય—એ ટાઉન હૉલની મીટીંગ કેવી ઉત્તમરૂપે પાર પાડી! કેવું મહાન કાર્ય નિ—એ સિલોન આદિ સ્થાનોમાં કર્યું છે! સ—એ કેટલા બધા દેશપર્યટણ કરી મોટાં મોટાં કાર્યનાં બીજ વાવ્યાં છે! હ—નો વિચિત્ર ત્યાગ, સ્થિરબુદ્ધિ તથા તિતિક્ષાનો હું જ્યારે પણ વિચાર કરૂં છું ત્યારે મારામાં નૂતન જોમ આવે છે. ત—વગેરે સઘળાજમાં એક એક મહાશક્તિ છે. જુઓ, આ દેશમાં સેંકડો નરનારી પ્રભુના સઘળા અવતારોને શ્રેષ્ઠ માનીને પૂજવા લાગ્યાં છે. ધીરે ધીરે, મહાકાર્ય ધીરે ધીરે થાય છે. * *

તમે અનન્ત શક્તિમાન છો—સામાન્ય ઇર્ષ્યાબુદ્ધિ તથા અહંબુદ્ધિનું દમન કરતાં તમને કેટલા દહાડા લાગે? જ્યારે પણ એ

બુદ્ધિ ઉદ્ભવે ત્યારે પ્રભુનું શરણ લ્યો. શરીર તથા મન એને સોંપી દો અને પછી જુઓ કે બધું કેવું એકદમ સરળ અને સુગમ થઇ જાય છે!

* * * * *

દરરોજ સવારે તથા સાંજે ક—પ્રભૃતિ વાદવિવાદ કરે કે જેથી કંઇક શાસ્ત્રચિંતન થાય; સાંજરે પાછું ફરીને પાઠ, ધ્યાન, ધારણા, સંકીર્તનાદિ રાખવું. એક દિન યોગ, એક દિન ભક્તિ, એક દિન જ્ઞાન ઇત્યાદિ વિભાગ કરી લેવા પડશે. એ પ્રમાણે એકવાર Routine (પાઠનો ક્રમ) કરી નંખાય તો ઘણુંજ મજેનું થાય. સાંજના પાઠ વગેરે વખતે સર્વ સાધારણ લોકોને આવવાની છૂટ રાખવી. વળી પ્રતિ રવિવારે દશ વાગ્યાથી તે મધરાત સુધી ક્રમાન્વયે પાઠકીર્તનાદિ રાખવાનું ઉચિત થઇ પડશે. તે પણ Public (સર્વ સાધારણ) ને માટે ખુલ્લું રાખવું. એ પ્રકારના નિયમ વિગેરે કરી થોડા દહાડા જરા પરિશ્રમપૂર્વક ચલાવવામાં આવશે તો પછી તો એ ગાડું આપો આપ સરળ રીતે ચાલવા લાગશે. એ ઓરડામાં તંબાકુ ખાવા-પીવાની મનાઇ રાખવી. એને માટે એક અલાયદી જગો રાખવી. આ વ્યવસ્થા જો તમે પરિશ્રમ કરીને ધીરે ધીરે અમલમાં લાવી શકો તો હું સમજું કે તમારે હાથે અનેક કામ એ રીતે થશે.

---

### પત્ર ૬૯ મો:— ૧૮૯૫.

* * * * *

દેશમાં શું માણસો વસે છે? શ્મશાનપુરીના જેવીજ એની હાલત છે! Lower class-નિમ્ન શ્રેણી—ના અજ્ઞાન લોકોમાં ઉપયુક્ત જ્ઞાન ફેલાવવાની ગોઠવણ થાય તોજ એનો ઉપાય થઇ શકે. જ્ઞાનબળ કરતાં

અધિક બળ બીજું કયું છે? બડા કહેવાતા માણસો કયા દેશમાં અને કયારે કંઇ પણ સંગીન ઉપકાર કરે છે? મોટાં મોટાં કામો સર્વ દેશમાં ગરીબોજ કરે છે. પૈસા આવતાં શી વાર? માણસોજ કયાં છે? દેશના લોકો બાળકવત્ છે તેથી એમની સાથે બાળકના જેવોજ વ્યવહાર કરવો જોઇએ. * *

કોઇની પણ સાથે ઝગડો કર્યા વગર હળીમળીને ચાલ્યા જાઓ. આ દુનિયા બહુજ ભયાનક છે, કોઇનો પણ વિશ્વાસ નહિ. ભયનું કારણ નથી, કેમકે માતાજી આપણી સહાયે છે–આ વાર એવું કામ થશે કે તે જોઇને તમે અવાક્ થઇ જશો.

ભય કેવો? કોનો ભય? છાતી વજ્ર કરીને મંડી પડો.

પૂરવણીઃ—સ—એક બંગાળી પત્ર કાઢવાનું કહે છે. તેને વિશેષ સહાય કરજો, એની મતલબ સારી છે. કોઇનો પણ ઉત્સાહ ભંગ કરતા નહિ. Criticism (વિરૂદ્ધ સમાલોચના) કરવાનું એકીવારે છોડી દેજો. જ્યાંલગી હેતુ સારો લાગે ત્યાંલગી બધાયને બનતી સહાય આપવી; જ્યાં સારૂં ન લાગે ત્યાં ધીરે રહીને સમજ આપવી. પરસ્પરની ટીકા કરવી એતો સર્વનાશનુંજ મૂળ છે અને દળમાં ભંગાણ પાડવાનું એક સાધન છે. "એ શું જાણે?" "એને શી સમજ?" "તારાથી શું થવાનું છે?" વગેરે વાક્યપ્રયોગો તથા ઉપહાસ કરવાની વૃત્તિ એ સર્વ ઝઘડા અને ટંટાફીસાદનું મૂળ સૂત્ર છે.



# પરિશિષ્ટ*

પત્ર ૭૦ મો—બાગબઝાર, કલકત્તા, તા. ૬ ઠી જુલાઇ, ૧૮૮૯.

*        *        *        *        *

ૐ શ્રી કાશી ધામમાં આપી મહાશયના ચરણારવિંદનાં દર્શન કરી તથા મહાશયના સહવાસમાં રહી સદ્‌વાર્તાથી આત્માનું કલ્યાણ કરવાની મારા અંતરમાં અત્યંત ઉગ્ર ઇચ્છા છે, પણ બાજી બધી પ્રભુના હાથમાં છે. જન્માંતરમાં આપ મહાશય સાથે કોણ જાણે શોયે હૃદયયોગ હશે ! નહિ તો આ કલકત્તામાં કેટલાએ ધનવાન, કુળવાન અને પ્રતિષ્ઠિત લોકો મારા પ્રત્યે અતિશય આદરભાવ અને સ્નેહ રાખે છે, છતાં તેમનો સંગ મને અતિશય કંટાળાભર્યો લાગે છે,

---

*આ પરિશિષ્ટમાં આપેલાં પત્રો સ્વામીજીએ બનારસવાસી બાબુ પ્રમોદદાસ મિત્ર કે જેઓ બહુજ ધર્મચુસ્ત અને પ્રખર વિદ્વાન તથા ચારિત્રવાન હતા તેમના ઉપર "પૂજ્યપાદ" એવા સંબોધનપૂર્વક અને "દાસ વિવેકાનંદ" એવી સહીથી લખેલાં હતાં. આ પત્રો સ્વામીજીએ દૃઢ પ્રજ્ઞા પ્રાપ્ત કરી અને તેઓ અમેરિકા ઇ૦ તરફ જઇ ત્યાંના લોકોને આર્ય તત્વજ્ઞાનનો લાભ આપી યશભાગી થઇ આવ્યા તેની પૂર્વે, અને સંન્યાસ ધારણ કર્યા અગાઉના તેમજ તે પછીના નજીકના સમયમાં, કે જ્યારે તેઓ ઉત્કટ જિજ્ઞાસુની સ્થિતિમાં હતા, તે કાળમાં લખાયલાં છે. એક સાચા સાધકમાં પરમાત્મ સાક્ષાત્કાર કરી કૃત્યકૃત્ય બનવા માટે જે ઉગ્ર તાલાવેલી, સામાન્ય જનોપ્રતિ ઔદાર્ય, મહજ્જનો પ્રત્યે પૂજ્યભાવ, વગેરે બાબતો હોવી જોઇએ તે આ પત્રોમાં જણાઇ રહે છે. સ્વામી રામતીર્થની જીજ્ઞાસુદશા પણ એવીજ હોવાની વાત તેમણે ભક્ત ધન્નારામ ઉપર શરૂમાં લખેલાં પત્રો દર્શાવી આપે છે. આવી તાલાવેલી વિના સાચો સાક્ષાત્કાર સંભવિતજ નથી.        સંપાદક.

ત્યારે આપ મહાશય સાથેના માત્ર એકજ દિવસના સહવાસ તથા આલાપથી મારું દિલ એટલું બધું તો મુગ્ધ થઇ ગયું છે કે આપને મારા એક અંતરંગ સંબંધી અને ધર્મબંધુ તરીકે મુજ હૃદયે સ્વીકારી લીધા છે! આમ થવાનું એક કારણ તો એ છે કે આપ મહાશય ભગવાનના પ્રિય સેવક છો. બીજું કારણ કદાચ એ હશે કે—

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि। ( શાકુન્તલ. )

અર્થાત જન્માંતરમાં દૃઢ થયેલી સ્નેહગ્રંથિનું અંતરના ઊંડાણમાંથી આપોઆપજ સ્મરણ થતું હશે.

અતુલ અનુભવ અને સાધનાના ફળસ્વરૂપ જે ઉપદેશ મહાશય તરફથી મને મળ્યો છે તેને માટે હું મહાશયનો અત્યંત ઋણી છું. જૂદી જૂદી જાતના નવીન મતો મસ્તકમાં ધારણ કરવાથી મનુષ્યને વારંવાર રહેવું પડે છે એ વાત બીલકુલ સાચી છે અને મને પોતાને પણ તેનો કોઈ કોઇ વાર અનુભવ થયેલો છે.

પણ આ વખતનો મારો રોગ કંઈ જૂદીજ જાતનો છે. મંગલમય ભગવાનની અંદરનો મારો વિશ્વાસ નષ્ટ થયો નથી અને થવાનો પણ નથી, તેમજ શાસ્ત્રની અંદરનો મારો વિશ્વાસ પણ અટલ છે; કિન્તુ ઇશ્વરેચ્છાના યોગે છેલ્લાં છ સાત વર્ષથી મારું જીવન નાના પ્રકારનાં વિઘ્નો અને અંતરાયો સાથે ઝઘડવામાંજ વ્યતીત થયું છે. આદર્શ શાસ્ત્રની મને પ્રાપ્તિ થએલી છે, આદર્શ મનુષ્ય મેં મારી નજરે નિહાળ્યો છે; છતાં મારાથી કોઇ વાત સંપૂર્ણભાવે સિદ્ધ થઇ શકતી નથી, એથી મને અત્યંત લાગી આવે છે; એજ મારા કષ્ટનું કારણ છે.

વિશેષમાં હું કલકત્તાની નજીક રહેતો હોવાથી એ રોગનો કોઇ ઉપાય થઇ શકે તેમ નથી. મારી જન્મદાત્રી માતા અને બે ભાઇઓ

કલકત્તામાંજ રહે છે. અમે ત્રણ ભાઇઓ: તેમાં હું સૌથી મોટો, વચલો હાલમાં આર્ટક્લાસના પ્રથમ વર્ષમાં છે અને ત્રીજો હજી નાનો છે.

તેમની સ્થિતિ પહેલાં ઘણી સારી હતી, કિન્તુ મારા પિતાશ્રીના મૃત્યુ પછીથી એમને ઘણું દુ:ખ પડે છે–એટલે સુધી કે મહિંમહિં તો એમને સાવ કડાકા ખેંચવાનો વારો આવે છે! એટલું જાણે ઓછું હોય તેમ એમની દુર્બળ અને નિઃસહાય દશાનો લાભ લઇને કેટલાંક સગાં સંબંધીઓ તેમને વડીલોપાર્જીત ઘરમાંથી કાઢી મેલી ઘરનો કબજો બથાવી પડયા છે. હાઇકોર્ટ સુધી લઢીને એ ઘરનો થોડોક ભાગ પુનઃ પ્રાપ્ત કર્યો છે, તો પણ કોર્ટે ચઢવામાં હંમેશાં બને છે તેમ એ ઘરનો દાવો લઢવામાં સર્વસ્વ હોમાઇ ગયું છે અને અત્યારે બહુજ કંગાલ હાલતમાં તેઓ આવી પડયાં છે.

હું કલકત્તાની નજીકમાં હોવાથી તેમની દુ:ખી હાલત મારી નજરે પડે છે, પરિણામે રાજસવૃત્તિનું પ્રાબલ્ય થતાં અહંકાર જાગૃત થાય છે અને પ્રપંચમાં પડવાની વાસના ઉદ્ભવે છે. એ વેળા મારા મનમાં ઘોર યુદ્ધ મચી રહે છે અને તેથીજ મેં લખ્યું હતું કે “ મારા મનની અવસ્થા બહુ ભયંકર છે.” હાલમાં હવે એમનો મુકરદમો પૂરો થયો છે. હવે થોડાક દહાડા વધુ કલકત્તામાં ગાળી સમસ્ત પંચાત પતાવી દઇને અહિંથી હું સદાને માટે છૂટો થઇ શકું એવો આપ મને આશિર્વાદ આપો. વળી,

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत्।**
**तद्वत् कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी॥**

જેવી રીતે કદી ન છલકાય એવા ભરપુર અને અચળ સમુદ્રની અંદર સર્વ નદીઓનાં પાણી સમાઇ જાય છે, તેવી રીતે જે

મનુષ્યની સર્વ કામનાઓ અંદરજ સમાઇ જાય છે તે મનુષ્યનેજ પરમ શાંતિ લાધે છે, કામનાના કાંક્ષીને તે શાંતિનો લાભ થતો નથી.

ભગવન્! મને આશિર્વાદ આપો કે મારૂં હૃદય મહાન ઇશબળથી અદકું બળવાન બને, તથા સઘળી જાતની માયા મારામાંથી દૂર થઇ જાયઃ—કારણ

"We have taken up the Cross, Thou last laid it upon us and grant us strength that we bear it unto death. Amen." Imitation of Christ.

અર્થાત્ જગતના દુઃખ કષ્ટરૂપ ક્રોસ અમે ધારણ કર્યો છે, હે પિતા! તે તેંજ અમારી ખાંધપર મેલ્યો છે. હવે તું અમને એવું બળ આપ કે જેથી અમે તે આમરણાન્ત ઉપાડી શકીએ.

ક્રાઇસ્ટનું અનુકરણ.

* + + + *

---

પત્ર ૭૧ મો—બરાહનગર, કલકત્તા, તા. ૧ લી ઓગસ્ટ, સને ૧૮૮૯.

મારા મનમાં કેટલીક શંકાઓ છે. આપને સંસ્કૃત ભાષાનું બહોળું જ્ઞાન છે, તેથી હું આપ આગળ તે શંકાઓ રજુ કરૂં છું; તો આપ કૃપા કરી તેનું યોગ્ય સમાધાન લખી મોકલશો.

૧ સત્યકામ જાબાલિ અને જાનશ્રુતિનાં કોઇ ઉપાખ્યાનો છાંદોગ્ય ઉપનિષદ્ સિવાય વેદમાં બીજે કોઈ ઠેકાણે છે કે કેમ?*

---

*આ પ્રશ્નનું ખરૂં રહસ્ય એ છે કે શંકરાચાર્યે પોતાના ભાષ્યમાં સૂત્રો ૧–૩–૩૪, ૩૫, ૩૭ ના અર્થો કરતાં એ મંત્રોથી એવું સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે મૂળ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે જાનશ્રુતિ અને સત્યકામ શૂદ્રો નહોતા અને તેથીજ તે તેમને ઉપનિષદનું જ્ઞાન શીખવાડવામાં આવ્યું

૨ શંકરાચાર્યે વેદાન્તભાષ્યમાં જ્યાં જ્યાં સ્મૃતિનાં પ્રમાણો ટાંક્યાં છે ત્યાં ત્યાં ઘણેભાગે મહાભારતનાં પ્રમાણોનો પ્રયોગ કરેલો છે; કિન્તુ વનપર્વમાં અજગરોપાખ્યાન અને ઉમા–મહેશ્વર સંવાદમાં તથા ભીષ્મપર્વમાં જાતિત્વ ગુણગત છે યાને ગુણ પ્રમાણે જાતિનો નિર્ણય થાય છે, એવું જે સ્પષ્ટ રીતે સમજાવાયું છે તે સંબંધમાં એમણે પોતાના ગ્રંથોમાં કોઇ ઠેકાણે ઇસારો કર્યો છે કે કેમ?

૩ પુરૂષસૂક્તમાં કહ્યું છે કે જાતિ પુરૂષાનુગત યાને વંશપરંપરાગત નથી—તો પછી વેદમાં એવા કીયા દાખલા છે કે જેમાં જાતિ પુરૂષાનુગત કિંવા વારસામાં ઉતરી આવતી દર્શાવાઇ છે?

૪ શુદ્રને વેદાધ્યયનનો અધિકાર નથી એવું કોઇ પ્રમાણ આચાર્ય પોતે વેદમાંથી આપી શકયા નથી. " **यज्ञेनवक्लृप्तः** "+ એટલુંજ પ્રમાણ માત્ર તેઓ પોતાના વાદના સમર્થનમાં ટાંકે છે અને તેપરથી એવું અનુમાન ખેંચે છે કે શુદ્રને જ્યારે યજ્ઞનો અધિકાર નથી તો પછી વેદાધ્યયનનો કેમ કરી હોય? કિન્તુ " **अथातो ब्रह्मजिज्ञासा** " એ મંત્રમાં એજ આચાર્યે પોતે પ્રતિપાદન કર્યું છે કે **अथ** શબ્દનો અર્થ " **वेदाध्ययनादनन्तरम्** " એટલે કે વેદાધ્યયન પછી–એવો નથી થતો. કારણ મંત્ર અને બ્રાહ્મણ ભાગ ભણ્યા સિવાય ઉપનિષદ્ ભણી ન શકાય એ કથન પ્રામાણ્ય છે; તેમજ કર્મકાંડની શ્રુતિ અને જ્ઞાનકાંડની શ્રુતિ વચ્ચે કોઇ જાતનો પૌર્વાપર્ય સંબંધ નથી. તેથી વેદનો યજ્ઞાત્મક યાને કર્મકાંડનો ભાગ શીખ્યા વગર પણ ઉપનિષદ્ (જ્ઞાનકાંડ) ના અધ્યયનદ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. હવે જો

---

હતું. શંકરાચાર્યના આ ખુલાસા પછી પણ એ પુસ્તકોની વાત શકમંદ રહેતી હોવાથી બીજાં જે પુસ્તકોમાં એ બે જણ વિષે કંઇ ઇસારો આવતો હોય તેવાં પુસ્તકો જોઇ જવાનો સ્વામીજીનો ઇરાદો હતો.

+ તૈતિરિય સંહિતા, ૭–૨–૧–૬.

યજ્ઞ અને જ્ઞાન વચ્ચે પૌર્વાપર્ય સંબંધ ન રહ્યો હોય તો પછી શુદ્ર સંબંધે બોલતાં " न्यायपुर्वकम् " ( એજ ન્યાયે ) ઇત્યાદિ વાક્યદ્વારા આચાર્ય પોતાના આ વિધાનને કેમ તોડી પાડે છે? શુદ્રોથી વેદાધ્યયન શા માટે ન થઇ શકે?

કોઇ એક ખ્રિસ્તિ સાધુને હાથે લખાયલું Imitation of Christ ( ઇસુખ્રિસ્તનું અનુકરણ ) નામનું એક પુસ્તક મહાશયને મેં પાઠવ્યું છે. પુસ્તક અતિ અદ્‌ભુત છે. ખ્રિસ્તિઓની અંદર પણ એવા પ્રકારનાં ત્યાગ, વૈરાગ્ય અને દાસ્યભક્તિ હતાં એ જોઇને આશ્ચર્ય થાય છે. હું ધારૂં છું કે એ પુસ્તક આપના વાંચવામાં અત્યાર આગમચ આવી ગયું હશે; ન આવ્યું હોય તો આ મારૂં મોકલેલું વાંચીને મને કૃતાર્થ કરશો. એજ વિનતિ.

---

પત્ર ૭૨ મો—બરાહ નગર, તા. ૭ મી ઓગસ્ટ, સને ૧૮૮૯.

" પુજ્યપાદ " એવા સંબોધન માટે મહાશયે છેલ્લા પત્રમાં વાંધો ઉઠાવ્યો છે, પણ એમાં દોષ મારો નથી. દોષ હોય તો તે આપના ગુણોનો છે. મેં મારા આગલા એક પત્રમાં લખ્યું હતું કે મહાશયના ઉમદા ગુણોથી હું જે રીતે આકર્ષાઉં છું તે રીતે જોતાંતો આપણી વચ્ચે જન્માન્તરનો કંઇક સંબંધ હોય એમ લાગે છે. યથાર્થ સાધુતા, હૃદયની ઉદારતા, મહત્તા અને પવિત્રતા જયાં પણ હોય ત્યાં મારૂં મસ્તક ચિરકાળ આદર પુર્વક નમો. એ બાબતમાં ગૃહસ્થ અને સંન્યાસીનો ભેદ હું ગણતોજ નથી—શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ આજકાલના માનભીખારી, પેટવૈરાગી તથા ઉભયભ્રષ્ટ સંન્યાસીઓની અંદર લાખમાં માત્ર એકાદ પણ આપના જેવો નિવડો! એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. આપના ગુણોની વાર્તા સાંભળીને મારા બ્રાહ્મણ વર્ણના ગુરૂભાઇઓએ આપ મહાશયને સાષ્ટાંગ પ્રણિપાત લખાવ્યા છે.

મારા લખી મોકલેલા પ્રશ્નોના આપ મહાશય તરફથી જે ઉત્તર મળ્યા છે તેમાંના એક વિષે તો મારો ભ્રમ સાવ ટળી ગયો છે. એને માટે હું મહાશયનો ચિરકાળ ઋણી રહીશ. એમાંનો બીજો એક પ્રશ્ન એવો હતો કે મહાભારતાદિ પુરાણોમાં વર્ણવાયલી ગુણગત જાતિના સંબંધમાં શંકરાચાર્યે કોઇ મીમાંસાદિ લખી છે કે કેમ્? હોય તો તે કયા પુસ્તકમાં? આ દેશમાં પ્રચલિત મત પ્રમાણે જાતિ વંશગત છે, એમાં તો મને કોઇ જાતનો સંશય છેજ નહિ. તેમજ સ્પાર્ટનોને હાથે હેલટ લોકોને અને અમેરિકનોને હાથે નીગ્રોને જે હાલહવાલી અને અત્યાચાર ભોગવવાં પડયાં હતાં તેના કરતાં પણ શુદ્રોની હાલત કેટલીક વખત વધારે ખરાબ હતી, એ વાત પણ નિઃસંદેહ. આ જાત્યાદિ વિષયમાં કોઇ પણ પક્ષ તરફ મારો પક્ષપાત નથી, કારણ હું જાણું છું કે તે એક સામાજિક નિયમ છે અને તેનું બંધારણ ગુણ કર્મના ભેદ ઉપર છે. વળી નિષ્કર્મ્ય અને નિર્ગુણત્વને પ્રાપ્ત થવા ઇચ્છતો શખ્સ મનમાં પણ જો જાત્યાદિ ભાવને માને તો તેથી તેને ભયંકર હાનિ થાય છે, તે પણ હું સમજું છું. એ બધી બાબતોમાં ગુરૂ કૃપાથી મારો કંઇક બુદ્ધિ વિકાસ થયેલો છે, પણ તે સંબંધમાં મહાશયના વિચારો પણ જાણવામાં આવે તો તેથી કેટલેક ઠેકાણે મારા વિચારોને દૃઢ કરવાની તો કોઇ ઠેકાણે તે સુધારી લેવાની મને તક મળે. મધપુડાને છેદ પાડયા સિવાય મધ નીચે ઝરતું નથી. તેથી હું આપ પ્રત્યે બીજા થોડાક પ્રશ્નોની જીજ્ઞાસા કરૂં છું, તો આપ મને બાળક અને અજ્ઞ સમજી તેના યથાયોગ્ય ઉત્તર આપવાની કૃપા કરશો અને મનમાં રોષ લાવશો નહિ એવી દાસની વિનતિ છે.*

* આ પછીનો સ્વામીજીએ પુછેલા પ્રશ્નોવાળો ભાગ એવા હેતુથી પડયો મૂકવો પડયો છે કે તે પ્રશ્નોના ઉત્તરો મૂળ પુસ્તકમાં જોડેલા નથી; અને માત્ર એકલા પ્રશ્નો ઉપકારક થાય નહિ. સંપાદક.

* * * * *
* * * * *
* * * * *
* * * * *

બીજા પણ એવા અનેક સંદેહ છે; મહાશયની કૃપાવડે તેમનું નિરસન કરવાની આશાએ આગળપર હું તે મહાશય કને રજુ કરીશ. આવી જાતના પ્રશ્નો રૂબરૂ મળ્યા સિવાય બધા બરાબર રજુ કરી શકાય નહિ, તેમ એવી રીતે આશાનુરૂપ તૃપ્તિ પણ ન થાય; તેથી ગુરૂકૃપાએ થોડાજ વખતમાં હું મહાશયનાં ચરણોમાં ઉપસ્થિત થઇ સઘળું નિવેદન કરવા ધારૂં છું.

સાંભળ્યા પ્રમાણે એવું કહેવાય છે કે સાધનાની મદદ વિના એકલા યુક્તિબળથી આ સઘળા વિષયમાં કોઇ પણ જાતનો સિદ્ધાંત હાથ લાગતો નથી, કિન્તુ શરૂઆતમાં થોડા ઘણા પણ સંતુષ્ટ થવાની આવશ્યકતા હોય એમ મને લાગે છે.

---

પત્ર ૭૩ મો—બાગબજાર, કલકત્તા, તા. ૨ જી સપ્ટેમ્બર, સને ૧૮૮૯.

મહાશયના બે પત્રો થોડાક દિવસપર આવ્યા તે મળ્યા છે. મહાશયના અંતરમાં જ્ઞાન અને ભક્તિનું અપૂર્વ સંમિલન થયલું જોઇ મને ભારે આનંદ થાય છે. તર્ક-યુક્તિનો ત્યાગ કરી દેવા માટેનો આપ મહાશયે મને આપેલો ઉપદેશ બીલકુલ યથાર્થ છે, અને ખરે ! એજ પ્રત્યેક વ્યક્તિ જીવનનો ઉદ્દેશ છે. " भिद्यते हृदयग्रन्थिः "* ઇત્યાદિ. પણ અમારા ગુરૂમહારાજ તો એમ કહેતા કે કળસીયો

---

भिद्यते हृदयग्रंन्थि श्छिद्यन्ते सर्व संशयाः ।
*क्षीयन्ते चास्यकर्माणि तस्मिन् द्रष्टे परावरे. ॥

અર્થ—એ પરાવર પુરૂષનાં દર્શન થતાંજ સાધકની હૃદયગ્રંથિઓ તૂટી જાય છે, સકળ સંશયો નષ્ટ થાય છે, તથા કર્મ માત્રનો ક્ષય થઇ જાય છે.

ભરાતી વખતે "ભભ ભભ" અવાજ કરે છે, પણ સંપૂર્ણ ભરાઇ રહેતાં નિસ્તબ્ધ થઇ જાય છે. મારી સ્થિતિ પણ એવીજ સમજો. આશા છે કે બે ત્રણ અઠવાડિયાંની અંદર મહાશયનાં દર્શનનો લાભ લેવાનું બની શકશે. પ્રભુ મારી એ મનોકામના પૂર્ણ કરો.



પત્ર ૭૪ મો—ગાજીપુર, તા. ૪ થી ફેબ્રુઆરી, સને ૧૮૯૦.

આપનો પત્ર મળ્યો છે, તથા નસીબે બહુ જોર કીધું હોવાથી બાબાજી ( પઉહારી બાબા ) ના સાક્ષાત્કારનો પણ લાભ મળી ગયો છે. તેઓ પ્રકૃત મહાપુરૂષ છે—એમની વાત બધીજ અદ્દભુત છે! એમનું જીવન આ નાસ્તિકતાના દિવસોમાં ભક્તિ તેમજ યોગની અતિ આશ્ચર્યજનક શક્તિનું અદ્દભુત નિદર્શન છે. મેં એમનું શરણ ખોળ્યું છે અને એમણે મને આશ્વાસન પણ આપ્યું છે.–એ લાભ સઘળાંના ભાગ્યમાં નથી હોતો. બાબાજીની એવી ઇચ્છા છે કે મારે હજી આ સ્થાનમાં કેટલાક દહાડા થંભી જવું, મારૂં તે કલ્યાણ કરશે. તેથી એ મહાપુરૂષની આજ્ઞાનુસાર હું અહિં થોડાક દહાડા રહી જઇશ. આપને પણ આ વાતથી આનંદ થશે. પત્રમાં હું હાલ વિશેષ લખતો નથી, પણ વાત બહુ અદ્દભુત છે. રૂબરૂમાં સઘળું નિવેદન કરીશ. આવા મહાપુરૂષોની લીલા નજરે નિહાળ્યા સિવાય શાસ્ત્રોમાં પૂરેપૂરી શ્રદ્ધા ચોંટે નહિ.



પત્ર ૭૫ મો—ગાજીપુર, ૭ મી ફેબ્રુઆરી, ૧૮૯૦.

હમણાંજ આપનો પત્ર આવ્યો તે મળ્યો, વાંચી અતિશય આનંદ થયો છે. બાબાજી ( પઉહારી બાવા ) દેખાવમાં વૈષ્ણવ છે—જાણે કેમ યોગ, ભક્તિ અને વિનયની સાક્ષાત મૂર્તિ ન હોય! એમની કુટિર ( આશ્રમ ) ની ચારે બાજુ કેટલાક દરવાજા વાળી મજબૂત દીવાલ

આવેલી છે. એ દીવાલમાં એક બહુ લાંબી સુરંગ છે, તેમાં તે સમાધિસ્થ થઇને રહે છે. એમાંથી જ્યારે એ બહાર નિસરે ત્યારેજ લોકો સાથે કંઈ વાતચીત કરે છે. તેઓ શું ખાયપીયે છે તે કોઇજ જાણતું નથી, તેટલા સારૂજ તેમનું નામ પઉહારી બાબા પડ્યું છે. વચમાં એકવારતો લાગલાગટ પાંચ વર્ષ સુધી તેઓ સુરંગની બહારજ નિસર્યા નહોતા, તેથી લોકોએ જાણ્યું કે એમણે શરીર છોડ્યું હશે, કિન્તુ વળી પાછા તેઓ બહાર આવ્યા છે. પણ અત્યારે યે તેઓ દેખા દેતા નથી; બારણાની આડે ઉભા રહીને વાતચીત કરે છે. એમના જેવી મીઠી વાણી મેં ક્યાંય પણ સાંભળી નથી. કોઇપણ પ્રશ્નનો Direct (સીધો) ઉત્તર તો તેઓ આપતાજ નથી. કહે છે કે "દાસ કયા જાણે?" તથાપિ વાત કરતાં કરતાં તેમના જ્ઞાનનો ઉમદા પ્રકાશ બહાર નિકળી આવે છે. મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે એમણે કહ્યું: "થોડા દહાડા અહિં રહીને મને કૃતાર્થ કરો." એ પ્રકારે તે કદીપણ કોઇને કહેતા નથી. તે ઉપરથી હું સમજું છું કે મને એમણે ફરી આશ્વાસન આપ્યું છે અને હજી પણ જ્યારે જ્યારે હું એ વાતનો આગ્રહ કરૂં છું ત્યારે ત્યારે કહે છે કે "થોડા દહાડા રહો." તેથી આશામાં ને આશામાં હું રહ્યો છું. તે એક મહાસમર્થ પંડિત છે તેમાં તો શકજ નથી, પણ એમના મનની વાત કંઇજ સમજાતી નથી. હાલમાં તે કર્મકાણ્ડ આચરે છે–પૂર્ણિમાના દિવસથી આરંભીને તે છેક અમાસ પર્યંત આખો મહિનો હવન ચાલુ રહેશે. તેથી આ સમય દરમ્યાન તેઓ સુરંગમાં નહિ જાય એ વાત તો નક્કી. અનુમતિ તે હું ક્યાંથી મેળવું? સીધો Direct ઉત્તરજ તેઓ આપતા નથીને! "દાસ કે ભાગ્ય" ઇત્યાદિ ઇત્યાદિ આડાતેડા ઉદગારો કાઢે છે. તેથી જો મરજી થતી હોય તો આ પત્ર વાંચીને તુરતજ આ તરફ આપ પોતેજ નીકળી આવો. નહિતો પછી

એ ખરેખરા ચાલ્યાજ જશે તો આપના મનમાં ભારે ખટકો રહી જશે. એમને મળી કરી [ અર્થાત્ કે પડદા ઓથે વાતચીત કરી ] બેએક દિવસમાં પાછા ફરવું હશે તો ફરી શકાશે. મારો મિત્ર સતીશબાબુ અતિ આદરપૂર્વક આપનું આતિથ્ય કરશે. માટે પત્ર દેખત આપ ચાલ્યા આવશો, દરમ્યાન હુ બાબાજીને આપના વિષે વાત કરી મેલીશ.

પૂર્તિઃ—એમની સંગિતનો લાભ ન મળે તો પણ આવા મહાપુરૂષ માટે લીધેલો કોઇ પણ શ્રમ વૃથા જશે નહિ એ નિશ્ચિત.

---

પત્ર ૭૬ મો—ગાઝીપુર, તા. ૧૩ મી ફેબ્રુઆરી, સને ૧૮૯૦.

*  *  *  *  *

બાબાજીનાં દર્શને મારાથી બે દિવસ જઈ શકાયું નહિ, તેથી તેમના તરફથી એકજણ મારી ખબર લેવા આવ્યો હતો તેથી હું આજે ત્યાં જાઉં છું. આપના અસંખ્ય પ્રણામ હું એમને નિવેદન કરીશ. તેમની જ્ઞાનજ્યોતિ વાતેવાત બહાર આવ્યા કરે છે—અર્થાત્ અદ્‌ભુત ગુરૂભક્તિ અને સમર્પણની વાત ચાલે છે. આવી અદ્‌ભુત તિતિક્ષા અને વિનય મેં કોઇ ઠેકાણે દીઠાં નથી. માલ જેવું જે કંઇ પણ હાથમાં આવશે, તેમાં આપનો ભાગ અવશ્યમેવ રહેશે, એ ખાત્રીથી માનજો.

---

પત્ર ૭૭ મો—ગાઝીપુર, ફેબ્રુઆરી, સને ૧૮૯૦.

ભાઇ ગ—ને મેં એક પત્રમાં ખાસ ટોકયો હતો કે હવે એણે ભટકવાનું છોડી દઇને કોઇ ઠેકાણે ઠરીઠામ બેસવું તથા પ્રવાસ દરમ્યાન પરિચયમાં આવેલા તિબેટના સાધુઓ અને તેમની રહેણી કરણી-અને આચારવિચાર વિષેનો હેવાલ લખી મોકલવા ખાસ જણાવ્યું હતું. તેના ઉત્તરમાં એણે જે પત્ર લખી મોકલ્યો છે તે આની સાથે હું આપના

વાંચન અર્થે બીડું છું. બંધુ ક—ને હૃષિકેશમાં રહી રહીને તાવ આવ્યા કરે છે. તેથી મેં એને અહિંથી એક તાર કરીને પૂછાવ્યું છે. તેના ઉત્તરમાં જો એના તરફથી એવી ખબર આવશે કે મારી ત્યાં જરૂર છે, તો મારે અહિંથી પરબારા હૃષિકેશ જવું પડશે; નહિતર તો પછી એક બે દિવસમાંજ હું આપની સેવામાં હાજર થઇ જઇશ. મને આમ માયાની જાળમાં ગુંથાતો જોઇને આપ મહાશયને હસવું તો આવશે–અને વાત પણ સાચી છે, પણ (સ્વાર્થ સાધનારૂપ) લોઢાની સાંકળ અને (નિઃસ્વાર્થ સેવારૂપ) સોનાની સાંકળ–એવી બે સાંકળો પૈકી સોનાની સાંકળ અનેક રીતે ઉપકારક છે અને હેતુ સરી રહેતાં તે સાંકળ પોતાની મેળેજ દૂર થઇ જાય છે. મારા ગુરૂદેવના પુત્રો (શિષ્યો) મારે મા‌ટે અતિ સેવાપાત્ર છે. આ એકજ ઠેકાણે મારે કંઇક કર્તવ્ય કરવાનું બાકી રહેતું હોય એમ મને લાગે છે. બંધુ કા—ને ઘણું કરીને તો અલાહાબાદ અથવાતો પછી જ્યાં અનુકૂળ હશે ત્યાં મોકલાવી આપીશ. મારા સેંકડો અપરાધો હું આપના ચરણમાં ધરૂં છું. "**पुत्रस्तेऽहं शाधिमां त्वां प्रपन्नम्**" હું આપનો પુત્ર છું, આપનો શરણાગત છું તો આપ મારૂં યોગ્ય લાગે તે નિયમન કરો.

---

પત્ર ૭૮ મો—ગાજીપુર, તા. ૩જી માર્ચ, ૧૮૯૦.

આપનો પત્ર હમણાંજ મળ્યો. કઠોર વેદાન્તી વિચારનો હોવા છતાં હું અત્યંત નરમ પ્રકૃતિનો માણસ છું તે આપ જાણતા નથી. એ પ્રકૃતિજ સર્વ રોકાણ વગેરેના કારણરૂપ છે. જરા જરામાં હું પીગળી જાઉં છું; કેવળ મારા પોતાનાજ કલ્યાણનો વિચાર કરવાનો હું ગમે તેટલો યત્ન કરૂં છું, છતાં પણ બીજાંઓના હિતનો વિચાર મને વારંવાર આવ્યા કરે છે–વખતો વખત

તેમ કરવાની મને ફરજ પડે છે. આ વખત હું દઢ નિશ્ચયપૂર્વક મારા પોતાના હિત માટેજ પ્રયાસ આદરવા બહાર પડયો હતો—ને એવામાંજ અલાહાબાદથી એક ભાઇની માંદગીના સમાચાર આવતાં મારો નિશ્ચય ચળી ગયો અને મારે તુરતજ અલાહાબાદ દોડવું પડ્યું. આ વખત વળી આ હૃષિકેશની ખબર આવી છે એટલે મારૂં મન ત્યાં દોડયું છે. શ—ને એક તાર મોકલ્યો છે તેનો અદ્યાપિપર્યંત ઉત્તર નથી—વાહ! આ સ્થાન તો મજાનું, તારને આવતાં પણ આટલી બધી વાર! કમરનો દુઃખાવો કેમે કર્યો જતો નથી, બહુ પીડા થાય છે. પાઉહારીજીની કને હું કેટલાક દિવસથી જઇ શક્યો નથી, પણ તેમની મારાપર પુષ્કળ કૃપા છે; દરરોજ માણસ મોકલી મારી ખબર લે છે. કિન્તુ અત્યારે હું જોઉં છું કે પરિસ્થિતિ બધી પલટાઇ ગઇ છે! ક્યાં હું એમના દ્વારે એક ભીખારીરૂપે આવ્યો હતો તે સ્થિતિ અને ક્યાં અત્યારે તે મારી ખબરઅંતર કાઢવાનું ચ્હાય છે એ સ્થિતિ! મને લાગે છે કે હજી પણ તેઓ પૂર્ણાવસ્થાને પ્રાપ્ત થયા નથી, કારણ, હજી પણ તેઓ કર્મ, વ્રત અને આચારમાં અત્યંત મશ્ગુલ રહે છે તથા ગુપ્તભાવ પણ બહુ સેવે છે. સમુદ્ર પૂરેપૂરો ભરાઇ જતાં કદી પણ મર્યાદાબદ્ધ રહી શકે નહિ, એ નિશ્ચિત.* તેટલા માટે હું એવા નિર્ણયપર આવ્યો છું કે નાહકની એમને ખલેલ કરવી સારી નથી અને તેથી હું હવે ઝટપટ વિદાય લઇને અત્રેથી પ્રસ્થાન કરીશ. શું કરૂં, વિધા-

* આગલા ચોથા ભાગમાં સ્વામીજીનુંજ લખેલું પોહારીબાબાનું ચરિત્ર છપાયું છે તે જોતાં તેમનો આ અભિપ્રાય જૂદો પડે છે તેનું કારણ એજ કે તે ચરિત્ર સ્વામીજી દ્રઢપ્રજ્ઞ થયા તે પછીનું છે અને આ પત્રો તો તેમની જીજ્ઞાસુ દશાના છે. આ બંને દશાઓ વચ્ચે સ્વપ્ન અને જાગ્રત જેટલો મોટો ફેર છે. ગમે તેવો ઉત્કટ જીજ્ઞાસુ પણ મુક્ત દશા મેળવવા અગાઉ જીવન-મુક્તને ઓળખવામાં ઘણે ભાગે અશક્ત નિવડે છે. સંપાદક.

તાએ મને લાચાર બનાવી આટલો કાલવ્યતિત કરાવ્યો! બાબાજી છોડતા નથી, તેમ ગગનબાબુ પણ છોડતા નથી. (ગગનબાબુને તો આપ કદાચ ઓળખતાજ હશો-તેઓ અતિ ધાર્મિક, સાધુ અને સહૃદય વ્યક્તિ છે) તારમાં જો એમ આવશે કે મારે ત્યાં જવાની જરૂર છે તો હું ત્યાં જઈશ; નહિં તો પછી બેચાર દિનમાંજ હું આપસમીપે ઉપસ્થિત થઈશ. આપને હું છોડવાનો નથી. હૃષિકેશ લઈજ જવાનો; કંઇપણ વાંધા કે બ્હાનાં ચાલનાર નથી. આપ શું ત્યાં સ્નાન શૌચાદિની અડચણ બતાવો છો? કેવું આશ્ચર્ય! પહાડોમાં જળનો અભાવ-સ્થાનનો અભાવ!! કલિયુગના **તીર્થવાસી બ્રાહ્મણો અને સંન્યાસીઓ દોઢિયાં આપ્યાં એટલે દેવસ્થાનના ઠાકોરને પણ દુર ફેંકી દઈને તમને જગ્યા કરી આપે**, તો પછી ઉતારાની અડચણ કેવી!! કોઇ જાતની અડચણ વેઠવી પડવાની નથી; અત્યારે ત્યાં ગરમી પડવી શરૂ થઈ ગઈ હશે-તોપણ કાશીના જેટલી તો નહિંજ-પણ તે તો ઉલટું સારૂં. રાતનો સમય તો સર્વદા ઠંડોજ રહે છે, તેથી નિદ્રા ઉત્તમ રીતે આવવામાં વાંધો નહિ આવે.

* * * * *
* * * * *

બાબાજીમાં તિતિક્ષાનો ગુણ અદ્‌ભુત છે, તેમાંનો કંઈક અંશ મને આપવા માટે હું યાચના કરૂં છું, પણ તેમ કરવાની એમની મરજી હોય એમ લાગતું નથી; અહિં તો માત્ર ગ્રહણ કરવાનીજ વાત છે. તેથી હું પણ હવે અહિંથી ભાગી છૂટું છું.

પુર્તિઃ—હવે હું કોઈ પણ મહાપુરૂષ પાસે જવાનો નથી. રામપ્રસાદના શબ્દોમાં કહું તો—

"મન તું તારી પોતાનીજ અંદર રહે, બીજાને ઘેર જઈશ મા; તારે જે કંઇ જોઇતું હશે તે તને બેઠાં બેઠાં મળશે, ફક્ત તેને તું

તારા પોતાના અંતરમા શોધ; એ પારસમણિ છે, એ પરમ ધન છે અને તમે જે જે માગો તે તે એ આપી શકે તેમ છે. કારણ કે ઓ મન! એ મારા ચિન્તામણિના આવાસને પાછલે બારણે પણ-કચરાને ઠેકાણે પણ અસંખ્ય મણિઓ પડેલાં છે."

હવે તો બસ એજ સિદ્ધાંત કે ભગવાન શ્રીરામકૃષ્ણની બીજી કોઈ જોડીજ નથી. બદ્ધ જીવો માટે એમની જે અપૂર્વ અહેતુકી દયા, એ પ્રગાઢ સહાનુભૂતિ પણ જગતમાં બીજે કોઇ ઠેકાણે મળે તેમ નથી. ખરેખર, તેઓ કાં તો પોતે કહેતા હતા તેમ કોઈ અવતાર હોવા જોઇએ કે પછી વેદાન્ત દર્શનમાં વર્ણવેલા નિત્યસિદ્ધ મહાપુરૂષો કે જે પોતે મુક્ત હોવા છતાં લોકહિતાર્થે શરીર ગ્રહણ કરે છે તે હોવા જોઇએ. નિશ્ચયપૂર્વક મારી એજ મતિ છે અને પાતંજલમાં "**प्रणिधानाद्वा**–"* એ મંત્રથી મહાપુરૂષની ઉપાસના કરવાનું જે કહ્યું છે તે આવાજ મહાપુરૂષોની. પોતાની હયાતિમાં એમણે કદાપિ મારી પ્રાર્થના નામંજૂર કરી નથી–મારા લાખો અપરાધો માફ કર્યાં છે–એમના જેટલો પ્યાર મારાં માબાપે પણ કદી દાખવ્યો નહોતો. હું આ જે કહું છું તેમાં કંઈ કવિત્વનો પાસ નથી, કિંવા અતિશયોક્તિ નથી, પણ તે એક ચોખ્ખું સત્ય છે અને તે એઓશ્રીનો એકે એક શિષ્ય જાણે છે. વિપદ સમયમાં, પ્રલોભનમાં "ભગવાન રક્ષા કર, ભગવાન રક્ષા કર" એવા આર્ત સ્વરે હું ખૂબ રોયો છું, પણ કોઇજ તરફથી ઉત્તર મળ્યો નથી. ફક્ત આ અદ્દભુત મહાપુરૂષ વા અવતાર–કે પછી ચ્હાય સો હો, તેમણે પોતાના અંતર્યામીપણાવડે મારી સકળ વેદના જાણી લઇ પોતે મારી મરજી ઉપરાંત તેને દૂર

* અથવા તો મહાપુરૂષના ચિંતવનથી ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરવી-એવો એ મંત્રનો ભાવાર્થ છે.

કરી દીધી છે. આત્મા જો અવિનાશીજ હોય અને એ રીતે તે હજી પણ આસ્તિત્વમાં હોય તો હું તેમને વારંવાર પ્રાર્થના કરૂં છું કે "હે અપાર દયાસાગર, હે મમૈક શરણુદાતા રામકૃષ્ણ ભગવાન, કૃપા કરીને મારા આ નરશ્રેષ્ઠ મિત્રવરની સકળ મનોવાંન્છના પૂર્ણ કરો." આ જગતમાં જે એકમાત્ર દયાસિંધુ છે તે તમારૂં સર્વ રીતે મંગળ કરો! શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

પત્ર ૭૯ મો—ગાજીપુર, તા. ૩૧ મી માર્ચ, સને ૧૮૯૦.

હું અત્રે કેટલાક દિવસ નહોતો અને આજ પણ ફરી ચાલ્યો જાઉં છું. બંધુ ગ—ને મેં આ ઠેકાણે આવવા લખ્યું છે. જો તે આવશે તો તેની સંગાથે હું આપ સમક્ષ આવીશ. કેટલાંક વિશેષ કારણને લઇને આ સ્થાનથી થોડેક છેટે આવેલા એક ગામમાં થોડાક દહાડા હું ગુપ્તભાવે રહીશ. ત્યાંથી પત્ર લખવાની કોઈપણ જાતની સગવડ નથી.

* * * તેની સાથે મેં અત્યંત નિષ્ઠુર વ્યવહાર ચલાવ્યો છે, અર્થાત્ કે મારો સંગ ત્યાગ કરી જવાને માટે મેં એને અતિશય પીડયો છે. શું કરૂં? હું ઘણોજ દુર્બલ છું, ઘણોજ માયાબદ્ધ છું, આપ મહાશય મને આશિર્વાદ આપો કે હું કઠણ થઇ શકું. **મારી માનસિક અવસ્થા હું આપને શી કહું? મનની અંદર અહોરાત્ર સખ્ત બળાપો થયા કરે છે કે હજી સુધી હું કંઈજ કરી શકયો નહિ, આ જન્મ મારો છૂટી પડયો.** શું કરૂં? મને કંઇજ સમજ પડતી નથી. બાબાજી મીઠું મીઠું બોલીને મને અટકાવી રાખે છે. આપ પોતાને તો હું શું કહું? શ્રીચરણના હું સેંકડો અપરાધ કરૂં છું, તે બધાય અપરાધ અંતરવ્યથાથી ઉન્મત્ત વ્યક્તિને હાથે થયલા છે એમ સમજી ક્ષમા કરશો. અભેદાનન્દને રક્તાતિસાર થયો છે. કૃપા કરીને આપ

એની ખબર કઢાવતા રહેશો તથા જો તેની મરજી અહિંથી આવેલા ગુરૂભાઈની સંગે મઠમાં જવાની હોય તો મોકલી આપવાની વ્યવસ્થા કરીને અનુગ્રહમાં વૃદ્ધિ કરશો. મારા ગુરૂભાઇઓ મને અતિ નિર્દય અને સ્વાર્થસાધુ લેખતા હશે. પણ શું કરૂં ? મનની વાત કોણ જાણે ? હું રાત્રિદિવસ કેવી યાતના ભોગવું છું, તે કોણ જાણે ? મહાશય, આશિર્વાદ આપો કે મારામાં અટલ ધૈર્ય અને અધ્યવસાય આવે. આપના ચરણોમાં મારા શતકોટિ પ્રણામ સ્વીકારશો.

---

પત્ર ૮૦ મો—(ઘણું કરીને ગાજીપુરથી, એપ્રિલના પહેલા અઠવાડિયામાં લખાયલો. )

મહાશય, વૈરાગ્યાદિ વિષે આપે મને જે આજ્ઞા કરી છે તે વૈરાગ્ય મને ક્યાં મળશે ? એને માટેજ તો હું આટલો બધો વલખું છું. ક્યારેય પણ જો મને એ સત્ય વૈરાગ્યની પ્રાપ્તિ થશે તો હું તરત આપને નિવેદન કરીશ; આપને પણ જો એની કંઇ અંશે પ્રાપ્તિ થાય તો હું તેમાં ભાગીઓ છું તે યાદ રાખશો.

---

પત્ર ૮૧ મો—બરાહ નગર, તા. ૧૦ મી મે, સને ૧૮૯૦.

*　　　*　　　*　　　*　　　*

આ ઠેકાણે હાલમાં યમરાજ ઘણા બંધુઓ અને આત્માઓનો ભોગ લે છે તેથી કરી મારૂં મન બહુ વ્યગ્ર છે. પાછળથી મારો કોઇ કાગળ પત્ર આવ્યો નહિ હોય એમ લાગે છે. શ્રી વિશ્વનાથ કોણ જાણે ક્યારે અને કેવી રીતે મને વિશ્રાંતિ આપશે તેની મને સમજ પડતી નથી. ગરમી જરા ઓછી થતાંજ હું અહીંથી પલાયન કરવાનો છું, પણ ક્યાં જઇશ તે હું પોતેજ બરાબર જાણતો નથી. આપ મારા માટે શ્રી વિશ્વનાથની પ્રાર્થના કરજો કે મને તે પૂરતું બળ

આપે. આપ પોતે ભક્ત છો, તેથી " **मद् भक्तानां ये भक्तास्ते मे भक्ततमा मताः** " ( મારા ભક્તોના જે ભક્તો છે તે મારા સૌથી ઉત્તમ ભક્તો છે ) એ ભગવદ્‌વાક્યનું સ્મરણ કરીનેજ હું આપને આ વિનતિ કરૂં છું.



પત્ર ૮૨ મો–બાગબજાર, કલકત્તા, તા. ૨૬ મી મે, સને ૧૮૯૦.

બહુ વિપદ ઘટનાથી ઘેરાઇ તથા મનની ડામાડોળ સ્થિતિમાં હું આપને આ પત્ર લખું છુ; શ્રી વિશ્વનાથની પ્રાર્થના પૂર્વક એની યુક્તિ યુક્તતા તથા સંભવાસંભવતાનો વિચાર કરીને પ્રત્યુત્તર આપી કૃતાર્થ કરશો.

૧. પ્રથમજ મેં આપને કહી દીધું છે કે હું શ્રી રામકૃષ્ણનો ગુલામ છું. તુલસી અને તલ સમેત આ દેહ એમને ચરણે આપ્યો છે. એમની આજ્ઞાનું ઉલ્લંઘન મારાથી કદી પણ થઇ શકે તેમ નથી. એમના જેવા મહાપુરૂષને પણ જો ચાળીસ વરસના કઠોર ત્યાગ, વૈરાગ્ય, પવિત્રતા અને કઠોરતમ સાધનાઓ કર્યા પછી તથા અલૌકિક જ્ઞાન, ભક્તિ, પ્રેમ અને વિભૂતિઓથી વિભૂષિત થયા પછી અકૃતાર્થ સ્થિતિમાં શરીર છોડવું પડયું હોય તો પછી અમારા જેવા માટે તો આશાજ કયાં ? અમારે ભરોસો કોનો કરવો ? તેથીજ તો મારે એમના વાકયને આપ્ત વાકય લેખી ભરોસો કરવો પડે છે.

૨. તેઓશ્રીનું મને એ ફરમાન છે કે તેમના હસ્તક સ્થપાયલી આ ત્યાગી મંડળીનું દાસત્વ મારે કરવું; તેથી ગમે તે થાઓ પણ એમાં મારે ખંતપૂર્વક મંડયા રહેવુંજ જોઇએ. પછી એમ કરતાં ભલે સ્વર્ગ આવો, નર્ક આવો, યા મુક્તિ આવો તેની મને પરવા નથી–ગમે તે સ્થિતિનો હું સહર્ષ સ્વીકાર કરી લઇશ.

૩. તેઓશ્રીનો આદેશ એવો છે કે તેઓશ્રીના ત્યાગી સેવકોએ એકત્રિત રહેવું અને તે માટેની જવાબદારી મારે માથે મૂકાઇ છે. અલબત કદી કદી કોઇ ઇધર ઉધર જાય તે જૂદી વાત છે, પણ તે અલ્પકાલિક પ્રવાસ રૂપેજ હોવું જોઇએ. તેઓશ્રીનો પોતાનો મત એવો હતો કે એક જીવનમુક્તનેજ એવી રીતે અહિંથી તહિં વિચરતા રહેવાનું ફાવે. એવી જીવનમુક્તાવસ્થા જ્યાં લગી પ્રાપ્ત ન થાય ત્યાં લગી તો એક ઠેકાણે બેસીને સાધનમાંજ નિમગ્ન રહેવું ઉચિત છે. અહંમમભાવો નષ્ટ થઇ ગયા પછી જેને જે સ્થિતિ પ્રાપ્ત થાય તે પ્રમાણે ભલે તે વર્તે, પરંતુ ત્યાં સુધી તો પ્રવૃત્ત સાધકને માટે સતત ભ્રમણ અનિષ્ટજનક છે.

૪. તેથી ઉક્ત આદેશ અનુસાર તેઓશ્રીની સંન્યાસી મંડળી બરાહનગરમાં એક જીર્ણ મકાનમાં એકત્રિત થયેલી છે અને સુરેશ્ચંદ્ર મિત્ર તથા બલરામબસુ નામના તેઓશ્રીના બે ગૃહસ્થ શિષ્યો તે સઘળાના ભોજન પાણીની તથા મકાન ભાડાની વ્યવસ્થા કરે છે.

૫. વિવિધ કારણોને લઇને ભગવાન રામકૃષ્ણના શરીરને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. એ કામ બહુ નિંદ્ય થઇ ગયું એમાંતો સંદેહ નહિ. અત્યારે તેમનાં ભસ્માવશેષ અસ્થિ જે સાચવી રાખેલાં છે તેને ગંગાતીરે કોઇ સ્થાનમાં સમાહિત કરાવી શકાય તો ઉક્ત મહા પાપમાંથી કંઇક છૂટીએ એમ મને લાગે છે. એ ભસ્માવશેષ તથા તેઓશ્રીની ગાદી (આસન) તથા પ્રતિકૃતિ (છબી) ની અમારા મઠમાં રોજ યથાનિયમ પૂજા થાય છે અને અમારો એક બ્રાહ્મણકુલોત્પન્ન ગુરૂભાઇ એ કામમાં રાત દિવસ રોકાયલો રહે છે, એતો આપને વિદિતજ છે. એ પૂજાનો ખર્ચભાર પણ સદરહુ બે મહાત્માઓજ ઉપાડી લેછે.

૬. જેના જન્મથી આપણી બંગજાતિ અને બંગભૂમિ પવિત્ર થઇ છે; જેનું અવતરવું પાશ્ચાત્ય વાક્છટાથી મોહિત થયલા

ભારતવાસીઓના પુનરૂદ્ધાર માટેજ થયું હતું; જેણે તે હેતુ માટે આવશ્યક ત્યાગીમંડળી અધિકાંશે વિશ્વવિદ્યાલયના શિષ્ય મંડળ ( University-men ) માંથીજ સંપાદન કરી છે; તેવા એ મહા પુરૂષનું કોઇ સ્મરણ ચિન્હ આ બંગભૂમિમાં—તેઓશ્રીની પોતાની સાધનભૂમિમાંજ અદ્યાપિ પર્યંત ઉભું ન થાય, એના કરતાં આક્ષે· પાર્હ અને શરમાવનારી વાત બીજી શી હોઇ શકે ?

૭. પૂર્વોક્ત બે મહાત્માઓની પ્રબળ ઇચ્છા હતી કે ગંગાતીરે એક જમીન વેચાતી લઇને તેમાં એઓશ્રીનાં અસ્થિ પધરાવી તેના· પર સમાધિ બાંધવી તથા તેઓશ્રીનો શિષ્ય સમુદાય પણ તેજ ઠેકાણે નિવાસ કરી રહે. સુરેશબાબુએ તો એ કામ માટે રૂ. ૧૦૦૦) ની દેણગી પણ કરી હતી અને વળી વધુ આપવાનું અભિવચન આપ્યું હતું; કિન્તુ ઇશ્વરની ગૂઢ ઇચ્છાનુસાર ગઈ રાત્રેજ એમણે ઇહલોકનો ત્યાગ કર્યો છે. બલરામ બાબુના માઠા સમાસાર તો આપને અત્યાર આગમચ મળી ચૂકયા છે.

૮ અત્યારે હવે તેઓશ્રીના શિષ્યોએ તેઓશ્રીની આ ગાદી તથ અસ્થિ અવશેષ લઇને કયાં જવું, એની કંઇજ સ્થિરતા નથી. બંગ દેશના લોકો વાતો તો મોટી મોટી કરે છે પણ કાર્યમાં મીંડુ હોય છે તે તો આપને ખબરજ છે. શિષ્યો બધા સંન્યાસી છે તેઓ અત્યારે પણ ગમે ત્યાં જવાને તૈયાર છે; પરંતુ તેમનો અ દાસ અત્યારે મર્માન્તિક વેદના અનુભવે છે અને ભગવાન શ્રીરા કૃષ્ણનાં અસ્થિને ભૂમિદાહ કરવા કાજે એક સ્થાન પણ મળતુ નથ એના વિચારમાત્રથી હૃદય વિદીર્ણ થઇ જાય છે.

૯ હજાર રૂપરડીમાં કલકત્તાની નજદીકમાં જમીનની પ્રાપ્તિ અ મંદિર થવું અસંભવ છે. ઓછામાં ઓછા પાંચ સાત હજાર વગ એવી કોઇ જમીનજ મળે તેમ નથી.

૧૦ આપ અત્યારે શ્રીરામકૃષ્ણુના શિષ્યોના એકમાત્ર સાચા મિત્ર તથા આશ્રય સ્થાન છો. વાયવ્ય પ્રાંતમાં આપનાં માનમોભો તથા ઓળખાણુ પિછાન પણુ જોઇએ તેવાં છે; તેથી હું આપને પ્રાર્થના કરૂં છું કે જો આપની ઇચ્છામાં આવે તો ઉક્ત પ્રદેશમાંના આપના ઓળખીતા ધાર્મિક ધનવાનોમાંથી ઉઘરાણું કરી આ કાર્યને મદદ કરવી આપશ્રીને ઉચિત છે કે નહિ તેનો વિચાર કરી જોશો. ભગવાન રામકૃષ્ણુની સમાધિ તથા તેઓશ્રીના શિષ્યોનું આશ્રયસ્થાન ગંગાતીરપર બંગદેશમાંજ કોઇ ઠેકાણે થાય એ આપશ્રીના પુખ્ત વિચારને સર્વથા ઉચિત ભાસતું હોય તો આપશ્રીની અનુમતિ મળતાંજ હું આપ સમક્ષ આવી હાજર થઇશ અને એ કાર્યને કાજે, મારા પ્રભુને કાજે તથા પ્રભુજીનાં સંતાનોને કાજે ઘેર ઘેર ફરી ભીખ માગવામાં પણુ હું જરાકે નહિ લજવાઉં. વિશેષ વિચાર તથા શ્રી વિશ્વનાથની પ્રાર્થનાપૂર્વક આ વાતપર આપ આપનું સઘળું ધ્યાન આપશો. મારા અભિપ્રાયમાં તો જો આ અતિ અકપટ, વિદ્વાન, સત્કુલોદ્‌ભુત તરૂણુ સંન્યાસીગણુ સ્થાન તથા સહાયના અભાવે શ્રીરામકૃષ્ણુનો આદર્શભાવ સિદ્ધ ન કરી શકે તો તે આપણા દેશનાં દુર્ભાગ્યજ સમજવાં.

૧૧ જો એમ કહો કે "તમે સંન્યાસી લોક છો, તમારે વળી આ સકળ વાસના કેવી ? તો હું કહીશ કે હું શ્રી રામકૃષ્ણુનો દાસ છું–તેઓશ્રીનું નામ તેઓશ્રીની જન્મ તેમજ સાધનભૂમિમાં દૃઢ પ્રતિષ્ઠિત કરવા કાજે તથા તેઓશ્રીના શિષ્યગણુના સાધનમાં અણુમાત્ર સહાયતા કરવા કાજે જો મારે ચોરી કે ડેકોઇટી કરવી પડે તો તેમ કરવાને પણુ હું રાજી છું. આપશ્રીને હું પરમ આત્મીય તરીકે સમજું છું, આપને સઘળુંજ કહીશ. એટલા માટેજ હું ફરી કલકત્તા આવ્યો છું. આપને મેં આવતાં પહેલાં સઘળું કહેલુંજ છે, જેમ ધ્યાનમાં આવે તેમ કરશો.

૧૨ દલીલની ખાતર જો આપ એમ કહો કે કાશી આદિ સ્થાનમાં આવવું વધારે સગવડભર્યું થઈ પડશે તો તેના જવાબમાં હું આપને જણાવીજ ગયો છું કે તેઓશ્રીની જન્મભૂમિમાં, તેઓશ્રીની સાધન ભૂમિમાં જો સમાધિ નહિ થાય તો તે કેવા પરિતાપની વાત કહેવાશે ! બંગભૂમિની અવસ્થા બહુજ શોચનીય છે. ત્યાગ કોને કહે છે, એનું તો એ દેશના લોકોને સ્વપ્નું પણ નથી. કેવળ ભોગ-વિલાસ, ઇંદ્રિયપરતા અને સ્વાર્થપરાયણતાજ એ દેશનાં અસ્થિ-મજ્જા કોરી રહી છે. ભગવાન આ દેશમાં વૈરાગ્ય તથા અસંસારિત્વનું પ્રેરણ કરો ! અહિંના લોકમાં કંઇજ માલ નથી. વાયવ્યપ્રાંતવા-સીઓમાં, વિશેષે કરીને ધનિક વર્ગમાં આવા કાર્ય માટે અત્યંત ઉત્સાહ છે એવો મને ભરોસો છે. યોગ્ય લાગે તે ઉત્તર આપશો. ગ—આજ પણ આવી પહોંચ્યો નથી. કાલે આવે તો આવે. એને મળવાની મને ઘણીજ ઉત્કંઠા છે.



# પરિશિષ્ટ બીજું*

---

પત્ર ૮૩ મો.—ગાઝીપુર, ફેબ્રુઆરી, ૧૮૯૦.

તમારો પત્ર મળ્યો તે વાંચી બહુ બહુ રાજી થયો છું. તિબેટ સંબંધમાં જે વાત લખી છે તે ઘણી આશાજનક છે. હું તે સ્થાને જવાની એકવાર ચેષ્ટા કરીશ. સંસ્કૃતમાં તિબેટને ઉત્તર કુરૂવર્ષ કહે છે. એ મ્લેચ્છભૂમિ નથી. પૃથ્વીપર એ સૌથી ઉચ્ચ ભૂમિ છે તેથી ત્યાં થંડી અત્યંત હોય છે, કિન્તુ ધીરે ધીરે તે સહી શકાય છે. તિબેટી લોકના આચાર વિચાર વિષે તો તમે કંઇજ લખતા નથી. એ લોકો જો એટલા બધા આતિથ્યશીલ છે તો પછી કેમ તમને ત્યાં જવા દીધા નહિ? બધી વાત એક મોટા કાગળમાં સવિસ્તર લખજો. તમે આવી શકશો નહિ એ જાણી દુઃખિત થયો છું. તમને મળવાની મને તીવ્ર ઇચ્છા હતી. તમારા માટેનો મારો પ્યાર સવિશેષ વધતો જતો હોય એમ મને લાગે છે. ગમે તેમ હોય, એ માયા પણ દૂર કરવાનો હું પ્રયત્ન કરીશ.

તિબેટીઓના જે તંત્રાચારની વાત કહો છો તે તંત્રાચાર બૌદ્ધ ધર્મની અંતિમ દશામાં ભારતવર્ષમાંજ ઉદ્દભવ્યો હતો. મારૂં ખાત્રી-પૂર્વક માનવું છે કે આપણામાં જે જે તંત્રો પ્રચલિત છે તે બધાયના આદિસ્રષ્ટા બૌદ્ધોજ હતા. એ સઘળા તંત્રો આપણા વામાચારવાદથી પણ અતિશય ભયંકર હતાં. એમાં વ્યભિચારને અતિશય પ્રમાણમાં આશ્રય મળ્યો હતો અને એ પ્રકારની Immorality (ચારિત્રહીનતા)

---

* કેટલાંક પત્રો આ પુસ્તકમાં લેવાનું છેક પાછળથી નક્કી થવાથી તે આ પરિશિષ્ટમાં અપાયાં છે.

દ્વારા બૌદ્ધો નિર્વીર્ય બનતાંજ કુમારિલભટને હાથે પરાસ્ત પામ્યા. જેવો તાંત્રિક રીતે સંન્યાસીઓ શંકરને તથા વૈષ્ણવો મહાપ્રભુને ગુપ્તભોગી, સુરાપાયી તથા નાનાપ્રકારનાં જઘન્ય આચરણકારી કહે છે, તેવીજ રીતે આધુનિક તાંત્રિક બૌદ્ધો બુદ્ધદેવને ઘોર વામાચારી વર્ણવે છે અને પ્રજ્ઞાપારમિતામાંની તત્ત્વગાથા પ્રભૃતિ સુંદર સુંદર વાક્યોની કુત્સિત વ્યાખ્યા કરે છે. પરિણામ એ થયું છે કે અત્યારે બૌદ્ધોના બે સંપ્રદાયો છે. બર્મા અને સિલોનના લોકો ઘણે ભાગે તંત્રને માનતા નથી અને હિંદુઓનાં દેવદેવીઓને પણ સાથે સાથે તિલાંજલી આપી છે, તેમજ ઉત્તર પ્રદેશના બૌદ્ધો જે " **अमिताभ बुध्धम्** " ને માને છે તેનું પણ એકેવારે વિસર્જન કરી દીધું છે. વસ્તુતઃ વાત એમ છે કે ઉત્તરના લોકો જે " અમિતાભ બુદ્ધમ્" ઇત્યાદિને માને છે તે પ્રજ્ઞાપારમિતાદિમાં નથી, કિન્તુ દેવદેવીઓ અનેક માનેલી છે, ત્યારે દક્ષિણપથીઓએ જોરથી શાસ્ત્રને ઉલ્લંઘી જઇ દેવ-દેવીઓનું વિસર્જન કર્યું છે. Everythiug for others (સર્વ કંઇ પરને અર્થે) એ સિદ્ધાંત તિબેટમાં વિસ્તૃત થયલો દેખાય છે; Phase of Buddhism (બૌદ્ધ ધર્મનો આભાવ) યુરોપને બહુ ચકિત કરે છે. એ Phase (ભાવ) સંબંધમાં મારે ઘણું કહેવાનું છે, પણ તે આ પત્રમાં બની શકે તેમ નથી. જે ધર્મ જાતિ વિશેષમાંજ બદ્ધ થઇ રહ્યો હતો, તેનું દ્વાર ભાંગીને બુદ્ધદેવે તેનો સરળ વાતોથી પ્રચલિત ભાષામાં ખૂબ પ્રચાર કર્યો. નિર્વાણમાં તેનું મહત્વ વિશેષ શું છે? એનું મહત્ત્વ તો in his unrivalled sympathy—એની અતુલનીય સહાનુભૂતિમાં છે. એ ધર્મમાં જે સઘળા ઉચ્ચ અંગોનું -સમાધિ પ્રભૃતિનું જે મહત્ત્વ છે, પ્રાયઃ તે સમસ્ત વેદની અંદર પણ છે; વિશેષતા માત્ર એટલીજ છે કે એના જેવાં Intellect (બુદ્ધિ) અને heart (હૃદય) જગતમાં અન્ય દેખાયાં નથી.

વેદનો જે કર્મવાદ છે તેજ કર્મવાદ યાહુદી વગેરે સકળ ધર્મોનો પણ છે; અર્થાત્ યજ્ઞ ઇત્યાદિ બાહ્યોપકરણદ્વારા આન્તર શુદ્ધિ કરવી–એ સિદ્ધાંતની વિરૂદ્ધ ઉભો રહેનાર આ પૃથ્વીમાં પ્રથમ બુદ્ધદેવજ પાક્યો. કિન્તુ ભાવો તો બધા પુરાતનના જેવાજ રહ્યા. એજ એમનો અન્તઃકર્મવાદ; એજ એમના વેદના પરિવર્ત્ત સૂત્રમાં વિશ્વાસ કરવાનો હુકમ. જાતિ વ્યવસ્થા પણ હતી, તથાપિ તે ગુણગત હતી. (બુદ્ધના સમયમાં જાતિભેદ લુપ્ત થયો નહોતો.) તેમના ધર્મને ન માનનારાઓને તે પાખંડ નામથી ઉદ્દેશતો હતો. "પાખંડ" એ બૌદ્ધ લોકોનો બહુ પુરાણો શબ્દ છે, તથાપિ કદાપિ કોઇએ પાખંડીઓપર ધર્મને બ્હાને તલવાર ચલાવી નહોતી. ધર્મસહિષ્ણુતા—ઉદારભાવ (toleration) નું પ્રમાણ સવિશેષ હતું. તર્કદ્વારા વેદો ઉડયા, કિન્તુ તમારા ધર્મનું પ્રમાણ ?—વિશ્વાસ કરો ! ! !—એવુંજ સર્વ ધર્મની બાબતમાં છે. તો પણ તે કાળને માટે તેની બહુ આવશ્યકતા હતી, અને તેથીજ તેનો અવતાર થયો. બુદ્ધનો માયાવાદ કપિલના માયાવાદ જેવો છે. કિન્તુ શંકરનો માયાવાદ કેવો મહત્તર અને અધિક યુક્તિપુર્ણ છે ! બુદ્ધ અને કપિલ કેવળ એટલુંજ કહે છે કે–" જગતમાં દુઃખ સિવાય બીજું કંઇજ નથી, માટે ભાગો, નાસો, " પણ ત્યારે સુખ શું સમૂળુંજ નથી ? બ્રાહ્મણો જેમ કહે છે કે સઘળુંજ સુખ છે–તેવોજ આ પણ પ્રકાર છે. કોઇ કોઇ વળી એમ દલીલ કરે છે કે સહેતાં સહેતાં અભ્યાસ પડી જવાથી દુઃખજ સુખરૂપે ભાસે છે. શંકરનું પ્રતિપાદન એવું નથી. તે તો કહે છે કે **सन्नापि असन्नापि, भिन्नापि अभिन्नापि**—છે તેમજ નથી, ભિન્ન તેમજ અભિન્ન, એવું આ જગત્ છે, તેનું તથ્ય જાણવું જોઇએ. દુઃખ છે કે શું છે તેની ખાત્રી કરવી જોઇએ; ભયથી હું પલાયન કરીશ નહિ પણ એ વાત હું જાણીશ. જાણતાં એમજ જણાય છે કે દુઃખજ દુઃખ છે, તો પછી તેને હું પ્રાણભારથી

ગ્રહણ કરીશ. હું શું પશુ છું કે ઇન્દ્રિયજનિત સુખદુઃખ—જરામરણનો ભય રાખું ? બસ, હું જાણીશ—જાણવાને માટે જાન દઈશ. પણ આ જગતમાં તો જાણવાનું કંઈજ નહિ હોવાથી જો આ relative (માયિક જગત) ની પર કંઈ હોય—જેનો શ્રી બુદ્ધે 'પ્રજ્ઞાપારમ' કહી નિર્દેશ કર્યો છે એવું જો કંઈ હોય તો હું જરૂર તેને ચાહીશ. તેથી દુઃખ આવે કિંવા સુખ આવે તેની મને પરવા નથી. કેવો ઉચ્ચ ભાવ! કેવો મહાન ભાવ! * * *

* * * * તમે જે 'सूक्तनिपात' માંથી गन्डार सूक्त નો તરજૂમો કર્યો છે તે બહુ ઉત્તમ છે. એ ગ્રંથમાં એવી જાતનું એક બીજું घनी सूक्त છે, તેનો પણ પ્રાયઃ એવોજ ભાવ છે. ધર્મપદના મતમાં પણ એ પ્રકારની અનેક વાતો છે. કિન્તુ તે પણ અંતે કહે છે કે "ज्ञानविज्ञान तृप्तात्मा कुटस्थो विजितेन्द्रियः" (૧)—જેને શરીર ઉપર અણુમાત્ર મમત્વ નથી, તે મદમત્ત હાથીની માફક ઇતસ્તતઃ ભલે વિચરે. મારા જેવો ક્ષુદ્ર એક જગ્યાએ બેસી સાધનદ્વારા જ્યારે સિદ્ધ થશે—થઇશ—ત્યારે હું પણ એ પ્રકારે આચરણ કરીશ. એને હજી વાર છે—એ સ્થિતિ હજી આઘે છે.

चिन्ताशून्यमदैन्यभैक्ष्यमशनं पानं सरिद्वारिषु
स्वातन्त्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा स्मशाने वने।
वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वास्तुशय्यामही
सञ्चारो निगमान्तवीथीषु विदां क्रीडापरे ब्रह्मणि ॥
विमानमालम्ब्य शरीरमेतद्भुनक्त्यशेषान् विषयानुपस्थितान्।
परेच्छया बालवदात्मवेत्ता योऽव्यक्तलिंगोऽननुसक्त बाह्यः ॥
दिगम्बरो वापि च साम्बरो वा त्वगम्बरो वापि चिदम्बरस्थः।
उन्मत्त वद्वापि च बालवद्वा पिशाच्च वद्वापि चरन्त्यवन्याम् ॥

"શંકરાચાર્ય—વિવેક ચૂડામણિ"

ભાવાર્થ—ચિન્તા અને દીનતા વિનાનું ભિક્ષાન્ન બ્રહ્મજ્ઞનું ભોજન બને છે; જળાશયોનું જળ તેનું પાન બને છે; તે નિરંકુશપણે પોતાની ઇચ્છાનુસાર નિર્ભયતાથી વિચરે છે; કદી વનમાં તો કદી સ્મશાનમાં નિદ્રા કરે છે; તે વસ્ત્ર, સ્નાન, શોષનાદિ રહિત છે; દિશાઓ તેનું વાસસ્થાન અને પૃથ્વી તેની શય્યા છે; વેદના અંતને પામવાના–અનુભવવાના માર્ગે તે વિદ્વાનનો સંચાર અને તે પરબ્રહ્મમાંજ તેની ક્રીડા હોય છે. વિમાનની પેઠે તે આત્મવેત્તાનું શરીર પરેચ્છાથી પરિચાલિત થાય છે અને બાળકવત ઉપસ્થિત વિષયોને વાપરે છે.

તે નગ્ન અથવા વસ્ત્રસહિત, ચર્મ (મૃગચર્માદિ) વસ્ત્રયુક્ત અથવા કિંમતી વસ્ત્રયુક્ત, ઉન્મત્તની પેઠે અથવા બાળકની પેઠે કે પિશાચની પેઠે જ્યારે જેમ વિચરાય તેમ વિચરે છે.

ગુરૂચરણે પ્રાર્થના કરૂં છું કે તમે પણ તેવાજ થાઓ અને વિચરો.

---

## પત્ર ૮૪ મો—અમેરિકા.

* * * * * હવે અમેરિકા કંઈ પણ મોકલવાની અગત્ય નથી. કોઇ પણ ચીજ અતિશય પ્રમાણમાં સારી નહિ. આ છાપાંઓ મારાં વખાણ કરે છે તેથી લોકમાં મારી ખ્યાતિ થાય છે એમાં તો સંદેહ નહિ, કિન્તુ એની અસર અહિંના કરતાં ભારતવર્ષમાંજ વધારે નીપજે છે. કારણ અત્રે છાપાંઓમાં એક વ્યક્તિના નામના વારંવાર વખાણ થયાં કરે છે તો તેથી ઉચ્ચ શ્રેણીના લોકોના મનમાં વિરક્તિ ભાવ જન્મે છે; માટે હવે બસ, હવે આ સઘળી સભાઓના ધોરણપર ભારતમાં તમે લોકો પણ સંઘબદ્ધ થવાનો પ્રયત્ન કરો. અહિંઆ હવે કંઈ જ મોકલવાની જરૂર નથી.

હું અત્યાર પહેલાં કયારનોયે હિંદુસ્થાન આવી ગયો હોત, પણ હિંદમાં પૈસા નથી. હજારો લોક રામકૃષ્ણ પરમહંસને માને છે.

કિન્તુ દોઢીયું સરખું કોઇ ન આપે—એજ તો ભારતવર્ષની ખુબી છે ! અહિંના લોકો કને પૈસા છે, અને તે તેઓ દઇ જાણે છે. આવતા શિયાળામાં હું હિંદુસ્થાન આવીશ. ત્યાં સુધી સૌ મળીને રહેજો.

જગત્ ઉચ્ચ ઉચ્ચ સિદ્ધાંતોની એટલી બધી દરકાર કરતું નથી, તે તો વ્યક્તિને ચ્હાય છે. જે વ્યક્તિ તેને પસંદ પડી જાય છે તેની વાત તે ધૈર્યથી સાંભળે છે, પછી ભલેને તે વાત ગમે તેવી માલ વગરની હોય. પણ જેને તે પસંદ કરતું નથી તેની વાત ગમે તેવી સાર યુક્ત હોવા છતાં પણ તે કાને ધરતું નથી. આ વાત બરાબર લક્ષમાં રાખો અને તેજ પ્રમાણે લોકોની સાથે વ્યવહાર આદરો એટલે પછી સઘળુંજ સારૂં થશે. **જો તમને નેતા થવાની ઇચ્છા હોય તો પ્રથમ સૌના સેવક બનો.** એજ ખરૂં રહસ્ય છે. તમારી ભાષા ગમે તેવી કર્કશ હશે તોપણ તમારા પ્રેમનું સુફળ અવશ્ય આવશે. પ્રેમ ગમે તે ભાષાના આવરણમાં ભલેને ઢંકાયો હોય તો પણ મનુષ્ય તેને સહજ રીતે જ પિછાની શકે છે.

* * * * *

શક્તિ વિના જગતનો ઉદ્ધાર નથી થતો. આપણો દેશ સૌ કરતાં અધમ કેમ છે, શક્તિહીન કેમ છે ?—કારણ આપણે ત્યાં શક્તિની અવગણના થાય છે. + * જગત્માં ફરીને ગાર્ગી, મૈત્રેયી જન્મશે. * * શક્તિની કૃપા વગર કંઇજ નીપજે નહિ. અમેરિકા યુરોપમાં શું જુઓ છે ?—શક્તિની પૂજા, શક્તિપૂજા. તથાપિ એ લોકો એ પૂજા અજ્ઞાનતાપૂર્વક કરે છે, કામવાસનાથી કરે છે, તો પછી જેઓ વિશુદ્ધભાવથી, ભક્તિભાવથી, માતૃભાવથી પૂજા કરે તેમનું કેટલું બધું કલ્યાણ થઇ જાય તેની તમે પોતેજ કલ્પના કરી કરી લ્યો. મારી આંખો દિનપ્રતિદિન ખુલતી જાય છે. દિવસે દિવસે હું સઘળું સમજતો જાઉં છું. * * *

---

પત્ર ૮૫ મો. ન્યુયોર્ક, તા. ૯-૨-૧૮૯૫.

* * * પરમહંસદેવ મારા ગુરૂ હતા, હું તેમને જેટલા ગણું, જેટલા માનું તેટલા દુનિયા શી રીતે ગણે અને માને? એવી ચાપાચીપ કરવા જતાં બધુંજ ફસ્કી જાય. ગુરૂપુજાનો ભાવ બંગાળા જેટલો અન્યત્ર નથી–તેમજ અન્ય લોકોમાં એવો ભાવ ઉત્પન્ન કરવાનું પ્રયોજન પણ નથી. * * *

* * કોઇ કોઇ તો અમારૂં નામ લઇ વાતો કરવાને ખુબ તૈયાર હોય છે અને હું પણ એમાંનોજ એક છું એમ જણાવે છે. કિન્તુ એમને જ્યારે કંઇ કામ કરવાનું કહું છું ત્યારે પાછીપાની કરેછે. "मतलबकी गरजी जग सारो"—અર્થાત્ કે જગત્ ગરજમતલબી છે. * * * *

* * હવે પછી કાગળપત્ર લખો તે ઉપલે ઠેકાણે લખજો. હવેથી એજ ઠેકાણે અમારો અડ્ડો રહેશે. જો બની શકે તો યોગવાસિષ્ટ રામાયણના અંગ્રેજી અનુવાદની એક નકલ મોકલી આપજો. અગાઉ જે પુસ્તકો વિષે મેં લખ્યું છે અર્થાત્ કે સંસ્કૃત નારદ અને શાણ્ડિલ્ય સુત્ર તે ભુલતા ના.

"आशा हि परमं दुःखं नैराश्यं परमसुखम्"

---

પત્ર ૮૬ મો. અમેરિકા, ૧૧ એપ્રિલ, ૧૮૯૫.

* * * તમે લખ્યું છે કે તમને હવે આરામ થયો, કિન્તુ હવે પછી તમારે બહુ સાવધાન રહેવાનું છે. અસ્વાસ્થ્યકર આહાર, કિંવા ગંદકીમય સ્થાનમાં વાસ કીધાથી ફરી રોગના ભોગ થવાનો સંભવ છે તથા મેલેરિયાના હાથમાંથી બચવું દુષ્કર છે. પ્રથમ તો એક નાનો સરખો બાગ અને મકાન ભાડે લેવાની જરૂર છે. ૩૦–૪૦ રૂપિયામાં એવું સ્થાન મળી

શકશે. બીજું એ કે રાંધવામાં અને પીવામાં વપરાતું જળ, ફિલ્ટર કરીને કરીને ( ગાળીને ) વાપરવું. * * પાણીને ઉકાળવાથી ને શુદ્ધ થાય છે. સ્વાસ્થ્યપર બધાએ પ્રથમ નજર રાખવી જોઇએ. એક રસોયો એક ચાકર, સ્વચ્છ શયનગૃહ, અને નિયમિત ભોજન–એ સ્વાસ્થ્ય માટે અતિ આવશ્યક છે. એ પ્રમાણે થાય તેવી વ્યવસ્થા કરો, એથી ઉલટું ન થવું જોઇએ. * * નિ—એ ઘર, આંગણું, બિછાનું વગેરે બરાબર સાફ રાખવાનો તથા પાણી ફિલ્ટર કરવાનો ભાર ઉપાડી લેવો. * * સમસ્ત કાર્યની સફળતા તમારા પરસ્પરના સંપ અને પ્રીતિભાવપર છે. દ્વેષ, ઇર્ષા, અભિમાન જ્યાં લગી હશે ત્યાં લગી કોઇ રીતે કલ્યાણની આશા નથી. * * બીજા આગળ પરસ્પર વિરૂદ્ધ કાન કરડવા એ મહાપાપ છે એમ માનજો. એને ત્યજી દો. * * મહોત્સવ ખુબ ધામધુમથી ઉજવાઇ ગયો એ બહુ સારી વાત થઇ ગઇ. આવતી વખતે એક લાખ લોક આવે એવો પ્રયાસ થવો જોઇએ. * * * અનન્ત ધૈર્ય, અનન્ત ઉદ્યોગ જેની સહાયમાં હોય તેજ કૃતકાર્ય થાય છે. * *

સર્વપ્રતિ સહાનુભૂતિ દાખવો, રામકૃષ્ણ પરમહંસને માને કિંવા ન માને. વૃથા તર્ક કરવા કોઇ આવે તો પોતે ભદ્રતા સહિત પરાવર્ત થઇ જવું. * * સકળ મતના લોકો પ્રતિ સહાનુભૂતિ પ્રકાશ કરો. એ સઘળા મહાન ગુણો જ્યારે તમારી અંદર આવશે ત્યારે તમે મહા તેજથી કામ કરી શકશો. માત્ર " જયગુરૂ, જયગુરૂ " કર્યા કરવાથી કંઇજ કામ નહિ આવે. આ વખતનો ઉત્સવ તો ઉત્તમ રીતે પાર પડયો જણાય છે અને એને માટે તમે ખાસ પ્રશંસાને પાત્ર છો. કિન્તુ You must rush forward, do you See ( હજી પણ તમારે આગળ ધપ્યા જવું જોઇએ, સમજ્યાને ?)

"હું શું સમજી શકું" "મારાથી શું બને" એમ બોલ્યાને માન્યા કરવાથી તો ત્રણ ભવે પણ કંઇ જાણી શકાશે નહિ. ઠાકુરદાદાની વાતો--ને ગળગળા બનાવે છે એ વાત ખરી, પણ એવું કંઇ ઉચ્ચ પ્રતિનું કરવું જોઇએ કે that will appeal to the intellect of the learned (જે સુશિક્ષિત વર્ગની બુદ્ધિપર પ્રભાવ પાડે.) ખાલી ડુગડુગી બજાવીને શોર કરવાનું પ્રયોજન શું છે? Not only this મહોત્સવ will be his memorial, but the Central union of an intense propaganda of his doctrines. (આ મહોત્સવ એઓશ્રીના સ્મારકરૂપ નિવડશે, એટલુંજ નહિ પણ તેમના સિદ્ધાંતોના પ્રચારનું એક મુખ્ય કેન્દ્ર બનશે.) * * બધું ધીરે ધીરે થશે. તથાપિ સમયે સમયે I fret and stamp like a leashed hound (શિકારી કુતરાને શિકાર સામે ધસવાની છૂટ ન મળે અને જેમ દોડધામ કરે તેવું મારૂં તો છે, Onward and forward (આગળ ધપો, આગળ ધપો) એતો મારો પુરાણો પોકાર છે. બસ, હાલ તો હવે આટલુંજ. મારી પ્રકૃતિ સારી છે. * *

---

પત્ર ૮૭ મો—આલ્મોરા, ૩૦ મી મે, સને ૧૮૯૭.

સાંભળ્યું છે કે આપના ઉપર એક અનિવાર્ય સાંસારિક દુઃખ આવી પડયું છે. આપ પોતે જ્ઞાનવાન છો, તેથી દુઃખ આપને શી રીતે સ્પર્શી શકે? માટે માત્ર વ્યવહારિક કર્તવ્ય અનુસાર જ એ વિષે કંઇક ઉલ્લેખ કરૂં છું. આવા વિવિધ પ્રસંગો અનેકવાર ઉચ્ચ અધ્યાત્મ જ્ઞાનના પ્રદાતા બને છે અને ત્યારે થોડાક સમયને માટે તો જાણે વાદળ સરકી જઇને સત્યરૂપી સૂર્યનો પ્રકાશ બહાર પડયો હોય તેવું જ થાય છે. કેટલાકનાં તો વળી અડધાં પકધાં

બંધનો પણ એથી કરીને ખુલ્લી જાય છે. બધાં બંધનો કરતાં મનનું બંધન બહુ જબરૂં છે–લોકાપવાદનો ભય યમરાજના ભય કરતાં પણ માનવહૃદયપર ઘણોજ વધારે છે; પરંતુ થોડીવારને માટે તો તે ભય પણ શિથિલ થઇ જાય છે. મનને થોડી ઘડી તો એના પ્રતાપે જાણે એમ જ જણાય છે કે લોકોની વાતો અને લોકોના વિચારો કરતાં અન્તર્યામી પ્રભુનીજ વાત સાંભળવી બ્હેતર છે. પણ વળી પાછાં વાદળ ફરી વળીને હતું તેમજ થઇ રહે છે. માયા આનુંજ નામ છે.

જોકે લાંબા વખતથી આપ મહાશયની સાથે મારો પ્રત્યક્ષ પત્ર વ્યવહાર નથી, તોપણ બીજાઓની કનેથી મહાશયની સઘળી ખબરો મને વખતો વખત મળતીજ રહી છે. વચમાં મહાશયે કૃપા કરીને ગીતાજીનો એક અંગ્રેજી અનુવાદ મને ઈંગ્લંડ મોકલી આપ્યો હતો તેના પૂંઠા ઉપર મહાશયના હસ્તની માત્ર એક લીટી હતી. તેના પ્રત્યુત્તરમાં મેં પણ થોડુંકજ લખ્યું હતું, તે ઉપરથી મહાશયના મનમાં આપ પ્રત્યેના મારા અનુરાગ સંબંધમાં કંઇક સંદેહ આવ્યો હતો એમ મારા સાંભળ્યામાં આવ્યું છે.

પરંતુ મહાશય, એ સંદેહ બીનપાયેદાર છે એમ માનજો. થોડુંકજ લખવાનું કારણ એ કે ચાર પાંચ વરસના અરસામાં ગીતાજીના અંગ્રેજી અનુવાદના પૂંઠાપર આપ મહાશયના હસ્તની માત્ર એકજ લીટી મારા જોવામાં આવી તેથી મને એમ લાગ્યું કે અધિક લખવાનો જ્યારે આપને અવકાશ નથી તો પછી અધિક વાંચવાનો અવકાશ તો આપને ક્યાંથીજ મળ્યો હશે ? બીજું એમ સાંભળ્યું છે કે ગોરી ચામડીવાળા હિંદુ–ધર્મ–પ્રચારકોને આપ પ્રેમભાવે જુઓ છો અને કાળી ચામડીવાળા દેશી પ્રચારકોની આપને સુગ છે; તેથી તે પણ વધુ લંબાણથી ન લખવાનું કારણ હતું. ત્રીજું એ કે હું મ્લેચ્છ છું, શુદ્ર છું; અહીં તેમ ત્યાં ગમે તેનું ખાઇ લઊં છું અને તે

પણ જાહેરમાં. એ વાત બાજુ રખાય તો પણ હું એક નિર્ગુણ બ્રહ્મને માનનારો હોઈ જગતમાં જે કેટલીક વિશિષ્ઠ વ્યકિતઓમાં તેનો વિશેષ પ્રકાશ જોઉં છું તે વ્યકિતઓનું નામ જો ઈશ્વર કહેવાતું હોય તો તે વાત પણ મારી સમજમાં બરાબર ઉતરે છે. બાકી તે સિવાય કાલ્પનિક જગતકર્તા ઇત્યાદિ હાસ્યકર પ્રબંધોમાં મારી બુદ્ધિ ખુંપતી નથી.

એવા પ્રકારનો ઇશ્વર, જીવનમાં મેં જોયો છે અને તેનાજ આ-દેશાનુસાર હું ચાલું છું. સ્મૃતિ પુરાણાદિ ગ્રંથો સામાન્ય બુદ્ધિવાળા-ઓના રચેલા હોઇ અનેક સ્થળે ભ્રમ, પ્રમાદ, ભેદ અને દ્વેષ બુદ્ધિથી પરિપૂર્ણ છે. તેની અંદર જે કંઈ થોડુંઘણું ઉદાર અને પ્રીતિપૂર્ણ હોય તેજ માત્ર ગ્રાહ્ય છે, બાકીનું બધું ત્યાજય છે. ઉપનિષદ્ અને ગીતા એ યથાર્થ શાસ્ત્રો છે અને રામકૃષ્ણ, બુદ્ધ, ચૈતન્ય, નાનક, કબીર વગેરે યથાર્થ અવતાર છે; કારણ એમનાં હૃદયો આકાશના જેવાં વિશાળ–અનંત હતાં. * * * * * *

બીજો એક મોટો વિરોધ એ છે કે દિવસાનુદિવસ મારી એવી દૃઢ ધારણા થતી જાય છે કે જાતિભેદની બુદ્ધિ મોટા ભેદને ઉત્પન્ન કરનારી તથા માયાનું મૂળ છે. જન્મગત કિંવા ગુણગત સર્વ પ્રકા-રની જાતિ એક રીતે બંધનકર્તાજ છે. કોઇ કોઇ બંધુ સલાહ આપે છે કે "મનની અંદર ભલે અભેદભાવ રાખો પણ બહારના વ્યવ-હારમાં તો એવો ભેદ વગેરે રાખવું આવશ્યકજ છે." * * *

વાહ કેવી સલાહ ! અંતરમાં અભેદ બુદ્ધિ અને બહાર પિશાચ નૃત્ય ! એક તરફ ગરીબ અને અજ્ઞ વર્ગોપર અત્યાચાર, ઉત્પીડન, ગરી-બોનો ઘાણ કહાડવો અને બીજી તરફ જો ચાંડાલ પણ પૈસો કે સત્તાવાળો હોય તો તે ધર્મનો સ્તંભ—રક્ષક ! !

તેમાં વળી મેં એમ પણ સાંભળ્યું છે, વાંચ્યું છે અને વ્યવ-

હારમાં જોયું છે કે ધર્મકર્મ એ શુદ્રોને માટે નથી. તે જો ખાવા-પીવા સંબંધમાં કિંવા પરદેશગમનાદિ સબંધમાં વિચાર કરે તો તેનું કંઈ ફળ નહિ હોઇ માત્ર વૃથા પરિશ્રમજ છે ! હું શુદ્ર છું—મ્લેચ્છ છું—મને એ બધી નાહકની માથાકૂટ શી ? મારે મ્લેચ્છોનું અન્ન હોય તોયે શું અને ચાંડાળનું હોય તોયે શું ? વિશેષ એ કે જાતિ ઇત્યાદિનું ગાંડપણ બ્રાહ્મણોના લખેલા ગ્રંથોમાંજ મળી આવે છે; ઇશ્વર પ્રણીત ગ્રંથમાં તેનું નામ નથી. બ્રાહ્મણોના પૂર્વજોની કીર્તિ બ્રાહ્મણો ભલે ભોગવે, હું તો મારે ઇશ્વરની વાણીનુંજ અનુસરણ કરીશ; એનાથીજ મારૂં કલ્યાણ થશે.

બીજી એક વાત મારી બુદ્ધિમાં ખુંપી ગઇ છે. તે એ કે "પરોપકાર" એજ ખરો ધર્મ છે, બાકી યાગ—યજ્ઞ સઘળું તૂતછે, પરોપકાર વૃત્તિ આવ્યા અગાઉ પોતાની મુક્તિની ઇચ્છા ધરવી એજ અઘટિત છે. **પરને અર્થે જેણે સર્વસ્વ અર્પી દીધું છે તેજ મુક્ત થાય છે.** બાકી જેઓ " મારી મુક્તિ " " મારી મુક્તિ " એમ કરતાં દિનરાત માથાફોડ કર્યા કરે છે તેઓની સ્થિતિ તો " **इतो नष्ट स्ततो भ्रष्टः** " જેવી થાય છે અને તે અનેકવાર મારા અનુભવમાં આવ્યું છે.

આ પાંચ મતભેદની બાબતોને લીધે પણ આપ તરફ પત્ર લખવાની હિંમત નહોતી થતી. એ સઘળી વિરોધી વાતો છતાં પણ જો આપની પ્રીતિ મારા ઉપર કાયમ રહેશે તો તેથી મને ઘણોજ આનંદ થશે. એજ.

---

પત્ર ૮૮ મો—આલ્મોરા, ૨૦ મી જૂન, ૧૮૯૭.

તમારૂં શરીર પહેલાં કરતાં સારૂં છે જાણી સુખી થયો છું.— ભાઇની વાત, તેણે બરોબર રીતે કહી નથી, માટે તે સાંભળીને કોઇ રીતે ચિંતાતુર થતા નહિ. * * * * * *

શુ—એ લખ્યું છે કે અભ્યાસમાં Ruddocks Practice of medicine ચાલે છે. એ બધું કેવું nonsese (અસાર વસ્તુ) કલાસમાં શીખવાય છે? એક સટ Physics ( પદાર્થવિદ્યા ) તથા Chemistry ( રસાયન ) નાં સાધારણ યન્ત્રો, એક telescope (દૂરબીન) તથા એક microscope; (સૂક્ષ્મદર્શક) ૧૯૦ થી ૨૦૦ રૂપિયાની અંદર એ સઘળું આવી શકે. શ—બાબુ અઠવાડિયામાં એક દહાડો આવી Chemistry practical ( ફલિત રસાયન ) ઉપર લેકચર આપી શકે તથા હ—Physics વગેરે ઉપર. સિવાય, બંગાળી ભાષામાં જે સઘળાં ઉત્તમ Scientific ( વિજ્ઞાન વિષયક ) પુસ્તકો છે તે બધાંય ખરીદીને ભણાવવાં. એજ.

---

પત્ર ૮૯ મો—મરી, તા. ૧૦ મી ઑકટોબર, સને ૧૮૯૭.

તમારૂં શરીર જોઇએ તેવું સારૂં નથી એમ તમારા પત્રમાં વાંચી દુઃખિત થયો છું. unpopular ( અપ્રિય ) લોકને popular ( લોકપ્રિય ) કરી શકો તોજ બહાદુર કહેવાઓ. ત્યાં હવે કંઇ કાર્ય થવાની આશા નથી. તેના કરતાં તો ઢાકા કિંવા એવેજ બીજે કોઇ ઠેકાણે જવું વધારે સારૂં છે. ગમે તેમ કરીને પણ નવેમ્બરમાં એ કામ બંધ કરી દેવાય એમાંજ મઝા છે. શરીર જો સારૂં નજ રહેતું હોય તો તો પછી ચાલ્યાજ આવજો. Central Provinces ( મધ્ય પ્રદેશ ) માં કાર્યનું વિશાળ ક્ષેત્ર પડેલું છે; સિવાય, દુર્ભિક્ષ વગર પણ આપણા દેશમાં દરિદ્રનો ક્યાં અભાવ છે? * * ગમે તે થાય પણ દુઃખિત થશો નહિ.

જે કંઇ કરવામાં આવે છે તે સાવ વ્યર્થ તો જતુંજ નથી—કદાપિ પણ નહિ; કોને ખબર કે હવે પછીજ લાભ થવાનો હોય?

હું હવે શીઘ્ર દેશમાં કાર્યનો આરંભ કરીશ. હવે વધુવાર પહાડ સેવવાની આવશ્યકતા નથી. શરીર સાચવજો.

---

પત્ર ૯૦ મો—મરી, તા. ૧૦ મી ઑકટોબર, ૧૮૯૭.

કાસ્મીરથી હું પરમ દહાડે સાંજે મરી આવ્યો છું. સર્વ કોઇ ખુશી આનંદમાં છે.

* * કૅપ્ટન સ—કહે છે કે તેઓ જગાને માટે અધીરા થઇ ગયા છે. મસૂરીની પાસે કિંવા અન્ય કોઇ કેન્દ્રસ્થાનીય જગામાં એક સ્થાન જેમ બને તેમ જલદી મેળવવાની એમની ઇચ્છા છે.* * વળી તે સ્થાન બહુ ઠંડુંયે ના હોવું જોઇએ, તેમ બહુ ગરમ પણ ના જોઇએ. દેહેરાદૂન ગરમીના કાળમાં અસહ્ય બને છે, શીતકાળમાં મજેનું હોય છે. તળ મસૂરી, શીતકાળમાં બધાંને માટે માફક આવે એમ લાગતું નથી. તેની આગળ કિંવા પાછળ અર્થાત બ્રિટિશ મુલકમાં કે ગઢવાલ રાજ્યમાં જગ્યા મળી શકે તેમ છે, પણ તે જગા એવી જોઇએ કે ત્યાં ન્હાવા પીવા માટે બારે માસ પાણી મળી શકે. * * *—બાબુને મારા આશીર્વાદ સહિત સ્નેહવંદન કહેજો.—મહાશય આટલા દહાડા પછી કેડ કસવા લાગ્યા હોય એમ લાગે છે. ઠીક, એમને મારા ખાસ પ્રણયાલિંગન. ગઇ કાલેજ મેં એમને પત્ર લખ્યો છે. બસ, હાલ એજ—गुरूजीकी फतेह—to work! to work! ( કામે લાગી જાઓ, કામે લાગી જાઓ. ) એજ.

ભાગ ૭ મો સમાપ્ત.

## ...કયરત્ન.

"... રહસ્ય ખાલી સિદ્ધાંતોમાં નહિ પણ આચરણમાં
... ભલા થવું અને ભલાઈ કરવી એજ ધર્મ સર્વસ્વ છે. 'પ્રભુ, પ્રભુ' એમ આરડ્યા કરનારો માણસ ખરો ધાર્મિક નથી, પણ જે એ પરમ પિતાની ઇચ્છાનુરૂપ વર્તે છે તેજ ખરો ધર્મિષ્ઠ છે."

* * * * *

"સુખોપભોગ એ જીવનનું ખરૂં રહસ્ય નથી, કિંતુ અનુભવદ્વારા મેળવેલું શિક્ષણ એજ ખરૂં જીવન-રહસ્ય છે."

* * * * *

"માનવ જાતિને મદદ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે પોતાનાં સર્વ સુખ-દુઃખ, નામ-કીર્તિ અને સર્વ તરેહના સ્વાર્થનો ગુંડો-પુંડો કરી પ્રથમ સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને ત્યાર પછીજ પ્રભુ પાસે આવવું. એજ પ્રમાણે સઘળા

* * * * *

સમર્થ આચાર્યોએ કર્યું છે અને કર્યું છે."

"જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે તે હૃદય અને મગજનાંજ પરિણામ છે અને નહિ કે પૈસાનાં; અર્થાત્ કે નાણું કામ કરતું નથી, પણ મગજશક્તિ અને હૃદયબળજ કરે છે."

આ ગ્રંથમાંથીજ.